# યોહાનની લખેલી સુવાર્તાનો

## ખુલાસો

# COMMENTARY
## ON THE GOSPEL OF
# St. JOHN.

# યોહાનની લખેલી સુવાર્તાનો ખુલાસો.

(ગોદે, વેસ્ટકોટ વગેરે ટીકાઓને આધારે કરેલો)

અનુવાદક:

મિ. મણીલાલ સી. પારેખ, બી. એ.

આવૃત્તિ પહેલી.] [પ્રત ૫૦૦.

Printed and Published by J. Rogers,
at the Mission Press, Surat.

1928.

કિમ્મત ૧-૮-૦.

# અનુક્રમણિકા.

# પ્રસ્તાવના.

## સુવાર્તાનો લેખક.

નવા કરારનાં કેટલાંએક પુસ્તકના લેખકના સંબંધમાં વિદ્વાનો વચ્ચે મોટો મતભેદ હોય તો તેમાંનું એક આ પુસ્તક છે. આ મતભેદ અમુક અંશે તો પહેલાંથીજ જોવામાં આવ્યો હતો, પણ તે તુરત દૂર થયો હતો; તોપણ તે ફરીથી અરાઢમી સદીમાં ખડો થએલો જણાય છે, અને તે પણ ઘણા મોટા પ્રમાણમાં, અને તે આજ સુધી દૂર થયો નથી. આ સુવાર્તાનો લેખક યોહાન છે અથવા બીજો કોઇ છે એવા બે પક્ષનું સમર્થન બહુ સબળ રીતે કરવામાં આવેલું છે, અને એ બેમાં કયો પક્ષ પૂર્ણ સત્ય છે તે જાણવું ખરેખર મુશ્કેલ છે. એના સંબંધમાં અનેક પુસ્તકો લખાયાં છે અને જે કોઇને આ વિષયનો વિશેષ અભ્યાસ કરવો હોય તેણે એ સાહિત્ય વાંચવુંજ જોઇએ.

આ સુવાર્તાનો લેખક યોહાન છે એ પક્ષનું સમર્થન કરનારાઓ નીચે આપેલાં કેટલાંક પ્રમાણ આપે છે.

૧. **આ સુવાર્તિક કોઇ યહુદી છે.** આ સુવાર્તામાં એવાં નાનાં મોટાં અનેક લક્ષણો જોવામાં આવે છે જે ઉપરથી વાંચકવર્ગને એવી ખાત્રી થાય છે કે લેખક યહુદી છે. તેને યહુદીઓનાં રીતરિવાજો, ધાર્મિક ક્રિયાઓ, સામાજિક રૂઢીઓ, રાજકીય અભિલાષાઓ વગેરેનું બહુ બારીક જ્ઞાન છે. આ વાતના દાખલાઓ અહીં આપવામાં આવેલ છે:—

ક. મસીહના સંબંધમાં યહુદીઓ જે જુદી જુદી જાતની આશાઓ અને અભિલાષાઓ રાખતા હતા તે બધીનું આ સુવાર્તિકને બહુ સારૂં જ્ઞાન છે (જુઓ ૧ ; ૨૧ : ૪ ; ૨૫ : ૬ ; ૧૪ : ૭ ; ૪૦ : ૧૨ ; ૩૪ વગેરે). આ સિવાય યહુદીઓની બીજી માન્યતાઓ વિષેનું જ્ઞાન પણ તેને ઘણું છે. દાખલા તરીકે સ્ત્રીઓ વિષે સાધારણ માન્યતા (૪ ; ૨૭), જુદા જુદા ધાર્મિક મતને અપાતું અગત્યનું સ્થાન (૭ ; ૧૫), વિખેરાએલા યહુદીઓ વિષે યરૂશાલેમના યહુદીઓનો હલકો મત (૭ ; ૩૫), જન્મથી પ્રાપ્ત થતા પાપના દંડ વિષે માન્યતા (૯ ; ૨), યહુદીઓ અને સમરૂનીઓ વચ્ચેનો વિરોધ (૪ ; ૯), ફરોશીઓનો દેશના લોકો માટેનો તિરસ્કાર (૭ ; ૪૯), વગેરે આ જ્ઞાન બતાવે છે.

આ સિવાય યહુદીઓના વિધિનિષેધ વિષેનું જ્ઞાન પણ તેને ઘણુંજ છે. દાખલા તરીકે વિશ્રામવારના નિયમનું સુનત માટે ખંડિત થવું (૭ ; ૨૨ ), અથવા રૂમી લોકોના ઘરમાં પ્રવેશ કરવાથી અશુદ્ધ થવું (૧૮ ; ૨૮) વગેરે એજ બતાવે છે. વિશેષમાં શીલોઆહના પાણી લઇ જઇ વેદી પર રેડવાનું કાર્ય અથવા સ્ત્રીઓના ચોગાનમાં રોશની કરવી વગેરે પણ તેના જ્ઞાનનાં પ્રમાણ છે.

ખ. ઉપર જે જ્ઞાનની વાત કરવામાં આવી છે તે ઉપરાંત આ પુસ્તકની શૈલી પણ એ લેખક યહુદી હોય એમ સૂચવે છે. ભાષા, વાક્ય-રચના, વિચારની ગોઠવણ વગેરે હેબ્રી ભાષા પ્રમાણેની છે. પ્રકાશ, અંધકાર, આત્મા, જીવન, આ જગત, દેવનુ રાજ્ય વગેરે શબ્દો તેમજ ઘેટાંપાળક, જીવતું પાણી વગેરે રૂપકો હેબ્રી લોકના વિચારનાં છે, અથવા બીજા શબ્દોમાં કહીએ તો આ બધાનું મૂળ જુના કરારમાં છે. શબ્દો વગેરે ગ્રીક ભાષાના છે, પણ તેમનો ભાવાર્થ હેબ્રી લોકના વિચાર પ્રમાણેના છે.

ગ. આ લેખકનું ધાર્મિક જીવન તેને પહેલાં જુના કરારમાંથીજ પ્રાપ્ત થયું હોય એમ લાગે છે. તેના વિચાર વગેરેનું પૂર્ણ પરિવર્તન થયું છે અને તેમણે ખ્રીસ્તી સ્વરૂપ ધર્યું છે એ ખરૂં છે, પણ તેમનો મૂળ પાયો અથવા ઝરો યહુદી છે. યહુદાહ એ ખ્રીસ્તનું 'ગૃહ' છે અને યહુદી જાતના લોકો એ "તેનાજ લોકો" છે ( ૧ ; ૧૧ ). ઇસુ ખ્રીસ્ત જ્યારે યરૂશાલેમમાં પ્રવેશ કરે છે ત્યારે તે તેમાંના મંદિરને "તેના બાપનું ઘર" કરે છે ( ૨ ; ૧૬ ). આ સુવાર્તામાં પહેલેથીજ યહુદી ધર્મને ખ્રીસ્તી ધર્મના મૂળ આરંભ તરીકે ગણવામાં આવેલ છે. આ સુવાર્તિક કોઇ કોઇ વાર "તેમનું નિયમશાસ્ત્ર" વગેરે શબ્દો વાપરે છે, પણ તે એ નિયમશાસ્ત્રની અધોગતિ કરવાના સંબંધમાં છે. તે પોતે નિયમશાસ્ત્રને માને છે અને તેને આધારે ઇસુના મસીહપણાનું પ્રતિપાદન કરે છે ( જુઓ ૧૦ ; ૩૫ : ૬ ; ૪૫ : ૫ ; ૪૬ : ૮ ; ૫૬ : ૧૩ ; ૧૮ : ૧૫ ; ૨૫ ). વળી જુના કરારમાંની ઉપમાઓ ખ્રીસ્તમાં પૂર્ણ થાય છે એવું તે અનેક વાર દર્શાવે છે (જુઓ ૩ ; ૧૪ : ૬ ; ૩૨ : ૭; ૩૭ ).

**૨. આ સુવાર્તાનો લેખક પાલેસ્તાઇનનો યહુદી હોવાનો સંભવ છે.** આ સુવાર્તામાં યહુદીઓની વિધવિધ માન્યતાઓ, તેમના જુદા જુદા પક્ષો અને મતમતાંતરો વગેરેનું જે બારીક વર્ણન કરવામાં આવ્યું છે તે એનો લેખક માત્ર યહુદી હતો એટલુંજ નહિ પણ તે પાલેસ્તાઇનનો હતો એવું બતાવે છે. આ વાતનાં કેટલાંક વિશેષ પ્રમાણ નીચે આપેલાં છે :—

ક. આ લેખકને પાલેસ્તાઇન દેશનું ભૂગોળજ્ઞાન ઘણું સારૂં છે. તે નાની મોટી અનેક જગાઓ વિષે એવી સહજ રીતે લખે છે કે જે માણસને એ બધા ભાગોનો બહુ સારો પરિચય હોય તેજ લખી શકે. ગાલીલમાંનું કાના, યરદનની પેલી પાર આપેલું બેથાનીઆ, રાન આગળ આવેલું એફ્રાઇમ વગેરે સ્થાનોની હકીકત આ સુવાર્તામાંજ જોવામાં આવે છે અને તે એના લેખનું પ્રત્યક્ષ જ્ઞાન સૂચવે છે. આ ઉપરાંત આ લેખકને યરૂશાલેમ શહેર વિષે ઘણું સારૂં જ્ઞાન છે, અને તે કોઇ ઇસુના સમકાલીન માણસનેજ હોવાનો સંભવ છે, કારણ કે ઇ. સ. ૭૦ માં યરૂશાલેમનો વિનાશ પૂર્ણ રીતે થતો હતો અને ત્યાર પછી ત્યાં શું શું હતું અને કયાં કયાં હતું એ જાણવું બહુજ મુશ્કેલ હતું. "ઘેટાંની ભાગોળ આગળનું બેથેસ્દા" "શીલોઆહનો કુંડ" "કિદ્રોન નાળું" વગેરે તેના આ જ્ઞાનનાં પ્રમાણ છે. મંદિર વિષેનું તેનું જ્ઞાન પણ તેવુંજ છે.

ખ. આ સુવાર્તાનો લેખક પાલેસ્તાઇનનો યહુદી હતો એનું બીજું પ્રમાણ તેનાં જુના કરારમાંથી ટાંકેલાં વચનો ઉપરથી મળે છે. મૂળ હેબ્રી ભાષામાં જે જુના કરારનું પુસ્તક હતું તેનોજ આધાર તે લે છે, અને ક્વચિતજ તેના ગ્રીક ભાષાંતરમાંથી પોતે લીધેલાં વચન ટાંકે છે.

૩. **આ સુવાર્તાનો લેખક પોતે જે લખે છે તે તેણે નજરે જોએલું હોય એમ આપણને લાગે છે.** આ સુવાર્તામાં જુદા જુદા માણસો, સ્થાનો વગેરેનું જે બારીક વર્ણન આપવામાં આવ્યું છે તે એમ બતાવે છે કે લેખકે પોતે એ બધું જોએલું છે. આ વાત નીચે આપેલાં કેટલાંક ઉદાહરણ ઉપરથી વિશેષ સ્પષ્ટ થશે.

ક. **જુદા જુદા માણસો.** ઇસુ તેમજ તેના જુદા જુદા શિષ્યો વગેરેનાં ખાસ લક્ષણો આ સુવાર્તામાં જેવાં દેખાય છે તેવાં બીજી સુવાર્તાઓમાં દેખાતાં નથી.

ખ. **કાળ.** આ સુવાર્તામાં મોટા મોટા તહેવારો ઉપર, શું શું થયું એ કહેવામાં આવ્યું છે, એટલુંજ નહિ પણ કેટલીક, બીજી વાતો ક્યારે ક્યારે બની એ પણ જણાવવામાં આવેલ છે. દાખલા તરીકે ઇસુના કાર્યની શરૂઆતનું પહેલું અઠવાડીઉં અને તેના જીવનનું છેલ્લું અઠવાડીઉં, ઉત્થાન પછીનું અઠવાડીઉં, લાજરસને ઉઠાડવા પહેલાંના દિવસો, ખ્રીસ્તે સમરૂની દેશમાં ગાળેલા દિવસો વગેરે વિષે આપણને આ સુવાર્તામાંજ માહિતી મળે છે. આ પુસ્તકમાં વળી દિવસ વિષે કહેવામાં આવે છે, એટલુંજ નહિ પણ કોઇ કોઇ વાર તો કલાક સુદ્ધાં જણાવવામાં આવે છે.

ગ. **સંખ્યા.** જુદી જુદી વાતોના સંબંધમાં શિષ્યોની કે બીજાં સાધનો અને વસ્તુઓની સંખ્યા આપવામાં આવી છે (જુઓ ૧; ૩૫: ૨; ૬: ૬; ૯: ૪; ૧૯: ૬; ૧૯: ૧૯; ૨૩: ૨૧; ૮, ૧૧).

ઘ. **સ્થાન.** આ વિષે આગળ કહેવામાં આવ્યું છે, તોપણ અહીં એટલું કહેવાની જરૂર છે કે કેટલીક જગાઓનું વર્ણન એવી રીતે આપવામાં આવેલ છે કે લેખક ત્યાં હાજરજ હોય એમ આપણને લાગે છે. દાખલા તરીકે યોહાન જે સ્થળે બાપ્તિસ્મા આપતો હતો તે, ઇસુ મરિયમને જ્યાં મળ્યો હતો તે સ્થળ, લાજરસને ઉઠાડયા પછી ઇસુ પોતાના શિષ્યો સાથે જે ઠેકાણે ગયો હતો તે વગેરે એવું સૂચવે છે કે લેખક જાતે હાજર હતો.

ચ. **કેટલીક વિશેષ હકીકત.** ઉપર જે બધું કહેવામાં આવ્યું છે તે ઉપરાંત ઘણી નાનીમોટી વાતો એવી છે કે જે આ સુવાર્તિક નજરે જોએલી વાત વર્ણવતો હોય એમ બતાવે છે. દાખલા તરીકે જે રોટલી પાંચ હજાર માણસોને ખવડાવવામાં આવી હતી તે જવની હતી; જ્યારે મરિયમ ઇસુ પાસે આવી ત્યારે તે તેને પગે પડી; ઇસુના પગ ઉપર અત્તર રેડવામાં આવ્યું ત્યારે આખું ઘર સુગંધથી ભરાઇ ગયું; ઇસુના માર્ગમાં જે ડાળીઓ નાખવામાં આવી હતી તે ખજુરીની હતી; યહુદા રાત્રીએ બહાર ગયો હતો; ઇસુનો જામો સીવણ વગરનો હતો; પીતર ઇસુને ચાહે છે કે નહિ એવું જ્યારે ઇસુએ તેને ત્રીજી વાર પુછ્યું ત્યારે તેને દુઃખ થયું; આ તેમજ બીજી ઘણી વાતો એવું સૂચવે છે કે લેખક જાતે હાજર હતો.

૪. ઉપર જે બધું કહેવાયું છે તે સત્ય હોય તો એથી એ પણ સિદ્ધ થાય છે કે આ સુવાર્તાનો લેખક પ્રેરિતોમાંનો એક હતો. આ પુસ્તકમાં ઘણી વાતોનું વર્ણન પહેલેથીજ કરવામાં આવ્યું છે અને તે ઇસુની સાથે પ્રથમથી રહેનાર માણસજ કરી શકે. વળી દુઃખસહન, ઉત્થાન વગેરેના સંબંધમાં જે વિશેષ વિગત આપવામાં આવી છે તે પ્રેરિત વિના બીજું કોઇ આપી શકે નહિ. ઇસુના શિષ્યોના મનમાં શું ચાલી રહ્યું હતું તે તે ઘણી સારી રીતે જાણે છે, એટલુંજ નહિ પણ તે ઇસુના પોતાના મનની વાત પણ જાણતો દેખાય છે (જુઓ ૨; ૨૪: ૪; ૧: ૫; ૬: ૬; ૧૫: ૭; ૧: ૧૬; ૧૯: ૬; ૬, ૬૧, ૬૪: ૧૩; ૧, ૩, ૧૧: ૧૮; ૪: ૧૯; ૨૮).

૫. **આ સુવાર્તાનો લેખક યોહાન પોતે હતો.** ઉપર જે બધું કહેવામાં આવ્યું છે તે સાચું હોય તો આ લેખક યોહાન સિવાય બીજું કોઇ હોય એ સંભવિત નથી. ૨૧; ૨૪ માં આ લેખક ઇસુનો વ્હાલો શિષ્ય હતો એમ જણાવવામાં આવેલ છે. આ સુવાર્તામાં બીજે ચાર પાંચ ઠેકાણે એજ વ્હાલા શિષ્ય વિષે

કહેવામાં આવે છે, અને એ બધું જોતાં આપણને એમ ચોક્કસ ખાત્રી થાય છે કે એ વ્હાલો શિષ્ય યોહાન સિવાય બીજો કોઇ ન હોય. આનું એક વિશેષ પ્રમાણ એ વાત ઉપરથી મળે છે કે ઇસુનો વ્હાલો શિષ્ય યોહાન જે બીજી સુવાર્તાઓમાં, પ્રેરિતોનાં કૃત્યોના પુસ્તકમાં અને પાઉલના પત્રોમાં ઇસુના શિષ્યોમાં મુખ્ય સ્થાન ભોગવે છે તેનું અહીં નામ સરખું પણ આપવામાં આવેલું નથી.

એ ખરૂં છે કે આ સુવાર્તિક જો યોહાનજ હોય તો તે પોતા વિષે એવી રીતે બોલે છે કે ઇસુના શિષ્યોમાં તેનું સ્થાન બહુ ઉંચું હતું એ વાતની આપણને કશી શંકા રહેતી નથી. પણ આમ કરવામાં તેનો હેતુ પોતાની મોટાઇ દેખાડવાનો નથી, પણ તેની ઇચ્છા એવી કંઇ છે કે તે જે કંઇ કહે છે તે પૂર્ણ સત્ય છે એવો સહુને વિશ્વાસ ઉત્પન્ન થાય એટલે તેને ઇસુના ખરા સાક્ષી તરીકે લોકો માન્ય રાખે માટે તેણે પોતાના સંબંધમાં જેટલું કહેવું જરૂરનું છે તેટલું કહ્યું છે.

ઉપર જે કંઇ કહેવાયું છે તે જોતાં આ સુવાર્તા યોહાને લખી હતી એ ઘણે અંશે સંભવિત છે. આ સિવાય આપણને **સુવાર્તામાંજ** આ વાતનું પ્રમાણ થોડે અંશે મળે છે. તેમાં ત્રણ પદ એવાં છે જે સૂચવે છે કે યોહાનજ લેખક હતો એ ત્રણ પદ આ છે: ૧; ૧૪: ૧૯; ૩૫: ૨૧; ૨૪.

ક. ૧; ૧૪. અને શબ્દ સદેહ થઇને આપણામાં વસ્યો (ને બાપના એકાકીજનિત દીકરાના મહિમા સરખો તેનો મહિમા અમે દીઠો). તે કૃપા તથા સત્યતાથી ભરપુર હતો. આ વચનની સાથે યોહાનના પહેલા પત્રનું પહેલું પદ સરખાવવું જોઇએ છે. ૧ યોહાન ૧; ૧. જીવનના શબ્દ સંબંધીનું, જે આરંભથી હતું, જે અમે સાંભળ્યું છે, જે અમે પોતાની આંખે દીઠું છે, જેના પર અમે જોયું, ને જેને અમે પોતાને હાથે અડકયા.

આ પત્રનો લેખક યોહાન હતો એ વાતના સંબંધમાં કંઇ શંકા નથી. હવે એ જોતાં ઉપલું એટલે સુવાર્તામાંનું પદ યોહાને લખ્યું હોય એમ લાગે છે.

ખ. ૧૯; ૩૫. અને જેણે જોયું છે તેણેજ આ સાક્ષી આપી છે, જેથી તમે પણ વિશ્વાસ કરો. તેની સાક્ષી ખરી છે, અને તે સત્ય કહે છે એ તે જાણે છે.

આ સુવાર્તિકની લખવાની રીત પ્રમાણે આ વચન તેનુંજ હોવાનો ઘણો સંભવ છે.

ગ. ૨૧; ૨૪. જે શિષ્યે આ વાતો સંબંધી શાહેદી આપી છે ને આ વાતો લખી છે, તે એજ છે: ને તેની શાહેદી ખરી છે, એ અમે જાણીએ છીએ.

આ વચન ગમે તેણે લખ્યું હોય પણ તે એટલું તો બતાવે છે કે આ સુવાર્તાનો લેખક યોહાન છે.

**બાહ્ય પ્રમાણ:**—આ સુવાર્તા બીજી સુવાર્તાઓ પછી લખાઇ હતી એવું તો સર્વ કોઇ માને છે, અને તે વહેલામાં વહેલી પહેલી સદીના આખરના ભાગમાં લખાઇ હોય એમ મનાય છે. આ કારણથી પહેલી અને બીજી સદીનાં પહેલાં ૫૦ વર્ષના લેખકોનાં પુસ્તકોમાં આ સુવાર્તામાંથી લીધેલા હોય એવા ઉતારા ભાગ્યેજ જોવામાં આવે છે. એ કાળ એવો હતો કે કોઇ પણ પુસ્તક બહાર પડે ત્યારે તેનો પ્રચાર થતાં ઘણો વખત લાગે. આ સુવાર્તાનો પ્રચાર બીજી સદીનાં છેલ્લાં પચીસ વર્ષમાં સારી રીતે થએલો જોવામાં આવે છે, અને તે વખતે એ પુસ્તક યોહાનનુંજ છે એમ લગભગ સર્વત્ર માનવામાં આવ્યું હતું. એમાંથી નામ લઇને આપવામાં આવેલો ઉતારો પહેલીજ વખત સુમારે ઇ. સ. ૧૮૧માં જોવામાં આવે છે.

## યોહાનના જીવનચરિત્ર વિષે કંઇક.

## તેના જીવનનો પૂર્વ ભાગ.

યોહાનનો જન્મ કઈ સાલમાં થયો હતો તેના સંબંધમાં કંઇ પણ ચોક્કસ કહી શકાતું નથી. તે ઘણું કરીને ઇસુ તેમજ બીજા પ્રેરિતો કરતાં નાનો હતો. તેનો બાપ ઝબદી હતો, તેની મા સાલોમે હતી અને ભાઇ યાકૂબ હતો. બે ભાઇઓમાં યોહાન નાનો હતો એમ લાગે છે. તે ઇસુની માસીનો દીકરો હતો, તેના બાપનો ધંધો મચ્છીમારનો હતો અને પૈસેટકે તે સારી સ્થિતિમાં હતો, કારણ કે ઘેર નોકરચાકર હતા ( માર્ક ૧ ; ૨૦ ).

યોહાનનું વતન ઘણું કરીને બેથસાઇદામાં હતું, અને તે યહુદા સિવાય બીજા પ્રેરિતોની માફક ગાલીલનો હતો. સ્વભાવે તે ગાલીલના લોકોની માફક ઉગ્ર હતો અને તેથીજ તેને અને તેના ભાઇને “ ગર્જનાના પુત્ર ” (માર્ક ૩ ; ૧૭) કહેવામાં આવ્યા હતા. ઇસુના સંબંધમાં આવ્યા પછી તેની આ ઉગ્રતા ઉત્સાહપૂર્ણ ભક્તિના રૂપમાં ફેરવાઇ ગઇ હતી, અને તેથીજ તે ઇસુનો વ્હાલામાં વ્હાલો શિષ્ય થઇ શક્યો હતો.

તે ગાલીલનો વતની હતો એ કારણથી તે નાનપણથીજ ગ્રીક ભાષાનું જ્ઞાન પામ્યો હોય એ સંભવિત છે. ગાલીલમાં ગ્રીક લોકોની વસ્તી હતી અને તેમની ભાષાનો પ્રચાર પણ હતો. યોહાન યહુદીઓની પાઠશાળામાં ભણ્યો હોય એવું લાગતું નથી, અને કદાચ તે કારણથીજ યહુદીઓના ધાર્મિક નેતાઓએ તેને “ અજ્ઞાની અને અભણ” ( પ્રેરિતોનાં કૃત્યો ૪ ; ૧૩ ) કહ્યો હોય એમ લાગે છે. તોપણ તેને યહુદી ધર્મનું જ્ઞાન ઘણું સારૂં હતું એમાં કશી શંકા નથી. કદાચિત્ એ જ્ઞાનને લીધેજ યહુદી ધર્મની અધોગતિ કરનાર ફરોશીઓ વગેરે પ્રત્યે તેને તિરસ્કાર છુટયો હતો.

તેને ધર્મ પ્રત્યે ઘણોજ ભાવ હતો એ વાતનું પ્રમાણ આપણને તેના બાપ્તિસ્મા કરનાર યોહાનના શિષ્ય થવાથી મળે છે. વળી તે યોહાનના શિષ્યમાં પણ મુખ્ય સ્થાન ભોગવતો દેખાય છે. વિશેષમાં બાપ્તિસ્મા કરનાર યોહાન ઇસુને વિષે સાક્ષી આપે છે કે તે તરતજ ઇસુને જઇ મળે છે અને તેનો શિષ્ય બને છે.

ઇસુના શિષ્યોમાં પણ તેનું સ્થાન મુખ્ય છે. ઇસુનો શિષ્ય થયા પછી તે થોડો કાળ પોતાને ઘેર જઇ કામધંધે વળગે છે પણ તરત પાછો આવે છે અને તેને પ્રેરિત બનાવવામાં આવે છે (માત્થી ૪ ; ૮. લુક ૫ ; ૧-૧૧). ઇસુના ખાસ ત્રણ શિષ્યમાંનો તે એક છે, અને યાએરસની દીકરીને સજીવન કરવાને વખતે, ઇસુના રૂપાંતરને વખતે અને ગેથસેમાને વાડીમાં પીતર અને યાકૂબ સાથે તે હાજર રહેલો જોવામાં આવે છે. શિષ્યોમાં પ્રધાનપદ પીતર ભોગવે છે એ ખરૂં છે, પણ યોહાન ઇસુને વહાલામાં વહાલો છે અને તેના મનની વાત બીજા બધા શિષ્યો કરતાં વિશેષ અંશે જાણે છે.

વખતે વખતે તેની ઉગ્રતા વિજળીની માફક પ્રકાશી નીકળે છે. (૧) તેનો પહેલો પ્રકાશ માર્ક ૯ ; ૩૮માં જોવામાં આવે છે. "યોહાને તેને કહ્યું કે, ગુરૂજી અમે કોઇએકને તારે નામે ભૂતો કાઢતો દીઠો : ને અમે તેને મના કીધી, કારણ કે તે અમારી સાથે ચાલતો નથી." તેની સાથે આ વેળા ઘણું કરી તેનો ભાઇજ હતો. તેમનું મના કરવાનું આ કાર્ય તેમની અસહિષ્ણુતા બતાવે છે. (૨) જ્યારે સમરૂનીઓએ ઇસુને આવકાર આપવાની ના પાડી ત્યારે આ બન્ને ભાઇઓ કહે છે કે, "પ્રભુ, શું તારી એવી ઇચ્છા છે કે અમે આજ્ઞા કરીએ કે આકાશથી આગ પડીને તેઓનો નાશ કરે?" (લુક ૯ ; ૫૪) (૩) સાલોમેએ ઇસુ પાસે પોતાના બે દીકરાઓને તેને બે પડખે બેસવા દેવાની માગણી કરી હતી એ તેમનીજ ઇચ્છાથી હોય એમ તેમના તેને આપેલા જવાબ ઉપરથી ખાત્રીપૂર્વક લાગે છે (જુઓ માત્થી ૨૦ ; ૨૦. માર્ક ૧૦ ; ૩૫).

ઇસુના જીવનના છેલ્લા ભાગમાં અને ખાસ કરીને છેલ્લા ભોજનમાં, તેના દુ:ખભોગ વખતે અને ઉત્થાનના સંબંધમાં યોહાન મુખ્ય ભાગ લે છે. તે અને પીતર લગભગ બધી વખતે અને બધી વાતમાં સાથેજ હોય એમ દેખાય છે.

"પ્રેરિતોનાં કૃત્યો"ના પુસ્તકમાં યોહાન વિષે બહુ થોડું જોવામાં આવે છે, મોટે ભાગે તે પીતરના નેતૃત્વ નીચે કામ કરે છે (પ્રે. કૃ. ૩ : ૪ : ૮ ; ૧૪-૨૫). સમરૂન દેશમાંથી પાછા ફર્યા પછી તે યરૂશાલેમમાં જોવામાં આવતો નથી ( ૮ ; ૨૫ ). પાઉલે કરેલી યરૂશાલેમની પહેલી યાત્રામાં તે ત્યાં જોવામાં આવતો નથી (ગલા. ૧ ; ૧૮, ૧૯), જોકે બીજીમાં જોવામાં આવે છે (ગલા. ૨ ; ૯). બાર પંદર વર્ષ પછી એટલે સુમારે ઇ. સ. ૫૦માં તે પાછો ત્યાં જોવામાં આવે છે ( પ્રે. કૃ. ૧૫ ; ૬ ). નવા કરારમાં તેને વિષે ફરીથી એકજ સ્થાને કહેવામાં આવે છે અને તે તેના પોતાના લખાણમાં ( પ્રક. ૧ ; ૯ ).

## યોહાનના જીવનનો ઉત્તર ભાગ.

યોહાનના જીવનના પાછલા ભાગ વિષે આપણને મોટે ભાગે દંતકથા ઉપરજ આધાર રાખવો પડે છે. ઈસુના મૃત્યુ અને ઉત્થાન પછી અમુક કાળ સુધી તે યરૂશાલેમમાં રહ્યા હતો એમ માનવાને અમુક કારણો છે, પણ તે ત્યાંથી પાધરોજ ક્યાં ગયો તે જાણી શકાતું નથી. જ્યારે પાઊલે એફેસસ છોડયું (પ્રે. કૃ. ૨૦), ત્યારે યોહાન ત્યાં નહોતો એ નિ:શંક છે. તેણે પોતાના પત્રો ક્યાંથી લખ્યા એ પણ કહી શકાતું નથી, પણ એટલું માનવાને ચોક્કસ કારણ છે કે તેણે અમુક વખત એફેસસમાં ગાળ્યો હતો, અને ત્યાંથીજ એશીઆ માઇનરમાં આવેલી જુદી જુદી મંડળીઓને તે ધર્મબોધ કરતો રહ્યા. આ છેલ્લી વાતની માહિતી આપણને પ્રકટીકરણમાંથીજ મળે છે.

યોહાનના જીવનના આ પાછલા ભાગના સંબંધમાં બે ત્રણ વાત કહેવામાં આવે છે તે અહીં જણાવવાની જરૂર છે. એમાંની એક ઇરાનીઅસ નામનો ધર્મપિતૃ અથવા આચાર્ય જે યોહાનના શિષ્યનો શિષ્ય હતો તે કહે છે, અને તે આ છે:—(૧) એક વખત યોહાન એફેસસમાં સ્નાન કરવા જતો હતો ત્યારે તેણે સ્નાન-ગૃહમાં કેરીન્થસ નામના ખ્રીસ્તી પાખંડીને જોઇ સ્નાન કર્યા વગર બહાર નીકળીને કહ્યું કે "ચાલો, આપણે અહીંથી નાસી જઇએ, કારણ કે અહીં સત્યનો શત્રુ કેરીન્થસ છે અને તેને લીધે વખતે આ સ્નાનગૃહ આપણા માથા પર તુટી પડે." હજી તેની ઉગ્રતા છેક દૂર થઇ ન હતી. (૨) પાત્મસમાંથી પાછા ફર્યા પછી તેણે એક ચક્કર લઇ જુદાં જુદાં શહેરમાં અધ્યક્ષ અથવા વડીલો નીમ્યા હતા. આમાંના એક સ્થાનમાં તેણે એક સુંદર છોકરાને જોયો અને તે મંડળીના અધ્યક્ષને તેની સંભાળ લેવાનું કહ્યું, જેના પરિણામે તે છોકરાને વખત જતાં બાપ્તિસ્મા આપવામાં આવ્યું હતું. આગળ જતાં આ છોકરો ખરાબ થતો ગયો અને અમુક વખત પછી લુટારાઓનો સરદાર બન્યો. આ અરસામાં યોહાન પાછો તે સ્થળે ગયો અને પેલા અધ્યક્ષને કહ્યું કે "મને મારી થાપણ આપ." અધ્યક્ષ તેનું કહેવું સમજ્યો નહિ, અને યોહાન પૈસા માગે છે એમ જાણી ગભરાયો. ત્યારે યોહાને કહ્યું કે "હું તો પેલો યુવક, જે મારો બંધુ છે તેનો આત્મા માગું છું." આના ઉત્તરમાં અધ્યક્ષે તેને બધી હકીકત કહી. આ સાંભળી યોહાને તરતજ એક ઘોડો મંગાવ્યો અને પેલા લુટારાઓ જ્યાં રહેતા હતા ત્યાં ગયો. જ્યારે તેમના સરદારે તેને જોયો ત્યારે તેણે શરમાઇને નાસવાનું કર્યું, પણ યોહાન તેની પાછળ ગયો અને આખરે કાલાવાલા કરી પ્રેમથી તેને પાછો બોલાવ્યો એટલુંજ નહિ પણ તેને સુધાર્યો. આ વાત આલેકઝાંડ્રિઆનો કલેમેંટ કહે છે. (૩) તેની છેક વૃદ્ધાવસ્થામાં તે ચાલી શકતો ન હતો અને તેથી તેને દેવળમાં ઉપાડી લઇ જવામાં આવતો હતો. એ વખતે દેવળમાં તે બીજો ઉપદેશ આપવા અશક્ત હતો, પણ માત્ર એટલુંજ કહેતો કે "નાનાં બચ્ચાંઓ, તમે પરસ્પર પ્રેમ કરો." એક

વખત મંડળી તેના આના આ વચનથી કાયર થઇ બોલી કે, "તમે આનીઆ વાત કેમ કહો છે?" ત્યારે તેણે કહ્યું કે "એ પ્રભુની આજ્ઞા છે અને જો એટલુંજ કરવામાં આવે તો ઘણું છે." આ વાત જેરોમ નામનો ધર્મપિતૃ કહે છે.

આ સિવાય પણ તેને વિષે નાનીમોટી કેટલીક વાત કહેવામાં આવે છે, પણ તે ભરોસાપાત્ર નથી. જે કંઇ ઉપર જણાવવામાં આવ્યું છે તે તેના જીવનની બન્ને બાજુઓ જણાવે છે. આમાં તેની ઉગ્રતા તેમ તેની કોમળતા છે. તેના આ પરસ્પર વિરોધી ગુણનું મૂળ તેની પ્રકૃતિ અને વૃત્તિની તીવ્રતામાં જોવાનું છે. તે જે કંઇ કરે છે તેમાં તેની તીવ્રતા દેખાય છે. સત્ય ઉપર તેની પ્રીતિ એટલી બધી હતી કે સ્વાભાવિક રીતે અસત્ય તેમ અર્ધસત્ય ઉપર તેને તિરસ્કાર છુટે છે. તેના સત્ય ઉપરના આ અપાર અને અત્યંત પ્રેમને લીધેજ તે યહુદીઓની અવળી બુદ્ધિને સખત રીતે ધિક્કારી કાઢે છે. વળી તેના સત્ય ઉપરના ગાઢ પ્રેમને લઇને તેની સદસદ વિવેકબુદ્ધિ એવી તો સતેજ અને તીક્ષ્ણ થઇ છે કે તેને માટે સારો અને નરસો એવા બેજ માર્ગ છે અને એ બે વચ્ચે કોઇ મધ્યમાં ત્રીજો માર્ગજ નથી.

આ કાંઇ માત્ર વિચાર કે ચિંતનનુંજ પરિણામ નથી, પણ અનુભવનું પરિણામ છે. જે સત્ય કે શાશ્વત જીવનની તે વાત કરે છે તે તેનાથી દૂર નથી, પણ તેની પાસેજ છે અથવા તેના અંતરમાં છે અને તેનું તેને અંતર્જ્ઞાન થએલું છે. આમાંજ તેની વિશેષતા છે, અને આ સુવાર્તા તેમ તેના પત્રોમાં જે કાંઇ વિશેષ છે ને આજ છે. હિન્દુઓ માટે તેની સુવાર્તા અતિ ચિંતનીય તેમજ સુગમ્ય પુસ્તક કહેવામાં આવે છે તેનું પણ આજ કારણ છે કે આ પુસ્તક અંતર્જ્ઞાન અને આત્મિક અનુભવથી ભરપુર છે. સુવાર્તાઓમાં આ સુવાર્તા આધ્યાત્મિક છે અને તેને "આત્મિક સુવાર્તા," "શાશ્વતકાળની સુવાર્તા," "પ્રેમની સુવાર્તા" વગેરે જે નામ આપવામાં આવ્યાં છે તે યોગ્યજ છે.

યોહાને આવી સુવાર્તા પોતાના જીવનના આખરના ભાગમાં લખી હતી. કાળ જતાં ઇસુનાં વચનો તેના પોતાના જીવનમાં અનુભવથી સિદ્ધ થયાં હતાં, તેમ ઇસુનાં કાર્યો વગેરેમાં જે કાંઇ અગત્યનું હતું તે બહાર તરી આવ્યું હતું અને કઇ વસ્તુનું તેના જીવનના ઉદ્દેશમાં કયું સ્થાન હતું ને સારી રીતે દેખાઇ આવ્યું હતું. વર્ષો થયાં અથવા દસકાઓ થયાં યોહાનના ચિંતન, ધ્યાન વગેરેનો વિષય ઇસુનું જીવનજ હતું અને એ કારણથી સ્વાભાવિક રીતે એ જીવનનું સ્વરૂપ જેવું દેખાવું જોઇએ તેવું તેને દેખાયું હતું. બીજા શબ્દોમાં કહીએ તો ઇસુનું જીવન, મૃત્યુ, ઉત્થાન વગેરે તેના પોતાના જીવનમાં ઓતપ્રોત થયું હતું અને તેની સાથે તે અતિ ગૂઢ યોગમાં જોડાયો હતો. આ બધાનું મૂળ ઇસુ પરની તેની અસાધારણ ભક્તિમાં રહેલું હતું. એ ભક્તિને લઇનેજ તે ઇસુની હૈયાતીમાં પણ તેની સાથે અતિ નિકટ સંબંધમાં આવી શક્યો હતો અને તેના અંતરની વાત અને તેના જીવનનું રહસ્ય સહુ કરતાં વિશેષ સમજી શક્યો હતો. એ પરમ રહસ્ય જગતને સમજાવવા માટે

તેણે આ સુવાર્તા રચી છે અને તેમાં તે પરમ સિદ્ધિ પામ્યો છે એમાં કશી શંકા નથી. પૃથ્વી ઉપરનાં ધર્મનાં સર્વ પુસ્તકોમાં આ પુસ્તક સર્વોત્તમ છે એવું કોઇ કહે તેમાં જરા પણ અતિશયોક્તિ નથી.

## આ પુસ્તક કેમ, ક્યારે અને ક્યાં લખાયું?

આ સુવાર્તા એફેસસમાં લખાઇ એવું પહેલેથી ખાત્રીપૂર્વક માનવામાં આવ્યું છે, અને તે લખવાનું કારણ એફેસસની મંડળીના તેમ એશિયા માઇનરની બીજી મંડળીઓના વડીલોએ વિનંતી કરી હતી તે; યોહાને ઇસુના સંબંધમાં ઘણું ઘણું મોઢેથી કહ્યું હતું અને તે પુસ્તકાકારમાં હમેશને માટે સ્થાયી રહે, એવા હેતુથીજ જુદી જુદી મંડળીઓના વડીલોએ તેને તેમ કરવા વિનવ્યું હતું. આ વાતની માહિતી આપણને મુરેટોરી ટુકડો (ઇ. સ. ૧૭૦), આલેકઝાંડ્રિયાનો કલેમેંટ (ઇ. સ. ૧૯૦) અને જેરોમ પાસેથી મળે છે. આ વિનતિ સિવાય બીજું એક કારણ ઉભું થયું હતું. યરૂશાલેમનો નાશ થયો હતો જેથી ખ્રીસ્તી ધર્મ હમેશને માટે યહુદી ધર્મથી છુટો પડયો હતો. તેની આ સ્થિતિમાં તેનું ખરૂં સ્વરૂપ સમજાવવાની બહુ જરૂર હતી. વળી જુદી જુદી જાતનાં તત્ત્વજ્ઞાન ખ્રીસ્તી લોકોમાં ઉભાં થતાં હતાં અને એથી ખ્રીસ્તી સત્ય જોખમમાં આવી પડે એવો ઘણો સંભવ હતો. આ કારણથી પણ એ સત્યનું નિરૂપણ યોગ્ય રીતે કરવાની જરૂર હતી. આ વાતની સાબિતી આપણને પુસ્તકમાંથી તેમજ બહારથી મળી આવે છે.

આ પુસ્તક ક્યારે લખાયું તે ચોક્કસ કહી શકાતું નથી, તોપણ એટલું તો ખાત્રીપૂર્વક માની શકાય છે કે યોહાને તે પોતાના જીવનના આખરના ભાગમાં લખેલું છે. પુસ્તક લખતાં તે એવું બતાવે છે કે જાણે તે ઘણાં વર્ષની વાત કહેતો હોય (૭; ૩૯: ૨૧; ૧૯). વળી આ પુસ્તક વાંચતાં આપણને માલુમ પડે છે કે દેવના રાજ્ય વગેરે વિષયના વિચારો બીજી સુવાર્તાઓમાં જોવામાં આવે છે, તેના કરતાં અહીં ઘણા આગળ વધેલા છે, અને આમ થવા માટે કેટલોક કાળ વીતેલો હોવોજ જોઇએ. આ સુવાર્તામાં જે કાંઇ કહેવામાં આવ્યું છે તે બીજી સુવાર્તાઓની હૈયાતી તેમ તેનો પ્રચાર માની લઇને કહેવામાં આવેલ છે. ઉપરાંત અહીં ખ્રીસ્તી જીવન અને વિચાર વગેરેનું નવુંજ સ્વરૂપ જોવામાં આવે છે અને આપણે એક નવીજ દુનિયામાં પ્રવેશ કર્યો હોય એમ લાગે છે. આ બધું એ બતાવે છે કે આ સુવાર્તા જો યોહાનેજ લખી હતી તો તે તેણે આ બહુ મોડી લખી હતી, વળી તેનું આયુષ્ય ઘણું લાંબું હતું તેથી તેણે એ સુમારે ઇ. સ. ૮૦ કે ૯૦માં અથવા પહેલી સદીનાં છેલ્લાં વર્ષોમાં લખી હોય એ અસંભવિત નથી. કદાચિત પહેલા વીસ અધ્યાય વહેલા (સુમારે ૮૦માં) લખ્યા હોય અને છેલ્લો અધ્યાય પાંચ દશ વર્ષ પછી ઉમેરવામાં આવ્યો હોય અને બધું એક સાથે પ્રસિદ્ધ કરવામાં આવ્યું હોય એ બનવા જોગ છે.

**પુસ્તકનો હેતુ.**

આ સુવાર્તા લખવામાં સુવાર્તિકનો ઉદ્દેશ શો હતો તે તેણે પોતે જણાવ્યું છે, "ઇસુ તેજ ખ્રીસ્ત દેવનો દીકરો છે એવો તમે વિશ્વાસ કરો, અને વિશ્વાસ કરીને તેના નામથી જીવન પામો, માટે આટલી વાતો લખેલી છે" (૨૦; ૨૧). યોહાનનો હેતુ ઇસુનું જીવનચરિત્ર લખવાનો નથી, પણ તેના જીવનમાં જે કંઈ પૂર્ણ અગત્યનું છે તેજ માત્ર બતાવવાનો છે. આ કારણથી જે યોજના પ્રમાણે આ પુસ્તક રચવામાં આવ્યું છે તે આ હેતુ ઉપરજ આધાર રાખે છે.

ઇસુ એ ખ્રીસ્ત અને દેવનો દીકરો છે એ સિદ્ધ કરવાનો આ સુવાર્તાનો ઉદ્દેશ છે. આમાંનું પહેલું સત્ય એટલે ઇસુ એ ખ્રીસ્ત છે એ યહુદીઓને માટે છે, અને બીજું સર્વ મનુષ્યો માટે છે. બીજી રીતે જોતાં પહેલું સત્ય ખ્રીસ્તી ધર્મનો યહુદી ધર્મ સાથેનો ગૂઢ સંબંધ બતાવે છે, અને બીજું તેને યહુદી ધર્મની મર્યાદામાંથી મુક્ત કરી આખી માનવજાતિનો ધર્મ બનાવે છે.

આ સુવાર્તિક પોતાની સુવાર્તામાં યહુદીઓને એ સિદ્ધ કરી આપવા ઇચ્છે છે કે ઇસુ એ મસીહ છે અને તે યહુદીઓનો ધર્મ પૂર્ણ કરવા આવેલો છે; યહુદીઓમાં જે આત્મિક આશા, અભિલાષા તેમના પ્રબોધકોદ્વારા પ્રગટ થઇ હતી તે બધી ઇસુ પૂર્ણ કરે છે, જેથી તેમણે તેનો સ્વીકાર કરવોજ જોઇએ. સુવાર્તિક આખી માનવજાતિને એ કહે છે કે જે ઇશ્વર આ વિશ્વનો કર્તા છે તેનોજ પુત્ર ઇસુ છે અને તે આખી મનુષ્યજાતિને તારણ આપવાને માટે આ જગતમાં આવ્યો છે.

કેટલાક પહેલેથી એમ માનતા આવ્યા છે કે આ સુવાર્તાનો ઉદ્દેશ પાખંડમતની વિરૂદ્ધ સત્યનું સમર્થન કરવાનો હતો. ખ્રીસ્તી લોકોમાં ઘણા પાખંડમત પહેલેથીજ ઉત્પન્ન થયા હતા અને તેનું ખંડન કરવાની જરૂર હતી, જેથી આ પુસ્તક લખાયું હતું. સુવાર્તા જોતાં આ મુખ્ય કારણ હોય એમ લાગતું નથી, જો કે એ એક કારણ હોય એ સંભવિત છે. સત્યનું સમર્થન કરતાં અસત્યનું ખંડન આપોઆપ થશે એ નિયમને અનુસરીને આ સુવાર્તિકે કાર્ય કર્યું હોય એમ લાગે છે.

વળી બીજા કેટલાક એમ માને છે કે બીજી સુવાર્તાઓની અપૂર્ણતાઓ જોઇ યોહાને તે દૂર કરવા માટે આ સુવાર્તા રચી છે. આ મુખ્ય કારણ નહિ, પણ ઘણાં કારણોમાંનું એક હોઇ શકે છે. યોહાનને જુદી જુદી સુવાર્તાઓ જોઇને એમ લાગેલું હોવુંજ જોઇએ કે તેમાં ઘણું કહેવાનું રહી જાય છે અને એ બધું તે પોતેજ કહી શકે છે. આ વિચારથી તેણે એક પૂર્ણ સુવાર્તા લખવાની ઇચ્છા કરી હોય તેમાં નવાઇ પામવા જેવું કશું નથી.

આવું ઉત્તમ પુસ્તક લખવામાં ઘણાં કારણો ભળેલાં હોય છે અને તે પ્રમાણે યોહાનને થએલું હોવુંજ જોઇએ. પણ એ બધાં કારણોમાંનું પાયારૂપ એક કારણ

છે અને તે એ છે કે યોહાનને પોતાને ઇસુ ખ્રીસ્તના સહવાસથી એવો અદ્ભુત આત્મિક અનુભવ થયો હતો કે તેનામાં તેને શાશ્વત જીવન જોવાયું અને જણાયું હતું, અને એ તેણે જગતને આ પુસ્તકદ્વારા દર્શાવવાનું યોગ્ય ધાર્યું હતું.

## પુસ્તકની રચના.

આ પુસ્તકમાં જે કંઇ લખવામાં આવ્યું છે તે એક અતિ ગૂઢ યોજનાને અનુસરીને લખાએલું છે. ઇસુના આગમનને પરિણામે વિશ્વાસ અને અવિશ્વાસ એ બેઉની વૃદ્ધિ સાથે ને સાથે કેવી રીતે થતી જાય છે તે અહીં બતાવવામાં આવ્યું છે. ઇસુના આવ્યાથી એક બાજુ જેમ વિશ્વાસની વૃદ્ધિ થાય છે, તેમ બીજી બાજુ અવિશ્વાસની વૃદ્ધિ થાય છે, અને વિશ્વાસ અને અવિશ્વાસની ઉત્તરોત્તર વૃદ્ધિ કેમ થઇ, એ બન્ને પરાકાષ્ટાએ કેવી રીતે પહોંચ્યાં અને અંતે સત્યનો અને વિશ્વાસનો વિજય કેમ થયો એ બતાવવા માટેજ આ સુવાર્તાનો પ્રત્યેક ભાગ અને વિભાગ અને પદ પણ લખવામાં આવેલાં છે.

આ યોજનાની રૂપરેખા કંઇક આ પ્રકારની છે :—

૧) **પ્રસ્તાવના ( ૧ ; ૧-૧૮ ).**

- (ક) શબ્દના મળ સ્વરૂપ વિષે ( ૧–૫ ).
- (ખ) શબ્દનો મનુષ્યજાતિ સાથેનો સંબંધ અને માણસે કરેલો તેનો અસ્વીકાર ( ૬–૧૩ ).
- (ગ) શબ્દે કરેલું પિતાનું પ્રકટીકરણ ( ૧૪–૧૮ ).

૨) **પહેલો મુખ્ય ભાગ. ખ્રીસ્તનાં કરેલાં સેવાકૃત્યો અથવા જગતને આપેલું તેનું પોતાનું પ્રકટીકરણ (૧ ; ૧૯—૧૨ ; ૫૦).**

(अ) શાક્ષ્ય ( ૧ ; ૧૯—૨ ; ૧૧ ).

- (ક) બાપ્તિસ્મા દેનાર યોહાનનું શાક્ષ્ય (૧૯-૩૭).
- (ખ) શિષ્યોનું શાક્ષ્ય ( ૩૮-૫૧ ).
- (ગ) પહેલા ચિહ્નનું શાક્ષ્ય ( ૨ ; ૧-૧૧ ).

(आ) કાર્ય ( ૨ ; ૧૩—૧૧ ; ૫૭ ).

- (ક) યહુદીઓમાં કાર્ય ( ૨ ; ૧૩—૩ ; ૩૬ ).
- (ખ) સમરૂનીઓમાં કાર્ય (૪ ; ૧-૪૨).
- (ગ) ગાલીલમાં કાર્ય (૪ ; ૪૬-૫૪ ).
- (ઘ) લોકોના સમુદાયમાં કાર્ય (૫ ; ૧—૧૧ ; ૫૭).

(इ) ખ્રીસ્ત વિષે અભિપ્રાય ( ૧૨ ).

- (ક) લોકોનો અભિપ્રાય (૧૨ ; ૧-૩૬ ).
- (ખ) યોહાન સુવાર્તિકનો અભિપ્રાય ( ૧૨ ; ૩૭-૪૩ ).
- (ગ) ખ્રીસ્તનો પોતા વિષેનો અભિપ્રાય (૧૨; ૪૪-૫૦ ).

ખ્રીસ્તના જાહેર કાર્યની સમાપ્તિ.

**૩) બીજો મુખ્ય ભાગ. ખ્રીસ્તના કાર્યનું પરિણામ અથવા તેના શિષ્યોને આપેલું પોતા વિષેનું પ્રકટીકરણ (૧૩—૨૦).**

(અ) ઇસુનાં પ્રીતિજન્ય છેલ્લાં સેવાકાર્ય (૧૩—૧૭).

(ક) નમ્રતાદ્વારા તેના પ્રેમનો પ્રકાશ (૧૩; ૧-૩૦).

(ખ) પોતાનાનું રક્ષણ (૧૩; ૩૧—૧૫; ૨૭).

(ગ) સંબોધક મોકલી આપવાનું અને પોતાના ફરી આવવાનું વચન (૧૬).

(ઘ) મહાયાજક તરીકેની ઇસુની પ્રાર્થના (૧૭).

(આ) મૃત્યુદ્વારા વિજય (૧૮—૨૦).

(ક) પરસ્વાધીન કરાવું (૧૮; ૧-૧૧).

(ખ) યહુદી ધર્મના નેતાઓએ અને રૂમી સરકારે કરેલી તપાસ (૧૮; ૧૨—૧૯; ૧૬).

(ગ) વધસ્તંભે જડાવું અને દફન (૧૯; ૧૭-૪૨).

(ઘ) ઉત્થાન (૨૦).

(અ) મરિયમ માગદાલેણને દર્શન (૧-૧૮).

(આ) દસ શિષ્યોને દર્શન (૧૯-૨૩).

(ઇ) થોમા ને બીજા શિષ્યોને દર્શન (૨૪-૨૯).

(ઉ) સમાપ્તિરૂપ વાક્ય (૩૦, ૩૧).

**૪) ઉપસંહાર (૨૧).**

(ક) ઇસુ અને શિષ્યમંડળ (૧-૧૪).

(ખ) ઇસુ અને પૃથક પૃથક શિષ્યો (૧૫-૨૩).

(ગ) સમાપ્તિવચન (૨૪, ૨૫).

**આ સુવાર્તાનાં કેટલાંક ખાસ લક્ષણો.**

૧. પહેલેથીજ આ સુવાર્તા આત્મિક સુવાર્તા તરીકે ઓળખાવવામાં આવેલ છે. આનું કારણ એ છે કે આ પુસ્તકમાં ઇસુ ખ્રીસ્તનું હૃદય આપણને વિશેષ રીતિએ બતાવવામાં આવ્યું છે, પણ બીજી સુવાર્તાઓમાં તો ખાસ કરીને તેના કાર્ય જણાવ્યાં છે. આ કારણથીજ આ સુવાર્તામાં ઇસુનાં વચનો આટલા બધા મોટા પ્રમાણમાં કહેવામાં આવ્યાં છે. વળી જેમ ઇસુનું અંતર પ્રકટ કરવામાં આવ્યું છે તેમજ બીજાઓનું અંતર પણ પ્રકટ કરવામાં આવેલ છે.

૨. જુદા જુદા લોકોનાં મંડળો તેમજ જુદી જુદી વ્યક્તિઓનો આંતરસ્વભાવ અહીં બહુ સારી રીતે પ્રકાશિત કરવામાં આવેલ છે. ફરોશીઓ, સાદૂકીઓ, યોહાનના શિષ્યો, સમરૂની લોકોનો સમુદાય, ઇસુના પોતાના ભાઇઓ, યહુદીઓ, ઇસુના પોતાના શિષ્યો વગેરે સર્વનાં લક્ષણો બહુ સારી રીતે બતાવવામાં આવ્યાં

છે. જેમ મંડળો વિષે તે કરે છે તેમજ વ્યક્તિઓના સંબંધમાં પણ કરે છે. નીકોદેમસ, સમરૂની સ્ત્રી, શિષ્યોમાં પીતર, યોહાન, થોમા, યહુદા વગેરે, મારથા, મરિયમ, મરિયમ માગદાલેણ, પીલાત, કાયાફા વગેરે માણસોનાં વ્યક્તિગત્ લક્ષણો આપણી આગળ બહુ સારી રીતે પ્રકાશિત થાય છે, અને તે પણ માત્ર બહુજ થોડા શબ્દોથી.

૩. આ સુવાર્તામાં જેમ જુદી જુદી વ્યક્તિઓ જુદા જુદા ગુણના ચિહ્નરૂપ હોય એમ લાગે છે, તેમજ તેમાં જુદી જુદી ઘટનાઓ ચિહ્નરૂપે ગણવામાં આવી છે. તેમાં ભલો ઘેટાંપાળક, ઘેટાંનો વાડો અને દ્રાક્ષવેલરૂપી ત્રણ મોટાં રૂપક છે અને પહેલેથીજ ખ્રીસ્તી કળાએ એ ત્રણ રૂપકનો બહોળો ઉપયોગ કર્યો છે. પણ એટલુંજ બસ નથી. ખરી વાત એ છે કે આખું પુસ્તક લાક્ષણિક છે. તેમાં જે આઠ ચમત્કારો વર્ણવવામાં આવ્યા છે તે ચિહ્નોજ છે, અને ચમત્કાર કે અદ્‌ભુત કામ શબ્દને બદલે તે "ચિહ્નો" શબ્દ વાપરે છે. તે બધાં ઇસુ ખ્રીસ્તની શક્તિને જુદા જુદા રૂપ અને માપમાં બતાવે છે.

૪. આ સુવાર્તા ગ્રીક ભાષામાં લખેલી છે તોપણ તેમાં રહેલા વિચાર, ભાવ વગેરે હેબ્રી છે. ભાષાની શૈલી પણ હેબ્રી છે. સુવાર્તાનો લેખક જુના કરારના વિચાર, આદર્શ વગેરેથી પૂરેપૂરો રંગાયો છે અને જુના કરારમાંની વાતો ઇસુમાં પગલે પગલે પૂર્ણ થતી જુએ છે.

૫. આ સુવાર્તામાં ક્રમાનુસાર ગોઠવણ છે, અને તેમાં બધું એક ગૂઢ યોજનાને અનુસરીને લખવામાં આવ્યું છે.

૬. આ સુવાર્તાની શૈલી વિલક્ષણ છે, એની ભાષા અતિશય સાદી છે અને તેમાં વાક્યરચના પણ બહુ સાદી અને સરળ છે. દાખલા તરીકે "તેમાં જીવન હતું અને એ જીવન માણસોનું અજવાળું હતું." જ્યાં વિરોધ બતાવવો હોય ત્યાં પણ આ સુવાર્તિક ઘણી વાર 'છતાં' કે 'પણ' ને બદલે 'અને' વાપરે છે. "તે પોતાનાંની પાસે આવ્યો અને પોતાના લોકોએ તેનો અંગીકાર કીધો નહિ." કેટલીક વાર વિચારનું ગાંભિર્ય પ્રકટ કરતાં 'અને' નો ઉપયોગ પણ કરવામાં આવતો નથી. આ કારણથી કેટલીક વખત સુવાર્તિકને પુનરૂક્તિ કરવી પડે છે, પણ એથી તેના કહેવાનો મર્મ વધારે ગંભીર બને છે. દાખલા તરીકે "આદિએ શબ્દ હતો, અને શબ્દ દેવની સંઘાતે હતો અને શબ્દ દેવ હતો :" "હું ઉત્તમ ઘેટાંપાળક છું ; ઉત્તમ ઘેટાંપાળક ઘેટાંને સારૂ પોતાનો જીવ આપે છે."

આ ઉપરાંત આ સુવાર્તામાં વાક્યો કે ઉપવાક્યોની સમરૂપતા જોવામાં આવે છે. આ યહુદી કવિતાનું ખાસ લક્ષણ છે, અથવા તો યહુદી કવિતાનું બાહ્ય સ્વરૂપજ એ છે. દાખલા તરીકે "ચાકર પોતાના શેઠ કરતાં મોટો નથી ; ને જે મોકલાયલો છે તે પોતાના મોકલનાર કરતાં મોટો નથી ;" "હું તમને શાંતિ

આપીને જાઉં છું; મારી શાંતિ હું તમને આપું છું;" ......"તમારાં હૃદયોને વ્યાકુળ થવા ન દો અને બીવા પણ ન દો."

કેટલાક શબ્દોનો ઉપયોગ આ સુવાર્તિકને અતિ પ્રિય છે. દાખલા તરીકે 'રહેવું,' 'માનવું,' 'સત્ય,' 'સાક્ષ્ય,' 'સાક્ષ્ય આપવું,' 'પ્રકાશ,' 'અંધકાર,' 'મારી વાત પાળવી,' 'શાશ્વત જીવન,' વગેરે વગેરે.

આ બધાં લક્ષણો આ સુવાર્તામાં ખાસ કરીને જોવામાં આવે છે અને તે એ સુવાર્તામાં રહેલા વિચારના પરિણામરૂપે છે.

## આ સુવાર્તાનો બીજી સુવાર્તાઓ સાથેનો સંબંધ.

લેખક આ સુવાર્તા લખવા બેઠો ત્યારે તે અગાઉથી જાણતો હતો કે બીજી પણ સુવાર્તાઓ લોકોમાં પ્રચલિત છે. આ વાતનાં પ્રમાણ આપણને અનેક સ્થાને મળી આવે છે. બીજી સુવાર્તાઓમાં જે કાંઇ કહેવામાં આવ્યું છે તે વિષે ખાસ જરૂર વગર અથવા તેમાં કાંઇ સુધારો કે વધારો કરવાનો ન હોય તો આ સુવાર્તિક જવલ્લેજ કંઇ કહે છે.

બીજી સુવાર્તાઓ અને આ સુવાર્તા વચ્ચે મોટો ભેદ છે તે ધ્યાનમાં લેવા જેવો છે. આ ભેદ બે જાતનો છે: (૧) ખ્રીસ્તના કાર્યના ક્ષેત્ર અને કાળના સંબંધમાં; (૨) ખ્રીસ્ત વિષેની માન્યતાના સંબંધમાં.

૧. ઘણી વખત એમ કહેવામાં આવે છે કે બીજી સુવાર્તાઓ પ્રમાણે ઇસુએ એકજ વર્ષ કાર્ય કર્યું હતું અને તે એકજ વખત તેના કાર્યને અંગે યરૂશાલેમ ગયો હતો. પણ યોહાન પ્રમાણે તે ત્યાં ઘણી વાર ગયો હતો અને તેનું કાર્ય ઓછામાં ઓછું ત્રણ વર્ષ ચાલ્યું હતું.

આના ઉત્તરમાં માત્ર એટલુંજ કહેવાનું છે કે ચારે સુવાર્તાઓ અધુરી છે અને તેમના આધારે આ વાતના સંબંધમાં કંઇ ચોક્કસ કહી શકાતું નથી. ખરી રીતે જોતાં ઇસુ વિષે જે બે હેવાલ બીજી સુવાર્તાઓમાં અને આ સુવાર્તામાં આપવામાં આવ્યા છે તેમની વચ્ચે ચોકખો વિરોધ નથી. એવું ક્યાંય પણ કહેવામાં આવ્યું નથી કે ઇસુનું કાર્ય એકજ વર્ષ ચાલ્યું હતું. યોહાને આપેલાં ત્રણ પાસ્ખા પર્વ (૨; ૧૩ : ૬; ૪ : ૧૧; ૫૫. ૫; ૧ નું શંકાવાળું ગણી છોડી દેતાં ઉપલાં ત્રણ રહે છે) ગણતાં ઓછામાં ઓછાં સવાબે કે અઢી વર્ષ થાય છે. ઇરીનેયસ જે યોહાનના શિષ્યનો શિષ્ય હતો તે એક જગાએ એમ કહે છે કે ઇસુએ પોતાનું કાર્ય ત્રીસ વર્ષની ઉમરે શરૂ કર્યું હતું અને તે ચાળીસથી વધારે વર્ષનો થયો ત્યાં સુધી તેણે કાર્ય કર્યું હતું. આમાં કંઇક અતિશયોક્તિ દેખાય છે, પણ એ જોતાં ઇસુએ અઢી ત્રણ વર્ષ કાર્ય કર્યું હોય એ અસંભવિત નથી. આ વિષે જે કાંઇ ચોક્કસ કહી શકાય છે તે આટલુંજ છે કે ઇસુએ પોતાનું કાર્ય ઇ. સ. ૨૮ થી પહેલાં શરૂ કર્યું નહોતું, અને તે કાર્ય ઇ. સ. ૩૭ પહેલાં પૂરૂં થએલું હોવુંજ જોઇએ,

કારણ કે એ સાલમાં તીબેરીયસ નામના બાદશાહે પીલાતને પાછો બોલાવી લીધો હતો. આ મુદ્દત વધારેમાં વધારે છે, અને તેથી ઇ. સ. ૩૬ એ ઇસુના મૃત્યુને માટે મોડામાં મોડી સાલ છે.

૨. બીજો ભેદ એ છે કે બીજી સુવાર્તાઓમાં ઇસુને એક મોટા પ્રબોધક તરીકે દર્શાવવામાં આવ્યો છે ત્યારે અહીં તેને દિવ્ય પુરૂષ તરીકે દર્શાવવામાં આવેલ છે. આના સંબંધમાં એમ પણ કહેવામાં આવે કે એ બેમાં શિક્ષણ પણ આ કારણથી જુદું જુદું છે. બીજી સુવાર્તાઓમાં નૈતિક શિક્ષણ ઉપર ભાર મૂકવામાં આવ્યો છે અને આમાં તત્વજ્ઞાન વિશેષ આપવામાં આવ્યું છે. આ ભેદ છે, એ વાત ખરી છે, પણ તેનું કારણ એ હોઇ શકે છે કે કાળ જતાં ખ્રીસ્તી લોકોમાં ઘણી જાતના મતમતાંતર ઉત્પન્ન થયા હતા અને તે વખતે ઇસુના સંબંધમાં ખાત્રીપૂર્વક જ્ઞાન આપવાની જરૂર હતી. આ મતમતાંતર તત્વજ્ઞાનના સંબંધમાં હતા અને એ કારણથી ઇસુના સંબંધમાં તત્વવિચાર કરવાની જરૂર હતી. વળી ઇસુએ પણ તત્વજ્ઞાનની અથવા આત્મિક જ્ઞાનની ગૂઢ વાતો પોતાના શિષ્યોને કહી હોય એ અસંભવિત નથી. એ વાતો તેના વ્હાલા શિષ્યે સહુથી વધારે જાળવી રાખી હોય અને યોગ્ય સમયે તે જગત આગળ મૂકી હોય એમાં કાંઇ નવાઇ પામવા જેવું નથી.

જેમ બીજી સુવાર્તાઓ અને આ સુવાર્તા વચ્ચે મોટો ભેદ છે, તેમ તેમની વચ્ચે સમાનતા પણ છે, દાખલા તરીકે ઇસુ, પીતર, માર્થા, અને મરિયમ, યહુદા વગેરેનાં લક્ષણો એ બન્નેમાં એક સરખાં જોવામાં આવે છે, આ ઉપરાંત "માણસને દીકરો" એ નામ બન્નેમાં એકજ અર્થમાં વાપરવામાં આવેલ છે, એ નામ ખ્રીસ્ત પોતાને માટેજ વાપરે છે, અને બીજા કોઇને માટે કે બીજું કોઇ તેનો ઉપયોગ કરતું જોવામાં આવતું નથી.

## યોહાનના પહેલા પત્ર અને આ સુવાર્તા વચ્ચેનો સંબંધ.

આ સુવાર્તા અને યોહાનના પહેલા પત્ર વચ્ચે ઘણું સામ્ય છે, અને તે વિચારમાં તેમજ ભાષામાં છે. તોપણ તેમની વચ્ચે એક ભેદ છે, તે ધ્યાનમાં લેવા જેવો છે. સુવાર્તાનો ઉદ્દેશ એવો જણાય છે કે ખ્રીસ્તના નામથી તમે જીવન પામો. જ્યારે પત્ર લખવાનો હેતુ એ કે તમને અનંતજીવન પ્રાપ્ત થયું છે એ તમે ખાતરીપૂર્વક જાણો. સુવાર્તામાં વર્ણવેલાં ઇસુનાં કૃત્ય તથા વચનો જણાવે છે કે તે દેવનો પુત્ર તથા મસીહ પણ છે. પણ પહેલા પત્રમાં જણાવવામાં આવે છે કે એ સિદ્ધાંત માનનારાઓએ કેવી રીતે વર્તવું જોઇએ.

બન્નેનું શિક્ષણ એકજ છે, અને તે એ છે કે ઇસુ ખ્રીસ્ત પર વિશ્વાસ રાખ્યાથી તેની સાથે સહવાસ અને સમાગમ પ્રાપ્ત થાય છે, અને એ સહવાસદ્વારા બાપની સાથે તેમજ બીજા શિષ્યોની સાથે સહવાસ અને આત્મિક એકતા પ્રાપ્ત થાય છે

## હિન્દુસ્તાનમાં આ પુસ્તકનું સ્થાન.

હિન્દુસ્તાનના લોકોને આ સુવાર્તા બહુ પ્રિય છે, અને બાઇબલનાં બધાં પુસ્તકોમાં આ પુસ્તક સહુથી વધારે પ્રિય છે એમ કહેવામાં જરા પણ અતિશયોક્તિ નથી. આનું કારણ સમજવું મુશ્કેલ નથી. આ પુસ્તકમાં જે અધ્યાત્મજ્ઞાન રહેલું છે તે હિન્દુ લોકોને ખાસ પ્રિય છે અને તેથી તે તેમના આત્માની ઉંડામાં ઉંડી અભિલાષાઓને આકર્ષે છે. આ કારણથીજ આ સુવાર્તાના મહાન ટીકાકાર વેસ્ટકોટે લખ્યું છે કે જ્યાં સુધી હિન્દુસ્તાનના લોકો ખ્રીસ્તી ધર્મ ગ્રહણ કરશે નહિ ત્યાં સુધી આ સુવાર્તાનું ખરૂં રહસ્ય દુનિયા આગળ પૂર્ણ રીતે પ્રકટ થશે નહિ. આ વાત ખરી છે. આ ઉપરથી હિન્દુસ્તાનના ખ્રીસ્તી લોકોએ જે શિક્ષણ લેવું જોઇએ તે એ છે કે તેમણે આ સુવાર્તાનો અભ્યાસ બને તેટલો ઉંડો કરવો અને તેમાં રહેલું સત્ય, પોતાનાં ચિંતન અને ધ્યાન, તેમ ભક્તિ અને જ્ઞાનવતી અનુભવવું અને તેમ કરીને તે બીજા આગળ મૂકવું.

એમ કહેવામાં આવે છે કે ખ્રીસ્તી ધર્મના ત્રણ યુગ છે અને તેમાંના બે પૂરા થયા છે. આ બે પીતર અને પાઉલના યુગ કહી શકાય. રોમન કાથોલિક સંપ્રદાય જ્યારે સર્વત્ર પ્રવર્ત્તતો હતો ત્યારે પીતરનો યુગ ચાલતો હતો. ત્યાર પછી પ્રોટેસ્ટંટ મતની સાથે પાઉલનો યુગ આવ્યો. પણ હવે એક એવો કાળ આવવાનો છે કે જેમાં ખ્રીસ્તી ધર્મનું રહસ્ય વધારે સમજાશે. આ યુગ યોહાનનો યુગ કહેવામાં આવે છે. જો આ વાત ખરી હોય (અને તે કેટલેક અંશે ખરી પણ લાગે છે) તો આ પુસ્તકનું રહસ્ય સમજવામાં જગતના લોકોને હિન્દુસ્તાનના લોકોની સહાયતાની પૂરેપૂરી જરૂર છે, અને જો એમ છે તો પછી હિન્દુસ્તાનના ખ્રીસ્તી લોકોની જવાબદારી કેટલી બધી વધે છે તેનો તેમણેજ વિચાર કરવો. ખ્રીસ્તી ધર્મનું રહસ્ય સમજવું એ તેમની પોતાની પરમ ફરજ છે; વળી હિન્દુસ્તાનના લોકોને એ ધર્મ સમજાવવા માટે પણ પોતે એ ધર્મ બરાબર જાણવો જોઇએ અને હિન્દુસ્તાનના લોકોને અને ખાસ કરીને હિન્દુ લોકોને ખ્રીસ્તી ધર્મ યોહાનદ્વાર જેટલો સમજાવી શકાય છે એટલો બીજી રીતે સમજાવી શકાય તેમ નથી; આ ઉપરાંત જગતના લોકો એ ધર્મ બરાબર જાણે એવું કરવાની પણ પ્રત્યેક ખરા ખ્રીસ્તીની ફરજ છે. આ બધાંને લીધે આપણે સહુએ આ સુવાર્તાનો પૂરો અભ્યાસ કરવો જોઇએ. તેમાં આપણું પોતાનું કલ્યાણ, આપણા દેશનું કલ્યાણ અને આખા જગતનું કલ્યાણ રહેલું છે.

આ ગુજરાતી પુસ્તક લખવામાં આ લેખકે ખાસ કરીને ગોદે નામના ફ્રેન્ચ ટીકાકાર, બિશપ વેસ્ટકોટ નામના અંગ્રેજ ટીકાકાર અને કેમ્બ્રિજ બાઇબલની ટીકાનો ઉપયોગ કર્યો છે. આ સુવાર્તા ઉપર જે સારામાં સારી ટીકાઓ લખવામાં આવી છે તેઓમાં ગોદેની ટીકા તેમજ વેસ્ટકોટની ટીકા પણ ગણાય છે, અને એ બે ટીકાઓમાંથી આ ગુજરાતી ટીકા રચવામાં ઘણી સહાયતા મળી છે. પ્રસ્તાવના મોટે ભાગે કેમ્બ્રિજ બાઇબલની ટીકામાંથી લીધેલી છે.

ઘણા વખતથી આ લેખકનો વિચાર આ સુવાર્તા ઉપર અંગ્રેજી ભાષામાં એક ટીકા લખવાનો હતો, પણ તે એ વિચારને કેટલાંક કારણથી અમલમાં મૂકી શક્યો નથી. દરમિયાન તેને ગુજરાતીમાં એક ટીકા લખવાની સૂચના કરવામાં આવતાં તેણે તે વાત ખુશીથી ઉપાડી લીધી અને તેના પરિણામે આ ટીકા રચાઇ છે. આમાં લેખકે પોતાના વિચાર બહુ છૂટથી જણાવ્યા નથી તેનું એક કારણ એ છે કે તે વિચાર હજુ પૂરા પરિપક્વ નથી; તોપણ તેણે અમુક અંશે અને ખાસ કરીને પુસ્તકના પાછલા ભાગમાં તેમ કર્યું છે.

# સુવાર્તાનું વિશેષ પૃથક્કરણ.

## ૧) પ્રસ્તાવના. (૧; ૧-૧૮).

(ક) શબ્દ પોતાના સ્વરૂપમાં, અને સૃષ્ટિ અને મનુષ્યજાતિના સંબંધમાં (૧-૫).

(ખ) મનુષ્યજાતિ આગળ તેનું પ્રકટીકરણ અને તેનો અસ્વીકાર (૬-૧૩).

(ગ) તેણે કરેલું પિતાનું પ્રકટીકરણ અને માણસજાતને તેના વિષેનો થએલો અનુભવ (૧૪-૧૮).

## ૨) પહેલો મુખ્ય ભાગ. ખ્રીસ્તે જગતના લોક આગળ કરેલું પોતા વિષેનું પ્રકટીકરણ (૧; ૧૯—૧૨; ૫૦).

(અ) ખ્રીસ્ત વિષે આપવામાં આવેલું સાક્ષ્ય (૧; ૧૯—૨; ૧૨).

(ક) યોહાન અગ્રગામીનું સાક્ષ્ય (૧૯-૩૭).

(ખ) શિષ્યોનું સાક્ષ્ય (૩૮-૫૧).

(ગ) ખ્રીસ્તના પહેલા કાર્યનું સાક્ષ્ય (૨; ૧-૧૧.)

(આ) ખ્રીસ્તનાં કાર્ય (૨; ૧૩—૧૧; ૫૭).

(ક) ખ્રીસ્તનું યહુદાહમાં કાર્ય (૨; ૧૩—૩; ૩૬).

(અ) યરૂશાલેમના મંદિરમાં (૨; ૧૩-૨૨).

(આ) યરૂશાલેમના લોકોમાં (૨; ૨૩—૩; ૨૨).

(ઈ) યહુદાહના બીજા પ્રદેશમાં કાર્ય (૩; ૨૩-૩૬).

(ખ) ખ્રીસ્તનું સમરૂનમાં કાર્ય (૪; ૧-૪૨).

(ગ) ખ્રીસ્તનું ગાલીલમાં કાર્ય (૪; ૪૩-૫૩).

(ઘ) ખ્રીસ્તનું લોકોના સમુદાયમાં કાર્ય (અ. ૫-૧૧).

(અ) ખ્રીસ્ત જીવનનો મૂળ ઝરો છે (૫).

૧. બેથેસ્દાના કુંડ આગળ કરવામાં આવેલું ચિહ્ન (૧-૧૬).

૨. પુત્રના સ્વરૂપ અને અધિકાર સંબંધી કરવામાં આવેલો બોધ (૧૭-૪૭).

(આ) ખ્રીસ્ત જીવનનો આધાર છે (૬).

૧. જમીન અને સરોવર પર કરવામાં આવેલાં ચિહ્ન અને તેનું પરિણામ (૧-૨૫).

૨. પુત્ર એ જીવનનો આધાર છે તેના સંબંધમાં આપેલો બોધ (૨૬-૫૯).

૩. ઉપલા ભાષણનાં જુદાં જુદાં પરિણામ (૬૦-૭૧).

(ઈ) ખ્રીસ્ત સત્યનું અને પ્રકાશનું મૂળ ઝરણ છે (અ. ૭-૯).

૧. ઈસુનો પોતાના ભાઈઓ સાથેનો વાદ (૭; ૧-૯)
૨. માંડવા પર્વ સમયે કરેલો બોધ (૭; ૧૦-૩૯).
૩. મજકુર બોધનાં વિવિધ પરિણામ (૭; ૪૦-૫૨).
૪. વ્યભિચારમાં પકડાએલી સ્ત્રી (૭; ૫૩ -૮; ૧૧).
૫. ખ્રીસ્તે પોતા વિષે આપેલું સાક્ષ્ય (૮; ૧૨-૫૯).
૬. ખ્રીસ્ત એ સત્ય અને પ્રકાશનું મૂળ ઝરણ છે એ વાત પ્રકટ કરનાર ચિહ્ન (૯; ૧-૧૨).
૭. તેનાં જુદાં જુદાં પરિણામ (૯; ૧૩-૪૧).

(ઉ) ખ્રીસ્ત પ્રેમસ્વરૂપ છે (અ. ૧૦, ૧૧).

૧. બારણાનું રૂપક (૧૦; ૧-૧૦).
૨. પાળકનું રૂપક (૧૦; ૧૧-૧૮).
૩. સંભાષણનું પરિણામ (૧૦; ૧૯-૨૧).
૪. ખ્રીસ્તે પોતાના સંબંધમાં જાહેરમાં આપેલું છેલ્લું સાક્ષ્ય (૧૦; ૨૨-૩૮).
૫. તેનું જુદું જુદું પરિણામ (૧૦; ૩૯-૪૨).
૬. છેવટનું ચિહ્ન (૧૧; ૧-૪૪).
૭. તેનું જુદું જુદું પરિણામ (૧૧; ૪૫-૫૭).

(ઙ) ખ્રીસ્ત વિષે વિવિધ અભિપ્રાય (અ. ૧૨).

(ક) જુદા જુદા માણસોનો અભિપ્રાય (૧-૩૬).
(ખ) યોહાન સુવાર્તિકનો અભિપ્રાય (૩૭-૪૩).
(ગ) ખ્રીસ્તનો પોતા વિષેનો અભિપ્રાય (૪૪-૫૦).

## ૩) બીજો મુખ્ય ભાગ. પોતાના શિષ્યો આગળ કરેલું પોતાનું પ્રકટીકરણ (૧૩—૨૦).

(અ) ઇસુનાં પ્રીતિજન્ય છેલ્લાં સેવાકાર્ય (૧૩—૧૭).

(ક) નમ્રતાદ્વારે તેના પ્રેમનો પ્રકાશ (૧૩; ૧-૩૦).

(અ) ઇસુના આત્મભોગરૂપ પ્રેમનું પ્રદર્શન (૧-૨૦).
(આ) ગુરૂદ્રોહી શિષ્યોને રજા (૨૧-૩૦).

(ખ) પોતાનાંનું રક્ષણ (૧૩; ૩૧-૧૫; ૨૭).

(અ) મેડી પર કરેલાં સંભાષણ (૧૩; ૩૧—૧૪; ૩૧).

૧. જુદા પડવાની જરૂરીઆત અને તેનું પરિણામ (૧૩; ૩૧-૩૮).

૨. ખ્રીસ્ત અને પિતા (૧૪ ; ૧-૧૧).
૩. ખ્રીસ્ત અને શિષ્યો (૧૪ ; ૧૨-૨૧).
૪. પ્રકટીકરણનો નિયમ અને તેની વૃદ્ધિ (૧૪ ; ૨૨-૩૧).

(આ) ખ્રીસ્ત સાથે ઐક્ય (અ. ૧૫).
૧. શિષ્યોની ખ્રીસ્ત સાથેની સજીવ એકતા અથવા દ્રાક્ષવેલાનું રૂપક (૧-૧૧).
૨. આવી એકતાનું પરિણામ.—ઇસુ તથા તેના શિષ્યોના સંબંધમાં (૧૨-૧૭).
૩. એજ એકતાનું બીજું પરિણામ.—શિષ્યો અને જગતના સંબંધમાં (૧૮-૨૭).

(ગ) સંબોધક આપવાનું અને પોતાના ફરી આવવાનું વચન (અ. ૧૬).
(અ) જગત અને પવિત્ર આત્મા (૧-૧૧).
(આ) શિષ્યો અને પવિત્ર આત્મા (૧૨-૧૫).
(ઈ) ખ્રીસ્તના ગમન માટે થતા શોકને બદલે આનંદ (૧૬-૨૪).
(ઉ) મજકુર વાતોનું તાત્પર્ય (૨૫-૩૩).

(ઘ) ઈસુ પ્રમુખ યાજકની પ્રાર્થના (અ. ૧૭).
(અ) પિતા અને પુત્ર; અને પોતાને માટે પ્રાર્થના (૧-૫).
(આ) તે સમયના શિષ્યો માટે પ્રાર્થના (૬—૧૯).
(ઈ) આખી મંડળી માટે પ્રાર્થના (૨૦-૨૬).

## (આ) ઇસુ ખ્રીસ્તનો મૃત્યુદ્વારેનો વિજય (અ. ૧૮—૨૦).

(ક) ઈસુને પરસ્વાધીન કરવાનું કાર્ય (૧૮ ; ૧-૧૧).
(ખ) ઈસુની તપાસ (૧૮ ; ૧૨—૧૯ ; ૧૬).
(અ) યહુદીઓએ કરેલી તપાસ (૧૮ ; ૧૨-૨૭).
(આ) રૂમી સરકારે કરેલી તપાસ (૧૮ ; ૨૮-૧૯ ; ૧૬).

(ગ) ઇસુનાં દેહત્યાગ અને દફન (૧૯ ; ૧૭-૪૨).
(અ) વધસ્તંભે જડાવું (૧૭-૨૨).
(આ) પાસે ઉભા રહેલા દુશ્મનો અને મિત્રો (૨૩-૨૭).
(ઇ) ઇસુનાં છેલ્લાં ત્રણ વચનો (૨૮-૩૦).
(ઉ) દુશ્મનો અને મિત્રોની માગણીઓ (૩૧-૪૨).

(ઘ) ઇસુનું ઉત્થાન (અ. ૨૦).
(અ) મરિયમ માગદાલેણને દર્શન (૧-૧૮).
(આ) દસ શિષ્યોને દર્શન (૧૯-૨૩).
(ઇ) થોમા અને બીજા શિષ્યોને દર્શન (૨૪—૨૯).
(ઉ) સમાપ્તિરૂપ વચન—સુવાર્તાનો ઉદ્દેશ (૩૦-૩૧).

૪) ઉપસંહાર (૨૧).

(ક) ઇસુ અને શિષ્યમંડળ (૧-૧૪).

(ખ) ઇસુ અને પૃથક પૃથક શિષ્યો (૧૫-૨૩).

(ગ) સમાપ્તિવચન (૨૪, ૨૫).

---

# યોહાનની લખેલી સુવાર્તા.

## અધ્યાય ૧ લો.

આ સુવાર્તાનું આ શિરોનામ પહેલેથીજ તેમ હમેશાં રાખવામાં આવેલું નથી. જુનામાં જુના હસ્તલેખમાં માત્ર "યોહાન પ્રમાણે" અથવા "યોહાનનું" એવાં શિરોનામ જોવામાં આવે છે. એમાં પાછળથી "સુવાર્તા," "પવિત્ર સુવાર્તા" વગેરે શબ્દો ઉમેરવામાં આવેલ છે.

### પ્રસ્તાવના.

પહેલા અધ્યાયનાં પહેલાં અરાઢ પદ પ્રસ્તાવનાનાં છે એવું સાર્વજનિક રીતે સ્વીકારવામાં આવેલ છે, અને સ્વતંત્ર તપાસ કરતાં સહુ કોઇને એમ લાગે છે. તેમાં જે કહેવામાં આવ્યું છે તેજ પુસ્તકમાં સવિસ્તર જણાવવામાં આવ્યું છે. પહેલા પદમાં શબ્દ અને દેવનો સંબંધ જણાવવામાં આવ્યો છે, અને બાકીના પદમાં શબ્દ અને સૃષ્ટિ અને મનુષ્યજાતિ વચ્ચેનો સંબંધ જણાવવામાં આવ્યો છે. આ પ્રસ્તાવનાના પણ જુદા જુદા ટીકાકારો જુદા જુદા વિભાગ કરે છે; પણ જે વિભાગ ઘણા સ્વીકારે છે તે નીચે પ્રમાણે છે:

૧. શબ્દ પોતાના સ્વરૂપમાં, સૃષ્ટિમાં અને મનુષ્યજાતિના સંબંધમાં (૧–૫).

૨. મનુષ્યજાતિ આગળ તેનું પ્રકટીકરણ અને તેનો અસ્વીકાર. (૬–૧૩).

૩. તેણે કરેલું પિતાનું પ્રકટીકરણ અને માણસજાતને તેના વિષેનો થએલો અનુભવ (૧૪–૧૮).

કોઇ કોઇ બીજા અને ત્રીજા વિભાગને એક કરે છે અને તેને નીચે પ્રમાણે નામ આપે છે:

૨. શબ્દનું ઐતિહાસિક પ્રકટીકરણ (૬—૧૮).

વળી કોઇ આ પ્રસ્તાવનાના બે વિભાગ જુદી રીતે કરે છે, અને તે આ પ્રમાણે છે:

૧. શબ્દ પોતાના શાશ્વત જીવનમાં (પદ ૧).

૨. શબ્દ પોતાના સૃષ્ટિ સાથેના સંબંધમાં (૨–૧૮).

આ પ્રસ્તાવનાના ગમે તે રીતે વિભાગ કરવામાં આવે, પણ એટલું તો સ્પષ્ટ રીતે દેખાઇ આવે છે કે, આ આખી પ્રસ્તાવના તેમાં રહેલા સૂત્રરૂપે એકજ મહાન વિચારથી એકરસ થઇ રહી છે, અને તેનો અને આ સુવાર્તાનો લેખક આખી સૃષ્ટિનું, મનુષ્યજીવનનું અને દેવના જીવનનું પણ રહસ્ય અદ્દભુત રીતે જોઇ અને અનુભવી રહ્યો છે, અને આપણી આગળ તેનું અદ્દભુત રીતે વર્ણન કરી રહ્યો છે. પ્રભુ પરમેશ્વર, સૃષ્ટિની ઉત્પત્તિ અને સ્થિતિ, મનુષ્યજાતિને ઇશ્વર સંબંધી સામાન્ય જ્ઞાન, યહુદી જાતિને વિશેષ જ્ઞાન, શબ્દનું મનુષ્યરૂપે પ્રકટીકરણ, તેના પ્રત્યે યહુદી જાતિનો અવિશ્વાસ અને સર્વ જાતિની છુટી છુટી વ્યક્તિઓનો વિશ્વાસ અને તેમનો ઉદ્ધાર, એ બધા વિષયોનો આટલા થોડા શબ્દોમાં અતિ સુંદર રીતે સમાવેશ કરવામાં આવ્યો છે.

**શબ્દ પોતાના સ્વરૂપમાં, સૃષ્ટિમાં અને મનુષ્યજાતિના સંબંધમાં. (૧—૫)**

[૧] આદિએ શબ્દ હતો, ને શબ્દ દેવની સંઘાતે હતો, ને શબ્દ દેવ હતો.

**આદિએ.** આ શબ્દ આપણને ઉત્પત્તિના પુસ્તકના પ્રથમ શબ્દની યાદ આપે છે. પણ તે બન્ને વચ્ચે ફેર છે, અને તે એ છે કે ઉત્પત્તિના પુસ્તકમાં સૃષ્ટિના આરંભની વાત કરવામાં આવી છે, ત્યારે અહીં એ આરંભ પહેલાંની વાત કરવામાં આવી છે. બીજા શબ્દોમાં કહીએ તો એ "આદિ" પહેલાં એટલે અનાદિકાળથી અથવા કાળથી પણ પહેલાં શું હતું તે જણાવવામાં આવ્યું છે. આ માત્ર દેવનાજ મૂળ-સ્વરૂપની, તેના પોતાનાજ જીવનની વાત હોઇ શકે, અને તે આપણને સુવાર્તિક આ પહેલા પદમાં જણાવે છે.

**શબ્દ.** મૂળ સુવાર્તામાં જે શબ્દ વાપરવામાં આવ્યો છે તે "લૉગૉસ" છે. આ શબ્દ ગ્રીક ભાષામાંથી લેવામાં આવેલ છે. તેનું કારણ એ હતું કે તે વખતે ગ્રીક ભાષા એ સુધરેલી દુનિયાની ભાષા હતી અને જો સુવાર્તાનો પ્રચાર દુનિયામાં કરવો હતો તો તે ભાષાનો વ્યવહાર કરવો જોઇએ, તેમ તે ભાષાના કેટલાક અતિ ઉપયોગી શબ્દો પણ વાપરવાજ જોઇએ. "લૉગૉસ" એ ગ્રીક તત્ત્વજ્ઞાનનો એક ઘણોજ ઉપયોગી શબ્દ હતો એટલુંજ નહિ, પણ એ તત્ત્વજ્ઞાનનો મોટો ભાગ એ શબ્દને ઉત્પત્તિ આપનાર વિચાર ઉપર રચાયો હતો એમ કહીએ તો પણ તેમાં કંઇ અતિશયોક્તિ થતી નથી. આપણા સુવાર્તિકે આ શબ્દ પોતાના ઉપયોગમાં લીધો, પણ તેને પોતાના નવા અને જીવવંત વિચારથી નવોજ કર્યો છે.

"શબ્દ" એટલે માત્ર બોલેલું તે નહિ પણ તેને ઉત્પત્તિ આપનાર અથવા બીજાં શબ્દોમાં કહીએ તો વિચારનું પ્રકટીકરણ.

પ્રશ્ન એ છે કે આ સુવાર્તિક આ "શબ્દ" દ્વારા પોતાનો વિચાર કેવી રીતે દર્શાવે છે અને તેને જુના કરારના વિચાર સાથે કેવી રીતે જોડે છે? એનો જવાબ

એ છે કે, જુના કરારમાંના ઉત્પત્તિના પુસ્તકમાં પદ ૩, ૬, ૯, ૧૧, ૧૪ વગેરેમાં "દેવે કહ્યું" એમ વારંવાર કહેવામાં આવ્યું છે. તે ઉપરાંત ગીતશાસ્ત્ર ૩૩; ૬ : ૧૦૭; ૨૦ : ૧૧૯; ૮૯ : ૧૪૭; ૧૫ માં ઇશ્વરના શબ્દનું અને જ્ઞાનનું સજીવારોપણ કરવામાં આવ્યું છે; અને "નીતિવચનો"ના પુસ્તકના આઠમા અને નવમા અધ્યાયમાં એથી પણ વિશેષ રીતે કરવામાં આવ્યું છે, પણ જુના કરારના કોઇ પણ પુસ્તકમાં કરવામાં આવ્યું હોય તેથી વધારે પ્રમાણમાં આ સજીવારોપણ યહુદી લોકોનાં બીજાં પુસ્તકો, જેવાં કે, "આપોક્રિફા" અને "ટાર્ગમ"માં કરવામાં આવેલ છે. યોહાને આ બધું ધ્યાનમાં લઇને "લૉગૉસ" એટલે "શબ્દ" એ શબ્દનો વ્યવહાર કર્યો છે અને તેમ કરી યહુદી શાસ્ત્રમાં જે એક ગંભીર વિચાર અમુક અંશે છુપાઇ રહ્યો હતો તેને બહાર કાઢી નવું સ્વરૂપ આપ્યું છે. ગ્રીક ભાષામાં "લૉગૉસ" શબ્દનો અર્થ "જ્ઞાન" કરવામાં આવતો હતો, પણ યહુદી પુસ્તકો, જેવાં કે "ટાર્ગમ" વગેરેમાં "મેમ્રા" નામનો જે શબ્દ વપરાતો હતો તેનો અર્થ "અંગત કાર્યરૂપે પ્રકટ થએલ ઇશ્વરની ઇચ્છા" થતો હતો. યોહાને લૉગૉસ કે "શબ્દ" આવાજ અર્થમાં વાપર્યો છે.

**હતો.** ઉત્પત્તિના પુસ્તકમાં પહેલા પદમાં કહેવામાં આવ્યું છે કે "આદિએ દેવે આકાશ તથા પૃથ્વી ઉત્પન્ન કીધાં." અહીં 'હતો' એ શબ્દનો વ્યવહાર કરવામાં આવ્યો છે, તે એમ સૂચવે છે કે આ "શબ્દ" ઉત્પન્ન કરવામાં આવ્યો નહોતો, પણ તે પહેલેથીજ અથવા અનાદિકાળથી અથવા કાળની પણ પહેલાં અસ્તિત્વમાં હતો.

**અને શબ્દ દેવની સંઘાતે હતો.** આ "શબ્દ" કાળાતીત હતો એટલે પહેલેથીજ દેવની સાથે હતો. પણ સાથે હતો એનો અર્થ એમ નથી કે તે માત્ર તેની પાસે હતો. જે ગ્રીક શબ્દનો અર્થ ગુજરાતીમાં "સંઘાતે" શબ્દથી કરવામાં આવ્યો છે તેની મતલબ એવી છે કે એ "શબ્દ" દેવનો સંગી હતો. દેવ અને "શબ્દ" વચ્ચે અંગત સંબંધ હતો. આ સંબંધ પ્રેમનોજ હોઈ શકે, અને હતું પણ તેમજ. ૧ યોહાન ૪; ૧૬ માં આપણને કહેવામાં આવ્યું છે કે દેવ પ્રેમ છે. હવે જો દેવ પ્રેમ છે તો તે અનંતકાળથી અથવા કાળથી પણ પહેલાં પ્રેમજ છે. પણ પ્રેમ માટે બે વ્યક્તિઓ જોઇએ અને તેથી આ "શબ્દ" જે કાળાતીત હતો તે ઇશ્વરની સાથે પ્રેમના સંબંધથી જોડાએલી બીજી વ્યક્તિ છે.

**અને શબ્દ દેવ હતો.** ઉપર જે કહેવામાં આવ્યું છે તે ઉપરથી આ ઉપવાક્યનો અર્થ કેટલેક અંશે સ્પષ્ટ થઇ જાય છે. "શબ્દ" કાળાતીત હતો, દેવનો સંગી હતો, દેવના અનંત પ્રેમનો પાત્ર હતો. આનો અર્થ એજ થઇ શકે કે "શબ્દ" દેવસ્વરૂપ હતો. બીજા ઉપવાક્યમાં 'દેવ' શબ્દનો વ્યવહાર કરવામાં આવ્યો છે અને અહીં આવ્યો છે તેમાં ફેર એટલો છે કે ત્યાં દેવ સાથે ગ્રીક

ભાષામાં નિશ્ચયાર્થદર્શક શબ્દ મૂકવામાં આવેલ છે અને અહીં આવેલ નથી. આથી દેવ અને "શબ્દ" વચ્ચે એક પ્રકારનું અંતર પણ બતાવવામાં આવેલ છે, અને તે આગળ ઉપર એ બન્નેને પિતા અને પુત્રનાં નામ આપી પ્રકટ કરવામાં આવે છે.

[2] તેજ આદિએ દેવની સંઘાતે હતો.

આ એક પુનરૂક્તિ છે અને એ આ સુવાર્તિકનું એક ખાસ લક્ષણ છે. તોપણ એની સાથે સુવાર્તિક પોતાના વિચારને એક પગલું આગળ લઇ જાય છે. પહેલા પદમાં માત્ર ઇશ્વરના પોતાનાજ જીવનની વાત કરવામાં આવી છે અને બીજા પદમાં સૃજનની વાત કરવામાં આવી છે. આ બન્ને પદને બીજું પદ જોડે છે. "તેજ" એટલે જે "શબ્દ"ની વાત પહેલા પદમાં કહેવામાં આવી છે તે.

[3] તેનાથી સઘળું ઉત્પન્ન થયું; એટલે જે કાંઈ થયું છે તે તેના વિના ઉત્પન્ન થયું નહિ.

સૃષ્ટિની સર્વ વસ્તુઓ અને સૃષ્ટિના સર્વ જીવો જે અનાદિકાળથી નહોતાં અને જેનો આદિ છે તે બધાં આ "શબ્દ"દ્વારા સૃજાયાં. એવી એક પણ વસ્તુ કે એવો એક પણ જીવ નથી કે જેનું સૃજન "શબ્દ"દ્વારા ન થયું હોય.

**તેનાથી.** તેના દ્વારા સર્વ વસ્તુઓનો મૂળ સૃષ્ટા તો પિતા પોતેજ છે, પણ તે જે કાંઇ કરે છે તે પુત્રદ્વારા કરે છે, અને પુત્ર શિવાય કશું પણ કરતો નથી, જુઓ કલો. ૧ ; ૧૬. ૧ કોરીં. ૮ ; ૬. હેબ્રી. ૧ ; ૨.

**સઘળું.** સર્વ કાંઇ. આ જગાએ સૃષ્ટિ કે જગત કે એવા કોઇ શબ્દનો વ્યવહાર કરવામાં આવ્યો નથી. કદાચિત તેમ ન કરવાનો હેતુ એમ પણ હોય કે સુવાર્તિક આપણને ભાર દઇને એમ કહેવા માગે છે કે પ્રત્યેક વસ્તુ કે જીવ તેના દ્વારા ઉત્પન્ન થયો છે. સર્વનો એક સામટો વિચાર કરતાં આ વાત ઉપર ઓછો ભાર દેખાય એમાં કશું નવાઇ જેવું નથી.

આ પદનું બીજું ઉપવાક્ય પણ એક પ્રકારની પુનરૂક્તિજ છે. એમાં પહેલા ઉપવાક્યમાં જે કહેવામાં આવ્યું છે તેજ બાબત બીજી રીતે એટલે નકાર-દર્શક રીતે કહેવામાં આવી છે. આવી પુનરૂક્તિ હેબ્રી સાહિત્યમાં સારી રીતે જોવામાં આવે છે અને આ સુવાર્તિકની શૈલી હેબ્રી શૈલી છે એ બતાવનારૂં આ એક ખાસ લક્ષણ છે. એ પ્રકારની પુનરૂક્તિ યોહાનમાં અનેક સ્થળે જોવામાં આવે છે. જુઓ, પદ ૨૦ : ૧૦ ; ૨૮. ૧ યોહાન ૧ ; ૫ : ૨ ; ૪, ૨૭, ૨૮. "જે કંઇ થયું છે તે." એકેએક વસ્તુ અને જીવ ; "શબ્દ"ની સત્તા બહાર કશું પણ નથી અને જે કાંઇ થયું છે તે તેના વતીજ થયું છે. પાઉલે કલો. ૧ ; ૧૬માં આવોજ વિચાર દર્શાવ્યો છે. આગળ કહેવામાં આવ્યું છે કે પોતાની પુનરૂક્તિ-

દ્વારા યોહાન પોતાનો વિચાર આગળ વધારતો જાય છે તે પ્રમાણે તે અહીં પણ તેમ કરે છે. પહેલા ઉપવાક્યમાં "થયું" વાપરવામાં આવેલ છે અને અહીં "થયું છે" વાપરવામાં આવેલ છે. આવી રીતે ભૂતકાળને બદલે પૂર્ણ વર્તમાનકાળ વાપરીને સુવાર્તિક આપણા વિચારને સૃષ્ટિના સૃજન બાદ સૃષ્ટિના ચાલુ પાલન તરફ દોરી જાય છે.

**તેના વિના.** જુઓ ૧૫; ૫. સરખાવો કલો. ૧; ૧૬, ૧૭.

[4] તેનામાં જીવન હતું. તે જીવન માણસોનું અજવાળું હતું.

**જીવન.** સૃષ્ટ વસ્તુઓ અને જીવોમાં જે કાંઇ જીવન અને ચેતન્ય છે તે તેનું છે અથવા તેમાંથી છે. વનસ્પતિ, જીવજંતુ, પશુપક્ષી અને મનુષ્ય વગેરે પ્રાણીઓમાં જે જીવન છે અને જેને લઇને તે પોતાનાં કાર્ય કરી રહ્યાં છે તે "શબ્દ" માંથી છે.

**માણસોનું અજવાળું.** બીજા જીવો અને માણસો વચ્ચે જીવન એ સામાન્ય વસ્તુ છે, પણ માણસોમાં તેથી કાંઇક વિશેષ વસ્તુ છે. આ વસ્તુ તેની બુદ્ધિ અને વિવેકબુદ્ધિ છે; ને પોતાની બુદ્ધિવતી કાર્યરૂપી આ જગતના કારણ ઇશ્વરને ઓળખી શકે છે, અને વિવેકબુદ્ધિ વતી સાચુંખોટું પારખી ઇશ્વરના નૈતિક સ્વરૂપને ઓળખી શકે છે. આ જાતની શક્તિ પ્રત્યેક માણસમાં છે અને તેને લઇનેજ તે બીજાં પ્રાણીઓથી જુદો પડે છે. આ વસ્તુ પણ "શબ્દ" દ્વારાજ માણસને પ્રાપ્ત થઇ છે. "શબ્દ" દ્વારા સકળ વસ્તુઓ ઉત્પન્ન થઇ છે, તેના દ્વારા સર્વે જીવો પોતાનું જીવન પામ્યા છે અને તેના દ્વારા મનુષ્ય પોતાનું નૈતિક જ્ઞાન પામ્યો છે. આ જ્ઞાન તમામ મનુષ્યનું "અજવાળું" છે.

[5] તે અજવાળું અંધારામાં પ્રકાશે છે, પણ અંધારાએ તેને સ્વીકાર્યું નહિ.

ચોથા પદમાં ઇશ્વરનું કાર્ય જણાવવામાં આવ્યું છે અને પાંચમા પદમાં મનુષ્યનું કાર્ય જણાવવામાં આવ્યું છે. અત્યાર સુધી યોહાને ઇશ્વરે "શબ્દ" દ્વારા જે કાંઇ કર્યું છે અને તે જે કાંઇ કરે છે તે આપણને જણાવ્યું છે. હવે તે મનુષ્ય જે કાંઇ કરે છે તે જણાવે છે. મનુષ્યને ઇશ્વરે સ્વાતંત્ર્ય બક્ષ્યું છે, જેને લઇને તે સારો કે નરસો થઇ શકે છે. આ તેની બીજા પ્રાણીઓ કરતાં વિશેષતા છે. હવે તે પોતાની આ સ્વતંત્રતાનો ઉપયોગ પહેલેથીજ ખોટે રસ્તે કરતો આવ્યો છે અને તેને લઇને તેને જે પ્રકાશ ઇશ્વર આપે છે તેનો તે સ્વીકાર કરતો નથી અને અંધકારમાં રહે છે.

આ પદના પહેલા ઉપવાક્યમાં વર્તમાનકાળનો ઉપયોગ કરવામાં આવ્યો છે અને તેથી સુવાર્તિક પોતાના કાળની તેમ એક રીતે હમેશને માટે વર્તમાનકાળની વાત કરે છે. તેના કાળમાં આ વાત જેમ ખરી હતી તેમ તે આજે પણ ખરી છે.

**અજવાળું.** આ શબ્દ ચોથા પદમાં વાપરવામાં આવ્યો છે તેના કરતાં અહીં વધારે વિશાળ અર્થમાં વાપરવામાં આવ્યો હોય એમ લાગે છે. ચોથા પદમાં એ શબ્દ બુદ્ધિ અને વિવેકબુદ્ધિ માટે વાપરવામાં આવ્યો છે, પણ અહીં ખ્રીસ્તદ્વારા જે પ્રકાશ આવ્યો તેનો પણ સમાવેશ કરવામાં આવ્યો હોય એ સંભવિત છે.

**અંધારામાં.** અહીં મનુષ્યના પતનની વાત સ્વીકારીને વાત કરવામાં આવેલ છે. મનુષ્યમાં પ્રકાશ થયો તેની સાથે સાથેજ અંધકાર પણ થએલો છે, અને એ બન્ને વચ્ચે નિરંતર યુદ્ધ ચાલી રહ્યું છે. આત્મિક અને નૈતિક અજ્ઞાનને યોહાન ફરી ફરીને અંધકાર શબ્દથી ઓળખાવે છે. જુઓ યોહાન ૮; ૧૨: ૧૨; ૩૫, ૪૬. ૧ યોહાન ૧; ૫: ૨; ૮, ૯, ૧૧.

**પ્રકાશે છે.** જુઓ ૧ યોહાન ૨; ૮. આ અજવાળું અંધકારમાં પોતાનો પ્રકાશ નાખે છે અને તેને અજવાળવાનો પ્રયત્ન કરે છે. અજવાળાનું કાર્યજ એ છે કે પ્રકાશ નાખવો અને અજવાળવું, અને તે પ્રમાણે "શબ્દ" નિરંતર કરી રહ્યો છે.

**સ્વીકાર્યું નહિ.** આ શબ્દના મૂળ શબ્દનો અર્થ બે રીતે કરવામાં આવે છે. બધા ગ્રીક ટીકાકારો એ શબ્દનો અર્થ "જીત્યું નહિ" એવો કરે છે અને આ અર્થ આજે પણ કેટલાક ટીકાકારો કબુલ રાખે છે. એમનું કહેવું એ છે કે યોહાન ૧૨; ૩૫માં એ શબ્દ એ અર્થમાં વાપરે છે. આ અર્થ આપણે કબુલ રાખીએ તો આ ઉપવાક્યનો અર્થ એવો થાય છે કે, પ્રકાશ અને અંધકાર વચ્ચેના યુદ્ધમાં આખર જય તો પ્રકાશનોજ થયો. એ અર્થ બહુ સારો છે એમાં જરા પણ શંકા નથી. પણ બીજા કેટલાક ટીકાકારો અને તે પણ પહેલાના જેવાજ મહાન "સ્વીકાર્યું નહિ," "ધર્યું નહિ" એ અર્થમાં એ શબ્દ લે છે. આ અર્થ લેતાં આ ઉપવાક્યની મતલબ આ આખી સુવાર્તામાં રહેલા ઉંડા કરૂણરસની સાથે બરાબર ભળે છે. મૂળ શબ્દ આ અર્થમાં પણ ઘણે ઠેકાણે નવા કરારમાં વાપરવામાં આવ્યો છે. જુઓ પ્રેરિતોનાં કૃત્યો ૪; ૧૩: ૧૦; ૩૪: ૨૫; ૨૫. એફે. ૩; ૧૮.

**૬-૧૩. શબ્દનું મનુષ્યજાતિ આગળ પ્રકટીકરણ અને તેનો અસ્વીકાર.**

પહેલાં પાંચ પદમાં સુવાર્તિકે આપણને સૃષ્ટિના આદિકાળ પહેલાંની વાતથી શરૂઆત કરીને મનુષ્યના જીવનમાં જે સત્ય અને અસત્ય, ધર્મ અને અધર્મનું યુદ્ધ રહ્યું છે અને જે મનુષ્યજીવનનો તેમ સૃષ્ટિનો સહુથી મહાન પ્રશ્ન છે તે આપણી નજર આગળ મુકેલ છે. હવે તે આપણને આ બીજા વિભાગમાં "શબ્દ" કેવી રીતે પ્રકાશિત થયો, અને તેનો અસ્વીકાર કેમ કરવામાં આવ્યો તે ટુંકામાં બતાવે છે. આ તે યુદ્ધનું વધારે ગંભીર સ્વરૂપ છે. પ્રકાશ પૂરા

જોસથી ફૂંકાયો તે છતાં અંધકાર તો અંધકારજ રહ્યો. આથી વધારે દુઃખદાયક સ્થિતિ બીજી શી હોય! મનુષ્યજાતિ પ્રકાશ પામી લે તે માટે ઇશ્વરે ખાસ તૈયારી કરી રાખી હતી. પણ જેમણે તે પ્રાપ્ત કરી લેવો જોઇતો હતો તેમણે તેનો નાશ કરવાની કોશીષ કરી. માત્ર અમુક અમુક વ્યક્તિઓએ તેનો સ્વીકાર કર્યો અને તે માન્ય રાખીને બીજાને પમાડયો.

[૬] દેવે મોકલેલો એક માણસ આવ્યો, તેનું નામ યોહાન હતું.

**દેવે મોકલેલો.** એટલે પેગંબર, જુઓ યોહાન ૩ ; ૨૮ : ૧૫ ; ૨૬. માલાખી ૩ ; ૧.

**એક માણસ આવ્યો.** આ પદમાં તેમ નીચેનાં બે પદમાં "શબ્દ"નો અને બાપ્તિસ્મા કરનાર યોહાનનો મુકાબલો કરવામાં આવ્યો છે. યોહાનને માટે 'માણસ' શબ્દ વાપરવામાં આવ્યો છે, અને ૧૪મા પદમાં "શબ્દ" મનુષ્યરૂપે આવ્યો તેનું વર્ણન જુદીજ રીતે કરવામાં આવ્યું છે. તેમ "આવ્યો" શબ્દ પહેલા પદમાં "હતો" એ શબ્દના મુકાબલે વાપરવામાં આવેલ છે. "શબ્દ" અનાદિ છે, અને યોહાન અમુક કાળે આવ્યો, એ તેમના વચ્ચેનું મહાન અંતર છે.

**તેનું નામ યોહાન હતું.** આ આખી સુવાર્તામાં બાપ્તિસ્મા કરનાર યોહાનનું નામ વીસ વખત આપવામાં આવ્યું છે, પણ તેની સાથે એક વખત પણ બાપ્તિસ્મા કરનાર એ શબ્દ લગાડવામાં આવ્યો નથી. બીજી ત્રણ સુવાર્તાઓમાં જ્યારે જ્યારે આ યોહાનનું નામ આપવામાં આવે છે, ત્યારે ત્યારે તેની સાથે બાપ્તિસ્મા કરનાર શબ્દો વાપરવામાં આવે છે. એ સુવાર્તાઓમાં આમ કરવામાં આવ્યું છે તેનું કારણ એ છે કે બાપ્તિસ્મા કરનાર યોહાન અને સુવાર્તિક યોહાન એ બન્નેના નામની ભેળસેળ ન થાય. પણ આ સુવાર્તામાં સુવાર્તિક યોહાનનું નામ તો આવતુંજ નથી, કેમ જાણે આ સુવાર્તાના લેખક માટે એકજ યોહાન હોય! આ ઉપરથી એવું માનવાને મોટું કારણ મળે છે કે આ સુવાર્તાનો લેખક યોહાનજ છે, કારણકે એ પોતેજ પોતાની નમ્રતાને લીધે પોતાનું નામ પડતું મૂકે, પણ બીજું કોઇ તેમ કરે નહિ.

પહેલાં પાંચ પદમાં જે કહેવાઇ ગયું છે તે પછી અહીં એકાએક યોહાનનું નામ કેમ આપવામાં આવ્યું એ એક વિચારવા જેવી વાત છે, એનું એક કારણ એ હોઇ શકે છે કે "શબ્દ"ના આગમન માટે જે તૈયારી કરવામાં આવી હતી તેનો સહુથી વિશેષ અગત્યનો અંશ બાપ્તિસ્મા કરનાર યોહાનનું આગમન અને તેનું સાક્ષ્ય હતાં.

[૭] તે શાહેદીને સારૂ આવ્યો કે અજવાળા વિષે તે શાહેદી આપે, એ માટે કે સર્વ તેનાથી વિશ્વાસ કરે.

**શાહેદીને સારૂ.** એટલે સાક્ષ્ય આપવા માટે. આ શાહેદી કે સાક્ષ્યનો વિચાર યોહાનની સુવાર્તામાં બહુ અગત્યનું સ્થાન ધરાવે છે. વિશ્વાસ એ સાક્ષ્ય-દ્વારાજ ઉત્પન્ન થાય છે અને યોહાનનું કાર્ય આવનાર ખ્રીસ્ત પર વિશ્વાસ ઉત્પન્ન કરવાનું હતું.

**સર્વ.** એટલે સર્વ મનુષ્યો અને માત્ર યહુદીઓજ નહિ. આગળના પેગંબરોએ પોતાનો સંદેશો યહુદી કોમને જાહેર કર્યો હતો, અને તેઓમાંના કેટલાએકની એવી પણ અભિલાષા હતી કે બીજી કોમો પણ તેનો લાભ લે (જુઓ યશાયાહ ૪૯; ૬); પણ યોહાન તે સર્વથી આગળ ગયો હતો એટલે તેણે સર્વ માણસોને યહુદીઓ કે ઇબ્રાહીમના પુત્રો તરીકે નહિ પણ માણસો તરીક પશ્ચાતાપ કરવાનું અને સ્વર્ગના રાજ્યમાં પ્રવેશ કરવાનું આમંત્રણ આપ્યું હતું.

**તેનાથી.** એટલે યોહાનદ્વારા, યોહાનનું સાક્ષ્ય માનીને.

[૮] તે તો તે અજવાળું ન હતો, પણ તે અજવાળા વિષે શાહેદી આપવાને (તે આવ્યો હતો).

આ પદમાં જે કહેવામાં આવ્યું છે તે કેટલાએક લોકો યોહાનને આવનાર અજવાળા તરીક માનતા હતા તેનને ઉદ્દેશીને કહેવામાં આવ્યું હોય એમ માનવાને સબળ કારણ છે (જુઓ પ્રેરિતોનાં કૃત્યો ૧૯; ૩, ૪ અને યોહા. ૫; ૩૫માં પ્રભુ ઇસુ યોહાન બાપ્તિસ્મા કરનારને ખુલ્લી રીતે દીવો કહે છે).

**તે આવ્યો હતો.** આ શબ્દો મૂળમાં નથી, પણ વાક્ય પૂરૂં કરવાને ઉમેરાયા છે. આવી વાક્યરચના આ સુવાર્તામાં કોઈ કોઈ ઠેકાણે જોવામાં આવે છે, જુઓ ૯; ૩: ૧૫; ૨૫.

[૯] ખરૂં અજવાળું તે હતું કે જે જગતમાં આવીને હરેક માણ-સને પ્રકાશ આપે છે.

આ પદ મૂળમાં સ્પષ્ટ નથી: તેનું વાંચન બેત્રણ રીતે કરવામાં આવે છે. એ વાંચન ગમે તે રીતે કરવામાં આવે પણ આટલું તો ચોકખેચોકખું દેખાય છે કે એ પદમાં અજવાળાની વિશેષ વ્યાખ્યા કરવામાં આવી છે, અને તેમ કરી યોહાન અને ખ્રીસ્તનો વધારે મુકાબલો કરવામાં આવ્યો છે.

**ખરૂં.** આ શબ્દનો ઉપયોગ આ સુવાર્તામાં ખાસ રીતે કરવામાં આવે છે. ખરૂં એ ખોટાનો વિરોધ દર્શાવવા માટે વાપરવામાં આવેલ નથી, પણ પૂર્ણ એ અર્થમાં વાપરવામાં આવેલ છે. આ અજવાળું સાચું અને બીજાં ખોટાં એમ નહિ, પણ આ અજવાળું તેના મૂળસ્વરૂપમાં છે અને બીજું જે કંઇ અજવાળું છે તે તેમાંથી નીકળી આવેલું છે. યોહાનમાં પણ જે કાંઇ દીવા તરીકે અજવાળું હતું તે પણ આ અજવાળામાંથીજ તેને પ્રાપ્ત થયું હતું.

**જગતમાં આવીને.** આ શબ્દોના સંબંધમાંજ મૂળના વાંચનમાં જે મતભેદ છે તે છે. કેટલાક ટીકાકારો તેને હરેક માણસના વિશેષણ તરીકે ગણી "હરેક માણસ જે જગતમાં આવે છે તેને પ્રકાશ આપે છે" એમ વાંચન કરે છે. આમ વાંચન કરતાં "જગતમાં આવે છે" એનો અર્થ જન્મ લે છે એમ થાય છે. નીચેના શબ્દો જોતાં આ વાંચનજ વધારે યોગ્ય લાગે છે.

**હરેક માણસને.** એટલે એકેએક માણસને. સાતમા પદમાં યોહાનના સંબંધમાં વાત કરતાં "સર્વ માણસો" શબ્દ વાપરવામાં આવ્યા હતા. અહીં "હરેક માણસ" એ તેને મુકાબલે વાપરવામાં આવેલ છે. યોહાનનું કાર્ય એક-સામટું હતું. "શબ્દ"નું કાર્ય વ્યક્તિગત્ છે. વળી આ શબ્દો આ ઉપવાક્યમાં રહેલા વિચારને વધારે સ્પષ્ટ કરે છે. જ્યારથી મનુષ્યનું સૃજન થયું ત્યારથી તે આખર સુધી "શબ્દ" માણસને, પ્રત્યેક માણસને પ્રકાશ આપે છે.

[10] તે જગતમાં હતો, ને જગત તેનાથી ઉત્પન્ન થયું હતું, તોપણ જગતે તેને ઓળખ્યો નહિ.

નવમા પદમાં પ્રકાશનું સામાન્ય કાર્ય જણાવવામાં આવ્યું છે. દસમા અને અગીઆરમા પદમાં એ કાર્યનાં અગ વિશેષરૂપે જણાવવામાં આવ્યાં છે, અને તેની સાથે મનુષ્યજાતિએ જુદી જુદી રીતે કરેલો તેનો અસ્વીકાર જણાવવામાં આવેલ છે. પાંચમા પદમાં જે વિચાર દર્શાવવામાં આવ્યો છે તેનું અહીં વિશેષ સ્પષ્ટીકરણ કરવામાં આવ્યું છે. વળી દસમા તથા અગીઆરમા પદમાં ઉત્તરોત્તર વૃદ્ધિ છે એ પણ ધ્યાનમાં લેવા જેવી છે.

**જગતમાં.** જગત એ શબ્દ નવા કરારમાં અને આ સુવાર્તામાં જુદી જુદી રીતે વાપરવામાં આવ્યો છે. તેના અર્થ આ પ્રમાણે છે. (૧) સૃષ્ટિ: જુઓ રૂમી. ૧; ૨૦. (૨) પૃથ્વી: યોહાન ૧; ૯: માથ્થી ૪; ૮. (૩) પૃથ્વીના મનુષ્યો: યોહાન ૧; ૨૯: ૪; ૪૨. (૪) ઈશ્વરથી વિમુખ થએલા: યોહાન ૧૨; ૩૧: ૧૪; ૧૭. આ પદમાં જગતનો અર્થ કંઇક અંશે નંબર બીજામાંથી ચોથામાં ઉતરી પડે છે. "શબ્દ" જગતની સર્વ વસ્તુઓમાં અને વિશેષે કરીને મનુષ્યની બુદ્ધિ અને વિવેકબુદ્ધિમાં પોતાના કાર્યદ્વારા રહેલ હતો, પણ તેને મનુષ્યો પોતાના પાપરૂપી અંધકારને લઇને ઓળખી શક્યા નહિ.

[11] તે પોતાનાંની પાસે આવ્યો, પણ પોતાના (લોકોએ) તેનો અંગીકાર કીધો નહિ.

દસમા પદમાં મનુષ્યજાતિને ઇશ્વર સંબંધી જે સામાન્ય જ્ઞાન મળે છે તેની વાત કરવામાં આવી છે, અને આ પદમાં તેનું જે વિશેષ જ્ઞાન યહુદી લોકોને આપવામાં આવ્યું હતું તેની વાત કરવામાં આવેલ છે. ઇસ્રાએલનો દેશ એ તેનું ખાસ તૈયાર કરેલું ગૃહ હતું, તેમાં તે એટલે "શબ્દ" આવ્યો, પણ તેના પોતાનાજ

લોકો એટલે ઇસ્રાએલ લોકોએ તેનો અંગીકાર કર્યો નહિ. દસમા પદમાં "હતો" શબ્દ વાપરવામાં આવ્યો છે, ત્યારે અહીં "આવ્યો" શબ્દ વાપરવામાં આવ્યો છે. તેમજ "ઓળખ્યો નહિ" અને "અંગીકાર કર્યો નહિ." આ શબ્દદ્વારા પણ જગતના લોકો અને યહુદી લોકો વચ્ચે જે ફેર હતો તે સારી રીતે દર્શાવવામાં આવેલ છે સાથે સાથે સુવાર્તિક આપણને એ પણ બતાવે છે કે યહુદી લોકનો આ વિશેષ હક કે અધિકાર હતો અને તેનો તેમણે બરાબર ઉપયોગ કર્યો નહિ તેથી તેમનો દોષ પણ વિશેષ છે. આ પદમાં કરૂણાની વૃદ્ધિ થઇ છે તે ધ્યાનમાં લેવા જેવી છે.

**પોતાનાંની પાસે** એટલે પોતાના વારસા પાસે એવો અર્થ મૂળમાં નાન્યતરજાતિનો ઉપયોગ કરવામાં આવ્યો છે તેથી થાય છે. બીજા "પોતાના" શબ્દમાં મૂળમાં નરજાતિનો ઉપયોગ કરવામાં આવ્યો છે અને તેથી "તેના લોકો" એવો તેનો અર્થ થાય છે. (જુઓ ૧૬ ; ૧૨ : ૧૯ ; ૨૭).

**અંગીકાર કીધો નહિ** એટલે ગ્રહણ કર્યો નહિ. ઇસ્રાએલ લોકોને ઇશ્વર સંબંધી જે જ્ઞાન મળ્યું હતું તેથી તેમની શક્તિ પણ વિશેષ થઇ અને તે કારણથી તેઓ આવનાર અજવાળાને માત્ર જગતની માફક જાણી શકે એમ હતું એટલુંજ નહિ પણ તેને વિશેષ રીતે લઇ શકે—ગ્રહણ કરી શકે તેમ હતું, પણ તેમણે આ કર્યું નહિ.

[૧૨] પણ જેટલાએ તેનો અંગીકાર કીધો, એટલે જેટલા તેના નામ પર વિશ્વાસ કરે છે, તેટલાને તેણે દેવનાં છોકરાં થવાનો અધિકાર આપ્યો.

**જેટલાએ** એટલે જે જે વ્યક્તિઓએ. ખ્રીસ્તનો સ્વીકાર યહુદી પ્રજાએ ન કર્યો એ ખરૂં, પણ છુટી છુટી વ્યક્તિઓએ કર્યો, અને તે યહુદીઓમાંથી તેમજ અન્ય પ્રજાઓમાંથી હતી. તેમના આ કાર્યથી તેમને યહુદીઓ કરતાં પણ એક વધારે મોટો અધિકાર મળ્યો અને તે દેવનાં છોકરાં થવાનો હતો.

બીજા ઉપવાક્યમાં પહેલા ઉપવાક્યનો વિશેષ અર્થ કરવામાં આવે છે. "અંગીકાર કીધો" એટલે ભૂતકાળમાં કરવામાં આવેલું એક કાર્ય નહિ, પણ તેના નામમાં ચાલુ કાળમાં રાખવામાં આવતો વિશ્વાસ.

**તેના નામ પર વિશ્વાસ કરે છે.** "નામ" એ શબ્દ આ સુવાર્તિકને ખાસ પ્રિય છે. તે પિતા અને પુત્રને માટે નામ શબ્દનો વ્યવહાર અનેક વાર કરે છે. પિતાને માટે નામ વાપરવામાં આવેલ હોય એવાં પદો આ છે: ૫ ; ૪૩ : ૧૦ ; ૨૫ : ૧૨ ; ૧૩, ૨૮ : ૧૭ ; ૬, ૧૧, ૧૨, ૨૬. પ્રકટીકરણ ૩ ; ૧૨ : ૧૧ ; ૧૮ : ૧૩ ; ૬ : ૧૪ ; ૧ : ૧૫ ; ૪, ૯ : ૨૨ ; ૪. પુત્રને માટે વપરાયો હોય તે: ૨ ; ૨૩ : ૩ ; ૧૮ : ૧૪ ; ૧૩, ૧૪, ૨૬ : ૧૫ ; ૧૬ : ૧૬ ; ૨૩, ૨૪,

૨૬ : ૨૦; ૩૧. ૧ યોહાન ૨; ૧૨ : ૩; ૨૩ : ૫; ૧૩. પ્રકટીકરણ ૨; ૩, ૧૩ : ૩; ૧૨ : ૧૪; ૧. આ ઉપરાંત નવા કરારમાં બીજે સ્થળે તેમ જુના કરારમાં પણ "નામ" શબ્દ ઘણી વાર બહુ ગંભીર અર્થમાં વાપરવામાં આવેલ છે. આ બધાં સ્થળોમાં "નામ" એ માત્ર બાહ્ય ચિહ્‌ન નથી, પણ વસ્તુનું ખરૂં તત્ત્વ સમજાવનાર શબ્દ છે અથવા એનો અર્થ વસ્તુ પોતેજ થાય છે. જે નામની અહીં વાત કરવામાં આવે છે તે "ખ્રીસ્ત, દેવનો પુત્ર" હોવા વિશેષ સંભવ છે.

**દેવનાં છોકરાં.** વિશ્વાસ રાખનારનો સંબંધ દેવની સાથે પિતા અને તેનાં બાળકોનો સંબંધ થાય છે. આ વિચાર નવા કરારમાં સામાન્ય છે. છોકરાં અને પુત્રમાં ફેર એટલો છે કે દેવપુત્ર એ અનાદિકાળથી પુત્ર છે અને તેનો અધિકાર પણ તેટલોજ મોટો છે અને "છોકરાં"માં માત્ર ગુણનું સરખાપણું બતાવેલું છે. જુઓ પદ ૧૩.

**અધિકાર.** જુઓ ૫; ૨૭ : ૧૦; ૧૮ : ૧૭; ૨ : ૧૯; ૧૦, ૧૧. પ્રકટીકરણ ૨; ૨૬, વગેરે. ખ્રીસ્ત ઇશ્વરનો પુત્ર પ્રથમથીજ છે, અને વિશ્વાસી જનો ઇશ્વરનાં બાળક તેનાથી આપેલા અધિકારથી થાય છે. આ લોકો પોતાના વિશ્વાસથી ખ્રીસ્ત સાથે એક થાય છે, અને તેમ થવાથી ઇશ્વર તેમને દત્તક લે છે અને તેઓ તેનાં ખરેખરાં આત્મિક સંતાન બને છે.

[૧૩] તેઓ લોહીથી નહિ કે દેહની ઇચ્છાથી નહિ, કે માણસની ઇચ્છાથી નહિ, પણ દેવથી જન્મ પામ્યા.

આગલા પદમાં દેવનાં છોકરાં થવા વિષે જે કહેવામાં આવ્યું તેનું આ પદમાં સ્પષ્ટીકરણ કરવામાં આવેલ છે.

**લોહીથી નહિ** એટલે જન્મથી નહિ. કોઇ પણ, યહુદી કે ખ્રીસ્તી, એમ માનતું હોય કે જન્મને કારણે તેને દેવના બાળક થવાનો અધિકાર મળે છે તો તે વાતની આ સુવાર્તિક આ ઉપવાક્યમાં સાફ ના પાડે છે.

**દેહની ઇચ્છાથી નહિ.** આ પણ જન્મનેજ લાગુ પડે છે, પણ આમાં પહેલાના કરતાં માબાપની ઇચ્છાનો કાંઇક વિશેષ અંશ રહેલો છે.

**માણસની ઇચ્છાથી નહિ.** આ પણ જન્મના સંબંધમાં કહેવાયું હોય એમ ઘણા ટીકાકારોનું માનવું છે. આમાં એમ કહેવામાં આવ્યું છે કે માબાપ વાસના વગરનાંજ થઇને શુદ્ધ મનથી બાળક ઉત્પન્ન કરે તો પણ તેથી "દેવનાં છોકરાં" જન્મતાં નથી.

**દેવથી જન્મ પામ્યો** એટલે દેવથી જનિત થયા (જુઓ ૧ યોહાન ૨; ૨૯ : ૩; ૯ : ૪; ૭ : ૫; ૧, ૪, ૧૮). જે લોકો ખ્રીસ્ત દેવના પુત્ર પર

વિશ્વાસ કરે છે તેમને નવું જીવન અને તે દેવનુંજ જીવન પ્રાપ્ત થાય છે અને તેથી તે દેવનાં સંતાન થાય છે.

**૧૪-૧૮. "શબ્દે" કરેલું પિતાનું પ્રકટીકરણ, અને માણુસજાતને તેના વિષેનો થએલો અનુભવ.**

[14] શબ્દ સદેહ થઈને આપણામાં વસ્યો, (અને બાપના એકાકી-જનિત દીકરાના મહિમા જેવો તેનો મહિમા અમે દીઠો) ; તે કૃપા તથા સત્યતાથી ભરપુર હતો.

અત્યાર સુધી જે કાંઇ કહેવામાં આવ્યું છે તેની પૂર્ણાહૂતિ આ પદમાં રહેલ સત્યમાં થતી હોય એમ લાગે છે. સુવાર્તિક તેની આખી સુવાર્તામાં જે કહેવા માગે છે તેનો સારમાં સાર આ વચનમાં આપેલો છે. શબ્દ અવતીર્ણ થયો એ વાતની ઝાંખી આપણને ૧૧મા પદમાં કરાવવામાં આવી છે, પણ તે માત્ર ઝાંખીજ છે. અહીં એ વાત, એ સત્ય સૂર્યોદય વખતે પ્રકાશિત થતા સૂર્યની માફક આપણી આગળ ખુલ્લું કરવામાં આવે છે.

**શબ્દ સદેહ થયો.** જે "શબ્દ"ની અત્યાર સુધી જુદી જુદી રીતે વાત કરવામાં આવી તે સદેહ થયો. તેણે માત્ર મનુષ્યનું રૂપ ધારણ કર્યું કે દેહ ધારણ કર્યો એમ નથી, પણ તે બધી રીતે મનુષ્યજ થયો. "શબ્દ" મનુષ્ય થયો એટલે તેણે મનુષ્યની નિર્બળતા પણ સ્વીકારી. સુવાર્તિકે આ શબ્દો વાપરીને તે વખતે જે જુદા જુદા પાખંડ મત હતા તે બધાનો બહુ સરસ રીતે અને ટુંકામાં જવાબ આપ્યો છે. હિન્દુ ધર્મમાં અવતારની જે માન્યતા છે તેની અને આ માન્યતાની વચ્ચેનું અંતર પણ અહીં ધ્યાનમાં લેવા જેવું છે. મોટે ભાગે હિન્દુઓમાં અવતાર લેવો એનો અર્થ મનુષ્યનું રૂપ બાહ્ય રીતે ધારણ કરવું એમ થાય છે ; પણ ખ્રીસ્તી સિદ્ધાંત એવો છે કે "શબ્દ" બધી રીતે મનુષ્ય થયો. આ કેમ થયું એ વિચારવા જેવું છે. "શબ્દે" મનુષ્ય થતાં પોતાની દિવ્યતા રાખી હતી કે છોડી હતી ? આનો જવાબ આપણને પાઉલના ફિલિપીઓ ૨ ; ૬, ૭ વગેરે પદો જેમાં "દાસનું સ્વરૂપ લઇને...પોતાને ખાલી કર્યો" વગેરે કહેવામાં આવ્યું છે તેમાં મળી આવે છે. તેના આ આપણા જેવા થવામાંજ તેનું દિવ્યત્વ સૌથી વધારે પ્રકાશિત થયું હતું, કારણ કે તે તેના પ્રેમની પરાકાષ્ટા હતી. આ વિષય સંબંધી આપણને આ સુવાર્તામાં અધિક વાત મળી આવે છે.

**આપણામાં વસ્યો.** સુવાર્તિક કહે છે કે "શબ્દ" મનુષ્ય થયો એટલુંજ નહિ, પણ તે બીજાં મનુષ્યોની માફક લોકોમાં વસ્યો અને તેણે પોતાનું જીવન ગુજાર્યું. આ ઉપરાંત "વસ્યો" એ શબ્દનો મૂળમાં "તંબુ કે મંડપમાં રહ્યો" એવો અર્થ થાય છે. આ વાત યહોવાહ વિષે પણ અગાઉ કહેવામાં આવી હતી (જુઓ ૨ શમૂ. ૭ ; ૬. ગીત. ૭૮ ; ૬૭), અને તેથી "શબ્દ"ના સંબંધમાં તે શબ્દો

વાપરીને આગળ જે પ્રતિરૂપ તરીકે અથવા અંશરૂપે હતું તે અહીં પૂર્ણ થયું છે એમ કહેતો જણાય છે. "આપણામાં" એટલે સુવાર્તિક અને તેના સાથીઓ વગેરેમાં.

**બાપના એકાકીજનિત દીકરાના મહિમા સરખો તેનો મહિમા.** આ સદેહ થએલા "શબ્દ"નો મહિમા અહીં વર્ણવવામાં આવ્યો છે. એ મહિમા પિતા અને તેના એકનાએક પુત્ર વચ્ચેના પ્રેમના સંબંધમાં રહેલ મહિમા જેવો છે. જેમ દેવપિતાએ પ્રાચિન કાળે પોતાનો મહિમા અનેક પ્રકારે તથા અનેક રીતિએ દેખાડયો, તેમજ સદેહ થએલા દેવપુત્રે પણ કર્યું. પિતા અને પુત્ર એ શબ્દો આ પ્રસ્તાવનામાં પહેલીજ વાર વાપરવામાં આવેલ છે એ ધ્યાનમાં લેવા જેવું છે. "એકાકીજનિત દીકરો" એ શબ્દો ખ્રીસ્તને દેવનાં બીજાં સંતાનથી તદન જુદીજ કોટીમાં મુકે છે. તેના જેવો બીજો પુત્ર દેવપિતાને હોઇ શકેજ નહિ. "બાપના" એ શબ્દ મૂળમાં બાપ પાસેથી કંઇક ખાસ કાર્ય કરવા આવેલા એવા અર્થમાં વાપરવામાં આવેલ છે.

**અમે દીઠા.** (જુઓ ૧ યોહાન ૧ ; ૧). અહીં સુવાર્તિક પોતાનું સાક્ષ્ય આપે છે. "શબ્દ" વિષે વાત કરતાં કરતાં તે એ સાથે પોતાના મનની વાત પણ કરી નાખે છે. આવું તે ઘણી જગાએ કરે છે. (જુઓ પદ ૧૬ ; ૩, ૧૬, ૩૧ : ૧૯ ; ૩૫. ૧ યોહાન ૧ ; ૨ ).

**તે કૃપા તથા સત્યતાથી ભરપૂર હતો.** આ ઉપવાક્યમાં સદેહ થએલા "શબ્દ"નાં ખાસ લક્ષણ બતાવવામાં આવે છે. વચ્ચે સુવાર્તિકે પોતાનું તેનો મહિમા જોવાના સંબંધમાં જે સાક્ષ્ય આપ્યું તેનું પણ આમાં સ્પષ્ટીકરણ છે. સદેહ થએલા "શબ્દનો" મહિમા પણ આજ. આ "કૃપા અને સત્યતા" યહોવાહનાં ખાસ લક્ષણ તરીકે જુના કરારમાં અનેક સ્થળે દર્શાવવામાં આવેલ છે (જુઓ નિર્ગમન ૩૪ ; ૬. ગીત. ૨૫ ; ૧૦ : ૪૦ ; ૧૦, ૧૧ : ૬૧ ; ૭). કૃપા એટલે સપ્રેમદયા. આ ગુણ ન્યાયથી ઘણો ઉંચો છે અને તેમાં ક્ષમા, પ્રેમ વગેરેનો સમાવેશ થાય છે. આ બધા ગુણ "કૃપા" શબ્દથી બહુ સારી રીતે દર્શાવાય છે. "સત્યતા" એટલે વસ્તુઓનું અને આ સ્થાને જીવનનું ખરૂં સ્વરૂપ. સદેહ થએલ "શબ્દ" કૃપા તથા સત્યતાથી ભરપૂર હતો એટલે તે મનુષ્યજાતિને પૂર્ણ તારણ અને પૂર્ણ જ્ઞાન આપવા માટે આવેલ હતો. તેની કૃપામાં તારણ હતું અને તેની સત્યતામાં જ્ઞાન હતું. એ કૃપામાં "શબ્દ" જે જીવન છે તે દ્વારા ઇશ્વરનું પ્રેમસ્વરૂપ પ્રગટ થયું હતું અને એ સત્યતામાં "શબ્દ" જે પ્રકાશ છે તે દ્વારા ઇશ્વરનું જ્યોતિર્મય સ્વરૂપ પ્રગટ થયું હતું. "ભરપુર" શબ્દનું વધારે સ્પષ્ટીકરણ આગળ કરવામાં આવે છે.

[૧૫] યોહાન તેના વિષે શાહેદી આપે છે અને ઘાંટો પાડતાં કહે છે કે, જેના વિષે મેં કહ્યું છે કે, મારી પાછળ જે આવે છે તે મારી આગળ થયો

**છે, કેમકે તે મારી અગાઉ હતો, તે એજ છે.**

સુવાર્તિક યોહાનની સાક્ષી વિષે આપણને ફરી યાદ આપે છે. આ સાક્ષીથી તેના પોતાના મન ઉપર ઘણીજ ઉંડી અસર થઇ હતી અને તેના પોતાના જીવનનું પરિવર્તન થયું હતું અને તેથી તે તેના મનમાં નિરંતર રમી રહી હતી. આ ઉપરાંત એ સાક્ષ્યમાં સર્વ ભવિષ્યવાદનો સાર સમાએલો હતો અને તેથી તે જગતના લોકો માટે પણ તેટલુંજ ઉપયોગી હતું અને આજે પણ છે. અહીં વર્તમાનકાળનો ઉપયોગ કરવામાં આવ્યો છે તે કદાચિત આટલા માટેજ હોય એમ લાગે છે.

**ઘાંટો પાડતાં કહે છે.** આ શબ્દોમાં માત્ર શાહેદી આપવા કરતાં કાંઇક વિશેષ સૂચવવામાં આવેલ છે. બીજી સુવાર્તાઓમાં યોહાન ખ્રીસ્તને માટે માર્ગ તૈયાર કરે છે એવું જે કહેવામાં આવ્યું છે તે વાતનો પણ આમાં સમાવેશ થાય છે. ખ્રીસ્તના આગમનની તેણે શાહેદી આપી એટલુંજ નહિ પણ તેણે તે માટે લોકોને તૈયાર કરવાને પૂર્ણ પ્રયત્ન કર્યો. તેના આ પ્રયત્નથી ચારે દિશાઓ ગાજી રહી હતી.

**જેના વિષે મેં કહ્યું છે.** ખ્રીસ્તને જોયા પહેલાં યોહાને તેના સંબંધમાં તેના આગમનની વાત કરેલી હતી એ આ શબ્દોથી સ્પષ્ટ થાય છે.

**મારી પાછળ જે આવે છે તે મારી અગાઉ થયો છે.** આ ઉપવચનમાં જે કહેવામાં આવ્યું છે તેજ યોહાને ખ્રીસ્તને જોયા પહેલાં તેને વિષે સાક્ષ્ય આપતાં કહ્યું હતું. "મારી પાછળ જે આવે છે તે મારા કરતાં વધારે મહાન છે" (માત્થી ૩ ; ૧૧. લુક ૩ ; ૧૬). ખ્રીસ્તને જોઇને યોહાન પોતાના શબ્દો ફરી બોલે છે અને તેમાં ઉમેરો પણ કરે છે. આ પદમાં આપવામાં આવેલું સાક્ષ્ય અહીં મૂકવામાં આવ્યું છે તે આ પ્રસ્તાવનામાં માત્ર તેમાં રહેલા ગૂઢ સત્ય માટે મૂકવામાં આવેલ છે. એ સાક્ષ્ય જે કાળમાં, સ્થાનમાં અને સ્થિતિમાં આપવામાં આવ્યું હતું તેની ખબર આપણને ત્રીસમા પદમાં આપવામાં આવે છે. યોહાનનાં બધાં વચનો ઉપર પોતાની એક ખાસ છાપ છે જેને લઇને તે વિલક્ષણ દેખાય છે, અને તે આ વચન ઉપર પણ છે. આ ઉપવચનમાં જે કહેવામાં આવ્યું છે તેનો અર્થ એ છે કે આવનાર (ખ્રીસ્ત) કાળમાં મારી પાછળ આવે છે, પણ તે પોતાનાં ઉચ્ચ શક્તિ અને અધિકારને લઇને મારાથી આગળ વધી જાય છે. કેટલાક "તે મારી આગળ થયો છે," એ વચનમાં પણ ખ્રીસ્તની "શબ્દ" તરીકેની અનાદિ હૈયાતી જણાવવામાં આવી છે એમ માને છે, પણ જો તેમ હોય તો "કેમકે તે મારી અગાઉ હતો" એ શબ્દો તદન નિરર્થક છે.

**કેમકે તે મારી અગાઉ હતો.** આગળ જે કહેવામાં આવ્યું તેનું આ ઉપવચનમાં કારણ આપવામાં આવ્યું છે. ખ્રીસ્ત યોહાન પછી આવ્યો અને તેમ

છતાં તેનાથી વધી ગયો તેનું કારણ બતાવતાં યોહાન આપણને આ શબ્દોથી જણાવે છે કે તે કાળમાં મારી પહેલાં હતો. "મારી અગાઉ" એ શબ્દો મૂળમાં બહુ ધ્યાન ખેંચે એવા છે. તેમાં વિશેષણ માત્ર અધિકતાદર્શક નથી પણ ઉત્કર્ષવાચક છે. તેનો અર્થ કદાચિત તે મારાથી તેમ સર્વથી સર્વ રીતે પહેલાં હતો એમ થાય છે.

[૧૬] કેમકે આપણે સર્વે તેની ભરપૂરીમાંથી કૃપા પર કૃપા પામ્યા.

આ વચન અને તેની પછીનાં બીજાં બે વચનો આ સુવાર્તિકનાં છે. યોહાનનું સાક્ષ્ય આપી સુવાર્તિક પાછો પોતાનું અને પોતાના સાથીઓનું સાક્ષ્ય આપે છે. યોહાને જે કહ્યું તે તેમણે પોતાના જીવનમાં રોજ અનુભવ્યું હતું. તેમજ બીજા ખ્રીસ્તીઓને પણ એજ અનુભવ થયો હતો, તેથી યોહાનના સાક્ષ્યને પૂર્ણ ટેકો મળે છે.

**તેની ભરપુરીમાંથી** એટલે તેની ભરપુરતામાંથી. ભરપુરતા એ શબ્દ ચૌદમા પદમાં આવેલ "ભરપુર"ના અનુસંધાનમાં આપેલો છે અને તેમ કરી સુવાર્તિક આ પદને તે પદ સાથે જોડી દે છે. આ "ભરપુરતા" શબ્દ સુવાર્તિક યોહાનમાં અહીંજ જોવામાં આવે છે. પણ પાઉલ તેનો ઉપયોગ તેના કલોસીઓ અને એફેસીઓના પત્રોમાં પાંચ વખત કરે છે, અને તેથી આ શબ્દનો અર્થ વધારે સ્પષ્ટ થાય છે (જુઓ કલોસી. ૧; ૧૯. ૨; ૯. એફેસીઓ ૧; ૨૩: ૩; ૧૯: ૪; ૧૩). કલોસીઓમાં સ્પષ્ટ રીતે કહેવામાં આવેલું છે કે ખ્રીસ્તમાં સર્વ ભરપુરતા હતી, અને વળી "ખ્રીસ્તમાં દેવપણાની સર્વ સંપૂર્ણતા શરીરરૂપે વસે છે અને તમે તેનામાં સંપૂર્ણ થયા છો." આ સંપૂર્ણતાનો ખાસ અંશ ચૌદમા પદમાં કહેવામાં આવ્યું છે તે પ્રમાણે "કૃપા અને સત્યતા"માં હતો, અને સુવાર્તિક સોળમા અને અરાઢમા પદમાં વધારે સ્પષ્ટ કરે છે.

**આપણે સર્વે.** આ શબ્દોમાં જેમણે ખ્રીસ્તને જોયો હતો અને જેઓ તેના શિષ્ય તરીકે તેની સાથે રહ્યા હતા તેમનોજ સમાવેશ થાય છે એમ નથી. પણ જેમણે ખ્રીસ્તના નામ પર વિશ્વાસ કીધો હતો તે બધાનો સમાવેશ થાય છે.

**કૃપા ઉપર કૃપા.** આ શબ્દો મૂળમાં "પામ્યા" ના કર્મ તરીકે મુકવામાં આવ્યા નથી, પણ "પામ્યા" પછી "અને" શબ્દ જોડીને મૂકવામાં આવેલ છે. વળી "ઉપર" શબ્દની જગાએ "બદલે" મુકવામાં આવેલ છે. આ શબ્દોનો અર્થ એ છે કે જે કૃપા પામ્યા તેજ કૃપા બીજી અધિક કૃપાને માટે આપણને યોગ્ય કરે છે, અને એમ આપણને અધિકાધિક કૃપા મળતીજ જાય છે. આ કૃપાની પાત્રતા અમુક કર્મ કરવાથી આવતી નથી, પણ કૃપાને પામતાંજ આવે છે.

[૧૭] કેમકે નિયમશાસ્ત્ર મુસાની મારફતે આપવામાં આવ્યું; પણ કૃપા તથા સત્યતા ઇસુ ખ્રીસ્તની મારફતે આવી.

આ પદમાં સુવાર્તિક નિયમશાસ્ત્ર અને સુવાર્તા વચ્ચેનો "ભેદ" જણાવે છે. નિયમશાસ્ત્ર આપવામાં આવ્યું હતું અને કૃપા તથા સત્યતા આવી એમ જે કહેવામાં આવ્યું છે તેમાં પણ તેમનો ભેદ અમુક અંશે બતાવવામાં આવ્યો છે. નિયમશાસ્ત્ર એ બાહ્ય વસ્તુ હતી અને કૃપા તથા સત્યતા એ આંતર વસ્તુ હતી. બીજા શબ્દોમાં કહીએ તો નિયમશાસ્ત્ર માણસનો દોષ કાઢવા માટે હતું અને કૃપા તથા સત્યતા માણસનો ઉદ્ધાર કરવા માટે હતી. નિયમશાસ્ત્ર એ અમુક કાળને માટે હતું અને આ શાશ્વત કાળને માટે છે (જુઓ ગલા. ૩; ૧૯. રૂમી. ૫; ૨૦). વળી નિયમશાસ્ત્રમાં પાપની સમજ આપવામાં આવી હતી (જુઓ રૂમી. ૩; ૨૦), ત્યારે આમાં ઇશ્વરનું જ્ઞાન આપવામાં આવ્યું હતું. નિયમશાસ્ત્રમાં સત્યની માત્ર ઝાંખીજ કરવામાં આવી હતી (જુઓ હેબ્રી. ૧૦; ૧. કલો. ૨; ૧૭), ત્યારે આમાં સત્ય પૂર્ણ રીતે પ્રકાશિત થયું હતું.

**ઇસુ ખ્રીસ્ત** આ નામ સુવાર્તિક પહેલીજ વાર લે છે. અત્યાર સુધી જેની તે જુદી જુદી રીતે વાત કરી આપણને ઓળખાણ આપે છે તેને તે તેનું નામ લઇ આપણી સન્મુખ ખડો કરે છે. સુવાર્તિકે પહેલા પદમાં તેને "શબ્દ" નામ આપ્યું, પાંચમામાં "અજવાળું" નામ આપ્યું અને ચૌદમા પદમાં "પુત્ર" નામ આપ્યું અને આ પદમાં તેનું આપણને પૂરૂં ઓળખાણ કરાવે છે. જેનું વિવેચન ઉપલાં પદોમાં થયું છે તે વાસ્તવિક માણસ છે તે સુચવતાં "ઇસુ" શબ્દ વાપર્યો છે, અને જુના કરારમાં સુચવેલો આવનાર મસીહ તે તો એજ એવું દેખાડવા સારૂ "ખ્રીસ્ત" શબ્દ વાપર્યો છે. આ ઇસુ ખ્રીસ્તનું દેવત્વ અરાઢમા વાક્યમાં સૂચવેલું છે.

[૧૮] દેવને કોઇ માણસે કદિ દીઠો નથી; એકાકીજનિત દીકરો, કે જે બાપની ગોદમાં છે, તેણે તેને પ્રગટ કીધો છે.

પ્રસ્તાવનાના આ છેલ્લા પદમાં "શબ્દ"નું સદેહ થવાનું કારણ સુસ્પષ્ટ રીતે અહીં આપ્યું છે. આ કારણ મનુષ્યજાતિને ઇશ્વરનું જ્ઞાન આપવા સિવાય બીજું કશું નથી. વળી આ જ્ઞાન આપનાર બીજું કોઇ નથી, પણ દેવનોજ એકાકી-જનિત દીકરો છે. તે એકલોજ પોતાના પિતા સાથેના અદ્ભુત સંબંધને લઇને આપણને દેવના સ્વરૂપનું અંતિમ રહસ્ય જણાવી શકે છે. આગલાં પદોમાં જે "સત્યતા"ની વાત કરવામાં આવી છે તે આજ છે. વળી બીજી એક વાત ધ્યાનમાં લેવા જેવી છે તે એ છે કે આ સત્ય, પરમ સત્યનું જાણ કરવું, તેને પ્રગટ કરવું એ સહુથી મહાન કૃપાનું કાર્ય છે. એથી વધારે કૃપા બીજા શામાં હોય?

**દેવને કોઇ માણસે કદી દીઠો નથી** (જુઓ ૧ યોહાન ૪; ૧૨). દેવનું દર્શન જ્યાં સુધી મોઢામોઢ, નજરોનજર ન થાય ત્યાં સુધી તે ખરૂં દર્શન

કહેવાય નહિ (જુઓ ૧ કોરીં. ૧૩ ; ૧૨). જુના કરારમાં જે દેવના દર્શનની વાત કરવામાં આવી છે તે આ પ્રકારનું દર્શન નથી, પણ માત્ર ઝાંખી અથવા લક્ષણસૂચક છે (જુઓ નિર્ગ. ૨૪ ; ૧૦ : ૩૩ ; ૨૩. ૧ રાજા. ૧૯ ; ૧૩. યશા. ૬ ; ૧). મૂળ શબ્દનો અર્થ "હજુ સુધી કદિ" એવો કંઇક થાય છે. આનો અર્થ એમ પણ હોય કે હવે પછી દેવનું દર્શન પુરેપુરૂં કરી શકાશે (જુઓ ૧ યોહાન ૩ ; ૨. માત્થી ૫ ; ૮).

**એકાકીજનિત દીકરો.** આ શબ્દોનું વાંચન પ્રાચીન હસ્તલેખોમાં જુદી જુદી રીતે કરવામાં આવે છે. કેટલાંક જુનામાં જુનાં હસ્તલિખિત પુસ્તકોમાં "દેવ એકાકીજનિત" એ શબ્દો મુકવામાં આવેલ છે. ઘણા ટીકાકારોના મત પ્રમાણે આ છેલ્લું વાંચન મુળનું હોય એમ લાગે છે. એ વાંચનમાં પહેલા અને ચૌદમા પદમાં જે કહેવામાં આવ્યું છે કે "શબ્દ" એ દેવ છે અને એકાકીજનિત દીકરો છે તે બન્ને વાતનો સમાવેશ કરવામાં આવ્યો છે. પણ આ બન્ને વાંચનના અર્થમાં કશો ફેર નથી. "દીકરા" શબ્દ સાથે નિશ્ચયાર્થદર્શક શબ્દ મુકવામાં આવેલ છે અને તેથી તે દેવ સાથેની તેની તાત્ત્વિક એકતા બતાવે છે.

**જે બાપની ગોદમાં છે.** આ નિરૂપણ ગાઢમાં ગાઢ અને ઉંડામાં ઉંડો પ્રેમનો સંબંધ બતાવે છે. જેવો કે માતા અને બાળકનો (જુઓ ગણ. ૧૧ ; ૧૨), અથવા પતિ અને પત્નીનો (જુઓ પુનર્નિયમ ૧૩ ; ૬), અથવા મિત્ર મિત્રનો (જુઓ અધ્યાય ૧૩ ; ૨૩). મૂળમાં "ગોદમાં" શબ્દના "માં" ની જગાએ જે શબ્દો મૂકવામાં આવ્યા છે તે સ્થિતિ તેમજ ગતિ સૂચવે છે અને તેથી તે કદાચિત બાપ અને દીકરા વચ્ચેનો જીવવંત, જાગૃત પ્રેમનો સંબંધ દર્શાવે છે. કેટલાક ટીકાકારો એનો અર્થ એમ પણ કરે છે કે તેમાં ખ્રીસ્તના સ્વર્ગારોહણનું સૂચન છે. "બાપ" શબ્દની સાથે અહીં નિશ્ચયાર્થદર્શક શબ્દ મૂકવામાં આવેલ છે અને દેવનું પ્રેમ-સ્વરૂપ એટલે પિતૃસ્વરૂપ અહીં પહેલીજ વાર ખુલ્લી રીતે જણાવવામાં આવ્યું છે.

**તેણે તેને પ્રગટ કીધો** છે એટલે જેનું વિવેચન ઉપર કરવામાં આવ્યું છે તે એકલો માણસને ઇશ્વર વિષેનું સંપૂર્ણ જ્ઞાન પમાડવાને શક્તિમાન છે, અને તેણે કર્યું છે પણ એમજ.

આવી રીતે આ પ્રસ્તાવના પુરી થાય છે. તેમાં જે કહેવામાં આવ્યું છે તેનો સાર એ છે કે દેવનું સ્વરૂપ પ્રેમસ્વરૂપ છે અને આ પ્રેમસ્વરૂપ "શબ્દ" કે "એકાકીજનિત દીકરો" જે દેવનો શાશ્વત સંગી છે અને તેના પ્રેમનો અનુભવ કરે છે તે સદેહ થઇને મનુષ્યજાતિ આગળ તે પ્રેમ-સ્વરૂપ, પિતૃ-સ્વરૂપ પ્રગટ કરે છે. આ દેવના જીવનનું ઉંડામાં ઉંડું રહસ્ય છે અને તે તેનોજ પુત્ર પ્રગટ કરી શકે છે. જેઓ તેના પર વિશ્વાસ રાખે છે તેઓ તેની સાથે આત્મિક એકતા

પામે છે અને તે પામી દિવ્ય સ્વભાવવાળા થઇ ઇશ્વરનાં સંતાન બને છે. જેઓ તેના પર વિશ્વાસ નથી રાખતા તેઓ અંધકારમાંજ છે.

આ પ્રસ્તાવના લખવાનો હેતુ એ છે કે જે ઇસુ ખ્રીસ્તનાં જીવન, કાર્ય, મૃત્યુ અને ઉત્થાનની વાત સુવાર્તામાં કરવામાં આવનાર છે તે કોણ છે તેના સંબંધી આપણને, આખી મનુષ્યજાતિને ખરૂં જ્ઞાન થાય. જે બધી વાત સુવાર્તામાં કરવામાં આવનાર છે તે બીજી વાતો જેવી સામાન્ય નથી, પણ ઉંચામાં ઉંચી અને દિવ્ય છે અને તેનું યોગ્ય રીતે ગ્રહણ કરવામાં સહુનું પરમ કલ્યાણ રહ્યું છે, અને તેમ ન કરવામાં પરમ અકલ્યાણ રહ્યું છે, એ સુવાર્તિક આપણી આગળ આ પ્રસ્તાવનાથી સિદ્ધ કરે છે.

## સુવાર્તાનું મુખ્ય અંગ.

હવે આપણે સુવાર્તાના ખાસ વિષયમાં પ્રવેશ કરીએ છીએ. એમાં ૧; ૧૯થી ૧૨ ; ૫૦ સુધીમાં ખ્રીસ્તે જગતના લોક આગળ કરેલું પ્રકટીકરણ આપણને જણાવવામાં આવે છે, અને ૧૩ ; ૧થી ૨૧ ; ૨૩માં ખાસ પોતાના શિષ્યો આગળ તેનું કરેલું પ્રકટીકરણ જણાવવામાં આવે છે. આ બે વિભાગમાંના પહેલાંના પણ જુદી જુદી રીતે વિભાગ કરવામાં આવે છે. એટલે ૧ ; ૧૯થી ૪ ; ૫૪ સુધીમાં જાહેરમાં કરેલું પ્રકટીકરણ આવે છે, અને ૫ ; ૧થી ૧૨ ; ૫૦ સુધીમાં તેને પ્રત્યેનો વિરોધ દર્શાવેલો છે. ૧ ; ૧૯થી ૪ ; ૫૪ સુધીના ઉપવિભાગ આવી રીતે કરવામાં આવે છે કે (૧) ખ્રીસ્ત વિષે આપવામાં આવેલું સાક્ષ્ય : ૧ ; ૧૯થી ૨ ; ૧૧. અને (૨) ખ્રીસ્તનું કાર્ય : ૨ ; ૧૩થી ૪ ; ૫૪.

### ખ્રીસ્ત વિષે આપવામાં આવેલું સાક્ષ્ય (૧ ; ૧૯ થી ૨ ; ૧૧).

આના પણ ત્રણ ઉપવિભાગ કરવામાં આવે છે. (૧) યોહાન અગ્રગામીનું સાક્ષ્ય જેમાં યહુદી અધિકારીઓને અને પછી લોકોને આપેલી સાક્ષી સમાએલી છે (૧ ; ૧૯થી ૧ ; ૩૪).

(૨) શિષ્યોનું સાક્ષ્ય જેમાં ખ્રીસ્તનો વ્યક્તિઓ સાથેનો સંબંધ દર્શાવવામાં આવ્યો છે (૧ ; ૩૫ થી ૧ ; ૫૧).

(૩) ખ્રીસ્તનાં કાર્યોનું સાક્ષ્ય જેમાં તેનો કુદરત સાથેનો સંબંધ દર્શાવવામાં આવ્યો છે ( ૨ ; ૧ થી ૨ ; ૧૧).

મજકુર બિના કેવળ યોહાનની સુવાર્તામાં મળી આવે છે, અને યોહાને નજરોનજર જોઇને વર્ણન કર્યું છે (જુઓ ૧ ; ૩૫, ૪૧ : ૨ ; ૨).

### યોહાન અગ્રગામીનું સાક્ષ્ય (૧ ; ૧૯-૩૪).

આ સાક્ષ્યનાં પણ બે અંગ છે :

(૧) યોહાને યરૂશાલેમથી આવેલા પ્રતિનિધિઓને આપેલું સાક્ષ્ય (૧૯-૨૮).

(૨) યોહાને લોકોને આપેલું સાક્ષ્ય (૨૯-૩૪).

યોહાને યરૂશાલેમથી આવેલ પ્રતિનિધિઓને આપેલું સાક્ષ્ય (૧૯-૨૮).

જે સમયમાં અહીં કહેવામાં આવ્યું છે તે બધું બન્યું તે સમય યહુદીઓના ઇતિહાસમાં બહુજ બારીક હતો. તેમની વચ્ચે એક મોટો પેગંબર ઉભો થયો હતો અને તેના નૈતિક બળથી આખી પ્રજા તેના પ્રત્યે આકર્ષાઈ હતી. તેણે લોકોને બાપ્તિસ્મા આપી તૈયાર કરવા માંડ્યા હતા અને તેના બોધથી લોકોના મનમાં મોટો નૈતિક ફેરફાર થઇ રહ્યો હતો. યહુદી લોકો આ વખતે ખ્રીસ્તના આવવાની રાહ જોતા હતા અને ઘણાને એમ પણ લાગેલું કે યોહાન પોતેજ ખ્રીસ્ત હશે. આ બાબતમાં યહુદીઓમાં એટલો બધો કોલાહલ ઉઠયો હતો કે યરૂશાલેમ જે યહુદીઓનું મુખ્ય ધર્મસ્થાન હતું ત્યાંથી એક પ્રતિનિધિમંડળ ખાસ તપાસ કરવા માટે યોહાનની પાસે આવ્યું હતું.

[૧૯] જ્યારે યહુદીઓએ યરૂશાલેમથી યાજકોને તથા લેવીઓને યોહાન પાસે એવું પૂછવા સારૂ મોકલ્યા કે, તું કોણ છે? ત્યારે તેની શાહેદી આ હતી.

**યહુદીઓ.** આ શબ્દ યોહાન ખ્રીસ્તના વિરોધીઓના અર્થમાંજ વાપરે છે. બીજી ત્રણ સુવાર્તાઓમાં એ શબ્દ ભાગ્યેજ વાપરવામાં આવે છે. ત્યાં ફરોશીઓ, સાદુકીઓ વગેરે ખ્રીસ્તના વિરોધીઓ તરીકે જણાવવામાં આવેલ છે. આ સુવાર્તિકે પોતાની સુવાર્તા પાછળથી લખેલી હતી અને તેથી ખ્રીસ્ત સામે જે વિરોધ ઉભો થયો હતો તે માત્ર યહુદીઓમાંના અમુક મતાવલંબીઓનો નહોતો, પણ આખી યહુદી પ્રજાનો હતો એવું ભાન તેને પૂરેપૂરૂં થયું હતું અને તેથી તેણે ખ્રીસ્તના વિરોધીઓ દર્શાવવાને આ શબ્દનો ઉપયોગ કર્યો છે. આ સુવાર્તામાં એ શબ્દ લગભગ સિત્તેર વખત વાપરવામાં આવ્યો છે અને તે એકજ અર્થમાં છે.

**યાજકો તથા લેવીઓ.** આ બન્ને પુરોહિતવર્ગના માણસો હતા અને તેથી તે યહુદી કોમના ધાર્મિક પ્રતિનિધિ હતા. લેવીઓનું કાર્ય મંદિરમાં સેવા કરવાનું હતું તેમ ઉપદેશ આપવાનું પણ હતું. આખા નવા કરારમાં આ બીજા વર્ગના માણસોનું નામ ભાગ્યેજ સાથે લેવાયું છે, બીજી સુવાર્તાઓમાં તો યાજકો અને વડીલો શબ્દ વાપરવામાં આવેલા છે. આ ઉપરથી એવું સિદ્ધ થાય છે કે આ સુવાર્તિક પોતાની નજરે જોએલી વાત કહી બીજી સુવાર્તાઓમાંની વાતનો વધુ ખુલાસો કરે છે. તે એવું બીજે કેટલેક સ્થાને કરે છે તેમ અહીં પણ કરે છે.

**તું કોણ છે?** મૂળમાં "તું" સર્વનામ ઉપર ભાર મૂકવામાં આવ્યો છે અને તે સ્વાભાવિક છે, કારણ કે પ્રશ્ન તેના સંબંધમાંજ હતો.

[૨૦] એટલે તેણે કબુલ કીધું અને નકાર કીધો નહિ, પણ કબુલ કીધું કે, હું તો ખ્રીસ્ત નથી.

**કબુલ કીધું અને નકાર કીધો નહિ.** આવી વાક્યરચના ત્રીજા પદમાં પણ મળી આવે છે. વાંચો કલમ ૩ ઉપરની નોંધ.

**હું તો ખ્રીસ્ત નથી.** મૂળમાં "હું" સર્વનામ ઉપર જે ભાર મૂકવામાં આવ્યો છે તે ગુજરાતીમાં "તો" ઉમેરવાથી સારી રીતે દેખાય છે. આ શબ્દોદ્વારા યોહાન આ પ્રતિનિધિમંડળના પ્રશ્નનો સીધો જવાબ દેતો નથી, પણ તેની માંહે રહેલા ભાવનો જવાબ આપે છે. આ આખા ઉપવિભાગમાં યોહાન "હું" એ શબ્દ ભારદર્શક રીતે વાપરીને યોહાન પોતાનો ખ્રીસ્ત સાથેનો સંબંધ દર્શાવે છે. મૂળમાં "ખ્રીસ્ત" શબ્દ સાથે નિશ્ચયાર્થદર્શક શબ્દ મૂકવામાં આવેલ છે અને તેનું કારણ એ છે કે એ શબ્દ ત્યારે, આજે વપરાય છે તેમ, વિશેષનામ તરીકે વાપરવામાં આવતો ન હતો, પણ અમુક લક્ષણ સૂચવવા માટે વપરાતો હતો.

[૨૧] તેઓએ તેને પૂછ્યું, તો શું? તું એલીયાહ છે? તે કહે છે કે, હું તે નથી. શું તું તે [આવનાર] પ્રબોધક છે? તેણે તેઓને ઉત્તર આપ્યો કે, ના.

**તો શું.** આ પ્રતિનિધિમંડળ પૂછે છે કે તું ખ્રીસ્ત નથી તો પછી કોણ છે?

**એલીયાહ.** (માલાખી ૪ ; ૫). યહુદીઓનું માનવું એમ હતું કે ખ્રીસ્ત પહેલાં એલીયાહ આવવો જોઇએ (જુઓ માત્થી ૧૧ ; ૧૪ : ૧૭ ; ૧૦-૧૩).

**હું તે નથી.** માત્થી ૧૧ ; ૧૪ માં કહેવામાં આવ્યું છે કે ખ્રીસ્તે પોતે યોહાન એ એલીયાહ છે એમ કહ્યું છે. પ્રભુ ઇસુ એવું કહેવા માગે છે કે યોહાન બાપ્તિસ્મા કરનાર એલીયાહના જેવો હતો ખરો, પણ તે ખુદ એલીયાહ નહિ. બાપ્તિસ્મા દેનાર યોહાનની મતલબ એ છે કે તે પોતે જે એલીયાહની યહુદીઓ પાછા આવવાની રાહ જોતા હતા તેજ નથી. પોતામાં એલીયાહનાં શક્તિ અને ભાવ હતાં એ ખરૂં, પણ તે બધી રીતે એજ પ્રબોધક ન હતો.

**આવનાર પ્રબોધક.** પુનર્નિયમ ૧૮ ; ૧૫માં એક પ્રબોધકના આવવાની વાત કહેવામાં આવી છે. લોકો આ પ્રબોધકને બીજો મુસા અથવા એવોજ કોઇ ખ્રીસ્તથી નીચી પાયરીનો પ્રબોધક સમજતા હતા (જુઓ ૭ ; ૪૦, ૪૧ ). વળી આ વખતે યિર્મેયાહ કે કોઇ બીજો પ્રબોધક પાછો આવે એવી આશા યહુદી લોકો રાખતા હતા (જુઓ માત્થી ૧૬ ; ૧૪).

**ના.** યોહાનના જવાબ વધારે વધારે ટુંકા થતા જાય છે એ ધ્યાનમાં લેવા જેવું છે. જુએ, "હું તો ખ્રીસ્ત નથી," "હું તે નથી," "ના."

[૨૨] માટે તેઓએ તેને પુછ્યું કે, તું કોણ છે? કે જેઓએ અમને મોકલ્યા તેઓને અમે ઉત્તર આપીએ. તું પોતાના વિષે શું કહે છે?

યરૂશાલેમથી આવનાર પ્રતિનિધિમંડળને માત્ર નકામા જવાબ મળવાથી તેમને સ્વાભાવિક રીતે સંતોષ નહિ થયો અને તેથી તે યોહાનના સંબંધમાં કંઇ પણ ચોક્કસ જાણવા માટે ફરીથી પ્રશ્ન પુછે છે.

[23] તેણે કહ્યું કે, યશાયાહ પ્રબોધકે જે કહ્યું કે, પ્રભુનો માર્ગ પાધરો કરો, તે પ્રમાણે રાનમાં ઘાંટો પાડનારની વાણી હું છું.

**રાનમાં ઘાંટો પાડનારની વાણી હું છું.** બીજી સુવાર્તાઓમાં આ શબ્દો પણ યોહાને યશાયાહમાંથીજ લીધેલા છે એમ આપણને બતાવવામાં આવ્યું છે (જુઓ માત્થી ૩; ૩. માર્ક ૧; ૩. લુક ૩; ૪). અહીં તે શબ્દો યોહાન પોતાના કરી બોલતો હોય એમ આપણને કહેવામાં આવ્યું છે. પોતાના આ ઉત્તરમાં યોહાન કોઇ મોટા પેગંબર તરીકે નહિ, પણ માત્ર એક પોકાર કરતા અવાજ તરીકે બહાર પડે છે. તે સર્વનું લક્ષ્ય પોતા ઉપરથી ઉતરી આવનાર ખ્રીસ્ત પ્રત્યે દોરવા પ્રયત્ન કરે છે. તેનું ખરૂં મહત્ત્વ આમાંજ હતું.

[24] અને ફરોશીઓ પાસેથી તેઓને મોકલવામાં આવ્યા હતા.

યરૂશાલેમથી આ પ્રતિનિધિમંડળ મોકલવામાં મોટે ભાગે ફરોશીઓનો હાથ હતો એ માનવાને અહીં કહેવામાં આવ્યું છે તે ઉપરાંત બીજાં પણ કેટલાંક કારણો છે. યહુદીઓમાં ફરોશીઓ એ પોતાના અધિકાર જાળવવાને સહુથી વિશેષ આતુર હતા, અને તે કારણથી ખ્રીસ્તનો વિરોધ પણ સહુથી વિશેષ તેમણેજ કર્યો. હિન્દુસ્તાનમાં આગળના વખતમાં કાંઇ નવું ન જાગે અને તેથી પોતાનાં સત્તા અને પરિબળ ઓછાં ન થાય એ માટે જેમ બ્રાહ્મણો બહુ ખબરદાર રહેતા અને નવું જાગે કે તરતજ તેને દાબી દેવાનો પ્રયત્ન કરતા તેમ યહુદીઓમાં ફરોશીઓના સંબંધમાં હતું. યહુદી ધર્મ તેમણે પોતાનાજ કબજામાં લીધો હતો અને તેથી તેમાં કોઇ ફેરફાર કે સુધારોવધારો કરે તો તેઓ તેમ કરનારને દેશદ્રોહી કે ધર્મદ્રોહી ગણી તેનો નાશ કરવાનો પ્રયત્ન કરતા. આવું આખી માનવજાતિના ઇતિહાસમાં બન્યું છે અને તેથી આ વાત સહેલાઈથી સમજી શકાય તેમ છે. ચોવીસમા પદમાં આપણને જે કહેવામાં આવ્યું તે પચીસમા પદમાં કરવામાં આવેલા પ્રશ્નનું કારણ બતાવવા માટે છે. આ આવેલું પ્રતિનિધિમંડળ માત્ર ધાર્મિક જીજ્ઞાસાને લઇને આવ્યું ન હતું, પણ યોહાનને બાપ્તિસ્મા દેવાનો શો અધિકાર હતો તે જાણવા માટે આવ્યું હતું.

[25] તેઓએ તેને પુછ્યું કે, જો તું તે ખ્રીસ્ત નથી, અથવા એલીયાહ નથી, અથવા તે [આવનાર] પ્રબોધક નથી, તો તું બાપ્તિસ્મા શા માટે કરે છે?

**બાપ્તિસ્મા શા માટે કરે છે?** બાપ્તિસ્મા એ કાંઇ યહુદીઓને માટે નવી વસ્તુ ન હતી, પણ આ ક્રિયા માત્ર યહુદી સિવાયના લોકો ધર્મ ગ્રહણ કરતા

ત્યારે તેમના ઉપર કરવામાં આવતી હતી. તેમાં રહેલી માન્યતા એ હતી કે એ લોકો અશુદ્ધ હતા અને તેથી તેમની શુદ્ધિ માટે આ ક્રિયાની જરૂર હતી : પણ યહુદીઓ તો જન્મથીજ શુદ્ધ હતા અને તેથી તેમને એ ક્રિયાની જરૂર ન હતી. હવે યોહાન યહુદીઓને પણ બાપ્તિસ્મા આપતો હતો અને મોટે ભાગે યહુદીઓએજ તે લીધું હતું. આ તેના ધાર્મિક કાર્યમાં રહેલું નવું તત્ત્વ હતું અને તે ફરોશીઓથી સહન થઇ શક્યું ન હતું. જુના કરારનાં કેટલાંએક વાક્યોને આધારે (હઝકી. ૩૬ ; ૨૫. યશા. ૫૨ ; ૧૫. ઝખા. ૧૩ ; ૧) યહુદીઓમાં એવી માન્યતા હતી કે મસીહ આવશે ત્યારે તે એવી શુદ્ધિકારક ક્રિયા કરશે.

[૨૬] યોહાને તેઓને ઉત્તર આપ્યો કે, હું પાણીથી બાપ્તિસ્મા કરૂં છું, પણ તમારી વચ્ચે એક ઉભો રહેલો છે તેને તમે ઓળખતા નથી.

યોહાન આ જવાબ વતી ફરીથી પ્રશ્ન કરનારનું લક્ષ ખ્રીસ્ત પ્રત્યે દોરે છે. તે કહે છે કે ખ્રીસ્ત આવી પહોંચ્યો છે. મૂળમાં "તમે" સર્વનામ ઉપર ભાર મૂકવામાં આવેલ છે અને તેથી એમ સૂચવવામાં આવ્યું છે કે આવનાર અથવા આવી પહોંચેલા ખ્રીસ્તને તેઓ જાણુતા ન હતા, પણ યોહાન જાણુતો હતો.

[૨૭] તેજ મારી પાછળ આવે છે, અને તેના ચંપલની વાધરી છોડવા હું યોગ્ય નથી.

**તેના ચંપલની વાધરી છોડવા હું યોગ્ય નથી.** આ કાર્ય તેમ ચંપલ ઉપાડવાનું કાર્ય આગળના વખતમાં સેવક, દાસ કે ગુલામનું ગણાતું હતું. યોહાન પોતાના આ વચનથી પોતાને ખ્રીસ્તના દાસ તરીકે ઓળખાવે છે. તેનું કહેવું એજ છે કે, તમે મારે માટે પ્રશ્ન કરો છો, પણ હું કશી વિસાતમાં નથી. જેને માટે પ્રશ્ન કરવો જોઇએ તે આવી પહોંચ્યો છે તો તમે તેને વિષે વિચાર કરો અને તેનું શરણુ લો. પણ યરૂશાલેમથી આવેલું પ્રતિનિધિમંડળ આ સાંભળવા કે સ્વીકારવા તૈયાર ન હતું અને તેથી તેઓ કાંઇ વધારે પુછયા વગર ચાલ્યા ગયા.

[૨૮] યરદનને પેલે પાર બેથાનીઆમાં, જ્યાં યોહાન બાપ્તિસ્મા કરતો હતો, ત્યાં એ બિનાઓ બની.

**બેથાનીઆ.** આ જગા પેરીઆ પ્રાંતમાં આવેલ એક નાનું ગામડું હતું. તે ગામડું ૧૧મા અધ્યાયના ૧૮મા પદમાં જે બેથાનીઆની વાત કરવામાં આવી છે તેથી જાુદું હતું. યોહાન આ પ્રતિનિધિમંડળ આવ્યું ત્યારે અહીં હતો એ ઉપરથી આપણુને એ માલુમ પડે છે કે આ બીના તેની ધર્મસેવાના બીજા ભાગમાં જ્યારે તે રાનમાંથી (માત્થી ૩ ; ૧) યરદનની પેલી બાજુએ આવ્યો હતો ત્યારે બની હતી.

યોહાને લોકોને આપેલું સાક્ષ્ય (૨૯-૩૪).

[૨૯] બીજે દહાડે યોહાન પોતાની પાસે ઇસુને આવતો જોઇને કહે છે કે, જુઓ, દેવનું હલવાન, કે જે જગતનું પાપ હરણ કરે છે.

**બીજે દહાડે.** આ શબ્દોનો અર્થ બધા ટીકાકારો તેના શબ્દાર્થમાંજ કરે છે: એટલે ઉપર જે બીના જણાવવામાં આવી તે પછીના બીજાજ દિવસે ઇસુ યોહાન પાસે આવે છે અને યોહાન તેને વિષે લોકો આગળ સાક્ષ્ય આપે છે. સ્વાભાવિક રીતે યોહાને યરૂશાલેમથી આવેલ મંડળ પાસે જે કંઇ કહ્યું હતું તેથી લોકોના મનમાં વધારે જીજ્ઞાસા ઉત્પન્ન થઇ હતી અને તેથી તેમની આગળ યોહાન નીચે આપેલું સાક્ષ્ય આપે છે. તેમાં જે કાંઇ કહેવામાં આવ્યું છે તેથી એવું ખાત્રીપૂર્વક જણાય છે કે ઇસુનું બાપ્તિસ્મા થઇ ગયું હતું, અને ઘણું કરીને તેનું પરીક્ષણ પણ પૂરૂં થયું હતું. કદાચિત આ બીના બન્યા પછી તે સીધો તેની એટલે યોહાનની પાસે આવ્યો હતો, અને તે એ કારણથી હોય કે તેનું સાક્ષ્ય પામી તે પોતાનું કાર્ય શરૂ કરે.

**કહે છે.** કોઇને ખાસ સંબોધીને નહિ, પણ સહુ કોઇને અને તેમાંય ખાસ કરીને "જેને કાન હોય તેને."

**દેવનું હલવાન.** આ નિરૂપણ યશાયાહના ૫૩મા અધ્યાયમાંથી લેવામાં આવેલ છે. (વળી જુઓ પ્રેરિતોનાં કૃત્યો ૮; ૩૨). તેમાં દેવનો સેવક બીજાને બદલે નમ્રતા અને ખુશીથી દુઃખ સહે છે એવું જે ચિત્ર આપવામાં આવ્યું છે તેનો યોહાનના વચનમાં સ્વીકાર કરવામાં આવ્યો છે, પણ તેમાં તેથી વિશેષ વિચારનો પણ સમાવેશ થાય છે. યહુદીઓમાં પ્રત્યેક સવારે અને સાંજે હલવાનનું અર્પણ થતું હતું (જુઓ નિર્ગમન ૨૯; ૩૮). આ ઉપરાંત પાસ્ખાપર્વનું હલવાન જે યહુદી લોકોના મોટામાં મોટા, એટલે મિસર દેશમાંથી થએલા છુટકારા માટે, ઉપકાર બતાવવા અને તેના સ્મરણાર્થે પ્રત્યેક વર્ષે અર્પણ કરવામાં આવતું હતું તેનો સમાવેશ યોહાનના આ વચનમાં છે એમ ઘણા ટીકાકારોને ચોક્કસ લાગે છે. ઇસુ ખ્રીસ્તને આ સુવાર્તામાં તેમ અન્ય સ્થળે પાસ્ખાનું હલવાન કહેવામાં આવેલ છે (જુઓ યોહાન ૧૯; ૩૬. ૧ પીતર ૧; ૧૯). યોહાન આ બધા વિચારને પોતાના કરે છે એટલુંજ નહિ, પણ તેમને એક નવું સ્વરૂપ આપે છે. આ નવું સ્વરૂપ આ હલવાન વિષે જે કહેવામાં આવ્યું છે તેમાં દેખાય છે. પ્રથમ તો એ હલવાન "દેવનું" છે એટલે દેવે તૈયાર કરેલું છે.

**જગતનું પાપ.** "પાપ" શબ્દ એકવચનમાં મૂકવામાં આવ્યો છે તેથી બધાં પાપને તેમના સમુહમાં એક ગણવામાં આવ્યાં છે. યોહાન માત્ર યહુદી લોકોનોજ વિચાર કરતો નથી પણ અન્ય લોકોનો પણ કરે છે અને ખ્રીસ્ત તેમનું

કલ્યાણ કરવાનો છે એવું તે માને એમ પાંચમા પદનો વિચાર કરતાં જણાવવામાં આવ્યું છે અને અહીં તેનું સમર્થન થાય છે ( જુઓ માત્થી ૩ ; ૯ ).

**હરણ કરે છે.** આને બદલે મૂળમાં જે શબ્દ છે તેનો અર્થ બે રીતે કરવામાં આવે છે : (૧) પોતા પર લે છે ; (૨) હરણ કરે છે. કેટલાકને આ છેલ્લો અર્થજ ખરો લાગે છે અને ગુજરાતીમાં એ શબ્દનું ભાષાંતર પણ એ પ્રમાણેજ કરવામાં આવ્યું છે, પણ ખ્રીસ્ત જગતનું જે પાપ ઉતારે છે તે પોતા ઉપર લઇને ઉતારે છે એવું આપણને જુના તથા નવા કરારમાં બતાવવામાં આવે છે ( જુઓ માત્થી ૮ ; ૧૭. યશાયાહ ૫૩ ; ૧૧ ).

[30] જેના વિષે મેં કહ્યું કે, મારી પાછળ એવો એક પુરૂષ આવે છે કે જે મારી આગળ થયો છે, કેમકે તે મારી અગાઉ હતો, તે એજ છે.

આ વચનથી યોહાન પોતાના જુના સાક્ષ્યની યાદ આપે છે અને એ સાક્ષ્ય પ્રમાણે તરતમાં એક સમર્થ પુરૂષ દેખાય છે એ તેના અહીં આપવામાં આવતા વિશેષ સાક્ષ્યમાં સહજ રીતે વધારે ભરોસો ઉપજાવે છે.

[31] મેં તેને ઓળખ્યો ન હતો; પણ ઇસ્રાએલની આગળ તે પ્રગટ થાય, એ માટે હું પાણીથી બાપ્તિસ્મા કરતો આવ્યો છું.

**મેં તેને ઓળખ્યો ન હતો.** મૂળમાં "મેં" સર્વનામ ઉપર ભાર મૂકવામાં આવ્યો છે અને તેથી તેનો અર્થ "મેં પણ" એવો કંઇક થાય છે. અહીં જે ઓળખવાની વાત કરવામાં આવી છે તે ઇસુને મસીહ અથવા ખ્રીસ્ત તરીકે ઓળખવાની વાત છે. ઇસુ તેનો પિત્રાઇ હતો અને તેથી તે બન્ને એક બીજાને જાણતા હોય અને કદાચિત ન પ્રણ જાણતા હોય, પણ એ વાતને આ વાત સાથે સંબંધ નથી.

**પણ તે ઇસ્રાએલની આગળ પ્રગટ થાય.** યોહાન કહે છે કે હું એને મસીહ તરીકે જાણતો ન હતો, છતાં એ આગળ જતાં પ્રગટ થાય એટલે લોકોમાં ખ્રીસ્ત તરીકે બહાર આવે તે માટે અમુક તૈયારી કરતો આવ્યો છું. તેના કહેવાનો અર્થ એ છે કે એ તૈયારી કરવાની આજ્ઞા તેને ખુદ ઇશ્વર પાસેથી મળી હતી, અને તે પ્રમાણે તેણે કર્યું અને યોગ્ય વખતે ઇસુ એ મસીહ છે એ વાતનું પણ તેને જાણ થયું. "ઇસ્રાએલ" શબ્દ આ સુવાર્તામાં યહુદી જાતિને મળેલા ખાસ આત્મિક હકોની યાદ આપવા માટે વપરાય છે ( જુઓ ૧ ; ૪૯ : ૩ ; ૧૦ : ૧૨ ; ૧૩ ).

[32] યોહાને શાહેદી આપી કે, આત્માને ખબુતરની પેઠે આકાશથી ઉતરતો મેં દીઠો, તે તેના પર રહ્યો.

**આત્માને ખબુતરની પેઠે આકાશથી ઉતરતો.** આગળ કહેવામાં આવ્યું છે કે "શબ્દ" જ્યારે સદેહ થયો ત્યારે તેણે મનુષ્યની નિર્બળતા પણ

સ્વીકારી હતી. વળી આપણને બીજી સુવાર્તાઓમાં કહેવામાં આવ્યું છે કે ઇસુ બીજા માણસોની માફક જ્ઞાનમાં વૃદ્ધિ પામ્યો હતો. પણ તેણે બાપ્તિસ્મા લીધું અને પોતાના કાર્યની શરૂઆત કરી ત્યાં સુધી તેનું જીવન કેટલેક અંશે વ્યક્તિગત અને નિયમશાસ્ત્રને આધીન હતું (માત્થી ૩ ; ૧૫). પણ હવે તેનું જીવન વિશેષ આત્મિક બને છે અને તે આગળ કરતાં વિશેષ રીત દેવના નિરંતરના સહવાસમાં રહે છે એવું આ ઉપરથી જણાય છે કે તેને આ વખતે પોતાનું ખાસ કાર્ય કરવા સારૂ પવિત્ર આત્મા ખાસ રીતિએ તેને આપવામાં આવ્યો. "ખબુતરની પેઠે" આ શબ્દો મૂળમાં "ખબુતર તરીકે"ના અર્થમાં રહ્યા છે. આ વખતે આત્મા દૃશ્ય સ્વરૂપે ઉતરી આવ્યો એમ લુક ૬ ; ૨૨ માં પણ આપણને કહેવામાં આવ્યું છે. આત્માના અમુક કાર્યને જુના કરારમાં પક્ષી પોતાનાં બચ્ચાં ઉપર પોતાની પાંખ પસારી તેમનું જતન કરે છે તે વખતના કાર્ય સાથે સરખાવવામાં આવેલ છે (ઉત્પત્તિ ૧ ; ૨). એક પુસ્તકમાં તો એ પક્ષીને ખબુતર પણ કહેલ છે. આવી ઉપમા આપવામાં તેમ આત્માને ખબુતરરૂપે જોવાનાં ઘણાં કારણ છે. એક તો ખબુતર ઘણું કરીને શ્વેત વર્ણનું છે અને તેથી તે પવિત્રતાનું પરમ ચિહ્‌ન છે. વળી પક્ષીઓમાં તે કદાચિત સર્વથી વધારે નમ્ર અને શાંત ગણાય છે. આપણે ત્યાં એટલે ગુજરાતમાં જૈન લોકો પક્ષીઓમાં ખાસ કરીને પારેવા એટલે ખબુતરને માટેજ દાણા નાખે છે અને તેઓ તેમ કરવાનું કારણ ઘણી વખત એ પક્ષીની અહિંસક વૃત્તિ જણાવે છે. આ પદમાં જે કહેવામાં આવ્યું છે તે, અને પ્રેરિતોનાં કૃત્યો ૨ ; ૩માં આત્માને "અગ્નિના જેવી જુદી પડતી જીભો" સાથે સરખાવવામાં આવે છે તે બન્ને વચ્ચેનો ભેદ ધ્યાનમાં લેવા જેવો છે.

**તે તેના પર રહ્યો.** આમાં આવવા કરતાં કાંઇક વિશેષ દર્શાવવામાં આવ્યું છે. આ વિશેષતા આ આત્માના સ્થાયી થવામાં છે. જુના કરારમાં પ્રબોધકો ઉપર આત્મા ઉતરતો એમ કહેવામાં આવ્યું છે, પણ તે આવતો અને જતો (૨ રાજા. ૩ ; ૧૫). અહીં "રહ્યો" એ શબ્દ યશાયાહ ૧૧ ; ૨માં જે કહેવામાં આવ્યું છે તેની યાદ આપે છે.

[૩૩] મેં તેને ઓળખ્યો ન હતો, પણ જેણે મને પાણીથી બાપ્તિસ્મા કરવાને મોકલ્યો, તેણેજ મને કહ્યું કે, જેના પર તું આત્માને ઉતરતો તથા રહેતો જોશે તેજ પવિત્ર આત્માથી બાપ્તિસ્મા કરનાર છે.

**મેં તેને ઓળખ્યો ન હતો.** ૩૧મા પદમાંના શબ્દો અહીં ફરીથી બોલવામાં આવે છે. યોહાન ફરી ફરીને ભાર દઇને કહે છે કે ઇસુને મસીહ તરીકે તેણે ઓળખ્યો તે માત્ર તેની પોતાની શક્તિ વડે નહિ, પણ ઇશ્વરનાજ ઓળખાવવાથી હતું.

**જેના પર** એટલે "જે કોઇના પર" એવો મૂળ શબ્દોનો અર્થ થાય છે. આત્માનું ઉતરવું અને રહેવું એજ મસીહનું ખાસ અને એકજ ચિહ્‌ન છે એવું

યોહાનને દેવ તરફથી કહેવામાં આવ્યું હતું. અહીં તેમ આગલા પદમાં આત્માના રહેવાની જે વાત કરવામાં આવી છે તે યોહાને ઇસુને બાપ્તિસ્મા આપ્યું તે વખતથીજ નહિ પણ ઇસુ પોતાના પરીક્ષણ પછી પાછો આવે છે તે વખતની પણ વાત હોય એમ માનવાને કારણ છે. આ બીજી વખત ઇસુને જોઇ તેને એમ ચોક્કસ ખાત્રી થઇ હોય કે આત્મા તેના ઉપર રહ્યોજ છે અને તેથી તે મસીહ છે એમાં શંકા લાવવાનું કશું કારણ નથી.

**તેજ પવિત્ર આત્માથી બાપ્તિસ્મા કરનાર છે.** આ આત્મિક બાપ્તિસ્માની વાત અહીં પહેલીજ વાર કરવામાં આવી છે, અને તેમ કરી યોહાન પોતાના કાર્ય અને ખ્રીસ્તના કાર્ય વચ્ચેનો ભેદ બતાવે છે, અને ખ્રીસ્તનું ખાસ કાર્ય શું છે તે પણ જણાવે છે. તેનું પાણીનું બાપ્તિસ્મા એ આ આત્માના બાપ્તિસ્મા માટે માત્ર તૈયારી અને પ્રતિરૂપ હતું. ખ્રીસ્તનું કાર્ય આ હતું એ આપણને નવા કરારમાં અન્ય સ્થળે પણ કહેવામાં આવ્યું છે (જુઓ માત્થી ૩ ; ૧૧). બારમા પદમાં આપણને કહેવામાં આવ્યું છે કે જે લોકો ખ્રીસ્તને માને છે તેઓ દેવનાં છોકરાં થાય છે એટલે તેઓ દેવનો સ્વભાવ પામે છે. આ તેઓ પવિત્ર આત્માના પામવાથી કરી શકે છે અને એ દાન આપવું એ ઇસુ ખ્રીસ્તનું કાર્ય હતું.

[૩૪] મેં જોયું છે, અને શાહેદી આપી છે કે એજ દેવનો દીકરો છે.

**મેં જોયું છે અને શાહેદી આપી છે.** અહીં પૂર્ણ વર્તમાનકાળ વાપરીને યોહાન પોતાનું કાર્ય પૂરૂં થયું છે એમ જણાવે છે, સાથે સાથે તે પોતાના સાક્ષ્યનો સાર પણ આપી દે છે.

**એજ દેવનો દીકરો છે.** આનો અર્થ ઇસુ મસીહ છે એ થાય છે. "દેવનો દીકરો" એ જુના કરારમાં દેવના દૂતોને, ન્યાયાધીશોને, રાજાઓને અને મસીહને કહેવામાં આવે છે. યોહાન તેને અહીં તેના ઉંચા અર્થમાં એટલે મસીહના અર્થમાં લે છે. આ તેના ત્રીસમા પદમાં કહેલા "તે મારી આગઉ હતો" એ શબ્દો ઉપરથી જણાય છે (જુઓ ગીત. ૨ ; ૭, ૧૨ ).

યોહાને પોતાના શિષ્યોને આપેલું સાક્ષ્ય ( ૩૫-૩૭ ).

આ ત્રણ પદમાં યોહાનનું સાક્ષ્ય છે તેમ ખ્રીસ્તના કાર્યની શરૂઆત પણ છે. યોહાનનું કાર્ય પૂરૂં થયું હતું અને ખ્રીસ્તનું કાર્ય શરૂ થયું હતું. યોહાનના સાક્ષ્યની અસર સહુથી વિશેષ પોતાના શિષ્યો ઉપર થાય, અને તેઓ ખ્રીસ્તના પહેલા શિષ્યો થાય એ સ્વાભાવિક તેમ ઇશ્વરની ઇચ્છા પ્રમાણે હતું.

[૩૫] બીજે દહાડે યોહાન તેના બે શિષ્યોની સાથે ફરી ઉભો રહેલો હતો.

**તેના બે શિષ્યોની સાથે.** આ બે શિષ્યોમાંનો એક આંદ્રિયા હતો, (પદ ૪૦) અને બીજે સુવાર્તિક યોહાન હતો. બીજે શિષ્ય આ સુવાર્તિક હતો

એ વાતની ખાત્રી આપણને તેનું નામ આપવામાં આવ્યું નથી એ ઉપરથી અને પોતે નજરોનજર જોએલી અને અનુભવેલી વાત કરતો હોય એવું વર્ણન કરે છે એ ઉપરથી થાય છે.

[૩૬] તેણે ઈસુને ચાલતો જોઇને કહ્યું કે, જુઓ, દેવનું હલવાન!

**ઇસુને ચાલતો જોઇને.** ઇસુ આ વખતે તેની પાસે આવ્યો હતો એવું માનવાને કાંઇ ખાસ કારણ નથી. કદાચિત તે યોહાન જ્યાં પોતાનું કાર્ય કરતો હતો ત્યાંથી નીકળ્યો હશે. "જોઇને" એ શબ્દ ધ્યાનપૂર્વક દૃષ્ટિ કરીને એ અર્થમાં મૂળમાં લેવાયો છે (જુઓ પદ ૪૨. માર્ક ૧૦; ૨૧, ૨૭. લુક ૨૦; ૧૭: ૨૨; ૬૧).

**જુઓ, દેવનું હલવાન!** ઇસુને જોઇને યોહાન આટલાજ શબ્દો બોલે છે, અને તેની સાથે બીજું કંઇ વિશેષ કહેતો નથી, તેથી એમ માનવાને સબળ કારણ છે કે આગલે દિવસે તેણે જે કાંઇ કહ્યું હતું તે તેના આ શિષ્યોએ સાંભળ્યું હતું, અને તેથીજ તેઓ ઇસુ પાછળ આવ્યા. આ શિષ્યો યોહાનના સારામાં સારા શિષ્યો હોવાનો ઘણો સંભવ છે અને યોહાને તેમની સાથે એકાંતમાં ઇસુના કાર્યના સંબંધમાં ઘણી વાત પણ કરી હોવી જોઇએ. આ બધાને લીધે તેમના મનમાં ઇસુ સાથે જવાનો નિશ્ચય પણ થયો હોય અને યોહાનને તે વાતની કદાચિત ખબર પણ હોય. તેઓ યોહાનની રજાની વાટ જોતા હતા અને તે યોહાન તેમને આ પહેલીજ તક આપે છે.

[૩૭] તે બે શિષ્યો તેનું બોલવું સાંભળીને ઈસુની પાછળ ગયા.

**પાછળ ગયા.** યોહાનના ઉદ્ગાર સાંભળીને આ બે શિષ્યોએ પોતાની આખી જીંદગીને માટે પસંદગી કરી લીધી. જો તેમના મનમાં ખ્રીસ્ત પ્રત્યે અભાવ હોત તો તેઓ યોહાનના શબ્દોની અવગણના કરત.

શિષ્યોનું સાક્ષ્ય (૩૮-૫૧).

[૩૮] તેઓને પાછળ આવતા જોઇને ઈસુએ ફરીને તેઓને પુછ્યું કે, તમે શું શોધો છો? તેઓએ તેને કહ્યું, રાબી (જેનો અર્થ ગુરૂ થાય છે), તું ક્યાં રહે છે?

**તમે શું શોધો છો?** ઇસુએ પોતાની પાછળ માણસ આવતા સાંભળી ફરીને જોયું, અને તેને આ બે જણ પોતા તરફ આવતા માલુમ પડ્યા. તે બન્ને તેના તરફ જોઇ રહ્યા હશે અને તેથી તેને ખાત્રી થઇ કે તેમને તેનુંજ કામ હતું. આ ઉપરથી તે આ પ્રશ્ન કરે છે. એનો અર્થ "તમારે મારી પાસેથી શું જોઇએ છે" એવોજ કાંઇક થાય છે. આના જવાબમાં "અમારે તારા શિષ્ય થવું છે" એમ કહેતાં તેઓ પોતાની નમ્રતાને લીધે અચકાય છે અને માત્ર પૂછે છે કે, "તું ક્યાં રહે છે?"

[૩૯] તેણે તેઓને કહ્યું કે, આવીને જુઓ. માટે તેઓ ગયા, અને તે જ્યાં રહેતો હતો તે સ્થળ જોયું, અને તે દહાડે તેઓ તેની સાથે રહ્યા, તે વખતે આશરે દશમી હોરા થઈ હતી [ એટલે બપોર પછી ચાર વાગ્યા હતા ].

**આવીને જુઓ.** કેટલાક ટીકાકારો મૂળ વાંચન "આવો અને તમે જોશો" એમ કરે છે. આ શબ્દોનો અર્થ છેક સાદી રીતે પણ લઇ શકાય તેમ છે. ઇસુ તેમનો ભાવાર્થ સમજ્યો હતો અને તેથી તેણે તેમને પોતાની જગાએ પોતાની સાથેજ આવવાનું આમંત્રણ આપ્યું. તો પણ તેઓ તેના આ આમંત્રણમાં તેની કૃપા જોઇ શક્યા હતા, અને એ આમંત્રણનું જે પરિણામ આવ્યું તે તેમને માટે એટલું બધું મહત્ત્વનું હતું કે તેઓએ આ શબ્દોનો ઉપયોગ ફરી ફરીને કર્યો અને "આવો અને જુઓ" એ વચન વિશ્વાસના આમંત્રણ તરીકે આ સુવાર્તાના એક ખાસ લક્ષણરૂપે જોવામાં આવે છે.

**તે દહાડે તેઓ તેની સાથે રહ્યા.** એ શિષ્યોએ તેનું રહેવાનું સ્થાન જોયું એટલુંજ નહિ, પણ તેની સાથે રહ્યા. તેઓ આ માટેજ તેની પાસે આવ્યા હતા અને તે દિવસ તેમના મન ઉપર જે કાંઇ અસર થઈ તેને લીધે તે ચિર:સ્મરણીય થઇ પડયો હતો, એ આ દિવસે જે વાત બની તેના વર્ણન ઉપરથી જોઇ શકાય છે.

[૪૦] જે બે [ શિષ્યો ] યોહાનનું બોલવું સાંભળીને તેની પાછળ ગયા, તેઓમાંનો એક સીમોન પીતરનો ભાઈ આંદ્રિયા હતો.

**સીમોન પીતરનો ભાઇ આંદ્રિયા.** આંદ્રિયાનું ઓળખાણ સીમોન પીતરના ભાઇ તરીકે આપવામાં આવ્યું છે એનું કારણ એ છે કે પહેલી સદી પૂરી થયા પહેલાં ખ્રીસ્તી લોકોમાં પીતરનેજ સૌ કોઈ ઓળખતું હતું. આંદ્રિયાનું નામ જો કે પહેલા અને ખાસ માનીતા ત્રણ શિષ્યોમાં નથી તોપણ તે પ્રેરિતોનાં નામોમાં હમેશાં પહેલા ચારમાં મૂકવામાં આવે છે (જુઓ માર્ક ૧૩ ; ૩).

[૪૧] તે પ્રથમ પોતાના ભાઈ સીમોનને મળીને તેને કહે છે કે, મસીહ ( જેનો અર્થ ખ્રીસ્ત છે તે ) અમને મળ્યો છે.

**પ્રથમ.** આ શબ્દ ઉપરથી અને સુવાર્તિક યોહાનનાં બીજાં લક્ષણ ઉપરથી એવું ચોક્કસ માનવાને કારણ છે કે આ બન્ને શિષ્યો પોતપોતાના ભાઇને આ સુવર્ત્તમાન આપવા અને ઇસુ પાસે લાવવા ગયા. તેમાં આંદ્રિયા પોતાના ભાઇને પહેલો આણી શક્યો. આ સુવાર્તિક પોતાના સંબંધમાં એટલો દીન છે કે તે પોતાનું કે પોતાના ભાઇ યાકૂબનું કે પોતાની મા સાલોમીનું નામ પણ આ સુવાર્તામાં લેતો નથી. આ એક આ સુવાર્તાનું ખાસ લક્ષણ છે અને તે એ સુવાર્તા તેનાથીજ લખાએલી છે એ માનવાને સારી રીતે સહાયભૂત થાય છે.

**મસીહ અમને મળ્યો છે.** આ બધું એકજ દિવસે બન્યું એ માનવાને ખાસ કારણ છે (જુઓ પદ ૩૫ અને ૪૩). આ ઉપરથી એવું સિદ્ધ થાય છે કે આ બન્ને શિષ્યોના ભાઇઓ પણ એટલામાંજ હતા, એટલે તેઓ પણ યોહાનનું બાપ્તિસ્મા લેવા આવ્યા હતા. તેમણે પણ યોહાનનું સાક્ષ્ય સાંભળ્યું હોવું જોઇએ અને કદાચિત તેઓ પોતાના ભાઇઓના શોધના પરિણામની વાટ પણ જોઇ રહ્યા હોય. આ વાત સુવાર્તિક યોહાન તેની સાથે ન હતો છતાં કરવામાં આવેલ "અમને" શબ્દનો ઉપયોગ બરાબર સ્પષ્ટ કરે છે. "મસીહ" શબ્દનો ઉપયોગ અહીં પહેલીજ વાર કરવામાં આવે છે. યોહાને જે સાક્ષ્ય આપ્યું હતું તેનો અર્થ મસીહ જેવો થતો હતો, પણ તેણે તે શબ્દનો વ્યવહાર કરેલો આપણા જાણવામાં નથી. આ કારણથી શિષ્યોના આ સાક્ષ્યમાં યોહાનના સાક્ષ્યમાં જે ગર્ભિત રહ્યું હતું તે પ્રગટ કરવામાં આવે છે. "મસીહ" એ શબ્દ હેબ્રી ભાષાનો છે અને તે અહીં તેમ ચોથા અધ્યાયના પચીસમા પદમાંજ વાપરવામાં આવેલ છે. આ સુવાર્તિક "રાબ્બી," "મસીહ" વગેરે શબ્દો વાપરે છે એ એમ સૂચવે છે કે તે વખતે વપરાએલા શબ્દો તેના મનમાં રમી રહ્યા હતા અથવા તાજાજ હતા. ગ્રીક ભાષામાં મસીહ માટે "ખ્રીસ્ત" શબ્દ વાપરવામાં આવેલ હતો અને તે સાથે આપવામાં આવ્યો છે.

આ પદમાં વિશ્વાસનો પ્રચાર કેવી રીતે થાય છે એ આપણને દેખાય છે. વિશ્વાસનું લક્ષણ એ છે કે કોઇએ વિશ્વાસ કર્યો હોય તો તે એવોજ વિશ્વાસ બીજામાં પણ ઉપજે એવું કર્યા વગર ન રહે, અને એ આપણને આ સુવાર્તામાં બહુ સારી રીતે જોવામાં આવે છે.

[૪૨] તે તેને ઇસુની પાસે લઇ આવ્યો; ઈસુએ તેની સામે જોઇને કહ્યું કે, તું યોહાનનો દીકરો સીમોન છે, તું કેફા કહેવાશે (જેનો અર્થ પત્થર છે).

**જોઇને** એટલે તાકીને જોઇ રહેવું, પદ ૩૬.

**યોહાનનો દીકરો સીમોન.** ઇસુએ તેનું નામ તેને કહ્યું એ પોતાની દિવ્ય શક્તિથી જાણીને કહ્યું હતું એમ માનવાની કશી જરૂર નથી. આંદ્રિયાએ તેને તેનું નામ આપ્યું હોવું જોઇએ અને તે ઉપરથી ઇસુ અહીં કહેવામાં આવ્યું છે તે કહે છે.

**તું કેફા કહેવાશે.** તેને આ સ્થાને આ વર આપવામાં આવે છે અને તે આગળ જતાં પૂર્ણ થાય છે (માત્થી ૧૬ ; ૧૮). તેને આ નામ આપવામાં આવ્યું હતું તે તેના ચારિત્ર્યના અમુક ગુણ ઉપરથી નહિ પણ તેની પાસે જે કાર્ય કરાવવાનું હતું તે ઉપરથી આપવામાં આવ્યું છે. "કેફા" એ આરામાઇક (Aramaic) નામ છે, અને નવા કરારમાં માત્ર અમુક સ્થાનેજ જોવામાં આવે છે (૧ કોરીં. ૧ ; ૧૨ : ૩ ; ૨૨ : ૯ ; ૫ : ૧૫ ; ૫. ગલા. ૧ ; ૧૮ : ૨ ; ૯, ૧૧, ૧૪).

અહીં જે કાંઇ કહેવામાં આવ્યું છે અને બીજી સુવાર્તાઓમાં કહેવામાં આવ્યું છે તે વચ્ચે કેટલોક ભેદ છે તે ધ્યાનમાં લેવા જેવો છે. ત્યાં (માત્થી ૪; ૧૮-૨૨. માર્ક ૧; ૧૬-૨૦. લુક ૫; ૧-૧૧) પીતરને પ્રેરિત બનાવવાના સંબંધમાં જે વાત કરવામાં આવી છે તે ગાલીલ દેશમાં બનેલી અને ઇસુના બાપ્તિસ્મા પછી અમુક વખત ગયા પછી બનેલી જણાવવામાં આવી છે, પણ અહીં જે યહુદાહમાં અને ઇસુના બાપ્તિસ્મા પછી તરત બનેલી જણાવવામાં આવેલી છે, એના સંબંધમાં કેટલાક ટીકાકારો એમ કહે છે કે અહીં, એટલે આ સુવાર્તામાં, જે વર્ણન કરવામાં આવ્યું છે તે પીતરના પ્રભુ સાથેના અંગત સંબંધની શરૂઆતને લગતું છે, અને બીજી સુવાર્તાઓમાં તેના એટલે પીતરના પ્રેરિત તરીકેના કાર્યની વાત છે. આ સુવાર્તાનું એ ખાસ લક્ષણ છે કે ઇસુની સાથે તેના શિષ્યોનો જે અંગત સંબંધ બંધાયો તેની વિશેષ વાત કરવી, અને તે પ્રમાણે તેમાં એ વાતોનું મુખ્ય સ્થાન છે.

[43] બીજે દહાડે ઇસુને ગાલીલમાં જવાની ઇચ્છા થઈ, અને ફીલીપને મળીને તેણે તેને કહ્યું કે, મારી પાછળ આવ. [44] હવે ફીલીપ તો બેથસાઈદાનો એટલે આંદ્રિયા તથા પીતરના શહેરનો હતો.

અહીં અને આ અધ્યાયનાં બાકીનાં પદોમાં ચોથા દિવસની વાત કરવામાં આવી છે. આ ચાર દિવસની શરૂઆત આ પદોથી થાય છે: (૧) ૧૯; (૨) ૨૯. (૩) ૩૫. (૪) ૪૩. અહીં ઇસુના યહુદાહ છોડી ગાલીલ પ્રાંતમાં જતાં જે બન્યું તેની વાત કરવામાં આવી છે. ઇસુ જવાની તૈયારી કરે છે અથવા જવા નીકળે છે તે વખતે તેને ફીલીપ મળે છે અને ઇસુ તેને પોતાની સાથે જવાનું આમંત્રણ આપે છે. ફીલીપ બેથસાઇદાનો હતો અને તે આ વખતે જ્યાં ઉપર આપેલી બધી હકીકત બની ત્યાં હતો એ બતાવે છે કે તે પણ યોહાનનું બાપ્તિસ્મા લેવા પોતાના મિત્રો કે સંબંધી આંદ્રિયા અને પીતરની સાથે આવ્યો હશે. તેનામાં અમુક પ્રકારની આત્મિક તયારી હતી અને તેથીજ ઇસુએ તેને આ આમંત્રણ આપ્યું હતું. તે કઇ જાતનો માણસ હતો એ આપણને આ સુવાર્તામાં તેના વિષે જુદા જુદા સ્થાને જે કહેવામાં આવ્યું છે તે ઉપરથી માલમ પડે છે (જુઓ ૬; ૫, ૭: ૧૨; ૨૧: ૧૪; ૮, ૯).

**મારી પાછળ આવ.** આ શબ્દોનો એવો અર્થ થાય છે કે "તું મારો શિષ્ય થા." ઘણે ભાગે આ અર્થમાંજ આ શબ્દો નવા કરારમાં વાપરવામાં આવેલા છે (જુઓ માત્થી ૮; ૨૨: ૯; ૯: ૧૯; ૨૧. માર્ક ૨; ૧૪: ૧૦; ૨૧. લુક ૫; ૨૭: ૯; ૫૯. યોહાન ૨૧; ૧૯.)

**બેથસાઇદાનો.** આ બેથસાઇદા ગાલીલ પ્રાંતમાંનું હતું. આ ફીલીપ ક્યાંનો રહેવાસી હતો વગેરે જે ખબર અહીં આપવામાં આવી છે અને આ

સુવાર્તામાં અન્ય સ્થળે એવી એવી જે ખબર આપવામાં આવે છે તે ઉપરથી પણ એમ માનવાને કારણ મળે છે કે આ સુવાર્તિકને આ બધી વાતોનું અંગત જ્ઞાન હતું અને તેથી તે યોહાનજ હોવો જોઇએ.

[૪૫] ફીલીપે નાથાનાએલને મળીને કહ્યું કે, નિયમશાસ્ત્રમાં જેના સંબંધી મુસાએ તથા પ્રબોધકોએ લખેલું તે એટલે નાઝારેથનો ઇસુ, યુસફનો દીકરો, અમને મળ્યો છે.

**નાથાનાએલ.** આ શિષ્ય બારથલમુ હતો એમ માનવાને કેટલાંક સબળ કારણ છે. (૧) બીજી સુવાર્તાઓમાં નાથાનાએલ નામ નથી, તેમ આ સુવાર્તામાં બારથલમુનું નામ આપવામાં આવ્યું નથી. (૨) આ સ્થળે તેમ ૨૧; ૨માં તેનું નામ મુખ્ય શિષ્યોમાં આપવામાં આવ્યું છે અને તે બીજી સુવાર્તાઓ જોતાં બારથલમુનુંજ હોઇ શકે છે. (૩) પ્રેરિતોમાં બારથલમુની ગણત્રી ફીલીપની સાથે કરવામાં આવી છે (જુઓ માત્થી ૧૦; ૩. લુક ૬; ૧૪. માર્ક ૩; ૧૮). આ નાથાનાએલ ફીલીપનો મિત્ર કે સંબંધી હતો અને તેથી બીજા શિષ્યોએ કર્યું હતું તેમ તે તેને આ સુવર્તમાન તુરત આપે છે. તેને પોતાને ઇસુને ઓળખતાં વાર લાગી ન હતી અને તેથી તે તેજ દિવસે પોતાના એક સાથીને ઇસુ પાસે આણે છે. આ નાથાનાએલ પણ એટલામાંજ હતો અને તે તેની સાથે યોહાનની પાસે બાપ્તિસ્મા લેવા આવ્યો હોય એ માનવા જેવું છે.

**નિયમશાસ્ત્રમાં જેના સંબંધી મુસાએ તથા પ્રબોધકોએ લખેલું તે.** મસીહનું આ વર્ણન કંઇક અંશે વિચિત્ર છે, પણ એ કદાચિત એમ સૂચવે છે કે ફીલીપ અને નાથાનાએલ થોડાજ વખત પહેલાં મુસા અને પ્રબોધકોએ મસીહના સંબંધમાં જે કાંઇ કહેલું હતું તેનું અધ્યયન અને ચિંતન કરતા હતા. મુસાએ આવનાર પ્રબોધક વિષે જે કાંઇ કહેલું હતું તે પુનર્નિયમ ૧૮; ૧૫માં છે (જુઓ પ્રેરિતોનાં કૃત્યો ૩; ૨૨: ૭; ૩૭).

**નાઝારેથનો ઇસુ યુસફનો દીકરો.** આ શબ્દો ફીલીપના છે, સુવાર્તિકના પોતાના નથી, અને તેથી એમ સમજવાનું નથી કે આ સુવાર્તિકને ઇસુના જન્મના સંબંધમાં કાંઇ વિશેષ વાતની ખબર ન હતી. ફીલીપને તેમ બીજા શિષ્યોને પણ આ વખતે ઇસુના સંબંધમાં તેમના તેની સાથેના આટલા થોડા પરિચયને લીધે વધારે માહિતી ન હોય એમાં કાંઇ નવાઇ પામવા જેવું નથી.

[૪૬] ત્યારે નાથાનાએલે તેને પુછ્યું કે, શું નાઝારેથમાંથી કંઈ સારૂં નીકળી શકે? ફીલીપ તેને કહે છે કે, આવીને જો.

નાથાનાએલના જવાબ ઉપરથી એમ માનવાનું નથી કે નાઝારેથ બીજી જગાઓ કરતાં કાંઇ વધારે ખરાબ હતું. પણ યહુદી લોકોમાં એવી કહેવત હતી કે ગાલીલમાં કોઇ પેગમ્બર જન્મતો નથી, અને તે નાથાનાએલના મનમાં હોય એ

સંભવિત છે. વળી નાઝારેથ એ એક છેક નજીવી જગા હતી અને તેનું નામ પણ જુના કરારમાં જોવામાં આવતું નથી. આ ઉપરાંત નાથાનાએલ ગાલીલના કાનામાં રહેતો હતો અને આ જગા નાઝારેથની પાસે હતી અને તેથી આપણા-માંથી કોઇ માણસ એકદમ મોટો થાય તે આપણાથી માની શકાતું નથી એવું આપણ સૌને ઘણી વખત થાય છે તેમ તેને થયું હોય એ સંભવિત છે. તેની જે શંકા છે કે "આવા નજીવા ગામડામાંથી કંઇ પણ સારૂં નીકળી ન શકે તો ત્યાંથી મસીહ તો નજ નીકળી શકે." એનો જવાબ ફીલીપ બહુ સારી અને સાદી રીતે વાળે છે. કદાચિત તેને પણ એ જાતની શંકા ઉત્પન્ન થઇ હતી, પણ તેનું સમાધાન ઇસુને જોવામાંજ થયું હતું.

[47] ઇસુ નાથાનાએલને પોતાની પાસે આવતો જોઇને તેને વિષે કહે છે કે, જુઓ, આ ખરેખરો ઇસ્રાએલી છે, એનામાં કંઇ પણ કપટ નથી.

**ખરેખરો ઇસ્રાએલી.** જે માત્ર નામનોજ નહિ, પણ પોતાના ગુણ અને ચારિત્ર્યથી ઇસ્રાએલી છે તે. યાકૂબને ઇસ્રાએલ નામ આપવામાં આવ્યું ત્યાર પહેલાં તે કપટી હતો (ઉત્પત્તિ ૨૭; ૩૫) "ખરેખરો" શબ્દ આ સુવાર્તામાં ઘણે સ્થળે જોવામાં આવે છે (૪; ૪૨: ૬; ૧૪: ૭; ૪૦: ૮; ૩૧).

**જેનામાં કંઇ કપટ નથી.** એ ઇસુના માનવા પ્રમાણે સાચા ઇસ્રાએલીની એક પ્રકારની વ્યાખ્યા છે.

[48] નાથાનાએલ તેને કહે છે કે, તું મને કયાંથી ઓળખે છે? ઇસુએ તેને ઉત્તર દીધો કે, ફીલીપે તને તેડયો ત્યાર પહેલાં, તું અંજીરી તળે હતો, ત્યારે મેં તને દીઠો.

૪૭મા પદમાં જે કહેવામાં આવ્યું છે તે નાથાનાએલને સંબોધીને કહેવામાં આવ્યું ન હતું, પણ તે તેણે સાંભળ્યું હતું, અને તેથી તે આ પ્રશ્ન કરે છે. ઇસુના શબ્દોમાં તેને કાંઇ વિશેષતા લાગી હતી અને તેથીજ તે આશ્ચર્ય પામી કહે છે કે "તું મને ક્યાંથી ઓળખે છે?" આ વિશેષતા શી હતી એના સંબંધમાં આપણે તો માત્ર અટકળોજ કરી શકીએ છીએ. કદાચિત તે થોડી વાર પહેલાંજ ખરા ઇસ્રાએલીએ કેવા થવું જોઇએ એ વાતનોજ વિચાર કરતો હતો, અને તેથી ઇસુના શબ્દોમાં તેને આશ્ચર્ય લાગ્યું હોય તેમાં કશી નવાઇ નથી. તેના આ આશ્ચર્યમાં ઇસુના ઉત્તરથી વધારો થાય છે. પોતાના પહેલા શબ્દોમાં ઇસુ તેના મનની વાત કરે છે, અને બીજામાં તે અમુક વખતે ક્યાં બેઠેલો હતો (કદાચિત તે આ સ્થળેજ એટલે અંજીરી તળે પ્રાર્થના પણ કરતો હોય) તે પણ કહી આપે છે. આ બન્નેમાંની એક પણ વાત કોઇ માણસ પોતાના સાધારણ જ્ઞાનથી કહી શકે એમ ન હતું એ નાથાનાએલને ચોક્કસ લાગ્યું હતું.

૪૯ નાથાનાએલે તેને ઉત્તર દીધો કે, રાબ્બી, તું દેવનો દીકરો છે, તું ઇસ્રાએલનો રાજા છે.

ઉપર જે કહેવામાં આવ્યું તેથી નાથાનાએલની શંકા એકદમ દૂર થાય છે; અને તે ઇસુને પોતાનો ગુરૂ માની લે છે એટલુંજ નહિ પણ તેને મસીહ તરીકે સ્વીકારે છે. "તું દેવનો દીકરો છે, તું ઇસ્રાએલનો રાજા છે." આ મસીહનુંજ વર્ણન છે. તેના પહેલા ભાગથી મસીહનો દેવ સાથેનો સંબંધ જણાવવામાં આવ્યો છે અને બીજાથી તેનો ઇસ્રાએલ સાથેનો સંબંધ જણાવવામાં આવ્યો છે. તેણે ઇસુને "દેવનો દીકરો" કહ્યો એ બાપ્તિસ્મા કરનાર યોહાનનું કહેવું (પદ ૩૪) સાંભળીને કરેલું હોય એ સંભવિત છે. "ઇસ્રાએલનો રાજા" એ ખ્રીસ્તને આ સુવાર્તામાં આગળ ઉપર પણ કહેવામાં આવે છે (૧૨ ; ૧૬). અહીં નાથા-નાએલ જે એક ખરો ઇસ્રાએલી કહેવાય છે તે ઇસુના સંબંધમાં એ શબ્દોનો ઉપયોગ કરે છે એ યોગ્યજ છે.

૫૦ ઇસુએ તેને કહ્યું કે, મેં તને અંજીર તળે દીઠો એવું મેં તને કહ્યું તેથી શું તું વિશ્વાસ કરે છે? એ કરતાં તું મોટી વાતો જોશે.

આ પદના પ્રથમ ભાગને કેટલાક ટીકાકારો પ્રશ્નાર્થમાં નહિ પણ માત્ર સાદા હકારમાં લે છે. તેને પ્રશ્નાર્થમાં લેતાં તેનો એવો અર્થ થાય છે, કે ઇસુને નાથા-નાએલના આ વિશ્વાસથી સાનંદાશ્ચર્ય ઉત્પન્ન થાય છે એટલુંજ નહિ પણ ઇસુ તેને ચેતવણી આપતો જણાય છે. ઇસુ આ પદમાં અને નીચેના પદમાં એમ કહેતા જણાય છે કે માત્ર તેના આવા અલૌકિક જ્ઞાનથી તેના શિષ્યોએ અથવા અન્ય માણસોએ તેના પ્રત્યે ખેંચાવું જોઇતું નથી, પણ તેનું આખું જીવન એવાં અને એથી પણ મોટાં આશ્ચર્યોથી ભરપૂર છે અને તે કારણથી તેમણે ઇસુના એ આખા જીવનનો તેના અલૌકિક તેમજ સાધારણ ભાવસહિત સ્વીકાર કરવો જોઇએ.

૫૧ તે તેને કહે છે કે, હું તમને ખચીત ખચીત કહું છું કે, તમે આકાશ ઉઘડેલું, ને દેવના દૂતોને માણસના દીકરા ઉપર ચઢતા અને ઉતરતા જોશો.

આ વચન નાથાનાએલને સંબોધીને પણ સર્વને, એટલે ત્યાં હાજર રહેલા સર્વ શિષ્યોને માટે કહેવાયું છે એ તેમાં વાપરેલા "તેને" "તમને" અને "તમે" શબ્દો ઉપરથી માલુમ પડે છે.

**ખચીત ખચીત.** આ ઉદ્‌ગાર તેના આ બેવડા રૂપમાં માત્ર આ સુવાર્તામાંજ જોવામાં આવે છે અને તેમાં તે પચીસ વખત વપરાએલ છે. બીજી સુવાર્તાઓમાં માત્ર ખચીત શબ્દનો, તેમ અહીં માત્ર "ખચીત ખચીત" શબ્દનો

ઉપયોગ થયો છે. અને આ શબ્દો આ બધી સુવાર્તાઓમાં માત્ર ઇસુનાજ બોલે છે. આ શબ્દ હેબ્રી ભાષાના "આમેન" શબ્દનો અર્થ છે. એ તો દેખીતું છે કે આ શબ્દ પૂર્ણ ભારદર્શક છે અને તેથી એવું સૂચવાય છે કે જે સ કહેવામાં આવે છે તે પૂર્ણ રીતે અભ્રાંત છે.

**આકાશ ઉઘડેલું.** આનો અર્થ એવો થાય છે કે પ્રભુ સાથે સમાગ કરવા સારૂ આકાશ નિરંતર ઉઘાડું છે. સરખાવો યશા. ૬૪ ; ૧.

**દેવના દૂતોને ચઢતા અને ઉતરતા.** આ નિરૂપણ ઉત્પત્તિના ૨૮ અધ્યાયના બારમા પદમાં યાકૂબના દર્શન વિષે જે કહેવામાં આવ્યું છે તે ઉપર લીધેલું છે, કદાચિત જ્યાં આ વાતચીત થઇ તે સ્થાન બેથેલ કે યાબોકનાળું ‌ યાકૂબને દર્શન થયું હતું તેની નજદિક હતું અને તેથી તે વિચાર ઇસુને સહજ રી યાદ આવે છે. વળી યાકૂબને ઇસ્રાએલનું નામ આપવામાં આવ્યું હતું અ નાથાનાએલને પણ ઇસુએ તેજ નામથી બોલાવ્યો હતો અને તેને લઇને પણ નિરૂપણનો ઉપયોગ કર્યો હોય. આ વાતના સંબંધમાં યાકૂબની અને ઇસુ સ્થિતિ વચ્ચે જે મોટો ભેદ ધ્યાનમાં લેવા જેવો છે કે યાકૂબને તો આ વાતનું મ સ્વપ્નમાં દર્શન થયું હતું અને ઇસુને માટે તે તેના જીવનમાં નિરંતર બન વાત હતી. ઇસુના જીવનમાં આકાશ એટલે સ્વર્ગ અને પૃથ્વી એક થયાં હ એજ આ વાતનો અર્થ છે. "ચઢતા" એ પહેલું આપવામાં આવ્યું છે અ તેથી તે કદાચિત એમ સૂચવે છે કે દૂતો પૃથ્વી ઉપર છે અને તે આપણી પ્રાર્થ લઇ જાય છે અને "ઉતરતા" દૂતો આશીર્વાદ લાવે છે. યાકૂબના દર્શનમાં પ આ ક્રમ છે.

**માણસના દીકરો.** અત્યાર સુધીમાં ઇસુને માટે ઘણી સંજ્ઞાઓ વાપ વામાં આવી છે, પણ તે પોતે પોતાને માટે એક જુદીજ સંજ્ઞાનો ઉપયોગ કરે અને તે સંજ્ઞા અહીં આપેલા શબ્દોમાં છે. એ સંજ્ઞાથી ઇસુ પોતાનો સંબંધ મ કોઇએક કુળ કે જાતિ સાથે નહિ પણ આખી મનુષ્યજાતિ સાથે છે એમ બત છે. એનો અર્થ એક રીતે મસીહજ થાય છે, પણ તે મસીહ શબ્દનો અ વધારે સ્પષ્ટ અને વિશાળ કરે છે, એમાં કશો શક નથી. એમ માનવા આવે છે કે ઇસુએ આ સંજ્ઞા દાનીયેલમાંથી લીધેલી છે પણ ત્યાં "માણસ દીકરા જેવો" (જુઓ ૭; ૧૩, ૧૪) એમ કહેવામાં આવ્યું છે. તોપ એટલું તો ખરૂં છે કે દાનીયેલમાં આ "માણસના દીકરા જેવા"ના સંબંધ જે કહેવામાં આવ્યું છે તે ખ્રીસ્તના સર્વોપરી અધિકારમાં પૂર્ણ થાય છે અ તેથી ઇસુએ પોતાને માટે "માણસનો દીકરો" એ સંજ્ઞા વાપરી હોય. પ ઇસુએ પોતાને આપેલી આ સંજ્ઞામાં દાનીયેલમાં જે સંજ્ઞા છે તેથી ઘણી વિશેષ છે અને એ વિશેષતા તેના મનુષ્યત્વમાં અથવા પૂર્ણ મનુષ્યત્વમાં છે. "માણસ દીકરા" સાથે મૂળમાં નિશ્ચયાર્થદર્શક શબ્દ મૂકવામાં આવેલ છે અને તેથી તે

તેના પૂર્ણ મનુષ્યત્વનો ભાવ રહ્યો છે એ ખાત્રીપૂર્વક દેખાય છે. જુના કરારમાં બીજી કેટલીક જગાએ અને ખાસ કરીને ગીતશાસ્ત્રમાં "માણસના દીકરાઓ" અને "માણસનો દીકરો" એ સંજ્ઞાઓ જોવામાં આવે છે, પણ તે ઘણું કરીને બહુવચનમાં છે અને કદાચિત એકવચનમાં દેખાય છે તો તેની સાથે નિશ્ચયાર્થ-દર્શક શબ્દ તો નથીજ (જુઓ ગીત. ૮; ૫: ૮૦; ૧૭). હઝકીએલમાં "મનુષ્ય-પુત્ર" એ સંજ્ઞા ઘણી વખત વાપરવામાં આવી છે પણ ત્યાંય તેની સાથે નિશ્ચયાર્થ-દર્શક શબ્દ નથી. આ પેગમ્બરના પુસ્તકમાં દેવ આ શબ્દો પેગમ્બરને સંબોધીને બોલે છે અને તેનો અર્થ એ પેગમ્બરની બીજા માણસોના જેવી નિર્બળતા સૂચવે છે (જુઓ ૨ ; ૧, ૩, ૬, ૮ : ૩ ; ૧, ૩, ૪). ઇસુ પોતે પોતાના સંબંધમાં આ સંજ્ઞાનો વ્યવહાર અનેક સ્થળે કરે છે અને તે ચારે સુવાર્તાઓમાં લગભગ એંસીથી પણ વધારે વાર જોવામાં આવે છે. સુવાર્તાઓમાં તો તેજ તે સંજ્ઞાનો ઉપયોગ કરે છે અને આખા નવા કરારમાં તેને માટે બીજાએ તેનો ઉપયોગ કર્યો હોય એવું તો એકજ સ્થાન છે (જુઓ પ્રેરિતોનાં કૃત્યો ૭ ; ૫૬). પાઉલ તેને "બીજો આદમ" કહીને આ સંજ્ઞામાં રહેલો ગુઢ અર્થ આપણે માટે કંઇક અંશે સ્પષ્ટ કરે છે. ઇસુ ખ્રીસ્ત એ પૂર્ણ મનુષ્ય છે ખરો, અને યથાર્થ મનુષ્ય છે, એજ આ સંજ્ઞાનો અર્થ છે.

આવી રીતે આ અધ્યાય પૂરો થાય છે અને તેની આખરમાં ઇસુ પોતાના જીવનનું રહસ્ય સમજાવી અથવા તેની માત્ર ઝાંખી કરાવી તેના વિષે જે જે સાક્ષ્ય અપાયાં હતાં તે બધાંને નવું સ્વરૂપ આપી પોતાના શિષ્યમંડળને પોતાનાં અદ્ભુત કાર્ય અને આગળ થનાર મૃત્યુને માટે પણ તૈયાર કરે છે. આ વખતે તેનો મર્મ તેના શિષ્યોમાંથી કોઇ સમજ્યું હતું કે નહિ એ એક મોટો પ્રશ્ન છે. કદાચિત આ સુવાર્તિક કાંઇક અંશે સમજ્યો હતો, પણ તે સમજ્યો હોય કે ન હોય પણ એટલું તો ચોક્કસ કે આ વચનો તેના હૃદય અને આત્મામાં ઉંડાં ઉતર્યાં હતાં અને આગળ ઉપર પવિત્ર આત્માની સહાયતા વડે તાજાં થયાં હતાં અને તે તેમને આખી અને સર્વકાળની જનસમાજ આગળ મૂકે છે.

## અધ્યાય ૨.

### પહેલા કાર્યનું સાક્ષ્ય, ૧—૧૧.

ઇસુએ પહેલા અધ્યાયના ૫૦ મા પદમાં નાથાનાએલને કહ્યું હતું કે, તું એ કરતાં મોટી વાતો જોશે. હવે તે એ મોટી વાતો પ્રગટ કરવાનો આરંભ કરે છે.

[1] ત્રીજે દહાડે ગાલીલના કાનામાં લગ્ન હતું; ત્યાં ઇસુની મા હતી.

**ત્રીજે દહાડે.** પહેલા અધ્યાયના ૪૩મા પદમાં જે દિવસની વાત કરવામાં આવી છે, ત્યાર પછી ત્રીજે દિવસે. યોહાન જ્યાં બાપ્તિસ્મા આપતો હતો ત્યાંથી કાના સાઠેક માઇલ દૂર હતું.

**ગાલીલના કાનામાં.** એની પડોશમાં બે કાના હતાં અને તેથી આ કાનાને આ નામ આપવામાં આવ્યું હતું. આ કાનામાં નાથાનાએલનું ઘર હતું (જુઓ ૨૧; ૨). આ કાના નાઝારેથની નજદિક હતું અને ઇસુ નાઝારેથમાં જવાનો હતો. પણ કાનામાં પોતાના કોઇ સંબંધીને ત્યાં લગ્ન છે અને પોતાનું કુટુંબ ત્યાં છે એવી ખબર મળવાથી અને કદાચિત નાથાનાએલની મારફતે આમંત્રણ મળવાથી તે પોતાના શિષ્યો સાથે સીધો ત્યાં ગયો હતો.

**ઇસુની મા.** આ સુવાર્તિક મરિયમનું નામ નહિ લેતાં તેને માત્ર આ નામથીજ ઓળખાવે છે. યુસફ વિષે અહીં કે બીજે સ્થળે કંઇ કહેવામાં આવ્યું નથી એ ઉપરથી એમ અનુમાન થાય છે કે તેણે દેહત્યાગ કર્યો હતો.

[2] ઇસુને તથા તેના શિષ્યોને પણ લગ્નમાં નહોતર્યા હતા.

**તેના શિષ્યોને.** જેઓ અગાઉ યોહાનના શિષ્યો હતા તેઓને આ પહેલીજ વાર ઇસુના શિષ્ય કહેવામાં આવે છે.

[3] દ્રાક્ષરસ ખૂટયો ત્યારે ઇસુની મા તેને કહે છે કે, તેઓની પાસે દ્રાક્ષરસ નથી.

ઇસુને અને તેના શિષ્યમંડળને આ મિજબાનીમાં નોતરવામાં આવ્યા ત્યારથીજ તેમના સંબંધમાં કેટલીક ચર્ચા થઇ હશે. વળી તેમના આ લગ્નના સ્થળે આવ્યા પછી તેના સંબંધમાં તેના શિષ્યોએ કેટલીક વાતચીત કરી હશે. આ બધાને લીધે આ મંડળીમાં બહુ આનંદ વ્યાપી રહ્યો હોય એ સ્વાભાવિક છે. વળી તેમાં ઇસુ અને તેના શિષ્યોના ભળવાથી તેમની સંખ્યામાં વધારો થયો હતો. આ ઉપરાંત તેમને જોવા બહારનાં માણસો આ વખતે વધારે આવ્યાં હોય એ પણ

બનવા જેવું છે. આ વખતે જે કોઇ આવે તેમને કાંઇક આપવું કે રસપાન કરાવવું એવો ઘણે ઠેકાણે રીવાજ છે અને તેમ કરવાથી દ્રાક્ષરસ ખૂટયો હોય એ સ્વાભાવિક છે. આ વખતે ઇસુની મા તેની પાસે આવીને તેને કહે છે કે તેમની પાસે દ્રાક્ષરસ નથી, એ ઉપરથી ટીકાકારો જુદાં જુદાં અનુમાન કરે છે, તેમાં મુખ્ય બે છે. કોઇ કોઇ ટીકાકાર કહે છે કે ઇસુએ આગળ પોતાના ઘરમાં કોઇ કોઇ વખત આ જાતના ચમત્કાર બતાવેલા હતા અને બીજાને નહિ તે માત્ર તેની માતાને તે વાતની ખબર હતી, અને તેથીજ તે તેને આ વાત જણાવે છે. બીજા ટીકાકારો એમ કહે છે કે, ઇસુ વિષે તેના શિષ્યો પાસેથી બધી વાત સાંભળીને મરિયમના મનમાં એ ઇચ્છા થઇ હતી કે ઇસુ પોતાને મસીહ તરીકે જેમ જલદીથી પ્રગટ કરે તેમ વધારે સારૂં, અને આ વખતે તેમ કરવાની એ તક આવી હતી, તેથીજ તેણીએ તેને તે લેવાનું કહ્યું. આનો જે જવાબ ઇસુ આપે છે તે ઉપરથી આ અનુમાન બરાબર હોય એમ લાગે છે, પણ તેમ છતાં તેની મા ચમત્કારની આશા રાખીને નોકરોને જે ફરમાવે છે તે ઉપરથી પહેલા અનુમાનમાં કેટલુંક સત્ય હોય એમ લાગે છે. વાત ગમે તે હોય પણ એટલું તો સ્પષ્ટ છે કે મરિયમે એ બાબત ઇસુના હાથમાં સોંપી.

[૪] ઇસુ તેને કહે છે કે, બાઈ, મારે ને તારે શું? મારો સમય હજી આવ્યો નથી.

**બાઇ, મારે ને તારે શું?** આ વચનદ્વારા ઇસુ પોતાની માને એમ જણાવે છે કે તેના નવા અથવા મસીહ તરીકેના કાર્યક્ષેત્રમાં તેણી હાથ નાખવા માગે છે એ તેને માટે અયોગ્ય છે. એ ક્ષેત્રમાં કોઇ પણ કાર્ય કરવાની સૂચના કે આજ્ઞા માત્ર ઇશ્વર તરફથીજ થવી જોઇએ અને તેમાં તેની માતા, વ્હાલી માતાને પણ, વચ્ચે આવવાનો અધિકાર ન હતો. "મારે ને તારે શું" એ જુના કરારમાં કેટલીક જગાએ જોવામાં આવે છે (જુઓ ૨ શમૂ. ૧૬; ૧૦. ૧ રાજા. ૧૭; ૧૮. ૨ કાળ. ૩૫;.૨૧), તેમ તે નવા કરારમાં પણ જોવામાં આવે છે (માત્થી ૮; ૨૯. માર્ક ૧; ૨૪. લુક ૮; ૨૮). એનો અર્થ "આ બાબતમાં મારે અને તારે કશો લેવાદેવા નથી" એવો કંઇક થાય છે.

**મારો સમય હજી આવ્યો નથી,** એટલે કામદ્વારે પ્રગટ થવાનો હજી મારો વખત આવ્યો નથી. આ શબ્દો જુદે જુદે ઠેકાણે વપરાયા છે. પણ ઘણું કરીને તેના દુઃખસહનના સંબંધમાં (જુઓ ૮; ૨ : ૧૭; ૧). ઇસુ અહીં પોતાની માતાને એક પ્રકારનો ઠપકો આપે છે અને પોતાનો સમય આવ્યો નથી એમ કહે છે, છતાં એ અહીં ચમત્કાર કેમ કરી બતાવે છે એ એક પ્રશ્ન છે. આના જવાબમાં ગોદે નામનો ટીકાકાર કહે છે કે ઇસુ મસીહ તરીકે ખરી રીતે જાહેરમાં યરૂશાલેમમાંજ પ્રગટ થવાનો હતો અને આ સુવાર્તા પ્રમાણે થાય છે પણ ત્યાંજ ;

અને તે અહીં જે કાંઇ કરે છે તે માત્ર તેના શિષ્યો, તેની માતા અને તેનાં અમુક સગાંસંબંધીઓ માટેજ કરે છે. આ અર્થ ધ્યાનમાં લેવા જેવો છે.

[5] તેની માતા ચાકરોને કહે છે કે, જે કંઈ તે તમને કહે તે કરો.

ઇસુએ પોતાની માતાને ઉપર પ્રમાણે કહ્યું, છતાં તે ચાકરોને આ પ્રમાણે કહે છે એ વાત ધ્યાનમાં લેવા જેવી છે. આગળ (પદ ૩ નોંધ) કહેવામાં આવ્યું છે તે પ્રમાણે ઇસુએ પોતાની માતાને આ જાતની મુશ્કેલીમાંથી આગળ ઉપર મુક્ત કરેલ હોય અને તેની વિનંતીનો અસ્વીકાર કર્યોજ ન હોય તો પછી આ સમજવું મુશ્કેલ નથી. જો એમ ન હોય તો પછી ઇસુએ તેને કંઇ વધારે કહ્યું હોય અને એ આ સુવાર્તિક આપણને નહિ કહેતાં માત્ર તેણીએ નોકરોને કરેલી આજ્ઞાજ આપણને જણાવે છે. મરિયમના શબ્દો પરથી આપણે જોઇ શકીએ છીએ કે ઇસુ પર તેને કેટલો બધો વિશ્વાસ હતો.

[6] હવે યહુદીઓની શુદ્ધ કરવાની રીત પ્રમાણે હરેકમાં બબ્બે કે ત્રણ ત્રણ મણ પાણી માય એવાં પત્થરનાં છ કુંડાં ત્યાં મુકેલાં હતાં.

યહુદી લોકોમાં હિન્દુસ્તાનના બ્રાહ્મણ વગેરે લોકોની માફક ન્હાવાધોવાનો તેમ ઠામ, વાસણ, વગેરે ખુબ ધોવાનો બહુ ચાલ હતો અને એ કાર્ય એક ધાર્મિક ક્રિયારૂપ ગણાતું હતું. આ માટે પ્રત્યેક ઘરમાં પાણી પણ પુષ્કળ ભરી રાખવામાં આવતું હતું અને એ પાણી ઘણુંખરૂં પત્થરની નાની ટાંકી કે કુંડીમાં રહેતું. આજે હિન્દુસ્તાનમાં પણ કેટલાક ભાગમાં જ્યાં પાણી પુષ્કળ છે ત્યાં આ પ્રમાણે જોવામાં આવે છે. આ કુંડીઓ ફળીઆમાં રાખવામાં આવે છે. આ સ્થાનમાં લગન હોવાથી માણસો મોટી સંખ્યામાં આવ્યાં હતાં અને તેથી ત્યાં આટલાં બધાં કુંડાં રાખેલાં હતાં.

[7] ઇસુ તેઓને કહે છે કે, કુંડાંમાં પાણી ભરો; એટલે તેઓએ તેમાં છલાછલ ભર્યું.

નોકરોએ પાણી બરાબર ભર્યું, એવી રીતે કે બધા તે જોઇ શકે.

[8] પછી તે તેઓને કહે છે કે, હવે કાઢીને જમણના કારભારી પાસે લઈ જાઓ. તેઓ તે લઇ ગયા.

ઇસુના બોલવાથી આટલું બધું પાણી રૂપાંતર પામીને દ્રાક્ષરસ થઇ ગયું, તેથી આપણે જોઇએ છીએ કે ઇસુએ કેટલી બધી ઉદારતાથી આ પ્રસંગે લગન-ભેટ કરી.

**જમણનો કારભારી,** એટલે જમણના સંબંધમાં મુખ્ય દેખરેખ રાખનારો માણસ. આ કોઇ નોકર હોય એ સંભવિત નથી. જેને ત્યાં આ બનાવ બન્યો

હતો એ માણસ શ્રીમંત ન હતો એ તો દેખીતુંજ છે. હિન્દુસ્તાનમાં મધ્યમ વર્ગના તેમ ગરીબવર્ગના માણસોને ત્યાં આવે પ્રસંગે આ કાર્ય કુટુંબનું કોઇ માણસ કરે છે તેમ એશિઆમાં ઘણે ઠેકાણે હતું અને આજે પણ છે. આ માણસ બહારથી આવેલ સગાંમાંનું પણ કોઇ હોય એ સંભવિત છે.

[૯] જ્યારે જમણના કારભારીએ પાણીનો બનેલો દ્રારક્ષસ ચાખ્યો અને તે ક્યાંથી આવ્યો એ તે જાણતો નહોતો (પણ જે ચાકરોએ પાણી કાઢયું હતું તેઓ જાણતા હતા). ત્યારે જમણનો કારભારી વરને બોલાવીને, [૧૦] કહે છે કે, હરેક માણસ પહેલાં સારો દ્રાક્ષરસ મૂકે છે; ને માણસોએ સારી પેઠે પીધા પછી નરસો; પણ તેં અત્યાર સુધી સારો દ્રાક્ષરસ રાખ્યો છે.

આ બે પદ ઉપરથી એવું માનવાને સબળ કારણ મળે છે કે આ ચમત્કાર કદાચિત ઇસુના અંગત શિષ્યો સિવાય બીજા કોઇની નજરે ચઢયો નહોતો. ચાકરો પાણી જાણી દ્રાક્ષરસ જમણમાં લઇ જાય છે. જમણમાં દેખરેખ રાખનાર માણસ એમ સમજે છે કે તે દ્રાક્ષરસ ઘરધણીએજ મોકલ્યો છે અને તે બહુ સારો છે તે માટે તેનાં વખાણ કરે છે. ઘરધણી જે વર પોતે હતો તે જમવામાં કે જમાડવામાં મશગુલ છે અને આ વખાણ સાંભળી ખુશી થાય છે, પણ તેની પાછળ શું રહ્યું છે તે જાણવાની પરવા કરતો નથી. દસમા પદમાં "સારી પેઠે પીધા પછી" એમ જે કહેવામાં આવ્યું છે તે અહીં એકઠી થએલી મંડળીના સંબંધમાં ખાસ કહેવામાં આવેલું નથી.

[૧૧] ઇસુએ પોતાના ચમત્કારોનો આ આરંભ ગાલીલના કાનામાં કરીને પોતાનો મહિમા દેખાડયો; અને તેના શિષ્યોએ તેના પર વિશ્વાસ કીધો.

આ સુવાર્તામાં ઇસુએ કરેલા ચમત્કારોને "ચિહ્નો" કહેવામાં આવ્યાં છે, કારણ કે તે ઇસુને મસીહ અથવા દેવના દીકરા તરીકે ઓળખાવવાને કારણભૂત થાય છે. અહીં ચમત્કારોનો "આરંભ" કહેવામાં આવ્યો છે એ ઉપરથી એમ મનાય છે કે આ ઇસુનો પહેલોજ ચમત્કાર કે ચિહ્ન હતું.

**તેનો મહિમા,** એટલે તેનો મસીહ અથવા દેવના દીકરા તરીકેનો મહિમા. કોઇ પણ પ્રબોધકનું કાર્ય દેવનો મહિમા બતાવવાનું છે, પણ ઇસુ પ્રબોધકોથી વેશેષ હતો અને તેથી તે પોતાનો મહિમા બતાવે છે.

**તેના શિષ્યોએ તેના પર વિશ્વાસ કીધો.** આ શિષ્યમંડળ જે તેની સાથે હતું તેણે બીજાના સાક્ષ્યથી અને ઇસુ સાથેના અંગત સંબંધથી શિષ્યત્વ સ્વીકાર્યું હતું, પણ ઇસુ ખરેખર કોણ છે એ વાતની વધારે ખાત્રી તો તેમને

આથીજ થઇ. તેમનામાં વિશ્વાસ કેવી રીતે ઉત્પન્ન થાય છે, કેવી રીતે વધે છે અને કેવી રીતે દૃઢ થાય છે એ બધું ધ્યાનમાં લેવા જેવું છે. "વિશ્વાસ કીધો" એ શબ્દો મૂળમાં ખાસ અર્થમાં વાપરેલા છે અને એ અર્થ ઘણુંખરૂં યોહાનના લખાણુમાંજ જોવામાં આવે છે. અર્થ એવો રહેલો છે કે પોતા પરનો તમામ ભરોસો ઉઠાવી લઇને બીજા કોઇ પર રાખવો. બીજી સુવાર્તાઓમાં એકજ વખત એ અર્થમાં એ શબ્દો વાપરવામાં આવ્યા છે (માત્થી ૧૮; ૬. માર્ક ૯; ૩૨), અને પાઉલના પત્રોમાં માત્ર કોઇ કોઇ ઠેકાણેજ જોવામાં આવે છે (જુઓ રૂમી. ૧૦; ૧૪. ગલા. ૨; ૧૬. ફિલિ. ૧; ૨૯).

આ વિભાગમાં જે ચમત્કાર બતાવવામાં આવ્યો છે તે ઇસુ ખ્રીસ્તનો મહિમા બતાવનારૂં "ચિહ્ન" છે એટલુંજ નહિ, પણ એક રીતે તેનાદ્વારા મનુષ્યજીવનમાં જે એક નવું તત્વ ઉમેરાયું તેનું પણ પ્રતિરૂપ છે, એમ કોઇ કોઇ ટીકાકાર કહે છે અને તેમાં કાંઇ સત્ય હોય એમ આપણને લાગે છે. વળી આ ચમત્કાર લગ્નના પ્રસંગ ઉપર કરવામાં આવેલ છે એ ઉપરથી એ પણ જોઇ શકાય છે કે ઇસુ મનુષ્યોના સાંસારિક જીવનની વિરૂદ્ધ નહોતો, પણ માત્ર તેમાં નવું જીવન દાખલ કરી પાપ દૂર કરવા ઇચ્છતો હતો. વળી તેનું આગમન પણ વરના આગમનની સાથે સરખાવવામાં આવ્યું હતું અને તેથી તેનું પહેલું ચિહ્ન આ પ્રસંગ ઉપર થયું એ યોગ્યજ છે. બીજી સુવાર્તાઓમાં આ ચિહ્ન આપવામાં આવ્યું નથી, પણ એવું ઘણું છે કે જે તેમનામાં નથી પણ આ સુવાર્તામાં છે અને તેનું કારણ અન્ય સ્થળે જણાવવામાં આવ્યું છે. આ ચિહ્નદ્વારા ઇસુનું ઐશ્વર્ય એટલે તેનો પ્રકૃતિ અથવા કુદરત ઉપરનો અધિકાર દેખાય છે અને તેના મૂળ કારણરૂપ તેનો પ્રેમ રહ્યો છે તે તો છેજ.

[૧૨] એ પછી તે, તેની મા, તેના ભાઈઓ તથા તેના શિષ્યો કાપરનાહુમમાં ઉતરી આવ્યાં: પણ ત્યાં તેઓ ઘણા દહાડા રહ્યાં નહિ.

આ પદ ઉપર જણાવ્યાં તે અગીઆર અને હવે પછી જે કહેવામાં આવશે તેને માત્ર જોડવા માટે છે.

**તે, તેની મા, તેના ભાઇઓ.** ઇસુ હજુ સુધી પોતાના કુટુંબથી જુદો પડયો નહોતો એ આપણને અહીં જે કહેવામાં આવ્યું છે તે ઉપરથી ખબર પડે છે. પોતાના બાપ્તિસ્મા પછી પોતાના કુટુંબમાં આવવાનો તેનો હેતુ એ પણ હોય કે તેમને સૌને પોતાના સંબંધમાં જાણ કરાવવું. ઇસુને માટે આ યોગ્યજ હતું કારણ કે તે કુદરતી સંબંધો પ્રત્યે ઉદાસીન નહોતો. ગૌતમ બુદ્ધ જે એ બધા સંબંધો પ્રત્યે ખરેખર ઉદાસી હતો તેણે પણ આગળ જતાં પોતાનાં કુટુંબનાં માણસોને પોતાનો ધર્મ તેમની આગળ જઇ જણાવ્યો હતો. "તેના ભાઇઓ" આ શબ્દોનો અર્થ ટીકાકારો જુદી જુદી રીતે કરે છે. કોઇ કહે છે કે એ યુસફથી

થએલા મરિયમના બીજા દીકરાઓ હતા. વળી બીજા એમ માને છે કે મરિયમ હમેશને માટે કુમારીકા રહી હતી, માટે તેઓ તેના છોકરાઓ નહિ પણ યુસફની આગલી સ્ત્રીના છોકરાઓ હોવા જોઇએ. આગળ આ બેમાંનો જે પહેલો અર્થ છે તે સૌથી સારો તથા માનવા યોગ્ય જણાય છે.

**કાપરનાહુમ.** આ ગામ સરોવરને કાંઠે આવેલું હતું. કેટલાક શોધક મુસાફરો આ ગામ ટેલ-હુમ નામથી જે જગા અત્યારે જાણીતી છે તેજ છે એમ કહે છે. માત્થી ૪; ૧૩માં ઇસુએ ગાલીલમાં પોતાનું કાર્ય શરૂ કર્યું ત્યારે તેણે પોતાનું રહેઠાણ નાઝારેથથી બદલી કાપરનાહુમમાં કર્યું હતું એવું જે કહેવામાં આવ્યું છે તે આની સાથે બરાબર મળે છે.

**ખ્રીસ્તનું કાર્ય (૨; ૧૩—૪; ૫૪).**

આ કાર્ય ત્રણ પ્રાંતમાં કરવામાં આવ્યું હતું :—

(ક) યહુદાહમાં (૨; ૧૩—૩; ૩૬).

(ખ) સમારીઆમાં (૪; ૧-૪૨).

(ગ) ગાલીલમાં (૪; ૪૩-૫૪).

## યહુદાહમાં કાર્ય (૨; ૧૩-૩; ૩૬).

(અ) યરૂશાલેમના મંદિરમાં (૨; ૧૩-૨૨).

[૧૩] યહુદીઓનું પાસ્ખા પર્વ પાસે આવ્યું હતું, તેથી ઇસુ યરૂશાલેમ ગયો.

**યહુદીઓનું પાસ્ખા પર્વ.** આ શબ્દો એવું બતાવે છે કે જ્યારે તે લખાયા હતા ત્યારે ખ્રીસ્તીઓનું પણ પાસ્ખા પર્વ હતું અને તે યહુદીઓના પર્વથી જુદું હતું. જો એકજ પાસ્ખા પર્વ હોત તો તેને "યહુદીઓનું" કહેવાની જરૂર નહોતી.

**ઇસુ યરૂશાલેમમાં ગયો.** આ પાસ્ખા પર્વ યહુદીઓમાં અતિ મહત્ત્વનું હતું અને તે વખતે યહુદીઓ મોટી સંખ્યામાં યરૂશાલેમમાં જતા. ઇસુની મા વિગેરે પણ ત્યાં નિયમિત રીતે જતાં (જુઓ લુક ૨; ૪૧). ઇસુનું ખરૂં કાર્ય યહુદીઓમાંજ થવાનું હતું, કારણકે યહુદીઓને દેવ તરફથી એવા અધિકાર મળ્યા હતા કે જે બીજી કોઇ જાતિને મળ્યા નહોતા.

[૧૪] મંદિરમાં ગોધા, ઘેટાં તથા ખબુતર વેચનારાઓને તથા નાણાવટીઓને બેઠેલા તેણે દીઠા.

ઇસુનું કાર્ય યરૂશાલેમમાં થવું જોઇતું હતું એટલુંજ નહિ પણ તે ત્યાંના મંદિરમાં થવું જોઇતું હતું અને થાય છે પણ તેમજ. આનું કારણ એ હતું કે આ મંદિર યહુદી લોકોનું મોટામાં મોટું ધર્મસ્થાન હતું અને તેજ તેમના ધાર્મિક જીવનનું મધ્યબિંદુ હતું.

**મંદિરમાં,** એટલે મંદિરના બહારના ચોગાનમાં. આ ચોગાન વિધર્મીઓનું ચોગાન કહેવાતું હતું અને ત્યાં એક બજાર ભરાતી.

**નાણાવટીઓ.** આ માણસો મંદિરમાં જે નાણાંનું અર્પણ કરવામાં આવતું તે લોકોને તેમની પાસેથી દેશમાં ચાલતું નાણું લઇ આપતા. મંદિરનો એવો નિયમ હતો કે તેના ભંડારમાં રૂમી બાદશાહના સિક્કાવાળું નાણું કે બીજા કોઇ વિધર્મીઓની મૂર્તિઓની છાપવાળું નાણું લેવું નહિ પણ માત્ર યહુદીઓના સિક્કાવાળુંજ નાણું લેવું. હવે આ વખતે હજારો અથવા લાખો માણસોની સંખ્યા ત્યાં હાજર થતી અને તે બધા જુદા જુદા ભાગોમાંથી આવતા. તેમની પાસે રૂમી નાણુંજ હતું અને તેથી તેમને એ નાણાને બદલે અહીં યહુદી નાણું લેવું પડતું. આ કારણથી આ એક મોટો વ્યાપાર થઇ પડયો હોવોજ જોઇએ.

[15] ત્યારે તેણે ઝીણી દોરીઓનો કોરડો બનાવીને તે સર્વને, ઘેટાં તથા ગોધા સુદ્ધાં, મંદિરમાંથી કાઢી મૂકયાં, નાણાવટીઓનાં નાણાં વેરી નાખ્યાં, ને બાજટો ઉંધા વાળ્યા.

**ઝીણી દોરીઓનો કોરડો.** આ કોરડો તેનો હથીઆર નહોતો, પણ તેના અધિકારના ચિહ્નરૂપ હતો. આપણે એ વિષે બીજી સુવાર્તાઓમાં કંઇ પણ વાંચતા નથી. આ સુવાર્તામાં પણ આપણે આ સ્થાનેજ આ કોરડા વિષે વાંચીએ છીએ.

[16] અને ખબુતર વેચનારાઓને પણ તેણે કહ્યું કે, એ બધું અહીંથી લઈ જાઓ, મારા બાપના ઘરને વેપારનું ઘર ન કરો.

**ખબુતર વેચનારાઓને તેણે કહ્યું.** બીજાને કાઢી મૂક્યા અને આ લોકોને આમ કહ્યું એનું કારણ તો એજ લાગે છે કે ખબુતરને ઘેટાં તથા ગોધાની માફક કાઢી શકાય તેમ નહોતું.

**મારા બાપના ઘરને.** ઇસુ અહીં મંદિરને પોતાના બાપનું ઘર કહે છે અને તેમ કહી પોતે અત્યારે જે કાર્ય કરે છે તે કરવાનો પોતાનો અધિકાર જણાવે છે. તે નાનો હતો ત્યારે તેણે આ સ્થાનમાંજ પોતાનાં માબાપને કહ્યું હતું કે "મારા બાપને ત્યાં મારે હોવું જોઇએ" (લુક ૨ ; ૪૯). આજે તે આ મંદિરને પોતાના "બાપનું ઘર" કહે છે.

**વેપારનું ઘર.** એટલે બજાર જ્યાં ધોંધાટ, છળ, કપટ, વિગેરે ચાલી રહ્યા હોય અને ત્યાં લોભવૃત્તિ રાજ્ય કરી રહી હોય. આગળ ઉપર ઇસુ "લુટારાઓની ગુફા" એ શબ્દો આ મંદિર માટે વાપરે છે (માત્થી ૨૧ ; ૧૩). મંદિરમાં ઇશ્વરનીજ ભક્તિ અને સેવા થવી જોઇએ અને તેમાં આ જાતની દુનીઆદારીનો વ્યવસાય થવો ન જોઇએ એ આ સ્થાને ઇસુનું કહેવું છે.

[૧૭] તેના શિષ્યોને યાદ આવ્યું કે એમ લખેલું છે કે, તારા ઘરની આસ્થા મને ખાઈ નાખે છે.

ઇસુનાં વચનની તેમ કાર્યની એ જાતની અસર થાય છે. (૧) તેના પર જે વિશ્વાસ કરે છે તેમના મન પર થતી અસર, અને (૨) જે વિશ્વાસ નથી કરતા તેમના પર થતી અસર. આ સુવાર્તિક આપણને ઘણી જગાએ આ બન્ને જાતની અસર બતાવે છે અને અહીં પણ તે તેમજ કરે છે. આ કાર્યથી તેના શિષ્યોને જે લાગ્યું તે તે આપણને આ પદમાં જણાવે છે. એમાં જે વચન ટાંકવામાં આવ્યું છે તે ગીત. ૬૯; ૯ માં છે. એ પદનો પહેલો ભાગ આ સુવાર્તિક ઇસુના સંબંધમાં અહીં આપણને જણાવે છે, અને બીજો ભાગ પાઉલ રૂમી. ૧૫; ૩માં ઇસુના સંબંધમાં લગાડે છે. એ ગીતમાંથી મસીહને લગતાં ઘણાં પદો નવા કરારમાં ટાંકેલાં જોવામાં આવે છે. આ સુવાર્તિક એ પદ તેમને તે વખતે યાદ આવ્યું એમ કહી આપણને બતાવે છે કે તે વખતે તેમને ઇસુના મસીહ હોવાના સંબંધમાં તેના આ કાર્યથી વિશેષ ખાત્રી થઇ હતી.

**તારા ઘરની આસ્થા,** એટલે તારા ઘરની પવિત્રાઇને માટેની તીવ્ર લાગણી. દેવનું ઘર અતિ શુદ્ધ હોવું જોઇએ, તેમાં સેવા કરનાર માણસો પણ શુદ્ધ હોવા જોઇએ અને એ ઘરમાં લોભ કે ઠગાઇ કે કપટનો અંશ પણ ન જોઇએ એવી લાગણીની અહીં વાત કરવામાં આવે છે.

**ખાઇ નાખે છે.** આ લાગણીદ્વારે મસીહની ધર્મ પ્રત્યે આસ્થા તથા નિડરપણું સૂચવાય છે.

[૧૮] એ માટે યહુદીઓએ તેને પુછ્યું કે, તું એ કામો કરે છે, તો અમને શી નિશાણી દેખાડે છે?

આ પદ સોળમા પદના અનુસંધાનમાં લેવાનું છે.

**યહુદીઓ.** આ શબ્દ વિષે પહેલા અધ્યાયમાં કહેવાયું છે કે એ આ સુવાર્તામાં ઇસુના વિરોધીઓના અર્થમાંજ વાપરવામાં આવ્યો છે.

**તો અમને શી નિશાણી દેખાડે છે?** આપણને સ્વાભાવિક રીતે એમ લાગે છે કે યહુદીઓને ઇસુનું આ કાર્ય વધુ પડતું અથવા તેના અધિકારની બહારનું લાગ્યું હોવું જોઇએ અને તેથીજ તેઓ આવો પ્રશ્ન કરે છે, પણ જો આપણે વધારે વિચાર કરીએ તો આપણને માલમ પડશે કે ઇસુ યહુદીઓથી આ વખતે છેક અજાણ્યો નહોતો. તેના સંબંધમાં યોહાને પોતાનું સાક્ષ્ય આપ્યું હતું. વળી તેની પાસે અમુક શિષ્યો પણ હતા. કદાપિ આ શિષ્યોમાંના કોઈ કોઇ તેમનાથી છેક અજાણ્યા નહોતા. વળી તેનું આ કાર્ય એવું હતું કે તે કોઇ સાધારણ માણસ તો નજ કરી શકે. આ બધાં કારણોને લઇને તેમના મન ઉપર અસર થવી

જોઇતી હતી, પણ તેમનામાં અવિશ્વાસ હતો અને તેથી તેમણે તેની પાસે એક મોટું ચિહ્ન માગ્યું. યહુદી લોકોની આ એક મોટી ખામી હતી (જુઓ ૧ કોરીં. ૧ ; ૨૨). તેમને ચિહ્ન બતાવવામાં આવ્યાં હતાં, તોપણ તેમણે એજ જાતની વધારે વધારે માગણી કરી હતી (જુઓ ૬ ; ૩૦. માત્થી ૧૨ ; ૩૮ : ૧૬ ; ૧).

[૧૯] ઇસુએ તેઓને ઉત્તર દીધો કે, આ મંદિરને પાડી નાખો, તો હું એને ત્રણ દહાડામાં ઉભું કરીશ.

**આ મંદિરને પાડી નાખો.** માત્થી ૨૬ ; ૬૧ અને માર્ક ૧૪ ; ૫૮ માં આજ વચનને જુદું રૂપ આપી તે તેના તહોમતનામા તરીકે બહાર આણવામાં આવે છે. આના સંબંધમાં એક વાત ધ્યાનમાં લેવા જેવી છે તે એ છે કે યોહાન ઇસુનું આ વચન આપણને જણાવે છે, પણ તે તેના પર રચાએલા તહોમત વિષે કંઇ કહેતો નથી, અને માત્થી અને માર્કમાં આપણે માત્ર તે ઉપર રચાએલા તહોમત વિષેજ જાણીએ છીએ. આ ઉપરથી એક બીજાના કહેવામાં સહેજ પૂરવણી કરે છે, અને તેમ કરી એ વાતના સત્યની વિશેષ ખાત્રી આપે છે. આ વચનમાં "મંદિર" ને માટે જે શબ્દ વાપર્યો છે તેનો અર્થ મંદિરનો મુખ્ય ભાગ જ્યાં પૂજા વિગેરે થતાં હોય તે છે. ચૌદમા પદમાંનો શબ્દ આખું મંદિર સૂચવે છે. આ પદમાંના શબ્દનો અર્થ કદાચિત આપણા "ગર્ભાગાર" અથવા "ગર્ભગૃહ" શબ્દથી બરાબર થાય છે.

**ત્રણ દહાડામાં હું એને ઉભું કરીશ.** અહીં ઇસુ ખ્રીસ્તના ઉત્થાનની વાત કરવામાં આવી છે એવું સૌ કોઇ આજે સ્વીકારે છે. હવે ઉત્થાન વિષે નવા કરારમાં અન્ય સ્થળે એમ કહેવામાં આવ્યું છે કે ખ્રીસ્તને તેના પિતાએ પાછો ઉભો કર્યો, અને અહીં તે પોતે પોતાને ઉભો કરશે એમ કહે છે. પણ એ બન્નેમાં ખરી રીતે વિરોધ નથી, કારણ કે પિતા અને પુત્રનું કાર્ય એક છે એવું આપણે નવા કરારમાં ઘણે સ્થળે જોઇએ છીએ.

[૨૦] ત્યારે યહુદીઓએ કહ્યું કે, આ મંદિરને બાંધતાં છેંતાળીસ વર્ષ લાગ્યાં છે, અને શું તું એને ત્રણ દહાડામાં ઉભું કરશે?

**છેંતાળીસ વર્ષ.** આ ત્રીજું મંદિર હતું. સુલેમાનના મંદિરનો નાશ નબૂખાદનેસ્સારે કર્યો હતો. ત્યાર પછી ઝરૂબ્બાબેલના વખતમાં મંદિર બંધાયું, અને એ બીજું મંદિર જરજરિત હાલતમાં આવ્યું ત્યારે હેરોદ મોટાએ તેની મરામત કીધી. મરામત કરવાનું કામ છેંતાળીસ વર્ષ પહેલાં શરૂ થયું હતું, પણ તે હજી પૂરૂં થયું નહોતું.

ઇસુ યહુદીઓને અહીં જે ચિહ્ન બતાવવાનું કહે છે તેને તે બીજી સુવાર્તાઓમાં જુદા રૂપમાં "પેગંબર યોનાનું ચિહ્ન" કહેતો જણાય છે (જુઓ માત્થી ૧૨ ; ૩૯ : ૧૬ ; ૪).

[૨૧] પણ તે તો પોતાના શરીરરૂપી મંદિર વિષે બોલ્યો હતો.

**તે તો.** "તે" સર્વનામ સાથે "તો" રૂપી ભારવાચક શબ્દ મૂકી સુવાર્તિક ઇસુનો અને યહુદીઓનો તેમજ તેના શિષ્યોનો મુકાબલો કરે છે. એ એમ કહેવા માગે છે કે જ્યારે એ બધા માણસો ધારતા હતા કે મંદિરની વાત ચાલે છે ત્યારે ઇસુ તો પોતાના શરીરની વાત કરતો હતો.

**શરીરરૂપી મંદિર વિષે બોલ્યો હતો.** ઇસુના શબ્દો તેજ વખતે તેના સાંભળનારાઓ સમજ્યા ન હોય એનો આ એકજ દાખલો નથી. યોહાન એવા દાખલાઓ આપણને અન્ય સ્થળે પણ આપે છે (જુઓ ૭; ૩૯: ૧૨; ૩૩: ૨૧; ૧૯). આ બધી જગાએ યોહાન આપણને ઇસુના મનમાં શું હતું એ ખાત્રીપૂર્વક કહે છે એ વાત ધ્યાનમાં લેવી જોઇએ છે, આ પણ અંગત અનુભવનું એક ચિહ્‌ન છે.

[૨૨] તે માટે જ્યારે તેને મરી ગએલાંમાંથી ઉઠાડવામાં આવ્યો ત્યારે તેના શિષ્યોને યાદ આવ્યું કે, તેણે તેઓને એ કહ્યું હતું અને તેઓએ લેખ પર તથા ઇસુના બોલેલા વચન પર વિશ્વાસ કીધો.

**ઉઠાડવામાં આવ્યો.** અહીં જેમ સક્ષભેદ વાપરવામાં આવ્યો છે તેમ નવા કરારમાં ઘણે ઠેકાણે ઉત્થાનના સંબંધમાં કરવામાં આવ્યું છે (જુઓ પ્રે. કૃત્યો ૩; ૧૫: ૪; ૧૦: ૫; ૩૦: ૧૦; ૪૦: ૧૩; ૩૦, ૩૭. રૂમી. ૪; ૨૪: ૮; ૧૧: ૧૦; ૯. ૧ કોરીંથીઓ ૧૫; ૧૫ વિગેરે), તોપણ કોઈ કોઇ ઠેકાણે મૂળભેદ પણ વાપરવામાં આવ્યો છે (જુઓ માર્ક ૮; ૩૧: ૯; ૯. લુક ૨૪; ૭).

**યાદ આવ્યું.** ઇસુના આ વચનનો અર્થ તેઓ તેના મૃત્યુ અને ઉત્થાન પછી સમજ્યા. તેમના મનમાં એવી ઘણી વાતો રહી ગઈ હતી કે જે ધીમે ધીમે ચોખ્ખી થઈ હતી અને આ તેમાંની એક છે (જુઓ ૧૨; ૧૬).

**લેખ,** એટલે શાસ્ત્ર અને અહીં જુનો કરાર. આ સુવાર્તિક જ્યારે જ્યારે શાસ્ત્ર શબ્દનો ઉપયોગ કરે છે, ત્યારે ત્યારે તે તેમાંના અમુક પદ કે ભાગને ઉદ્દેશીને વાત કરે છે, અને મોટે ભાગે આખા નવા કરારમાં તેમ છે. આ સુવાર્તાંમાં માત્ર બે જગાએજ આ પ્રમાણે નથી, અને તે બે પદ ૧૭; ૧૨ અને ૨૦; ૯ છે. આમાંનું પહેલું પદ ૧૩; ૧૮માં શાસ્ત્રમાંથી જે શબ્દો ટાંકવામાં આવ્યા છે તેને વિષે વાત કરે છે. એટલે માત્ર ૨૦; ૯ અને આ પદમાં શાસ્ત્રના એટલે જુના કરારના કોઈ ખાસ પદ કે ભાગને ઉદ્દેશીને વાત કરવામાં આવી નથી. તોપણ આપણે આ સુવાર્તિકના રિવાજ પ્રમાણે એટલું તો માની શકીએ છીએ કે તેના મનમાં શાસ્ત્રનું અમુક પદ છે, અને પ્રેરિતોનાં કૃત્યોમાંના ટાંચણની (જુઓ

કૃત્યો ૨ ; ૨૭, ૩૧ : ૧૩ ; ૩૫) સાથે સરખાવતાં આપણને એમ લાગે છે કે તેના મનમાં સોળમા ગીતનું દસમું પદ છે.

બીજી સુવાર્તાઓમાં મંદિરના શુદ્ધિકરણની જે વાત કરવામાં આવી છે તે અને અહીં કરવામાં આવી છે તે વચ્ચે કેટલોક ફેર છે એ ધ્યાનમાં લેવા જેવો છે.

૧. અહીં ઇસુ આ શુદ્ધિકરણથી પોતાનું કાર્ય શરૂ કરે છે : અને ત્યાં એ તેના કાર્યના આખર ભાગમાં કરવામાં આવે છે (જુઓ માત્થી ૨૧ ; ૧૨. માર્ક ૧૧ ; ૧૫. લુક ૧૯ ; ૪૫).

૨. અહીં આ શુદ્ધિકરણ ઇસુનું આ વખતનું એકજ કાર્ય છે : ત્યાં તે તેનાં ઘણાં કાર્યોમાંનું એક છે (જુઓ માર્ક ૧૧ ; ૧૬).

૩. ઇસુ પોતાના આ કાર્યના બચાવમાં જે કહે છે તે અહીં અને ત્યાં જુદું જુદું છે (જુઓ માર્ક ૧૧ ; ૧૭. યોહાન ૨ ; ૧૬).

આ ઉપરાંત પણ બીજે કેટલોક નાની વાતોમાં ફેર છે. આમ છતાં કેટલાકનું એમ માનવું છે કે બીજી સુવાર્તાઓમાં યરૂશાલેમમાંના કાર્યની વાત ઇસુના જીવનના માત્ર આખરના ભાગમાં કરવામાં આવી છે અને તેથી આગળ બનેલી વાત પણ પાછળ મૂકવામાં આવી છે. બીજા કેટલાક આ બધી વાત ધ્યાનમાં લઇ એમ માને છે કે મંદિરનું શુદ્ધિકરણ ઇસુએ બે વખત કર્યું હોય એ સંભવિત છે.

(આ) યરૂશાલેમમાં લોકોમાં ખ્રીસ્તનું કાર્ય (૨ ; ૨૩—૩ ; ૨૧).

મંદિરના શુદ્ધિકરણનું જે કાર્ય ઇસુએ કર્યું અને તે પછી જે કેટલાંક કાર્ય તેણે કર્યાં તેમની અસર જુદી જુદી જાતના લોકો પર જુદી જુદી થઇ તેનું આ વિભાગમાં વર્ણન કરવામાં આવ્યું છે. લોકોએ એમ માન્યું કે તેમની બધી આશાઓ પૂરી પાડે એવો મસીહ આવ્યો હતો, અને ભણેલા વર્ગને એમ લાગ્યું કે તેમની વચ્ચે એક પેગંબર ઉભો થયો હતો. આ બન્ને માન્યતામાં કેટલીક ભુલો હતી અને તે સુવાર્તિક આપણને અહીં બતાવે છે.

ખ્રીસ્તનું સામાન્ય લોકોમાં કાર્ય (૨૩–૨૫).

[૨૩]હવે પાસ્ખા પર્વને વખતે તે યરૂશાલેમમાં હતો, ત્યારે જે ચમત્કારો તે કરતો હતો તે જોઇને ઘણાએ તેના નામ પર વિશ્વાસ કીધો.

**પાસ્ખાપર્વને વખતે યરૂશાલેમમાં.** આ ફરી કહેવામાં આવ્યું છે એ ઉપરથી આપણે એમ સમજવાનું છે કે સુવાર્તિક આ બધા સંજોગો પ્રત્યે આપણું ધ્યાન ખાસ ખેંચવા માગે છે.

**જે ચમત્કારો તે કરતો હતો તે જોઇને.** આ વખતે ઇસુએ કેટલાક ચમત્કારો કર્યા પણ તે શા હતા તે વિષે આપણને આ સુવાર્તિક કશું કહેતો નથી. આવું તે અન્ય સ્થળે પણ કરે છે (જુઓ ૭ ; ૩૧ : ૧૧ ; ૪૭ : ૨૦ ;

૩૦). આ ઉપરાંત તે આ પદમાં આપણને કદાચિત એમ પણ કહેવા માગે છે કે આ લોકોનો વિશ્વાસ ચમત્કાર જોઇને થયો હતો અને તેથી તે સ્વાભાવિક રીતે જોઇએ તેટલો ઉંડો નહોતો.

**ઘણાએ તેના નામ પર વિશ્વાસ કીધો.** આ ઉપવાક્યમાંના "ઘણા" શબ્દથી સુવાર્તિક આપણને જુદી જુદી જાતની ઘણી વ્યક્તિઓ સૂચવે છે. આ વિશ્વાસ કરનારા લોકોમાં યહુદીઓ તેમ ગાલીલીઓ વગેરે હતા. આ લોકોએ તેના ઉપર મસીહ તરીકે વિશ્વાસ કર્યો, પણ તેમનો વિશ્વાસ ચમત્કારને અંગે હતો.

[૨૪] પણ ઇસુએ તેમનો વિશ્વાસ ન કીધો, કેમકે તે સર્વને જાણતો હતો.

આ પદનો અર્થ એવો કંઇક થાય છે કે ઇસુએ આ બધા લોકોને પોતાના શિષ્યો તરીકે સ્વીકાર્યા નહિ. બીજા શબ્દોમાં કહીએ તો ઇસુ તેમના આવા વિશ્વાસથી ભોળવાયો નહિ, તેને ખબર હતી કે આ લોકો આજે એક મતના હતા, અને કાલે બીજા મતના થશે, અને તેથી તેમના પર આધાર રાખી કામ કરવું એ ફોકટ હતું. છઠ્ઠા અધ્યાયના ચૌદમા અને આગળનાં પદોમાં પણ આપણને એજ કહેવામાં આવે છે.

[૨૫] અને માણસ વિષે કોઈ શાહેદી આપે એવી તેને અગત્ય ન હતી, કેમકે માણસમાં શું છે એ તે પોતે જાણતો હતો.

આ સ્થળે તેમ અન્ય સ્થળે જુદા જુદા માણસોના સંબંધમાં ઇસુએ તેમના વિષે જે મત બાંધ્યો હતો તે તેના શિષ્યોને કોઇ કોઇ વાર શરૂઆતમાં વિચિત્ર લાગ્યો હોય તો તેમાં કશું નવાઇ પામવા જેવું નથી. પણ પાછળથી દરેક સ્થળે ઇસુનું ધારવું બરાબર હતું એવી તેમની ખાત્રી થઇ હતી અને તેથીજ કદાચિત આ પદમાંની વાત આપણને અહીં કહે છે. જુદાં જુદાં મનુષ્ય કેવાં છે એના સંબંધમાં ઇસુનું તાત્કાળિક અને પૂર્ણ જ્ઞાન તેમને ચમત્કારિક લાગ્યું હશે અને તેથી આપણને તે આ વાત અહીં ભાર દઇ કહે છે. માણસો વિષે આવું જ્ઞાન જુના કરારમાં યહોવાહના લક્ષણ તરીકે જણાવવામાં આવ્યું છે (જુઓ યિર્મેયાહ ૧૭; ૧૦: ૨૦; ૧૨).

# અધ્યાય ત્રીજો.

આ અધ્યાયનાં પહેલાં એકવીસ પદોમાં ઇસુએ યહુદીઓના એક સારા અને વિચારવંત ધર્મગુરૂ સાથે કરેલી વાત આપવામાં આવી છે. ઇસુએ જુદા જુદા લોકો ઉપર જુદી જુદી જાતની અસર કરી હતી એમ આગળ કહેવામાં આવ્યું છે, અને એ અસરનું અહીં એક સારૂં દૃષ્ટાંત આપવામાં આવ્યું છે. આ માણસ આગળ ઇસુ જે નવા રાજ્યની યહુદી લોકો મસીહદ્વારા આવવાની વાટ જોઇ રહ્યા હતા તે રાજ્ય ખરેખર કેવા પ્રકારનું છે તે જણાવે છે અને તેમ કરી લોકોની સામાન્ય માન્યતા અને પોતાની ધારણા વચ્ચેનો ભેદ બતાવે છે.

[1] નીકોદેમસ નામે ફરોશીઓમાંનો એક જણ હતો, તે યહુદીઓનો અધિકારી હતો.

**જણ.** આ શબ્દ બીજા અધ્યાયના પચીસમા પદમાં જે માણસોની વાત કહેવામાં આવી છે તેના અનુસંધાનમાં વાપરવામાં આવેલ છે.

**નીકોદેમસ** (જુઓ ૭; ૫૦ : ૧૯; ૩૯). યહુદીઓના તાલ્મદ નામના પુસ્તકમાં એક નીકોદેમસની વાત કરવામાં આવી છે. આ માણસે યરૂશાલેમનો નાશ જોએલો હતો. કેટલાક એવું માને છે કે આ નીકોદેમસ તે તેજ માણસ હતો, પણ તે ખાતરીપૂર્વક કહી શકાતું નથી.

**યહુદીઓનો અધિકારી** એટલે સાન્હેદ્રીમ નામની યહુદી મહાસભાનો એક સભ્ય હતો (જુઓ ૭; ૫૦). આગળ ઉપર આ સુવાર્તામાં અને બીજી સુવાર્તાઓમાં પણ આ સભાના કેટલાક માણસો ઇસુને માનતા હતા એવું આપણને કહેવામાં આવ્યું છે (જુઓ ૭; ૨૬ : ૧૨; ૪૨. લુક ૨૩; ૧૩, ૩૫ : ૨૪; ૨૦. પ્રે. કૃ. ૪; ૮).

[2] તેણે રાત્રે (ઇસુની) પાસે આવીને તેને કહ્યું કે, રાબી, અમે જાણીએ છીએ કે તું દેવની પાસેથી આવેલો ઉપદેશક છે, કેમકે જો કોઈ માણસની સાથે દેવ ન હોય તો જે ચમત્કારો તું કરે છે તે તે કરી નહિ શકે.

**રાત્રે.** આગળ ઉપર સુવાર્તિક આપણને આ વાતની યાદ આપે છે (જુઓ ૧૯; ૩૯). આનું કારણ તેનો લોકમતનો ભય હતું. તે જ્યારે જ્યારે ઇસુના સંબંધમાં કાંઇ કાર્ય કરે છે ત્યારે ત્યારે લોકોથી બીતાં બીતાં કરે છે. આ એક વ્યક્તિગત્ લક્ષણ છે એ તો ખરૂંજ, પણ તે મનુષ્યજાતિના એક મોટા વર્ગનું લક્ષણ છે એ પણ ધ્યાનમાં લેવું જોઇએ.

**રાબ્બી.** નીકોદેમસ તેને માટે આ શબ્દ વાપરે છે એ ધ્યાનમાં લેવા જેવું છે. એ શબ્દ યહુદીઓમાં ઘણો માનસૂચક હતો અને તેના ધાતુનો અર્થ મહાન થાય છે. આપણા "ગુરૂ" શબ્દથી તેનો અર્થ બરાબર સમજાય છે. યહુદીઓમાં આ શબ્દ ઈસુના આવ્યા પહેલાં થોડાજ કાળથી વપરાવા લાગ્યો હતો.

**અમે જાણીએ છીએ.** આ ઉપરથી આપણે જાણી શકીએ છીએ કે નીકોદેમસ પોતાની માન્યતામાં એકલો નહોતો. કોઇ કોઇ ટીકાકારો નીકો-દેમસના આ શબ્દોમાં તેનું અને તેની સાથે ઈસુને તેની પેઠે માનતા હોય તેમનું મિથ્યાભિમાન જુએ છે, પણ તેમ હોવાનું કાંઇ ખાસ કારણ નથી. નીકોદેમસનું કહેવાનું એમ હતું કે ઈસુનાં કાર્યો અને ખાસ કરીને ચમત્કારોથી તે અને તેના સાથીઓ જોઇ શક્યા હતા કે ઈસુ દેવની પાસેથી આવેલો ઉપદેશક હતો. આમ કહી તે ઈસુને પેગમ્બર તરીકે સ્વીકારે છે, પણ મસીહ તરીકે એકદમ સ્વીકારતાં અચકાય છે. કદાચિત તે ઈસુના પોતાના મુખમાંથી તે ખરેખર કોણ છે તે જાણવા માગે છે.

[3] ઈસુએ તેને ઉત્તર આપ્યો કે, હું તને ખચીત ખચીત કહું છું, કે જો કોઈ માણસ નવો જન્મ પામ્યું ન હોય તો તે દેવનું રાજ્ય જોઈ શકતું નથી.

**ઉત્તર આપ્યો.** ઇસુએ તેના મનની વાત જાણી લીધી અને તેથી તે માત્ર નીકોદેમસના બાહ્ય વચનનો નહિ પણ એના મનની વાતનો ઉત્તર આપે છે. આ ઉત્તરમાં તે એમ જણાવે છે કે તે આગળના પ્રબોધકોના જેવો પ્રબોધક નથી, પણ દેવનું રાજ્ય સ્થાપનાર છે અને આ દેવના રાજ્યમાં પ્રવેશ કરવાને માટે બધા લોકો માને છે તેથી જુદીજ જાતની તૈયારી જોઇએ છે.

**નવો જન્મ પામ્યું ન હોય.** મૂળમાં "નવો" શબ્દ માટે જે શબ્દ છે તેનો અંગ્રેજીમાં જુદો જુદો અર્થ કરવામાં આવ્યો છે. તેને માટે "ફરીથી," "ઉપરથી" વગેરે શબ્દો મૂકવામાં આવ્યા છે. ગુજરાતીમાં "નવો" શબ્દ મૂકી મૂળનો અર્થ વધારે સ્પષ્ટ કરવામાં આવ્યો છે એમાં શંકા નથી. નીકોદેમસ પણ તેને આ અર્થમાંજ સમજ્યો હતો. આ વચનનો અર્થ માત્થી ૧૯ ; ૩ માં જે કહેવામાં આવ્યું છે તેના જેવોજ કંઇક થાય છે. લુક ૧૭ ; ૨૦, ૨૧ માં પણ આજ વાત બીજા રૂપમાં કહેવામાં આવી છે. ઇસુ પોતાના આ વચનથી દેવના રાજ્યનો અર્થજ તદ્દન જુદો કરે છે, અને તે કેવળ આત્મિક છે એમ કહે છે.

**દેવનું રાજ્ય જોઇ શકતું નથી.** "દેવનું રાજ્ય" એ શબ્દો આ સુવાર્તામાં આપણે માત્ર અહીંજ અને આ અધ્યાયના પાંચમા પદમાં જોઇએ છીએ, અને બીજી સુવાર્તાઓમાં તે છેક સામાન્ય છે. અહીં ઇસુ એમ કહેતો

જણાય છે કે દેવનું રાજ્ય તેના પોતામાં છે અને જ્યાં સુધી તેના પ્રત્યે ખરો વિશ્વાસ કરવામાં આવે નહિ, ત્યાં સુધી તે રાજ્ય જોઇ શકાતું નથી.

[4]નીકોદેમસ તેને કહે છે કે, માણસ ઘરડો થઇને જન્મ કેમ પામી શકે? તે શું બીજી વાર પોતાની માના ઉદરમાં પેસીને જન્મ લઈ શકે છે?

નીકોદેમસનો આ જવાબ ટીકાકારોને બહુ વિચિત્ર લાગ્યો છે અને તેથી તેઓ તેના સંબંધમાં જુદી જુદી અટકળો કરે છે. કોઇ તેમાં તેની ઇસુના વચનના સંબંધમાં ગેરસમજ જુએ છે અને કોઈ તેમાં મશ્કરી જુએ છે. તે તેનો આવો છેકજ સ્થૂળ અર્થ કરે છે તે કદાચિત એટલા માટે હોઇ શકે છે કે ઇસુ પોતાનું કહેવું વધારે સ્પષ્ટ કરે.

**ઘરડો થઇને.** નીકોદેમસના કહેવા પ્રમાણે માણસ ઘરડો હોય કે નાનો હોય પણ તે ફરીથી જન્મ પામી શકતો નથી. આ કારણથી તેણે "ઘરડો" શબ્દ વાપર્યો છે એ પોતાનાજ સંબંધમાં વાપર્યો હોય એ સંભવિત છે. તેને સહેજે પોતાનોજ વિચાર આવે છે અને તે કહી નાખે છે.

[5]ઇસુએ ઉત્તર આપ્યો કે, હું તને ખચીત ખચીત કહું છું કે જો કોઈ માણસ પાણીથી તથા આત્માથી જન્મ્યું ન હોય, તો દેવના રાજ્યમાં તે જઈ શકતું નથી.

આ વચનદ્વારા ઇસુ પોતાનો અર્થ વધારે સ્પષ્ટ કરે છે.

**પાણીથી તથા આત્માથી.** જે વખતે આ શબ્દો બોલવામાં આવ્યા હતા ત્યારે દેવના રાજ્ય અને યોહાનના પાણીના બાપ્તિસ્મા વચ્ચેનો સંબંધ તાજોજ હતો, કારણ કે યોહાને દેવનું રાજ્ય પાસે છે એમ કહી બાપ્તિસ્મા આપવા માંડયું હતું. આ ઉપરાંત ઇસુના પ્રકટકાળે તેણે (યોહાને) કહ્યું હતું કે તે (ઇસુ) આત્માથી બાપ્તિસ્મા કરવાનો છે. આવી રીતે તે વખતના યહુદીઓને માટે અને ખાસ કરીને નીકોદેમસ જેવા ધાર્મિક માણસો માટે દેવના રાજ્યમાં પ્રવેશ કરવાનો રસ્તો તૈયાર હતો. તેમણે યોહાન પર તેમ તેણે જેને વિષે સાક્ષ્ય આપ્યું હતું તે મસીહ પર વિશ્વાસ રાખવાનો હતો, અને તે બન્ને પાસેથી તેમની જુદી જુદી દીક્ષા-જે ખરી રીતે જુદી નહોતી પણ એક મહાન દીક્ષાનાં બે અંગરૂપ હતી તે લેવાની હતી અને તેમ કરવું એ સ્વર્ગના રાજ્યમાં પ્રવેશ કરવા બરાબર હતું. વળી આ વાતચીત થયા પછી તુરતજ આમાંનું પાણીનું બાપ્તિસ્મા પણ ઇસુના શિષ્યોએ આપવું શરૂ કરી દીધું હતું અને ત્યારથી તે આજ સુધી આ બન્ને બાપ્તિસ્મા ખ્રીસ્તી મંડળીમાં દાખલ થએલાં મનાય છે. એ કારણથી આ વચનનો અર્થ આધુનિક જમાનાને પણ લાગુ પડે છે અને તેમાં બન્ને જાતનાં

બાપ્તિસ્માનો સમાવેશ થાય છે એવું ખ્રિસ્તીઓમાંનો ઘણો મોટો ભાગ માને છે. તોપણ અહીં એટલું તો ધ્યાનમાં લેવુંજ જોઇએ કે આ પાણીનું બાપ્તિસ્મા એ પશ્ચાત્તાપનું બાપ્તિસ્મા છે અને એ પશ્ચાત્તાપ કર્યે અને પાપની ક્ષમા પામ્યેજ આત્માનું દાન પ્રાપ્ત થાય છે.

**જઇ શકતું નથી.** આગળ "જોઇ શકતું નથી" એમ કહેવામાં આવ્યું છે. અહીં એથી વિશેષ સૂચવવામાં આવ્યું છે. દેવનું રાજ્ય જોવું એટલે તમાશગીર તરીકે દેવના રાજ્ય વિષે જ્ઞાન પામવું, પણ દેવના રાજ્યમાં જવું એટલે એ રાજ્યના રહિશ કે રૈયત બનવું.

[6] જે દેહથી જનમેલું છે તે દેહ છે; અને જે આત્માથી જનમેલું છે તે આત્મા છે.

ઇસુ પોતાનું સ્પષ્ટીકરણ આ પદમાં અને તેની પછીનાં બીજાં બે પદોમાં ચાલુ રાખે છે. દેવનું રાજ્ય કેવળ આત્મિક છે અને તેમાં પ્રવેશ કરવા માટે દેહનો નહિ પણ આત્મિક જન્મ જોઇએ એ વાત તે અહીં કહે છે. આ સુવાર્તિકે આપણને ૧ ; ૧૩માં જે કહ્યું છે તેજ અહીં જુદી રીતે ઇસુના પોતાથી કહેવાએલું આપણે જોઇએ છીએ.

**દેહ.** આ શબ્દમાં પાપનું કાંઇ ખાસ સૂચન નથી (૧; ૧૪. ૧ યોહા. ૪; ૨) પણ તેમાં પાપવૃત્તિનો સમાવેશ થએલો છે. પહેલા ઉપવાક્યનો ભાવાર્થ એ પણ હોય કે આપણે આપણાં માબાપથી જન્મ પામીને માત્ર આ પૃથ્વીમાં પ્રવેશ કરી શકીએ છીએ. દેહમાં ઇંદ્રિયો, મન અને હૃદયનો સમાવેશ કરવામાં આવેલ છે.

[7] મેં તને કહ્યું કે, તમારે નવો જન્મ પામવો જોઇએ, એથી આશ્ચર્ય પામતો ના.

આગલા પદમાં ઇસુએ આત્મિક જીવન પામવાનો નિયમ બતાવ્યો છે, અને અહીં એ એમ કહેવા માગે છે કે એ નિયમમાંથી કોઇ પણ મુક્ત નથી. મૂળમાં "તમે" ઉપર ભાર મૂકવામાં આવ્યો છે અને તેથી ટીકાકારો આવો અર્થ કરે છે કે ઇસુ પોતાને આ નિયમમાંથી બાદ કરે છે. વળી એકજ વાક્યમાં એકવચન અને બહુવચનનો ઉપયોગ કરવામાં આવ્યો છે તે ધ્યાનમાં લેવો જોઇએ ( જુઓ ૧ ; ૫૧ અને લુક ૧૨ ; ૩૧, ૩૨ ).

[8] વા જ્યાં ચાહે છે ત્યાં વાય છે, અને તું તેનો અવાજ સાંભળે છે, પણ તે ક્યાંથી આવે છે અને ક્યાં જાય છે, એ તું નથી જાણતો ; હરેક જે આત્માથી જનમેલું તે તેના જેવુંજ છે.

કોઇ કોઇ ટીકાકારનું એમ માનવું છે કે જ્યારે આ વાત ચાલી રહી હતી ત્યારે ત્યાં સખત પવન વાઇ રહ્યો હતો તેથી ઇસુએ વાયુનું દૃષ્ટાંત આપી વાત કરી

હતી. બીજા કેટલાક હેબ્રી, લેટિન અને આરેમેઇક ભાષામાં વાયુ અને આત્મા માટે એક શબ્દ હોવાને લીધે વાયુને બદલે આત્મા શબ્દ મૂકે છે અને તેમણે આ પદનું ભાષાંતર પણ તે પ્રમાણે કર્યું છે, પણ તેમ કરવાથી આ પદનો અર્થ બરાબર થતો નથી. એ અર્થ તો આ પદ આપણી ભાષામાં છે તે પ્રમાણે રાખવાથીજ બરાબર થાય છે. ઇસુ પોતાના આ શબ્દોથી વાયુના કાર્ય અને આત્માના કાર્યની સરખામણી કરે છે, અને એમ કહેવા માગે છે કે વાયુ જેમ સ્વતંત્ર રીતે કાર્ય કરે છે અને કોઇનો બંધાયો બંધાતો નથી, તેમજ આત્મા પણ સ્વતંત્ર રહી પોતાનું કાર્ય કરે છે. અલબત, આપણા આજના વિજ્ઞાનશાસ્ત્ર પ્રમાણે વાયુને પણ અમુક નિયમને આધીન થવું પડે છે, પણ તે બીજાને મુકાબલે વધારે સ્વતંત્ર છે એમાં કશો શક નથી. આત્માનું કાર્ય પણ એવુંજ સ્વતંત્ર છે. તેના નિયમો હોવાજ જોઇએ પણ તે તો માત્ર ઈશ્વરજ જાણે છે. આપણે તો માત્ર એ કાર્ય જોઇને કહીએ કે આ કાર્ય આત્માનું છે. આ સિવાય આપણે બીજું કશું, જેમકે એ ક્યારે થયું અથવા કેવી રીતે થયું, એ કહી શકતા નથી. ઇસુના કહેવાનું તાત્પર્ય એ છે કે આ નવો જન્મ દેશને કે કાળને કે કોઇ જાતિને કે કોઇ બીજા પાર્થિવ સંજોગોને કે માણસના કર્મને પણ આધીન નથી પણ ઇશ્વરની કૃપાને આધીન છે.

૯ નીકોદેમસે તેને ઉત્તર આપ્યો કે, એ વાતો કેમ બની શકે?

ઘણા ટીકાકારો આ ઉત્તરનો અર્થ કરતાં કહે છે કે નીકોદેમસ આ વાત બની શકવી અસંભવિત છે એમ નહિ પણ પોતે તેના સંબંધમાં કશું જાણતો નથી એમ કહેવા માગે છે. પણ આગળ ઉપર ઇસુ જે કહે છે તે ઉપરથી અને ખાસ કરીને તેના "તમે અમારી શાહેદી માનતા નથી" એ શબ્દો ઉપરથી નીકોદેમસનું મન હજુ શંકાશીલ હોય એમ લાગે છે. વળી મૂળમાં "શકે" શબ્દ ઉપર ભાર છે અને તેથી આ અર્થ બરાબર દેખાય છે.

૧૦ ઇસુએ તેને કહ્યું, તું ઇસ્રાએલનો ઉપદેશક હોવા છતાં શું એ વાતો નથી જાણતો?

**ઇસ્રાએલનો ઉપદેશક.** મૂળમાં આની સાથે નિશ્ચયાર્થવાચક શબ્દ છે, અને તેથી નીકોદેમસ યહુદીઓના મુખ્ય રાબીઓમાંનો એક હતો એ ખાત્રીપૂર્વક જણાય છે. ઇસુ તેના આ વચનથી જે કહેવા માગે છે તે એ છે કે આ વાતો જે માત્ર પહેલા પગથીઆરૂપ છે અથવા માત્ર પ્રાસ્તાવિક છે તે તો સૌ યહુદીઓએ અને તેમાંય ખાસ કરીને તેમના ઉપદેશકોએ તો જાણવીજ જોઇએ. તેની પોતાની વાતમાં કાંઇ નવાઇ જેવું નથી, પણ આવો ધર્મગુરૂ તે વાતના સંબંધમાં અજ્ઞાત હતો એજ નવાઈ જેવું છે, એમ ઇસુના કહેવા ઉપરથી આપણે જાણીએ છીએ.

[11] હું તને ખચીત ખચીત કહું છું કે, અમે જે જાણીએ છીએ તે કહીએ છીએ, ને જે દીઠું છે તેની શાહેદી પુરીએ છીએ, પણ તમે અમારી શાહેદી માનતા નથી.

**અમે.** આ શબ્દનો અર્થ ટીકાકારોએ જુદી જુદી રીતે કર્યો છે. કોઇ એમ કહે છે કે ઇસુએ તેને પોતાને માટે માનાર્થે વાપરેલો છે. બીજા તેમાં ઇસુ અને દેવ, અથવા ઇસુ અને પવિત્ર આત્માનો સમાવેશ કરે છે. વળી કોઇ તેમાં ઇસુ અને આગળના પેગમ્બરોની વાત કરવામાં આવી હોય એમ સમજે છે. વળી બીજા કેટલાક એ "અમે" શબ્દમાં ઇસુ અને તેના શિષ્યમંડળનો તેમ બાપ્તિસ્મા આપનાર યોહાનનો સમાવેશ કરે છે. આ છેલ્લો અર્થ બરાબર લાગે છે.

**જાણીએ છીએ......શાહેદી પુરીએ છીએ.** આ શબ્દોદ્વારા જેટલી ખાત્રી મળે છે તેટલી ખાત્રી બીજા કોઇ શબ્દોથી મળી શકતી નથી. ઇસુ અહીં એમ કહેવા માગે છે કે તે જે વાત કહે છે તે તેણે અને તેના શિષ્યોએ માત્ર જાણી છે એટલુંજ નહિ પણ જોઇ છે, તેનો અનુભવ કર્યો છે અને તેથી તે માત્ર તે વિષે વાત કરે છે એટલુંજ નહિ પણ શાહેદી પણ પુરે છે. આ વચનમાં ઉત્તરોત્તર વૃદ્ધિ થાય છે તે ધ્યાનમાં લેવા જેવી છે.

**પણ તમે અમારી શાહેદી માનતા નથી.** પોતાના આ વચન-દ્વારા ઇસુ પોતાનો આ વખતના યહુદી લોકો અને ખાસ કરી તેમના નેતાઓ સાથેનો અનુભવ જણાવે છે.

[12] જો મેં તમને પૃથ્વી પરની વાતો કહી, છતાં તમે વિશ્વાસ કરતા નથી, તો હું તમને આકાશમાંની વાતો કહું તો તમે કેન વિશ્વાસ કરશો ?

**પૃથ્વી પરની વાતો.** નવા જન્મની તેમ દેવના રાજ્યમાં પ્રવેશ કરવાની જે વાતો કહી તે આ પૃથ્વી ઉપરની છે. આ ઉપરથી એમ સમજવાનું નથી કે એ પાર્થિવ અથવા ક્ષુદ્ર છે (જુઓ ૧ કોરીં. ૧૫ ; ૪૦. યાકૂબ ૩ ; ૧૫.)

**આકાશમાંની વાતો.** આ વાતોની કંઇક ઝાંખી આપણને આ પછીનાં પદોમાં કરાવવામાં આવે છે. આ વાતો ઇશ્વરના અવતરણ, મનુષ્યજાતિના તારણ, ઇશ્વર અને મનુષ્યના ઐક્ય વગેરેને લગતી છે. આ બધું તેના પૂર્ણ રૂપમાં આ પૃથ્વી ઉપર અનુભવી શકાતું નથી, પણ તેની અહીં માત્ર શરૂઆત થઇ શકે છે. આના સંબંધમાં એક વાત ધ્યાનમાં લેવા જેવી છે તે એ છે કે અહીં પૃથ્વી પરની વાતો અને આકાશમાંની વાતો વચ્ચે જે ભેદ કરવામાં આવ્યો છે તેજ ભેદ એક રીતે બીજી સુવાર્તાઓ અને આ સુવાર્તા વચ્ચે છે.

[13] આકાશમાંથી ઉતરેલો માણસનો દીકરો જે આકાશમાં છે તે વિના આકાશમાં કોઈ નથી ચઢયું.

નીકોદેમસને આકાશમાંની વાતો કોણ કહી શકે છે તે આ પદમાં ઇસુ જણાવે છે અને તે જણાવતાં તે પોતે કોણ છે એ પણ જણાવી દે છે.

**આકાશમાંથી ઉતરેલો માણસનો દીકરો.** અત્યાર સુધી ઇસુએ પોતાના શિષ્યોને પણ પોતે આકાશમાંથી ઉતરેલો છે એવું જણાવ્યું નહોતું. એ વાત તો પ્રથમ અહીંજ કરવામાં આવે છે. તે પોતે આકાશમાંથી ઉતર્યો છે અને તેથીજ તે આકાશમાંની વાતો બરાબર જાણે છે એવો તે અહીં દાવો કરે છે. જુના કરારમાં આકાશમાંથી ઉતરવાનું યહોવાહના સંબંધમાં કહેવામાં આવ્યું છે (જુઓ નિર્ગમન ૧૯; ૧૧. ગણના ૧૧; ૧૭, ૨૫: ૧૨; ૫), માણસના દીકરાના સંબંધમાં ૧; ૫૧ માં કહેવાયું છે.

**જે આકાશમાં છે.** આ શબ્દો કેટલાક હસ્તલેખોમાં નથી અને પાછળથી ઉમેરાયા હોય એમ લાગે છે. એનો ભાવાર્થ એવો છે કે એ આકાશમાંથી ઉતરેલો માણસનો દીકરો આ પૃથ્વી ઉપર આવતાં આકાશથી વિખુટો પડયો નથી, પણ તેનો આકાશની સાથેનો સંબંધ એવો ને એવો છે.

**તે વિના આકાશમાં કોઇ નથી ચઢયું** (જુઓ પુનર્નિયમ ૩૦; ૧૨. નીતિવચનો ૩૦; ૪). આ ઉપવાક્ય ઉપરથી એમ સમજવાનું નથી કે બીજા આકાશમાં ચઢયા નહોતા અને ઇસુ ચઢયો હતો. એ પ્રકારનો મુકાબલો અહીં કરવામાં આવ્યો નથી. ખરો મુકાબલો આ છે કે જ્યારે બીજાને ચઢવાનું હતું ત્યારે ઇસુને માત્ર ઉતરવાનું હતું. પૃથ્વી તેનું કંઇ વતન હોય તે છોડીને તેને આકાશમાં નહોતું. પણ પ્રભુ ઇસુનું ખરેખરૂં વતન સ્વર્ગ હતું, ત્યાંથી ખરૂં જ્ઞાન લઇને આ પૃથ્વી ઉપર ઉતરી આવ્યો.

[14] જેમ મુસાએ રાનમાં સર્પને ઉંચો કીધો, તેમ માણસના દીકરાને ઉંચો કરાવાની જરૂર છે.

આગલા પદમાં ચઢવાની વાત કરવામાં આવી છે અને તેથી કદાચિત ઇસુ આ પદમાં તે વિચારને ચાલુ રાખીને વાત કરે છે. વળી માણસના દીકરાના જીવનનું અંતિમ રહસ્ય ઇસુના ઉંચા થવામાં અથવા કરાવામાં પ્રગટ થયું હતું અને તેથી તે તેની પણ કાંઇક ઝાંખી અહીં કરાવે છે.

**મુસાએ રાનમાં સર્પને ઉંચો કીધો.** મુસાએ સાપને ઉંચો કર્યો હતો તે એટલા માટે કે તે બધાની નજરે બરાબર પડે અને તેને જોઇને જે લોકો માંદા હતા તે સાજા થાય. તેમજ ઇસુને ઉંચે ચઢાવવામાં આવ્યો હતો એટલે વધસ્તંભ ઉપર લટકાવવામાં આવ્યો હતો તે એટલા માટે કે તેના પ્રત્યે સર્વ મનુષ્યો આકર્ષાય (જુઓ ૧૨; ૩૨) અને આકર્ષાઇને શાશ્વત જીવન પામે.

**ઉંચો કરવાની જરૂર છે.** આ શબ્દો પ્રભુ ઇસુ વધસ્તંભ પર જડાયે તેને માટે વાપરેલા છે (૮; ૨૮: ૧૨ ; ૩૨, ૩૪), તેમજ તેના સ્વર્ગારોહ સંબંધે પણ વાપરેલા છે (પ્રે. કૃ. ૨ ; ૩૩ : ૫ ; ૩૧. ફીલીપી. ૨ ; ૯), ' પરથી એવું સમજવું કે વધસ્તંભે થઇને તેને દેવપિતાને જમણે હાથે ફરીથી જવા અગત્યનું હતું.

[૧૫] એ માટે કે જે કોઈ વિશ્વાસ કરે તે તેનામાં અનંતજીવ પામે.

આ પદમાં આગલા પદમાં ઉંચા કરવાની જે વાત આવી છે તેનું કાર આપવામાં આવ્યું છે.

**અનંતજીવન.** આ શબ્દો આ સુવાર્તિકમાં વિશેષ જોવામાં આવે (જુઓ ૩ ; ૧૬, ૩૬ : ૫ ; ૨૪ : ૬ ; ૪૦, ૪૭, ૫૪. ૧ યોહાન ૩ ; ૧૫ ૫ ; ૧૨ ).

અહીં ઇસુ અને નીકોદેમસની વાત પૂરી થાય છે. તેમની વાત આટલી થઇ હોય એમ માનવાને કાંઇ કારણ નથી, પણ તેમની વાતનો સારાંશ અ આપવામાં આવ્યો છે એમાં તો કશો શક નથી. નીકોદેમસના મન ઉપર વાતચીતની શી અસર થઇ તે આપણને અહીં જણાવવામાં આવ્યું નથી, પ આગળ ઉપર તેના સંબંધમાં જે કાંઇ કહેવામાં આવે છે તે ઉપરથી આપણ માલુમ પડે છે કે તે ઇસુનો છુપો શિષ્ય થઇ રહ્યો હતો. પદ ૧૬-૨૧માં કહેવામાં આવે છે તે આ સુવાર્તિકના પોતાના શબ્દો છે. કેટલાક એવું પણ માને કે એ ઇસુના પોતાના બોલેલા શબ્દો છે, પણ તેમાંના કોઇ કોઇ શબ્દો તેમ તે રહેલા વિચાર ઉપરથી એવું ખાતરીપૂર્વક માનવું જોઇએ કે એ ઇસુનું બોલેલું નથ

[૧૬] કેમકે દેવે જગત પર એટલી પ્રીતિ કીધી કે તેણે પોતાને એકાકીજનિત દીકરો આપ્યો એ સારૂ કે, જે કોઈ તેના પર વિશ્વા કરે તેનો નાશ ન થાય, પણ તે અનંતજીવન પામે.

આગળ જે કહ્યાં તે ઇસુનાં વચનો માર્મિક હતાં અને તેથી તે નીકોદેમસ સમજાયાં હશે કે નહિ એ એક પ્રશ્ન છે એટલુંજ નહિ પણ તેના શિષ્યોને પ સમજાયાં હશે કે નહિ એ પણ પ્રશ્ન છે. ઇસુનાં કેટલાંક વચનોનો અર્થ એ મૃત્યુ અને ઉત્થાન પછીજ આ શિષ્યોને સ્પષ્ટ થયો હશે અને એ કારણથી સુવાર્તિક એ અર્થ પણ આપણને સાથે સાથે આપી દે છે. આવું તે આ સુવાર્તિ કેટલીક જગાએ કરે છે અને તે યોગ્યજ છે. એમ કરતાં તે પોતાના શબ્દો ઇસુના શબ્દો વચ્ચેનો ભેદ બતાવતો નથી એમાં પણ કાંઇ અયોગ્ય નથી, કારણ તેને એ ખાત્રી છે કે તેણે કરેલો અર્થ પણ પવિત્ર આત્માથી પ્રેરાએલો છે અને તે તે ઇસુનાંજ વચનો છે. આ એક પ્રકારની આત્મિક રાજ્યની એકતા છે. પંદર

પદમાં અનંતજીવન પામવાની જે વાત કરવામાં આવી છે તેના અનુસંધાનમાં આ પદમાંની વાત કહેવામાં આવી છે. એમાં એમ કહેવામાં આવ્યું છે કે આ અનંતજીવન ઇશ્વરનું પોતાનું દાન છે અને તે આપણને તેનો એકાકીજનિત પુત્ર જેને તેણે જગત માટેના અનંત પ્રેમને લઇને જગતને આપેલ છે, તેના પર વિશ્વાસ રાખ્યે પ્રાપ્ત થાય છે.

**દેવે જગત પર એટલી પ્રીતિ કીધી.** દેવે સમગ્ર મનુષ્યજાતિ ઉપર એટલો બધો અગાધ પ્રેમ કર્યો. દેવનો આ પ્રેમ એજ તેના એકાકીજનિતન પુત્રના આગમન તેમ ભોગનું કારણ હતું ( જુઓ ૧ ; ૨૯ ).

**એકાકીજનિત દીકરો આપ્યો.** માત્ર મોકલ્યો એટલુંજ નહિ પણ તેનું પૂર્ણ રીતે દાન કર્યું, તેનો ભોગ આપ્યો (જુઓ ૧ યોહાન ૪ ; ૯. માત્થી ૩ ; ૧૭).

**તેનો નાશ ન થાય, પણ તે અનંતજીવન પામે.** આપણે નવા કરારમાં ઘણે સ્થળે વાંચીએ છીએ કે ખ્રીસ્ત પર વિશ્વાસ રાખ્યે તેની સાથે એકતા પ્રાપ્ત થાય છે અને આ એકતા એજ દિવ્ય જીવન છે, અને એ દિવ્ય જીવન પામ્યા વગરના રહેવું એ વિનાશ છે.

[૧૭] કેમકે જગતનો ન્યાય કરવા સારૂ નહિ, પણ તેનાથી જગતનું તારણ થાય, તે માટે દેવે પોતાના દીકરાને જગતમાં મોકલ્યો છે.

આ પદમાં દેવનો પોતાના દીકરાને મોકલવાનો હેતુ વધારે સ્પષ્ટ કર્યો છે. એ હેતુ કલ્યાણકારીજ છે અને તેને લીધે કોઇનું કાંઇ અકલ્યાણ થતું હોય તો તે તેના પોતાના દોષથીજ થાય છે.

**ન્યાય કરવા સારૂ.** ન્યાયને અંગે દંડ અને વિનાશ પણ રહ્યાં છે અને તેથી દેવનો દીકરો તે કાર્ય માટે આવ્યો નથી ( જુઓ ૧૨ ; ૪૭ ).

**તેનાથી જગતનું તારણ થાય.** તે તારણ કરવા આવેલ છે તેમ તેનું ખરૂં નામ "જગતનો તારક" છે ( જુઓ ૪ ; ૪૨. ૧ યોહાન ૪ ; ૧૪ ) એ ખરૂં, પણ એ તારણ માટે જગતના લોકોનો પણ પ્રયત્ન અથવા વધારે સારા શબ્દમાં કહેતાં વિશ્વાસ જોઇએ છે. આ પદમાંજ જગત શબ્દ ત્રણ વખત વાપરવામાં આવ્યો છે અને તે ઉપરથી તમામ જગતના ઉદ્ધારની વાત બહુ ભારપૂર્વક કહેવામાં આવી છે એ ધ્યાનમાં લેવા જેવું છે.

[૧૮] તેના પર જે વિશ્વાસ કરે છે, તે અપરાધી ઠરતો નથી ; પણ જે વિશ્વાસ નથી કરતો, તે અપરાધી ઠરી ચૂક્યો છે ; કેમકે દેવના એકાકીજનિત દીકરાના નામ પર તેણે વિશ્વાસ કીધો નથી.

જો કે દેવનો દીકરો પોતે ન્યાય કરતો નથી એ વાત ખરી છે પણ તેના આવવાથી લોકોનો ન્યાય આપોઆપ થઇ જાય છે ( જુઓ લુક ૨ ; ૩૪, ૩૫ ).

તેના પર વિશ્વાસ કરવો એ અનંતજીવન પામવા બરાબર છે અને વિશ્વાસ ન કરવો એજ એ જીવન પામ્યા વિના રહેવા બરાબર છે. આજ ન્યાય, દંડ અને વિનાશ છે. વિશ્વાસ નહિ કરનારાઓના સંબંધમાં પૂર્ણ વર્તમાનકાળ વાપર્યો છે તે ધ્યાનમાં લેવા જેવું છે. એ એક જાતની મૃત્યુની નિશાની છે.

[૧૯] અપરાધી ઠરાવવાનું કારણ એ છે કે, જગતમાં અજવાળું આવ્યા છતાં માણસોએ અજવાળાના કરતાં અંધારૂં ચાહ્યું; કેમકે તેઓનાં કામ ભુંડાં હતાં.

અઢારમા પદમાં જે કહેવામાં આવ્યું છે તે અહીં વધારે સ્પષ્ટ કરવામાં આવે છે, અને તેનું કારણ પણ આપવામાં આવ્યું છે. આ કારણ તેમની ભુંડી કૃતિઓમાં રહેલું હતું. એ કૃતિઓને લઇને તેઓ અંધકારને ચાહે છે અને તેને લઇને અજવાળા પર પ્રેમ કરતા નથી એટલુંજ નહિ, પણ તેના ઉપર દ્વેષ પણ કરે છે. "અજવાળું" અને "અંધારૂં" એ શબ્દો સાથે મૂળમાં નિશ્ચયાર્થ શબ્દ મૂકવામાં આવ્યો છે.

**માણસોએ,** એટલે મનુષ્યજાતિના મોટા ભાગે.

**તેમનાં કામ ભુંડાં હતાં.** આ કારણથી તેમના મનમાં અથવા આત્મામાં અંધકાર વ્યાપી રહ્યો હતો અને તેથી તેમણે અજવાળાનો સ્વીકાર કર્યો નહિ. કોઇ પણ માણસ ઇસુ ખ્રીસ્તનો સ્વીકાર આજે પણ નથી કરતો તો તેનું કારણ મોટે ભાગે તેની ભુંડી વૃત્તિમાં છે.

[૨૦] કેમકે જે કોઈ ભુંડું કરે છે તે અજવાળાનો દ્વેષ કરે છે અને પોતાનાં કામ ન વખોડાય માટે અજવાળા પાસે આવતો નથી.

આગલા પદમાં જે કહેવામાં આવ્યું છે તેથી અહીં વિશેષ કહેવામાં આવે છે અને તે એ છે કે ભુંડી કૃતિ કરનારા લોકો માત્ર અંધકારને ચાહે છે એટલુંજ નહિ પણ પ્રકાશનો તિરસ્કાર પણ કરે છે, અને તેમનું એમ કરવાનું કારણ એ છે કે તેઓ પોતાનાં કાર્ય અથવા મનની ઇચ્છાઓ છોડવા ઇચ્છતા નથી.

**જે કોઇ ભુંડું કરે છે.** મૂળમાં "ભુંડું કરે છે" એ માટેના શબ્દોનો અર્થ "જે કોઇ મિથ્યાત્વી છે" અથવા "જે કોઇ અયોગ્ય જીવનમાં લાગ્યો રહે છે" એવો કંઇક થાય છે. આ જાતના માણસ દુષ્ટ કે લંપટ કે નીચ હોય એ જરૂરનું નથી. તેઓ દુનીઆની નજરમાં સારા હોઇ શકે એમ છતાં તેઓ પ્રકાશનો દ્વેષ કરતા હોય એ સંભવિત છે એટલુંજ નહિ પણ ઘણી વખત મોટે ભાગે એવા માણસોજ પ્રકાશ પ્રત્યે સૌથી વધારે દ્વેષ કરતા માલમ પડયો છે. ઇસુ પ્રત્યેનો વિરોધ આવા માણસોનોજ સહુથી વિશેષ હતો.

**વખોડાય.** મૂળમાં જે શબ્દ છે તેનો અર્થ એવો કંઇક થાય છે કે તેની તપાસ થાય અને ખરાબ માલમ પડતાં તેવાં ગણાય.

[21] પણ જે સત્ય કરે છે તે પોતાનાં કામ દેવથી કરાયાં છે એ ્રગટ થાય માટે અજવાળા પાસે આવે છે.

**સત્ય કરે છે.** આ શબ્દસમૂહ ચિત્તાકર્ષક છે. જે માણસ સત્કાર્ય કરે છે । તો સદ્‌વિચારનો અમલ કરતો જણાય છે. એજ શબ્દો ૧ યોહા. ૧ ; ૬માં ાળી આવે છે, જુઓ નહે. ૯ ; ૩૩. ઉત્પ. ૨૪ ; ૪૯ : ૪૭ ; ૨૯.

**દેવથી કરાયાં છે.** મૂળમાં "દેવમાં" લખેલું છે, એટલે દેવની સંગતમાં હીને એટલુંજ નહિ, પણ દેવના પરાક્રમથી બધાં સત્કાર્યો દેવની સહાયતા અને ાક્તિથીજ થાય છે. આ કાર્યોને છુપાં રાખવાની કશી જરૂર નથી અને તેથી ોનો કરનાર અજવાળા પાસે આવતાં અચકાતો નથી, એટલુંજ નહિ પણ તે મજવાળાને શોધે છે. આ કાર્યો કરનાર દેવનોજ મહિમા શોધે છે અને તેથી ાનાં કાર્યદ્વારા તે દેવના મહિમાને પ્રગટ કરે છે.

(ઇ) ખ્રીસ્તનું યહુદાહમાં કાર્ય (૨૨–૩૬).

ખ્રીસ્ત મસીહ તરીકે યરૂશાલેમમાંજ પ્રગટ થઇ શકે તેમ હતું અને તેથી ાણે પોતાના કાર્યની ખરી શરૂઆત પણ ત્યાં કરી, પણ તેને જોઇએ તેટલી સફ-ળતા પ્રાપ્ત થઇ નહોતી. લોકોનાં મન હજુ તૈયાર થયાં નહોતાં અને તેથી તેઓ ાનામાં ખરો વિશ્વાસ લાવી શક્યા નહિ. આ કારણથી તેણે પોતાનું કાર્ય બીજા ાત્રમાં કરવાનું શરૂ કર્યું. વળી તે કાર્ય કરવાની રીતમાં પણ અમુક અંશે ફેરફાર ર્યો. એ કાર્ય વ્યક્તિગત્ અને વિશેષ અંશે પેગંબરના કાર્ય જેવું હતું. આ ાર્ય તેણે યહુદાહ અને ગાલીલમાં કર્યું હતું.

[22] એ પછી ઇસુ પોતાના શિષ્યો સુદ્ધાં યહુદાહ દેશમાં આવ્યો ; ાાં તેઓની સાથે રહીને તે (લોકોને) બાપ્તિસ્મા આપતો હતો.

**એ પછી.** એટલે યરૂશાલેમના મંદિરમાં તેમ તે શહેરમાં જે કેટલુંક કાર્ય ર્યું તે પછી.

**ઇસુ પોતાના શિષ્યો સુદ્ધાં** (જુઓ ૨ ; ૨, ૧૨. માત્થી ૯ ; ૧૦, ૧૯. માર્ક ૮ ; ૨૭). ઇસુ હવે પછીથી પોતાના શિષ્યોની સાથેજ રહે છે એ ધ્યાનમાં લેવુંજ જોઇએ.

**બાપ્તિસ્મા આપતો હતો.** ચોથા અધ્યાયના બીજા પદમાં કહેવામાં આવ્યું છે તે પ્રમાણે આ બાપ્તિસ્મા તેના શિષ્યો આપતા હતા. આ બાપ્તિસ્મા યા પ્રકારનું હતું તે એક પ્રશ્ન છે. આ બાપ્તિસ્મા દેવના રાજ્યના આગમનની ્યારીનું હતું એટલે તે યોહાનના બાપ્તિસ્મા જેવુંજ હતું. બીજી સુવાર્તાઓમાં ાણ આપણે વાંચીએ છીએ કે ઇસુએ પોતાના કાર્યના પહેલા ભાગમાં આ પ્રકારની ્યારી બીજા રૂપમાં કરી હતી (જુઓ માત્થી ૪ ; ૧૭. માર્ક ૧ ; ૧૪, ૧૫).

[23] યોહાન પણ સાલીમની પાસેના એનોનમાં બાપ્તિસ્મા કરતો હતો, કેમકે ત્યાં પાણી ઘણું હતું; અને લોકો આવીને બાપ્તિસ્મા પામતા હતા.

**યોહાન પણ.** યોહાને પોતાનું કાર્ય ચાલુ રાખ્યું હતું. એનું કારણ એ હોય કે જ્યાં સુધી ઇસુ ખુલ્લી રીતે પ્રગટ ન થાય અને મસીહ તરીકે તેનો સ્વીકાર ન થાય ત્યાં સુધી તેને તેના કાર્યની જરૂર લાગી હતી. તેથી જો કે યોહાને ઇસુને મસીહ દાખલ પ્રગટ કર્યો હતો તો પણ તેણે પોતાનું ઠરાવેલું કામ જારી રાખ્યું.

**સાલીમની પાસે એનોનમાં.** આ બન્ને જગાઓ ક્યાં અને કઇ છે તે હજી સુધી નક્કી થયું નથી. "એનોન" એ નામ ઝરણો ઉપરથી પડયું છે.

**ત્યાં પાણી ઘણું હતું.** મૂળમાં "પાણી" બહુ વચનમાં છે અને તેથી એવું મનાય છે કે ત્યાં ઘણાં ઝરણો હતાં. તે વખતે બાપ્તિસ્મા કરવા માટે સ્નાનની જરૂર હતી અને એ માટે માણસોની સંખ્યા બહુ મોટી હોવાથી ઘણું પાણી જોઇતું હતું. આ જગાનું આવું વર્ણન કરવામાં આવ્યું છે એ ઉપરથી એમ ચોક્કસ દેખાય છે કે તે યરદન નદીના કાંઠા પર નહોતી, નહિ તો "ત્યાં પાણી ઘણું હતું" એમ કહેવાની જરૂરજ ન રહે.

[24] કેમકે હજી સુધી યોહાન કેદખાનામાં નંખાયો ન હતો.

માત્થી ૪; ૧૨, ૧૩, ૧૭ અને માર્ક ૧; ૧૪માં જે કહેવામાં આવ્યું છે તેનો આ પદમાંના વચનની સાથેનો સંબંધ ધ્યાનમાં લેવો જોઇએ. ઇસુનું ગાલીલમાંનું ખરૂં કાર્ય આ વખત પછીજ શરૂ થયું હતું. આ સુવાર્તાના બીજા અધ્યાયનાં પહેલાં બાર પદમાં આવ્યું છે તે ઇસુનું પ્રસ્તાવનારૂપી કાર્ય કહેવાય, કેમકે આ સુવાર્તા પ્રમાણે ઇસુના કાર્યની શરૂઆત યરૂશાલેમમાં થઇ, અને બીજી સુવાર્તાઓ તેના કાર્યની શરૂઆત ગાલીલમાં અને યોહાનના કેદમાં જવા પછી કરે છે.

[25] ત્યારે યોહાનના શિષ્યોને કોઇએક યહુદી સાથે શુદ્ધિકરણ વિષે વાદવિવાદ થયો.

**ત્યારે.** મૂળ શબ્દનો અર્થ "આ કારણથી" એવો થાય છે. આ સ્થાનમાં પાસે પાસે બે પ્રબોધકો બાપ્તિસ્મા આપતા હતા અને તેથી સ્વાભાવિક રીતેજ વાદવિવાદ ઉત્પન્ન થવાનું કારણ ઉભું થયું હતું.

**શુદ્ધિકરણ વિષે.** આ વાદવિવાદનો વિષય શુદ્ધિકરણનો હતો. આ વખતે કોઇ પણ પ્રેક્ષકના મનમાં આ બે બાપ્તિસ્મામાંથી કયું વધારે ઉત્તમ હતું, એ વિષે સ્વાભાવિક રીતે પ્રશ્ન ઉભો થયો હશે કે વળી યહુદીઓ તો બન્નેનો દોષ કાઢવા તૈયાર હતા અને યોહાન અને ઇસુ અથવા એ બન્નેના શિષ્યો વચ્ચે તકરાર

ઉભી થાય એની રાહ પણ જોતા હોય એ અસ્વાભાવિક નથી. વળી આવા વાદ તો ઘણા થયા હશે, અને આ વાદે ખાસ ગંભીર સ્વરૂપ પકડયું હતું.

**કોઈ એક યહુદી.** કોઇ કોઇ ટીકાકાર કહે છે કે આ યહુદી ઇસુનો શિષ્ય હતો અને બીજા કહે છે કે એ ફરોશીઓમાંનો કોઇ હતો. આ સુવાર્તામાં "યહુદી" શબ્દ બનતાં લગી ખ્રીસ્તના વિરોધી સૂચવે છે તે ઉપરથી આ પાછલું અનુમાન બરાબર લાગે છે. આ વાદના પરિણામે ઇર્ષા ઉત્પન્ન થઈ હતી અને એ બન્નેનો વિરોધી હોય તોજ તે ઉત્પન્ન કરાવી શકે.

[૨૬] તેઓએ યોહાનની પાસે આવીને તેને કહ્યું કે, રાબી, જે તારી સાથે યરદનની પેલી પાર હતો, જેને વિષે તેં શાહેદી પૂરી છે, તે તો બાપ્તિસ્મા કરે છે ને સઘળાં તેની પાસે આવે છે.

આ વચનનો અર્થ કેટલાક સારા ટીકાકારો આમ કરે છે: યોહાનના શિષ્યોને જે અયોગ્ય લાગ્યું હતું તે એ હતું કે ઇસુ જે યોહાન પાસેથી બાપ્તિસ્મા પામ્યો હતો તે અત્યારે બાપ્તિસ્મા આપે છે અને તેમ કરી યોહાનના પ્રતિસ્પર્ધીનું કાર્ય કરે છે અને તેમાં તે યોહાન કરતાં આગળ વધી જાય છે. પણ એનો અર્થ એમ પણ હોઇ શકે કે ઇસુને માટે યોહાને એવી ઉંચી શાહેદી પૂરી હતી, છતાં તે પોતાનું મસીહ તરીકેનું કાર્ય મૂકીને યોહાનના પ્રતિસ્પર્ધીનું કાર્ય કરે છે એ તેને માટે અયોગ્ય હતું. "સઘળાં" એ શબ્દ ક્રોધ અને ઇર્ષાના આવેશમાં વાપરવામાં આવેલ છે. તોપણ તે એટલું તો ચોક્કસ બતાવે છે કે ઇસુ પાસે યોહાન કરતાં માણસો ઘણી વધારે મોટી સંખ્યામાં આવતાં હતાં.

[૨૭] યોહાને ઉત્તર દીધો કે, જો કોઈ માણસને આકાશમાંથી આપવામાં આવ્યું ન હોય, તો તે કંઈ પામી શકતો નથી.

આ વાક્યોમાં સામાન્ય નિયમ સૂચવેલો છે, જે યોહાનને તેમજ ઇસુને પણ લાગુ પડે છે. એ બન્ને જણની ફરજ હતી કે પ્રભુનું સોંપેલું કામ બજાવવું.

[૨૮] તમે પોતે મારા સાક્ષી છો કે, મેં કહ્યું કે, હું તે ખ્રીસ્ત નથી, પણ તેની આગળ મોકલાએલો છું.

આ વચનદ્વારા યોહાન તેમને પોતે જે સાક્ષ્ય આગળ આપ્યું હતું તેની યાદ આપે છે. વળી આ સાક્ષ્ય વિષે આ શિષ્યોએ તેને હમણાંજ કહ્યું હતું (જુઓ પદ ૨૮) અને તેથી યોહાન તેમને તેમના પોતાના પ્રશ્નમાંજ જવાબ આપે છે. યોહાન અહીં ઇસુ "ખ્રીસ્ત" છે એવું કહી પોતાનું આગળ આપેલું સાક્ષ્ય (જુઓ ૧ ; ૨૯, ૩૦) વધારે સ્પષ્ટ કરે છે.

[૨૯] જેને કન્યા છે તેજ વરરાજા છે, પણ વરરાજાનો મિત્ર જે ઉભો રહીને તેનું સાંભળે છે, તે વરરાજાની વાણીથી બહુ આનંદ પામે છે; એ માટે મારો એ આનંદ સંપૂર્ણ થયો છે.

આ પદમાં યોહાન પોતાનો અને ઇસુનો, અને ઇસુનો અને લોકોનો પરસ્પર સંબંધ બતાવે છે.

**જેને કન્યા છે તેજ વરરાજા છે.** જુના કરારમાં "વરરાજા" અને "કન્યા" એ શબ્દો યહોવાહ અને તેના લોકો માટે.ઘણે સ્થળે વાપરવામાં આવ્યા છે (જુઓ હોશી. ૨ ; ૧૯. હઝકી. ૧૬. માલા. ૨ ; ૧૧). નવા કરારમાં એ ખ્રીસ્ત અને તેની મંડળીને માટે વાપરવામાં આવેલ છે (જુઓ માત્થી ૨૨ ; ૧…૨૫ ; ૧. પ્રક. ૧૯ ; ૭ : ૨૧ ; ૨, ૯ : ૨૨ ; ૧૭).

**વરરાજાનો મિત્ર.** આ માણસ કેટલેક અંશે આપણામાં જેને અણવર કહે છે તે છે. યહુદીઓમાં આ માણસનું કાર્ય કન્યાની માગણી કરવાનું તેમ વર તથા કન્યા એ બન્નેને માટે બધી જાતની તૈયારી કરવાનું હતું. એક રીતે તેનું કાર્ય વર અને કન્યાનો મેળાપ કરાવવાનું હતું. આ કાર્ય યોહાને બહુ સારી રીતે બજાવ્યું હતું. તેણે કન્યાને એટલે લોકોને તૈયાર કર્યા હતા અને વર હાજર થતાં તેણે તે કન્યા તેની આગળ રજુ કરી.

**ઉભો રહીને તેનું સાંભળે છે.** તેની સેવામાં હાજર છે. આપણે ત્યાં પણ અણવરનું કામ આવુંજ છે.

**વરરાજાની વાણીથી.** વરરાજા જ્યારે કન્યાને લઇને ઘેર આવે છે અને આનંદથી હરખાય છે ત્યારે અણવર પણ તેની સાથે હર્ષ પામે છે. કદાચિત આમાં એવો પણ અર્થ રહેલો છે કે વરરાજા પોતે હવે કન્યાને બોલાવી રહેલ છે અને તે બન્ને એક બીજાને સીધાં ઓળખવા લાગ્યાં છે તે જાણી અણવરને ઘણો આનંદ થાય છે, કારણ કે તેનું કાર્ય સિદ્ધ થયું છે. યોહાન પોતાના "મારો એ આનંદ સંપૂર્ણ થયો છે" એ શબ્દોથી એવું કહેવા માગે છે કે હવે તેને બીજું કાર્ય કરવાની જરૂર નથી, કારણ કે તેને જે કરવાનું હતું તે તે કરી ચુક્યો છે અને તેથી તેનો આનંદ પણ સંપૂર્ણ છે.

[૩૦] તે વધતો જાય, પણ હું ઘટતો જાઉં, એ અવશ્યનું છે.

પોતાના આ વચનથી યોહાન એ કહેવા માગે છે કે ઇસુનો અને તેનો સંબંધ વર અને અણવર વચ્ચેનો સંબંધ હોવાથી અને તેનું પોતાનું કાર્ય પૂરૂં થયું તેથી તેણે હવે દૂરજ ઉભા રહેવું જોઇએ. આ વચન ઉપર પણ યોહાનની ખાસ છાપ છે, અને તે તેના જીવનનું રહસ્ય સમજાવે છે. તે કહે છે કે તેની અને ઇસુ

ખ્રીસ્તની વચ્ચે પ્રતિસ્પર્ધા કે હરિફાઇ હોઇ શકેજ નહિ અને ખ્રીસ્તની ફતેહ એ તેની પોતાનીજ ફતેહ છે.

પદ ૩૧-૩૬ના સંબંધમાં ટીકાકારો વચ્ચે કેટલોક મતભેદ છે. કેટલાક એમ કહે છે કે એ વચનો યોહાનનાં છે અને કેટલાક એમ કહે છે કે એ આ સુવાર્તિકનાં છે. આ બીજું અનુમાન કેટલીક રીતે યોગ્ય લાગે છે. એ વચનોમાં સુવાર્તિક પોતાના પાછલા અનુભવથી ઇસુનો અને તેનો માર્ગ તૈયાર કરનાર યોહાનનો શો સંબંધ તેમ ભેદ છે અને સાથે સાથે આગળના કાળના બધા ઉપદેશકો તેમ પેગંબરોનો તેની સાથે શો સંબંધ તેમ ભેદ છે તે પણ બતાવે છે.

[31] જે ઉપરથી આવે છે તે સર્વની ઉપર છે; જે પૃથ્વીનો છે તે પૃથ્વીનું જ બોલે છે: જે આકાશમાંથી આવે છે તે સર્વની ઉપર છે.

**જે ઉપરથી આવે છે,** એટલે જે દેવ પાસેથી આવે છે અને નિરંતર હાજર છે તે.

**સર્વની ઉપર.** સર્વ માણસો તથા અગાઉ થઇ ગએલા પ્રબોધકો કરતાં શ્રેષ્ઠ એટલુંજ નહિ પણ સઘળાં વાનાં પર સત્તાધારી (જુઓ પદ ૩૫).

**જે પૃથ્વીનો છે તે પૃથ્વીનોજ છે, ને પૃથ્વીનું બોલે છે.** જે માણસની ઉત્પત્તિ આ પૃથ્વીમાંથી થઇ છે તે પૃથ્વીનોજ છે, એટલે તેની રહેણી-કહેણી, બોધ ઇત્યાદિ લૌકિક ધોરણ પ્રમાણેનું છે. આ ઉપવાક્યમાં "પૃથ્વીનો" શબ્દ ફરી ફરીને વાપરવામાં આવેલ છે તે ધ્યાનમાં લેવા જેવું છે. વળી "પૃથ્વીનું" અને "જગતનું" એ બન્ને વચ્ચેનો ભેદ ધ્યાનમાં લેવા જેવો છે. આ સુવાર્તિક "જગતનું" શબ્દ વાપરે છે ત્યારે તે "દેવની વિરૂદ્ધ" એ અર્થમાં વાપરે છે. અહીં "પૃથ્વીનું" એ દેવથી વિરૂદ્ધ નથી, પણ આકાશથી ઉતરતી પંક્તિનું છે.

[32] તેણે જે દીઠું અને સાંભળ્યું છે, તેની શાહેદી તે પુરે છે; પણ તેની શાહેદી કોઈ માનતું નથી.

આ પદનો ભાવાર્થ એવો છે કે દેવ પાસેથી આવનાર એટલે ખ્રીસ્ત "પૃથ્વીનું" બોલતો નથી, પણ તેણે જે દેવના સંબંધમાં નજરોનજર જોયું છે અને કાનોકાન સાંભળ્યું છે તેની તે શાહેદી પુરે છે. ઉપલા પદમાં પૃથ્વીના ઉપદેશકોના સંબંધમાં "બોલે છે" એમ કહેવામાં આવ્યું છે અને અહીં "શાહેદી પુરે છે" એમ કહેવામાં આવ્યું છે એ પણ ધ્યાનમાં લેવા જેવું છે. શાહેદી પુરવાના સંબંધમાં વર્તમાનકાળ વાપરવામાં આવેલ છે તે એમ બતાવે છે કે એ શાહેદી ચાલુજ છે.

**પણ તેની શાહેદી કોઇ માનતું નથી.** આ ઉપવાક્યથી આપણને ખાત્રી થાય છે કે આ બધાં વચનો યોહાનનાં બોલાએલાં નથી, કારણ કે અહીં જે કહેવામાં આવ્યું છે તે ૨૬મા તથા ૨૯મા પદમાંની વાતથી તદન વિરૂદ્ધ છે. આ શબ્દો ખરી રીતે તો જ્યારે આ સુવાર્તા લખાઇ ત્યારના વખતનેજ લાગુ પડે

છે. એ વખતે દુનિયામાં ખ્રીસ્તના શિષ્યો સાગરમાં પાણીના ટીપા જેવા હતા. (જુઓ ૧ યોહાન ૫ ; ૧૯. ૨ તીમોથી ૧ ; ૧૫.)

[૩૩] જેણે તેની શાહેદી માની છે, તેણે દેવ ખરો છે, એ વાત પર મોહોર કીધી છે.

આગળ કહ્યું કે "તેની શાહેદી કોઇ માનતું નથી," તોપણ એવા કેટલાક છે કે જેણે એ શાહેદી માની.

**દેવ ખરો છે.** આ ઉપવાક્યના બે અર્થ થઇ શકે એમ છે. પહેલો કે જે કોઈ ખ્રીસ્તનાં વચન માન્ય રાખે છે તે દેવનું વચન સત્ય માનનાર છે, કેમકે ખ્રીસ્તનાં વચન તો દેવનાંજ વચન છે. બીજો અર્થ એવો થઇ શકે કે વિશ્વાસ કરનારને અનુભવ પરથી લાગે છે કે ખ્રીસ્તમાં દેવનું હરેક વચન પરિપૂર્ણ કરાય છે. આ બીજા અર્થમાં પહેલા અર્થનો સમાવેશ થઇ જાય છે.

**એ વાત પર મોહોર કીધી છે.** એ સાક્ષ્યનો સ્વીકાર કરી દેવ ખરો છે એ પૂર્ણ રીતે સાચું કરી માન્યું છે.

[૩૪] કેમકે જેને દેવે મોકલ્યો છે તે દેવનાં વચન બોલે છે; કેમકે (દેવ) માપથી આત્મા નથી આપતો.

ખ્રીસ્તનું સાક્ષ્ય પૂર્ણ રીતે ખરૂં છે. એનું કારણ વધારે સ્પષ્ટ કરવામાં આવે છે. તે દેવ પાસેથી મોકલવામાં આવ્યો છે અને તેથી તે દેવનાંજ વચન બોલે છે. કેટલાક ટીકાકારો છેલ્લા ઉપવાક્યમાં "દેવ"ને બદલે "ખ્રીસ્ત" કર્તા તરીકે મૂકે છે. એમ કરતાં એનો અર્થ એ થાય છે કે ખ્રીસ્ત પોતાના શિષ્યોને આત્મા પૂર્ણપણે આપે છે અને તેથી એ વાત સિદ્ધ થાય છે કે તે દેવનાં વચન બોલે છે. બીજા ટીકાકારો એમ અર્થ કરે છે કે દેવે ખ્રીસ્તને તેના બાપ્તિસ્મા વખતે અને પાછળથી પણ પૂર્ણપણે આત્મા આપ્યો હતો અને તેની અહીં વાત કરવામાં આવે છે.

[૩૫] બાપ દીકરા પર પ્રીતિ કરે છે, અને તેણે સઘળું તેના હાથમાં સોંપ્યું છે.

દેવે ઇસુને આવી અમાપ રીતે આત્મા આપ્યો તેનું કારણ અહીં આપવામાં આવ્યું છે. આ ઉપરાંત આ પદમાં ઇસુનો અધિકાર બતાવવામાં આવ્યો છે તે સર્વ મનુષ્યોનો તેમ સર્વ સૃષ્ટિનો સ્વામી છે (જુઓ પદ ૩૧).

[૩૬] દીકરા પર જે વિશ્વાસ કરે છે, તેને અનંતજીવન છે; પણ દીકરાનું જે નથી માનતો, તે જીવન નહિ દેખશે, પણ તેના પર દેવનો કોપ રહે છે.

આ પદ બીજા ગીતના આખર પદને મળતું છે. "પુત્રને ચુંબન કરો, રખે તેને રોષ ચઢે અને તમે માર્ગમાં નાશ પામો, કેમકે તેનો ક્રોધ જલદી સળગી ઉઠશે. જેઓ તેના પર ભરોસો રાખે છે તેઓ સઘળાને ધન્ય છે." આ દીકરાને સર્વ અધિકાર મળ્યો છે અને તેથી તેનામાં વિશ્વાસ રાખવાથી અનંતજીવનની પ્રપ્તિ થાય છે. સોળમા પદમાં કહેવામાં આવ્યું છે કે બાપે દીકરાને મોકલ્યો છે તે એટલા માટે છે કે જે કોઇ તેના પર વિશ્વાસ રાખે તે અનંતજીવન પામે.

**તેને અનંતજીવન છે.** આ અનંતજીવન ભવિષ્યમાં પામવાની વાત નથી. જેને વિશ્વાસ છે તે અહીંજ અનંતજીવન પામે છે. આ કારણથીજ અહીં વર્તમાનકાળ વાપરવામાં આવેલ છે.

**દીકરાનું જે માનતો નથી.** આ ઉપવાક્યમાં અરાઢમા પદની માફક "વિશ્વાસ નથી કરતો" એમ કહેવામાં આવ્યું નથી, પણ "નથી માનતો" એમ કહેવામાં આવ્યું છે એ પાંત્રીસમા પદમાંના ઇસુ ખ્રીસ્તના અધિકારને ઉદ્દેશીને કહેવામાં આવ્યું હોય એ સંભવિત છે.

**તે જીવન નહિ દેખશે.** તે વર્તમાનકાળમાં દેખતો નથી એટલુંજ નહિ પણ ભવિષ્યકાળમાં પણ દેખશે નહિ.

**દેવનો કોપ.** આ શબ્દો જુના કરારમાં તેમ નવા કરારમાં ઘણે ઠેકાણે જોવામાં આવે છે. આ બધા સ્થળે દેવનો કોપ અમુક વખતે આવવાનો છે એમ સમજાવવામાં આવેલ છે ( જુઓ રૂમી. ૧ ; ૧૮ : ૩ ; ૫ : ૯ ; ૨૨ : ૧૨ ; ૧૯. માત્થી ૩ ; ૭. લુક ૩ ; ૭. ૧ થેસ્સા. ૧ ; ૧૦. પ્રક. ૧૧ ; ૧૮ : ૧૪ ; ૧૦ : ૧૬ ; ૧૯ : ૧૯ ; ૧૫ ). આ સ્થળે એ અર્થમાં આ શબ્દો વાપરવામાં આવ્યા નથી ( જુઓ પદ ૧૮. એફેસી. ૨ ; ૩ ). જે માણસ ઇસુ ખ્રીસ્ત પર વિશ્વાસ નથી કરતો તે અપરાધી ઠરી ચુક્યોજ છે, તેમ દેવનો કોપ પોતાને માથે તેણે વ્હોરી લીધેલો છે. પાપનું પરિણામ જે દેવનો કોપ તે ટાળવાને સબળ તો માત્ર ખ્રીસ્ત પરનો વિશ્વાસ છે. સરખાવો ૧ યોહાન ૩ ; ૧૪.

## અધ્યાય ચોથો.

### (ખ). ઇસુનું સમરૂનમાં કાર્ય (૧-૪૨).

આ કાર્યના ત્રણ વિભાગ કરવામાં આવે છે. ૧-૩ પદમાં યહુદાહ છોડવાની વાત કરવામાં આવી છે. ૪-૩૮ પદમાં ઇસુની સમરૂની સ્ત્રી સાથેની વાત આપવામાં આવી છે, અને ૩૯-૪૨ પદમાં સમરૂની લોકો સાથેની વાતનો સાર આપવામાં આવેલ છે. આ કાર્ય વિષે આપણને આ સુવાર્તામાંજ કહેવામાં આવે છે. લુકમાં ઇસુના સમરૂનમાં જવાની વાત જણાવી છે પણ તે જુદે વખતે અને જુદા સંબંધમાં છે (જુઓ લુક ૯; ૫૨ : ૧૭; ૧૧).

[1] હવે ફરોશીઓના સાંભળવામાં આવ્યું કે યોહાનના કરતાં ઇસુ ઘણાને શિષ્ય કરીને તેઓને બાપ્તિસ્મા આપે છે, [2] (ઇસુ પોતે તો નહિ, પણ તેના શિષ્યો બાપ્તિસ્મા આપતા હતા), એ પ્રભુએ જાણ્યું.

આ સુવાર્તિક ફરોશીઓનેજ યહુદીઓના પ્રતિનિધિ ગણે છે અને તે સાદુકીઓ કે હેરોદીઓનું નામ લેતોજ નથી. સ્વાભાવિક રીતે ફરોશીઓ તેમની આજુબાજુ શું ચાલી રહ્યું હતું તેની તપાસ રાખતા હતા અને ઇસુનું કામ બહુ સારી રીતે ચાલવા લાગ્યું હતું એ જાણી તેમને ઇર્ષા ઉત્પન્ન થઇ હશે, એટલુંજ નહિ પણ તેમણે ટીકાઓ કરવા માંડી હશે અને લોકોને ઉશ્કેરવા પણ માંડયા હોય તો તેમાં કાંઇ નવાઇ જેવું નથી. ત્રીજા અધ્યાયના પચીસમા પદમાંનો યહુદી તેમનો મોકલેલો માણસ હોઇ શકે એમ આગળ કહેવાયું છે. પણ ઇસુને અત્યારે પોતાના કાર્યની શરૂઆતમાં તેમની સાથે વિરોધ કરવો નહોતો અને તેથી તેણે યહુદાહ છોડયું.

**ઇસુ પોતે......હતા.** આ શબ્દોથી આ સુવાર્તિક આપણને જણાવે છે કે જે ખબર ફરોશીઓને મળી હતી તે બરાબર નહોતી. ઇસુ પોતે બાપ્તિસ્મા આપતો નહોતો એનું કારણ એ હોય કે એ પ્રભુનું નહિ, પણ સેવકનું કાર્ય છે.

[3] ત્યારે તે યહુદાહ મૂકીને ફરી ગાલીલમાં ગયો.

**ફરી ગાલીલમાં ગયો.** બીજી સુવાર્તાઓમાં ઇસુનું ગાલીલમાં એ વખત જવાનું થયું હતું એ જાણવામાં આવ્યું નથી. એ માટે આ સુવાર્તિક આ બન્ને ગમનને બરાબર જુદાં પાડે છે અને તે માટેજ અહીં "ફરી" શબ્દ વાપરવામાં આવ્યો છે (જુઓ ૧; ૪૩). તેનું ગાલીલમાં જવાનું કારણ એ હતું કે ત્યાં લોકો વધારે બહોળા વિચારના હતા તેમ ત્યાં ફરોશીઓની સત્તા બહુ ચાલતી નહોતી.

[4] સમરૂનમાં થઈને તેને જવું પડ્યું.

યહુદાહમાંથી ગાલીલમાં જવાનો સરળ રસ્તો સમરૂનમાં થઇને હતો. યહુદીઓ આ રસ્તાનો ઉપયોગ બહુ નહોતા કરતા, કારણ કે સમરૂની લોકો અને તેમની વચ્ચે બહુ સારો સંબંધ નહોતો, તો પણ ઇસુનો પ્રેમ સર્વ પ્રત્યે સમાન હોવાથી તેણે એ રસ્તો લેવામાં કાંઇ અયોગ્ય ધાર્યું નહિ.

[5] માટે જે ખેતર યાકૂબે પોતાના દીકરા યુસફને આપ્યું હતું તેની પાસે સમરૂનના સૈખાર નામે એક શહેર આગળ તે આવે છે.

**જે ખેતર યાકૂબે પોતાના દીકરા યુસફને આપ્યું હતું** (જુઓ ઉત્પત્તિ ૩૩ ; ૧૯ : ૪૮ ; ૨૨. યહોશુઆ ૨૪ ; ૩૨ ). આ ખેતર ઇબ્રાહીમે ખરીદ કર્યું હતું અને યાકૂબે પોતાના દીકરાને આપ્યું હતું અને તેમાં તેને દાટવામાં આવ્યો હતો.

**સૈખાર નામે શહેર.** કેટલાક ટીકાકારો એમ કહે છે કે આ જગાનું નામ શેખેમ હતું પણ તે જાણીજોઇને તેનું બદનામ કરવા આ પ્રમાણે ઓળખાવવામાં આવતું હતું. સૈખારનો અર્થ "જૂઠું" અથવા "પીધેલું" એવો કંઇક થાય છે. બીજા ટીકાકારો કહે છે કે એ નામની જગા હતી અને તે નીઓપોલિસની આગળ આવેલી હતી. યહુદીઓના તાલ્મદ નામના પુસ્તકમાં પણ સૈખાર નામની જગાનું નામ કેટલીક વાર જોવામાં આવે છે. આજે પણ જે સ્થળની વાત કરવામાં આવે છે એટલામાં 'અસ્કર' નામનું એક ગામડું છે. બારમી સદીના એક સમરૂની પુસ્તકમાં આ જગા "ઇસ્કર" નામથી ઓળખાતી હતી. કદાચિત એ જગા "સૈખાર" હોય તો તેમાં નવાઇ પામવા જેવું કંઇ નથી. "શહેર" શબ્દનો અર્થ "મોટું ગામ" કરવાનો નથી. સુવાર્તાઓમાં કોઇ કોઇ ઠેકાણે ટેકરી ઉપર આવેલું કીલ્લેદાર ગામડું આ નામથી ઓળખાય છે (જુઓ ૧૧ ; ૫૪. માત્થી ૨ ; ૨૩ ).

[6] ત્યાં યાકૂબનો કુવો હતો. માટે ઇસુ ચાલવાથી થાકેલો હોવાથી કુવા પર એવો ને એવોજ બેઠો ; તે વેળા આસરે બપોર થયા હતા.

**યાકૂબનો કુવો,** અથવા ઝરો. આ આજે પણ છે, પણ તેમાં ઝરણ આવતું બંધ થયું છે.

**ચાલવાથી થાકેલો હોવાથી.** આ શબ્દોથી આપણને ઇસુના ખરા મનુષ્યત્વનું ભાન થાય છે. ઇસુના દુ:ખસહનમાં "હું તરસ્યો છું" એ શબ્દો પણ આ સુવાર્તામાંજ જોવામાં આવે છે (જુઓ ૧૯ ; ૨૮). આ સુવાર્તિક જેમ ઇસુનું દેવત્વ પણ પૂર્ણ રીતે બતાવે છે તેમ તેના મનુષ્યત્વના સંબંધમાં પણ કરે છે.

**એવો ને એવોજ.** એનો અર્થ એમ પણ હોઇ શકે કે તે થાકેલો હતો તેવો ને તેવો ત્યાં બેસી ગયો અથવા કંઇ પણ તયારી કર્યા વગર ત્યાં બેસી ગયો.

**તે વેળા અસરે બપોર થયા હતા.** કેટલાક ટીકાકારો કહે છે કે આ વખત બીજી રીતે ગણતાં સાંજના છ વાગ્યાનો હતો, પણ આ ગણત્રી બરાબર લાગતી નથી. એક તો ઇસુ થાકેલો હતો અને વળી તરસ્યો થયો હતો. આ વખત બપોર હોવાનો વધારે સંભવ છે. વળી પાછળથી જે બધું થાય છે તે થવા માટે ઘણો સમય જોઇએ છે અને તે આ વખત બપોરનો હોય તોજ થઇ શકે છે.

[7] એક સમરૂની સ્ત્રી પાણી ભરવાને આવે છે. ઇસુ તેને કહે છે કે, મને પાણી પા.

ઇસુના મનમાં ખોટા કે અયોગ્ય ભેદભાવ પહેલેથીજ નહોતા એ આ વાત ઉપરથી સિદ્ધ થાય છે. આ સ્ત્રી પાસે પોતે પાણી માગે છે તેથી તે બે જાતના ભેદને એક સાથે દૂર કરે છે. એક તો યહુદી શાસ્ત્રીઓ વગેરે સ્ત્રી પ્રત્યે તિરસ્કારની નજરે જોતા હતા, અને વળી આખી યહુદી કોમ સમરૂની લોકો પ્રત્યે તિરસ્કારનો ભાવ રાખતા હતા. આ બન્નેથી ઇસુ દૂર છે. આ સમરૂની સ્ત્રીનું નામ ફોતિના હતું એમ કેટલીક દંતકથાઓમાં જણાવવામાં આવે છે. ઇસુ પોતે તરસ્યો હતો અને તેથી તે તેની પાસે પાણી માગે છે. આ યહુદી લોકોના રિવાજથી વિરૂદ્ધ હતું એ આપણે આગળ ઉપર વાત કરવામાં આવે છે તે ઉપરથી તેમ યહુદીઓના અને સમરૂની લોકોના પરસ્પરના સંબંધ ઉપરથી જાણીએ છીએ. ધ્યાનમાં લેવા લાયક વાત એ છે કે એક માણસ બીજા માણસ સાથે વર્તે તેવી રીતે પ્રભુ ઇસુ આની સાથે વર્તતો જણાય છે, એટલુંજ નહિ પણ તે સ્ત્રી પાસેથી પાણી માગીને તેના પાડ તળે આવે છે.

[8] (તેના શિષ્યો ખાવાનું વેચાતું લેવાને શહેરમાં ગયા હતા).

ઇસુનું પાણી માગવાનું કારણ એ હતું કે તેના શિષ્યો ગામમાં ગયા હતા અને તેથી તેને કોઇ પાણી કાઢી આપે એમ નહોતું. કેટલાક એમ કહે છે કે આ અધ્યાયમાંની વાત સુવાર્તિક યોહાને નજરે જોએલી હોય એમ લાગે છે અને તેથી તે ત્યાં હાજર હશે. પણ જો તે ત્યાં હોય તો ઇસુને પાણી કાઢી આપ્યા વિના રહે નહિ. વળી ૩૩મા પદમાં જે કહેવામાં આવ્યું છે તે ઉપરથી પણ તે ત્યાં નહોતો એ અનુમાન બરાબર લાગે છે. "ખાવાનું" એ શબ્દથી જે કાંઇ ખોરાક તેમને ખપી શકતો હતો તે સમજવાનો છે. યહુદીઓ સમરૂની લોકોનો બધો ખોરાક ખાઇ શકતા નહોતા અને જો કે ઇસુને પોતાને કદાચિત બધું ખાવામાં આ વખતે પણ હરકત જેવું ન હોય તોપણ તેણે આ બાબતમાં શું કરવું જોઇએ તે કહ્યું નહોતું અને તેથી તેના શિષ્યોને બધું ખાવામાં હરકત જેવું હોય એ સંભવિત છે. કદાચિત આ કારણથીજ "ખાવાનું" એ મૂળમાં બહુવચનમાં છે અને તેનો અર્થ ખાદ્ય વસ્તુઓ થાય છે.

૯ ત્યારે તે સમરૂની સ્ત્રી તેને કહે છે કે હું સમરૂની સ્ત્રી છતાં તું યહુદી થઈને મારી પાસે પાણી કેમ માગે છે? (કેમકે સમરૂનીઓ જોડે યહુદીઓ કંઈ પણ વહેવાર રાખતા નથી.)

**તે સમરૂની સ્ત્રી.** મૂળમાં આ શબ્દો એવી રીતે મૂકવામાં આવ્યા છે કે તેથી "સમરૂની" એ વિશેષણમાં સ્થાન ઉપર નહિ પણ તે લોકનાં જાતિય લક્ષણ ઉપર ભાર મૂકવામાં આવ્યો છે. બીજા ઉપવાક્યના "હું સમરૂની સ્ત્રી છતાં" એ શબ્દોથી એજ વાત વધારે સ્પષ્ટ થાય છે.

**(કેમકે......નથી).** આ શબ્દો આ સુવાર્તિકના છે. વળી કેટલાક હસ્તલેખમાં તે આપેલા નથી. તેમાં વર્તમાનકાળનો ઉપયોગ કરવામાં આવ્યો છે તે ધ્યાનમાં લેવા જેવો છે. એ એમ બતાવે છે કે જ્યારે આ સુવાર્તા લખાઇ ત્યારે આ બે જાતિઓનો સંબધ સારો નહોતો એટલુંજ નહિ, પણ આજે પણ એ સંબંધ સારો નથી. આ બે જાતિઓ વચ્ચે ઇસ્રાએલ દેશમાં આશ્શૂરના લોકો આવી વસ્યા ત્યારથી દ્વેષ ઉત્પન્ન થએલો હતો (જુઓ ૨ રાજા. ૧૭; ૨૪). ત્યાર પછી જ્યારે યહુદીઓ પાછા આવ્યા ત્યારે સમરૂની લોકોએ યહુદીઓને બહુ સતાવ્યા અને આખરે ગરીઝીમ પર્વત ઉપર પોતાનું સ્વતંત્ર મંદિર બાંધ્યું (જુઓ એઝરા ૪. નહે. ૬).

૧૦ ઇસુએ તેને ઉત્તર આપ્યો કે, દેવના દાનને તથા જે તને કહે છે કે, મને પાણી પા, તે કોણ છે, એ જો તું જાણતી હોત, તો તું તેની પાસે માગત અને તે તને જીવતું પાણી આપત.

**દેવનું દાન.** દાન એટલે આપેલી વસ્તુ કે ઉદારતા, અને એ શબ્દ પ્રે. કૃ. ૨; ૩૮: ૮; ૨૦: ૧૦; ૪૫: ૧૧; ૧૭માં પવિત્ર આત્મારૂપી દાન સૂચવે છે, અને રૂમી. ૫; ૧૫. ૨ કોરીં. ૯; ૧૫માં ઇસુથી મળતું તારણ દર્શાવે છે; જે ઉપરથી એવું સમજાય છે કે દેવનું દાન એટલે દેવપુત્ર ઇસુદ્વારે જે બધાં દાન આપવામાં આવે છે તે.

**તું તેની પાસે માગત.** મૂળમાં "તું" ઉપર ભાર મૂકવામાં આવેલ છે. ઇસુના કહેવાની મતલબ એ છે કે તેની પાણીની માગણીથી તેણીને નવાઇ લાગી હતી અને તેણીએ તે આપતાં આંચકો ખાધો હતો, પણ જો તેણીને એ ખબર હોત કે એ પોતે કોણ છે તો તેણીએ પાણી એકદમ આપ્યું હોત, એટલુંજ નહિ પણ તેની પાસે દેવનું દાન માગ્યું હોત.

**જીવતું પાણી.** આનો મૂળ અર્થ નિરંતર વહેતું પાણી થાય છે (ઉત્પ. ૨૬; ૧૯). આગળ ઉપર આ શબ્દો યહુદી લોકોમાં ઇશ્વર પાસેથી આવતી શક્તિને માટે વાપરવામાં આવ્યા હતા (ઝખા. ૧૪; ૮. યિર્મે. ૨; ૧૩: ૧૭; ૧૩).

પણ આ અર્થ સમરૂની લોકોથી અજાણ્યો હોય એ સંભવિત છે, અને તેથી ઇસુએ માત્ર તેની જીજ્ઞાસા ઉત્પન્ન કરવા આ શબ્દો વાપર્યા હોય એમ લાગે છે.

[11] સ્ત્રી તેને કહે છે કે, પ્રભુ, તારી પાસે (પાણી) કાઢવાનું કંઈ નથી, ને કુવો ઉંડો છે, તો તે જીવતું પાણી તારી પાસે ક્યાંથી હોય? [12] અમારા પૂર્વજ યાકૂબે અમને આ કુવો આપ્યો, અને પોતે, તેનાં છોકરાંએ તથા ઢોરોએ એમાંનું પીધું તેના કરતાં શું તું મોટો છે?

ઇસુના ઉત્તરમાં તેમ તેની બોલવાની રીતમાં તે સ્ત્રીને સ્વાભાવિક રીતે કંઇક અપૂર્વ લાગે છે, પણ તે તે બરાબર સમજી શકતી નથી અને તેથી ઇસુના વચનનો શબ્દાર્થ કરે છે.

**અમારા પૂર્વજ યાકૂબ.** સમરૂની લોકો પોતે યુસફથી ઉતરી આવેલા હતા એમ માનતા હતા. કોઇ એમ કહે છે કે તેઓ યહુદી જાતના નહોતા અને તેમણે દુ:ખના માર્યા પોતાની મૂર્તિપૂજા સાથે યહોવાહની પૂજા ભેળવી હતી, અને આ અનુમાન ૨ રાજા. ૧૭; ૨૩-૪૧ જોતાં ખરૂં લાગે છે. કોઇ વળી એમ કહે છે કે એ પ્રજા યહુદી અને બીજી જાતિના મિશ્રણથી થઇ હતી.

**જેણે અમને આ કુવો આપ્યો.** જુના કરારમાં આ વાતની સાબિતી મળતી નથી, પણ એ સમરૂની લોકોની માન્યતા હતી.

**તેના કરતાં શું તું મોટો છે?** મૂળમાં "તું" શબ્દ ઉપર ભાર મૂકવામાં આવ્યો છે. સમરૂની સ્ત્રી જાણે એમ કહે છે કે તું લાચાર થાકેલા મુસાફર જેવો લાગે છે, અને શું તું અમારા પૂર્વજ યાકૂબ કરતાં વધારે શક્તિમાન કે મોટો છે?

[13] ઇસુએ તેને ઉત્તર દીધો કે, જે કોઈ આ પાણી પીએ તેને ફરી તરસ લાગશે. [14] પણ જે પાણી હું આપીશ, તે જે કોઈ પીએ તેને કદી તરસ નહિ લાગશે; પણ જે પાણી હું તેને આપીશ તે તેનામાં પાણીનો ઝરો થશે, તે અનંતજીવન સુધી ઝર્યાં કરશે.

ઇસુ પોતાના ઉત્તરમાં પોતે જે આગળ કહ્યું હતું (પદ ૧૦) તે વધારે સ્પષ્ટ કરે છે અને જે ઉપમાનો તેણે ઉપયોગ કર્યો હતો તેને મોટું રૂપ આપી તેનો અર્થ પણ કંઇક અંશે આપે છે. તે કહે છે કે જે જીવતા પાણીની તે વાત કરે છે તે સાધારણ પાણી નથી, પણ જુદીજ જાતનું છે.

**જે પાણી હું આપીશ.** અહીં "હું" ઉપર મૂળમાં ભાર મૂકવામાં આવ્યો છે અને તેથી જે મુકાબલો આ સ્ત્રીએ ઇસુ અને યાકૂબ વચ્ચે કર્યો હતો અને જે તેણીના વિચાર પ્રમાણે યાકૂબને વધારે મોટો બતાવતો હતો, તેજ

મુકાએલો ઇસુ ચાલુ રાખે છે, અને તેમ કરી પોતાની અને યાકૂબની વચ્ચેનો ખરો ભેદ બતાવે છે.

**તેને કદી તરસ નહિ લાગશે.** આ ઉપવાક્યમાં રહેલો નકાર અતિ ભારસહિત સૂચવેલો છે (સરખાવો ૮; ૫૧, ૫૨ : ૧૦ ; ૨૮ : ૧૧ ; ૨૬ : ૧૩ ; ૮). એના અર્થ એવો થાય છે કે કદી કોઈ કાળે તરસ લાગશે નહિ.

**તે તેનામાં .. ..ઝર્યાં કરશે.** પ્રભુ ઇસુ કહે છે કે જે દાન હું આપીશ તે વડે ચલુ કાળની એટલુંજ નહિ પણ સર્વકાળની ગરજો પુરી પાડવામાં આવશે, કેમકે જીવનનો મૂળ ઝરો તથા તેને નિભાવનાર તથા તેની વૃદ્ધિ કરનાર તેજ છે.

[15] સ્ત્રી તેને કહે છે કે, પ્રભુ, તે પાણી મને આપ કે મને તરસ ન લાગે અને પાણી ભરવા સારૂ આટલે દૂર આવવું ન પડે.

હજી આ સ્ત્રી ઇસુના ઉત્તરનો શબ્દાર્થજ કરે છે. તેમાં જે ઉંડો અર્થ રહ્યો છે તે તે સમજતી નથી.

[16] ઇસુ તેને કહે છે કે, જા, તારા વરને અહીં તેડી લાવ.

ઇસુનો આ જવાબ કદાપિ અસંબદ્ધ દેખાય, તો પણ આગલા પદના ઉત્તરાર્દ્ધ પરથી જણાય છે કે સમરૂની સ્ત્રી કેવળ પોતાની અંગત ગરજનો વિચાર કરતી નથી, પણ પોતાના ઘરધણી વિષે પણ ચિંતા કરે છે. આવા તેના મન માંહે ચાલતા વિચારને ઇસુ જવાબ આપે છે.

[17] સ્ત્રીએ તેને ઉત્તર દીધો કે, મારે વર નથી.

આ વાતચીતે આ સ્ત્રીને માટે ખરેખર ગંભીર સ્વરૂપ ઇસુની આ આજ્ઞા થયા પછીજ પકડયું હતું. પહેલાં તો ઇસુને શું જવાબ આપવો એ વાતનો તેને વિચાર થયો હશે અને એ વિચારને અંતે તે ખસીયાણી પડી જઈ આવો જવાબ આપે છે.

[18] ઇસુ તેને કહે છે, તેં ઠીક કહ્યું કે, મારે વર નથી. કેમકે તને પાંચ વર હતા, અને હમણાં જે તારી સાથે રહે છે તે તારો વર નથી, એ તેં ખરૂં કહ્યું.

ઉપર આપેલો જવાબ પૂર્ણ રીતે ખરો નહોતો અને તેથી ઇસુએ તે જવાબની પાછળ શું સત્ય રહ્યું હતું તે તેણીને બતાવી આપ્યું અને તેમ કરતાં તે પોતે કોણ છે તેનો પણ કંઇક અંશે પરિચય તેને આપ્યો.

**તને પાંચ વર હતા.** આ બધાની સાથે તેણીએ એક પછી એક લગ્ન કર્યું હશે અને કાંતો એમાંના બધા ગુજરી ગએલા હોવા જોઇએ અથવા કોઇ કોઇથી તેણીએ છુટાછેડા કરેલા હોવા જોઇએ. જે છઠા માણસ સાથે તેણી રહેતી હતી

તે તેનો કાયદેસર ધણી નહોતો અને તેથી તે તેનો વર નહોતો, એમ કહેવામાં આવ્યું છે.

[૧૯]સ્ત્રી તેને કહે છે કે, પ્રભુ, તું પ્રબોધક છે એમ મને માલુમ પડે છે.

ઇસુએ તેણીના જીવનના સંબંધમાં જે જ્ઞાન બતાવ્યું તે જોઇને તેણી સ્વાભાવિક રીતે આશ્ચર્ય પામે છે અને તે કોઇ પેગમ્બર છે એમ તેને ખાત્રી થાય છે.

[૨૦]અમારા પિતૃઓ આ પહાડ પર ભજન કરતા હતા, પણ તમે કહો છો કે, જે જગાએ ભજન કરવું જોઈએ તે યરૂશાલેમમાં છે.

સ્વાભાવિક રીતે પ્રત્યેક સમરૂનીના મનમાં આ પ્રશ્ન રમી રહ્યો હતો. યહુદીઓ કહેતા હતા કે દેવનું નિવાસસ્થાન યરૂશાલેમમાંજ હતું, પણ સમરૂની લોકો આ વાત સ્વીકારતા નહોતા. તે બન્ને યહોવાહને પૂજતા હતા અને તેથી આ પ્રશ્ન તેમને માટે બહુ અગત્યનો હતો. હવે આ પ્રશ્નનો ખરો ઉત્તર તો પેગમ્બરજ આપી શકે અને તેથી આ સ્ત્રી ઇસુને તે પ્રશ્ન કરે છે. કેટલાક ટીકાકાર એમ કહે છે કે પોતાના જીવનના સંબંધમાં ઇસુએ તેના પાપ વિષે કહ્યું તેથી તેણી વાતને ઉડાવી દેવા આવો પ્રશ્ન કરે છે, પણ જો એ પ્રમાણે હોય તો ઇસુ તેણીને સીધો ઉત્તર આપેજ નહિ.

**અમારા પિતૃઓ આ પહાડ પર ભજન કરતા હતા.** અહીં સમરૂની લોકોના પૂર્વજોએ યહુદી લોકોના બાબેલમાંથી પાછા આવ્યા પછી ગરીઝીમ પહાડ ઉપર મંદિર બાંધ્યું હતું તેની વાત કરવામાં આવી છે; અથવા તો તેથી પણ આગળના વખતની એટલે યહોશુઆના વખતના ઇસ્રાએલ લોકો જેણે સમરૂની, પુનર્નિયમના પુસ્તકના ૨૭મા અધ્યાયના ચોથા પદ પ્રમાણે, એબાલમાં નહિ પણ ગરીઝીમ ઉપર મંદિર બાંધ્યું હતું તેની વાત કરવામાં આવી છે. સમરૂની લોકોના મંદિરનો ઇ. સ. પૂ. ૧૨૯માં યોહાન હીરકેનસે નાશ કર્યો હતો, તોપણ આજે પણ સમરૂની લોકો આ સ્થળેજ દેવનું પુજન કરે છે.

**આ પહાડ પર.** જ્યાં ઇસુ અને આ સ્ત્રી ઉભાં હતાં ત્યાંથી ગરીઝીમ પહાડ પાસેજ હતો અને તેથી તે સ્ત્રીએ આંગળી કરીને એ પહાડ બતાવ્યો હોય અને તેનું નામ પણ ન લીધું હોય એ સંભવિત છે. સમરૂની લોકોમાં એવી દંતકથા હતી કે આ પહાડ પર ઇબ્રાહીમે ઇસ્હાકનો યજ્ઞ કરવાની તૈયારી કરી હતી અને તે અહીંજ મેલ્ખીસેદેકને મળ્યો હતો. વળી પુનર્નિયમના પુસ્તક પ્રમાણે આ પહાડ ઉપર ઉભા રહીનેજ ઇસ્રાએલીઓનાં છ કુળોએ નિયમશાસ્ત્રનું બરાબર પાલન કરવાથી મળતા આશીર્વાદનું ઉચ્ચારણ કર્યું હતું (પુન. ૨૭ ; ૧૨).

**પણ તમે કહો છો,** એટલે યહુદીઓ કહે છે. યહુદીઓનું કહેવું એમ હતું કે યહોવાહનું ખરૂં મંદિર એકજ જગાએ છે અને તેનું પૂજન ત્યાંજ કરવું જોઇએ, એટલે યરૂશાલેમમાં.

[૨૧] ઇસુ તેને કહે છે કે, બાઈ, મારૂં માન: એવી વેળા આવે છે કે જ્યારે તમે આ પહાડ પર અથવા યરૂશાલેમમાં પણ બાપનું ભજન નહિ કરશો.

**મારૂં માન.** આ શબ્દોનો આ સ્થળે અર્થ "ખચીત, ખચીત" જેવો થાય છે.

**એવી વેળા આવે છે.** ઇસુ આ શબ્દોથી તેને ભૂતકાળ તેમ વર્તમાનકાળનો પણ વિચાર છોડી દઇ પાસે આવેલા ભવિષ્યનો વિચાર કરવાનું કહે છે. આ ભવિષ્યમાં દેવ જે બાપ છે તેને કોઇ પણ સ્થાન સાથે ખાસ સંબંધ રહેવાનો નથી એને તો માણસના આત્મા સાથેજ સંબંધ છે અને તેથી તેના પૂજનમાં સ્થાનનો વિચાર કરવો એ નકામો છે, કેમકે જ્યાં કહીં પ્રભુનાં છોકરાં હોય તો ત્યાં પ્રભુ પિતા હાજરજ હોય. પ્રભુને "બાપ" તરીકે શાસ્ત્રમાં અનેક સ્થળે વર્ણવેલો છે ખરો, પરંતુ ખાસ કરીને યોહાનમાં વધારે જણાય છે. દેવનું બાપ તરીકેનું પ્રકટીકરણ તે તો ખાસ કરીને સુવાર્તાનો સારાંશ છે.

[૨૨] જેને તમે જાણતા નથી તેને તમે ભજો છો. અમે જેને જાણીએ છીએ તેને અમે ભજીએ છીએ, કેમકે તારણ યહુદીઓમાંથી છે.

**જેને તમે... ..ભજો છો.** દેવના પૂજનમાંથી સ્થાનનો વિચાર દૂર કર્યા પછી ઇસુ યહુદીઓ અને સમરૂનની વચ્ચેનો ભેદ બતાવે છે. સમરૂની લોકો યહોવાહનું પૂજન કરતા હતા ખરા પણ તેમને યહોવાહના સંબંધમાં ખરૂં જ્ઞાન નહોતું, કારણ કે તેમણે પેગંબરોનો સ્વીકાર કર્યો નહોતો. પેગંબરોમાં ઇશ્વરનો ન્યાય તેમ તેનો પ્રેમ પ્રગટ કરવામાં આવ્યો અને તેના પિતૃત્વની પણ ઝાંખી કરવામાં આવી હતી. આ વાતથી સમરૂની લોકો અજ્ઞાત હતા. યહુદી લોકો આ વાત જાણતા હતા અને એ તેમની વિશેષતા હતી. ઇસુ પોતે પણ યહુદી તરીકે આ બાઇની સાથે વાત કરે છે.

**તારણ યહુદીઓમાંથી છે.** મસીહદ્વારા જે તારણ આવવાનું હતું તે યહુદીઓમાંથી આવવાનું હતું. યહુદીઓમાં ઇશ્વરે વિશેષ તૈયારી કરી રાખી હતી તે આટલા માટેજ હતી (જુઓ પ્રેરિતોનાં કૃત્યો ૪; ૧૨. પ્રકટીકરણ ૭; ૧૦ : ૧૨; ૧૦ : ૧૯; ૧).

[૨૩] પણ એવી વેળા આવે છે, અને હાલ આવી છે, કે જ્યારે ખરા ભજનારા આત્માથી તથા સત્યતાથી બાપનું ભજન કરશે; કેમકે એવા ભજનારાઓને બાપ ઇચ્છે છે.

૨૧મા પદમાં ઇસુએ દેવના પૂજનથી સ્થાનની વાત દૂર કરી હતી અને ૨૨મા પદમાં યહુદીઓની વિશેષતા બતાવી હતી. આ વિશેષતા યરૂશાલેમના

મંદિરને લઇને નહોતી, પણ તેમના ઇશ્વર વિષેના જ્ઞાનના સંબંધમાં અને તેમનામાંથી આવનાર તારણને લઇને હતી.

**અને હાલ આવી છે.** ઇસુ માણસો મધ્યે પ્રગટ થયો એટલે એ સમય આવી ચુક્યો એમ સમજવું.

**ખરા ભજનારા,** એટલે સાચા એટલુંજ નહિ પણ આદર્શ ઉપાસક. "ખરા" શબ્દ આ સુવાર્તિક બનતાં લગી આવાજ અર્થમાં વાપરે છે (જુઓ ૧ ; ૯ : ૬ ; ૩૨ : ૭ ; ૨૮ : ૮ ; ૧૬ : ૧૫ ; ૧ : ૧૭ ; ૩ : ૧૯ ; ૩૫).

**આત્માથી તથા સત્યતાથી.** ઇસુ આ શબ્દોથી આંતર ઉપાસનાની વાત કરતાં તેનાં મુખ્ય લક્ષણ સૂચવે છે. પેલી સ્ત્રીએ તેને બાહ્ય ઉપાસનાના સંબંધમાં પ્રશ્ન કર્યો હતો અને ઇસુ તેને જણાવે છે કે હવે એ જાતની ઉપાસનાને સ્થાન નથી અથવા એ જાતની ઉપાસના ખરી નથી. ખરી ઉપાસના આત્મામાં થવી જોઇએ અને તેમાં દેવનું શુદ્ધ જ્ઞાન જોઇએ. ઇશ્વર સહુનો પિતા છે અને તેથી તેનું રહેઠાણ બાહ્ય મંદિર નથી, પણ માણસનો આત્માજ છે અને તેથી તેમાંજ તેનું પૂજન થવું જોઇએ. "આત્માથી" એ શબ્દનો અર્થ આવો કંઇક થાય છે. "સત્ય" એ ખરા અથવા પૂર્ણ જ્ઞાનને માટે છે અને એ જ્ઞાન ખ્રીસ્તદ્વારા પ્રાપ્ત થાય છે. પરમેશ્વર પિતા છે એ જ્ઞાન તેણેજ આપ્યું અને તેમ કરી તેની શુદ્ધ ઉપાસના કે ભક્તિ પ્રવર્તાવી છે.

**બાપનું ભજન કરશે.** આ શબ્દો અને તેમાંય "બાપ" એ શબ્દ આ આખા વચનમાં સહુથી વધારે અગત્યનો છે. ઇશ્વર એ બાપ છે અને તેથી તેને આપણે અથવા સૌએ આત્મામાં પૂર્ણ પ્રેમથી ભજવો જોઇએ. ઇસુએ સાથે સાથે આમ કરવાનું કારણ પણ આપ્યું છે અને એ કારણ એજ છે કે બાપ આવા ઉપાસકોને અથવા ભક્તોને શોધે છે.

[૨૪] દેવ આત્મા છે, ને જેઓ તેને ભજે છે તેઓએ આત્માથી તથા સત્યતાથી તેનું ભજન કરવું જોઇએ.

ઉપલા પદમાં ઇસુએ દેવને આત્માથી તથા સત્યતાથી ભજવાનું કારણ આપ્યું છે. એ કારણ દેવની ઇચ્છામાં છે. અહીં તે તેથી વધારે મોટું કારણ આપે છે અને એ દેવના સ્વરૂપમાંજ છે. દેવ એ આત્મા છે અને તેથી તેનું ખરૂં પૂજન આત્મામાંજ થઇ શકે છે અને આ પૂજન માટે જે જ્ઞાન જોઇએ છે તે "સત્યતા" છે અને એ જ્ઞાન ઇસુ ખ્રીસ્ત આપે છે.

[૨૫] સ્ત્રી તેને કહે છે કે મસીહ (જે ખ્રીસ્ત કહેવાય છે) તે આવે છે એ હું જાણું છું ; તે આવશે ત્યારે તે આપણને બધું કહી બતાવશે.

જે બધી વાત ઇસુ આ સ્ત્રીને કહે છે તે સ્વાભાવિક રીતે તેને આશ્ચર્ય પમાડે છે અને તેને એમ લાગે છે કે એ બધું તો માત્ર મસીહજ કરી શકે છે. વળી તેને મસીહ આવવાનો છે અને એ મસીહ બધી વાતનું જ્ઞાન આપશે એ વાત પર પૂરો વિશ્વાસ હતો એ પણ તેના બોલવાથી દેખાય છે; અને નવાઇ જેવું એ છે કે મસીહ વિષે જે વાત યહુદીઓ બરાબર સમજતા નહોતા તે વાત આ સમરૂની સ્ત્રી જાણતી હતી.

**મસીહ.** સમરૂની લોકો પણ મસીહ આવવાનો છે એમ માનતા હતા. તેમણે તેને "પાછો આવનાર" એવું કંઇક નામ આપેલું હતું અને એમ માનતા હતા કે મુસા પાછો આવશે અને સર્વ વાતનો ઉપદેશ આપશે. સમરૂની લોકો પોતાનો મસીહ રાજા નહિ પણ પેગમ્બર થવાનો છે એમ માનતા હતા. "મસીહ" શબ્દ તેમણે યહુદીઓ પાસેથી લીધેલો હોય એ સંભવિત છે.

**જે ખ્રીસ્ત કહેવાય છે.** એ શબ્દો આ સુવાર્તિકના છે અને તે મસીહ શબ્દનો અર્થ ગ્રીક વાંચકોને કરી બતાવે છે.

**તે આવશે.** અહીં "તે" શબ્દ ઉપર ભાર મૂકવામાં આવ્યો છે અને તેથી તેનો બીજા ઉપદેશકો સાથે મુકાબલો કરવામાં આવેલ છે.

**ત્યારે આપણને બધું કહી બતાવશે.** જે કંઇ કહેવાનું છે, આત્મિક વિષયમાં જે કાંઇ જાણવાનું છે, તે બધું જણાવશે.

[૨૬] ઇસુ તેને કહે છે કે, તારી સાથે જે બોલે છે તે હું તે છું.

આ સ્ત્રીએ પોતાની વાતથી ઇસુને જણાવ્યું હતું કે તેણી મસીહ આવવાનો છે અને એ મસીહ બધી વાતો કહેવાનો છે એ વાત પર પૂર્ણ વિશ્વાસ રાખે છે અને તેથી તેનામાં ઇસુ તેની આગળ પ્રગટ થાય તે માટે જોઇતી તૈયારી હતી. આ કારણથી ઇસુ તેને કહે છે કે હું તે મસીહ છું. ઇસુ પોતે આ સ્ત્રી આગળ આવી રીતે પ્રગટ થાય છે એ યહુદીઓ અથવા ગાલીલના લોકો સાથેના તેના વ્યવહારથી કેટલેક અંશે જુદું છે. તેમની આગળ તેણે પોતાના જીવનના છેક આખરના ભાગમાં પોતે કોણ છે એ જણાવ્યું હતું. આનું કારણ એ છે કે તેઓ મસીહના સંબંધમાં દુનિયાઇ અથવા પાર્થિવ વિચાર કરતા હતા અને મસીહ રાજા થઇ આખા જગત ઉપર રાજ કરવાનો છે અને પોતે પણ તેની સાથે બીજા ઉપર અમલ ચલાવવાના છે એમ ધારતા હતા. ઇસુને મસીહ તરીકે જે કાર્ય કરવાનું હતું તે તદ્દન જુદુંજ હતું, પણ સમરૂની લોકોનું મસીહના સંબંધમાં આવું ધારવું નહોતું. તેઓ તેની પાસે માત્ર જ્ઞાન અને તારણની આશા રાખતા હતા, એવું લાગે છે.

[૨૭] એટલામાં તેના શિષ્યો આવ્યા, અને સ્ત્રીની સાથે તે વાત કરતો હતો માટે તેઓ આશ્ચર્ય પામ્યા; તો પણ તું શું ચાહે છે, અથવા તેની જોડે તું શા વાસ્તે વાત કરે છે, એમ કોઇએ પૂછયું નહિ.

**સ્ત્રીની સાથે......અચરત થયા.** યહુદીઓના ધર્મગુરૂઓ શિખવતા હતા કે ગમે તે સ્ત્રી સાથે રસ્તામાં વાત કરવી નહિ તેથી, અને વળી આ સ્ત્રી સમરૂની જાતની હતી તેને લીધે તેમને ઘણી નવાઇ લાગી, એમાં કાંઇ નવાઇ નથી. યહુદીઓમાં સ્ત્રીઓ પુરૂષથી હલકી ગણાય છે અને સભાસ્થાનની રોજની પ્રાર્થનામાં પુરૂષો "ઓ પ્રભુ, તેં અમને સ્ત્રી બનાવી નથી તે માટે તારો ઉપકાર માનીએ છીએ" એમ કહે છે.

[૨૮] ત્યારે તે સ્ત્રી પોતાની ગાગર ત્યાં મૂકીને શહેરમાં ગઈ, ને લોકોને કહે છે કે, [૨૯] આવો, જેટલું મેં કીધું તે બધું જેણે મને કહી દેખાડયું તે માણસને જુઓ, તેજ ખ્રીસ્ત છે કે શું?

ઇસુએ પોતાની વાત પૂરી કરી હતી અને એ વાતથીજ આ સ્ત્રીને તેનામાં એટલો બધો વિશ્વાસ આવ્યો ને આનંદ ઉત્પન્ન થયો કે તે તુરતજ ગામમાં આ વાતની વધામણી આપવા દોડી ગઇ. વળી તેણી ગામમાં જઇ પોતાના મિત્રો કે સગાંસંબંધીનેજ બોલાવતી નથી, પણ આખા ગામના લોકોને આમંત્રણ આપે છે. આ બાબતમાં તે પહેલા શિષ્યોથી પણ વધી જાય છે. તેના આમંત્રણમાંના "આવો" અને "જુઓ" એ શબ્દો ધ્યાનમાં લેવા જેવા છે, અને તે તેના અને શિષ્યોના સાક્ષ્યનું સરખાપણું બતાવે છે.

**જેટલું મેં કીધું તે બધું.** આ શબ્દોમાં કેટલાક ટીકાકાર અતિશયોક્તિ જુએ છે, પણ ખરી રીતે તેમાં કંઇ વધુ પડતું નથી. એ સ્ત્રીના જીવનમાં જે કંઇ મુદ્દાનું હતું તે ઇસુએ તેને કહ્યું હતું.

**તેજ ખ્રીસ્ત છે કે શું?** મૂળમાં વાક્ય નકારદર્શક છે તેથી તરજુમો એવો પણ થઇ શકે કે એ ખ્રીસ્ત તો નહિ હોય? એ બાઇના કહેવામાં શંકા, આશા તથા આશ્ચર્ય જણાય છે અને તે આ નકારવાળા વાક્યમાં બરાબર દેખાય છે.

[૩૦] તેઓ શહેરમાંથી નીકળીને તેની પાસે આવવા લાગ્યા.

આ સ્ત્રીનો સંદેશો ખરા ઉત્સાહથી આપવામાં આવ્યો હતો અને તેથી લોકોએ તે એકદમ વધાવી લીધો. તેઓ ટોળાબંધ ગામમાંથી બહાર નીકળી જ્યાં ઇસુ બેઠો હતો ત્યાં આવવા લાગ્યા.

[૩૧] તેટલામાં શિષ્યોએ તેને વિનંતી કરી કે, રાબી, જમ.

શિષ્યોના મનમાં અચરતી તથા જીજ્ઞાસા જાગૃત થયાં હતાં (પદ ૨૭) તે દબાવી દઇને પોતાના સ્વામી વિષે પ્રેમજન્ય કાળજી રાખી તેને જમી લેવાનું કહે છે.

[૩૨] પણ તેણે તેઓને કહ્યું કે, મારી પાસે ખાવાનું અન્ન છે કે જે વિષે તમને ખબર નથી.

ઇસુને તે સ્ત્રી સાથેની પોતાની વાતમાં એટલો બધો આનંદ પડ્યો હતો અને તેનો વિશ્વાસ જોઇ તે એટલો બધો ખુશી થયો કે તે પોતાનું ખાવાનું અને પીવાનું ભૂલી ગયો હતો. મૂળમાં "મારી" અને "તમને" માટે જે શબ્દો છે તેના ઉપર ભાર મૂકી મુકાબલો કરવામાં આવ્યો છે. ઇસુ પાસે એવો ખોરાક હતો કે જેની ઉત્તમ પ્રકૃતિનું શિષ્યોને ભાન નહોતું. એજ ઉપમા ૬; ૨૭માં મળી આવે છે.

[33] માટે શિષ્યોએ માહોમાંહે કહ્યું કે, એને સારૂ શું કોઈ કંઈ ખાવાનું લાવ્યો હશે?

ઇસુનું કહેવું સમજવામાં શ્રોતાજનો કેવા મંદ હતા તેનો એક દાખલો અહીં મળે છે. સરખાવો ૨; ૨૦: ૩; ૪: ૪; ૧૧.

[34] ઇસુ તેઓને કહે છે કે, જેણે મને મોકલ્યો છે તેની ઇચ્છા પૂરી કરવી, અને તેનું કામ પૂર્ણ કરવું એ મારૂં અન્ન છે.

એટલે મારા બાપની ઇચ્છાને આધીન થઇને તેનું સોંપેલું કામ પૂર્ણ કરવું એ મારી જીંદગીનો મુખ્યાર્થ છે.

[35] તમે શું નથી કહેતા કે, ચાર મહિના પછી ફસલ આવશે? જુઓ, હું તમને કહું છું કે તમારી આંખો ઉંચી કરીને ખેતરો જુઓ, કે તેઓ કાપણીને સારૂ પાકી ચૂકયાં છે.

આ પદ તેમ તેની પછીનાં ત્રણ પદના સંબંધમાં ટીકાકારોમાં મતભેદ છે. કેટલાક ટીકાકાર કહે છે કે "ચાર મહિના પછી ફસલ આવશે" એ એક કહેવત છે, ત્યારે બીજા એમ કહે છે કે યહુદાહમાં પાક આવતાં તે પ્રસંગથી માંડીને ચાર મહિના બાકી હતા અને તેથી ઇસુ તેના શિષ્યોએ તે વખતે ખેતરોની સ્થિતિ જોઇ જે શબ્દો વાપર્યા હતા તે વાપરે છે. જો આ પાછલું અનુમાન ખરૂં હોય તો આ વાત જાન્યુઆરી મહિનામાં થઇ હોવી જોઇએ, કારણકે યહુદાહમાં એપ્રિલમાં પાક આવતો હતો. ખરો અર્થ તો એ લાગે છે કે યહુદાહમાં જે કાંઇ થયું હતું કે થયું નહોતું તેથી ઇસુના શિષ્યોને અમુક અંશે નાસીપાસી થઇ હતી અને તેથી તેમના મનની આ સ્થિતિને ઉદ્દેશીને ઇસુ તેમને આ વચનો કહે છે. સમરૂની લોકો ટોળાબંધ આવે છે અને તેમને જોઇને ઇસુ કહે છે કે "તમે પાક આવતાં વાર લાગશે એમ કહો છો પણ જુઓ, પાક આ રહ્યો. તમારે તો તે માત્ર લણવાનોજ છે."

[36] જે કાપે છે તે મુસારો પામે છે અને અનંતજીવનદાયક ફળનો સંગ્રહ કરે છે, જેથી વાવનાર તથા કાપનાર બન્ને સાથે હર્ષ પામે.

આ શબ્દોથી તે કહે છે કે "તમે તે લણો અને તમને અનંતજીવનદાયક ફળ મળશે." વળી આ પાકની વિશેષતા એ છે કે તેમાં વાવનાર તથા લણનાર

સાથે જોડાયા છે અને બન્ને આનંદ પામે છે. "અહીં" વાવનાર કોણ છે તેના સંબંધમાં ટીકાકારો વચ્ચે કેટલેક મતભેદ છે. કેટલાક એમ કહે છે કે વાવનાર આગળના પેગમ્બર વિગેરે છે અને બીજા એમ કહે છે કે એ ઇસુ પોતે છે. ઇસુએ પોતાના શિષ્યોની ગેરહાજરીમાં પેલી સ્ત્રીને બોધ આપ્યો હતો અને તેનું આ ફળ આવ્યું હતું. આ છેલ્લો અર્થ વધારે સારો લાગે છે.

[૩૭] કેમકે આમાં એ કહેવત ખરી પડે છે કે, એક વાવે છે અને બીજો કાપે છે.

હાલમાં કામ ફતેહમંદ દેખાય છે ખરૂં, તોપણ કદાપિ મજકુર કહેવત પ્રમાણે તમારે હાથે કામ સફળ ન થાય ત્યારે તમારામાં નિરાશા ઉપજે, એવી ચેતવણી પ્રભુ ઇસુ આપતો હોય એવું જણાય છે.

[૩૮] જેને માટે તમે મહેનત કરી નથી, તે કાપવાને મેં તમને મોકલ્યા છે; બીજાઓએ મહેનત કીધી છે, ને તેમની મહેનતનું ફળ તમને પ્રાપ્ત થાય છે.

ઉપર જે કહેવામાં આવ્યું છે તેનો અર્થ અહીં વધારે સ્પષ્ટ કરવામાં આવ્યો છે. આ ઉપરાંત અહીં પ્રેરિતોનું યહુદાહ અને બીજા દેશમાં ફળ ભેગું કરવાનુંજ કાર્ય હતું એમ પણ કહેવામાં આવ્યું હોય એ સંભવિત છે. "બીજાઓ"ના સંબંધમાં પણ મતભેદ છે. કેટલાક એમાં પેગમ્બર અને યોહાન તેમ ઇસુને ગણે છે. અને બીજા માત્ર ઇસુનીજ વાત કહેવામાં આવી છે એમ કહે છે. આ પદમાં યહોશુઆ ૨૪; ૧૩માં જે કહેવામાં આવ્યું છે તે નવા અને વધારે ઊંચા રૂપમાં કહેવામાં આવ્યું હોય એ સંભવિત છે.

[૩૯] જે સ્ત્રીએ શાહેદી આપી કે, જેટલું મેં કીધું તે બધું તેણે મને કહી દેખાડયું, તેની વાતથી તે શહેરના ઘણા સમરૂનીઓએ તેના પર વિશ્વાસ કીધો.

આ પદમાં જે કહેવામાં આવ્યું છે તેથી આપણને માલમ પડે છે કે આ સમરૂનીઓમાં અસાધારણ વિશ્વાસ હતો. તેઓ આ સ્ત્રી જે કાંઇ ઉંચા દરજ્જાની નહોતી તેના બોલવા ઉપર ભરોસો રાખી ઇસુ પર મસીહ તરીકે નહિ, તો કોઇ એક મોટા પેગમ્બર તરીકે વિશ્વાસ કરવા લાગ્યા અને આગળ કહેવામાં આવ્યું તે પ્રમાણે તેમણે તેને વિનંતી કરી. યહુદીઓ અને સમરૂનીઓ વચ્ચેનો જે ભેદ આ પદ અને તેની નીચેનાં ત્રણ પદથી બતાવવામાં આવ્યો છે તે ખરેખર ધ્યાનમાં લેવા જેવો છે.

[૪૦] માટે સમરૂનીઓએ તેની પાસે આવીને તેને વિનંતી કીધી કે, તું અમારી સાથે રહે; અને બે દહાડા સુધી તે ત્યાં રહ્યો.

તેઓએ તેને ત્યાં રહેવાની વિનંતી કીધી અને તે એટલા માટે હતું કે તેઓ તેનાં વચન સાંભળે અને તેનો સહવાસ અનુભવે.

[૪૧] તેની વાતથી બીજા ઘણાએ વિશ્વાસ કીધો.

ઇસુ તેમની સાથે રહ્યો અને જેમણે તેનું સાંભળ્યું તેમાંના ઘણાએ તેના પર વિશ્વાસ કર્યો. આ છેલ્લાં બે પદમાં સમરૂનીઓની જે વર્તણુક દેખાય છે તે નાઝારેથના લોકો કરતાં તદન જુદી વર્તણુક હતી (જુઓ માત્થી ૧૩ ; ૫૮. લુક ૪ ; ૨૯. અને સરખાવો લુક ૧૭ ; ૧૬, ૧૭).

[૪૨] તેઓએ તે સ્ત્રીને કહ્યું કે, હવે અમે (એકલા) તારા કહેવાથી વિશ્વાસ નથી કરતા ; કેમકે અમે પોતે સાંભળીને જાણીએ છીએ કે જે જગતનો ત્રાતા તે નિશ્ચે એજ છે.

સમરૂની લોકો પહેલાં ઇસુ પાસે આવ્યા હતા અને તેના પર તેમણે વિશ્વાસ રાખ્યો હતો એ પેલી બાઇના બોલવા ઉપર ભરોસો રાખવાથી ઉત્પન્ન થયો હતો. પણ હવે તેમને ઇસુનો અંગત અનુભવ થયો અને તેથી તેમનો વિશ્વાસ દૃઢ થયો અને તે ખરેખર કોણ છે તે તેઓ જાણી શક્યા. "જગતનો ત્રાતા" આ સંજ્ઞા ઇસુને પહેલવહેલી સમરૂની લોકો આપે છે એ યોગ્યજ છે, અને એવું કારણ કદાપિ એ હોય કે તેમને યહુદીઓના જેટલું પોતાની જાતિનું અભિમાન નહોતું.

## (ગ) ઇસુનું ગાલીલમાં કાર્ય (૪૩-૫૪).

[૪૩] એ બે દહાડા પછી તે ત્યાંથી નીકળીને ગાલીલમાં ગયો.

ઇસુ ગાલીલમાં જતો હતો અને માર્ગમાંજ ઉપલા વિભાગમાં જે બધું કહેવામાં આવ્યું છે તે બધું બન્યું હતું.

[૪૪] કેમકે ઇસુએ પોતે શાહેદી આપી કે, પ્રબોધકને પોતાના દેશમાં કંઈ માન નથી.

આ પદનો અર્થ કરવામાં ઘણો મતભેદ છે. "પોતાના દેશમાંનો" અર્થ જુદી જુદી રીતે ટીકાકારો કરે છે. કોઇ તેથી ગાલીલ સમજે છે, કોઇ નાઝારેથ સમજે છે અને કોઇ યહુદાહ સમજે છે. પણ ઓરિજેન જેવા મોટા ટીકાકારો આ છેલ્લો અર્થ કરે છે. પેગમ્બરોનાં વચનો પ્રમાણે યહુદાહ એજ મસીહનો દેશ હતો. વળી ત્યાં ઇસુને જે માન મળવું જોઇતું હતું તે મળ્યું નહોતું, અને ત્યાંથી તેને નીકળવું પડયું હતું. આ ઉપરાંત નીચેનાં પદોમાં જે કહેવામાં આવ્યું છે તે પણ એજ બતાવે છે.

[૪૫] હવે તે ગાલીલમાં આવ્યો, ત્યારે ગાલીલીઓએ તેનો અંગીકાર કર્યો ; કેમકે જે કામ તેણે યરૂશાલેમમાં પર્વની વેળાએ કીધાં હતાં, તે સઘળાં તેઓએ દીઠાં હતાં ; કેમકે તેઓ પણ પર્વમાં ગયા હતા.

આ પદમાં ગાલીલના લોકોએ તેના પર વિશ્વાસ કીધો તેનું કારણ આપવામાં આવ્યું છે. તેમનો આ વિશ્વાસ તેમને યહુદીઓ કરતાં ચઢતી પંક્તિના બતાવે છે. યરૂશાલેમમાં જે ઘણા લોકોએ ઇસુ પર વિશ્વાસ કીધો હતો, તેમાંના કેટલાક ગાલીલીઓ હતા એ માનવા યોગ્ય છે ( ૨ ; ૨૩ ).

[૪૬] ગાલીલમાંનું કાના જ્યાં તેણે પાણીનો દ્રાક્ષરસ બનાવ્યો હતો, ત્યાં તે ફરી આવ્યો ; ત્યાં એક અમીર હતો, તેનો દીકરો કાપરનાહુમમાં માંદો હતો.

તે કાનામાં આવ્યો, કારણ કે ત્યાં તેણે પોતાનો મહિમા પહેલવહેલો પ્રગટ કર્યો હતો અને તેથી તે સ્થાન તેને સ્વાભાવિક રીતે પ્રિય થઇ પડયું હતું, અને ત્યાં લોકો તેનો વધારે સારીપેઠે આવકાર કરે એવી તેની આશા હતી. "અમીર" શબ્દ મૂળમાં "રાજ્યસેવક"ના અર્થમાં છે, અને એ માણસ હેરોદનો અમલદાર હશે એમ માનવામાં આવે છે. કોઇ કહે છે કે એ ખુઝા હતો ( લુક ૮ ; ૩ ), અને કોઇ કહે છે કે એ મનાએન હતો (પ્રે. કૃ. ૧૩ ; ૧). પણ એ તો માત્ર અટકળ છે.

[૪૭] તેણે સાંભળ્યું કે ઇસુ યહુદાહથી ગાલીલમાં આવ્યો છે, ત્યારે તેણે તેની પાસે જઇને વિનંતી કીધી કે, આવીને મારા દીકરાને સાજો કર ; કેમકે તે મરવાની અણી પર હતો.

કાપરનાહુમ કાનાથી વીશેક માઇલ દૂર હતું અને તેથી ઇસુના ત્યાં જવાની ખબર ચારે બાજુ ફેલાઇ ગઇ હશે એવું આ વાતથી સિદ્ધ થાય છે. વળી તે માણસ પોતાના દીકરાને મરવાની અણી પર મૂકીને આવ્યો હતો તે પરથી જણાય છે કે પોતાના દીકરા માટે કેટલો ચિંતાતુર હતો, અને આશા રાખતો હતો કે ઇસુ કંઇ કરી શકે.

[૪૮] ત્યારે ઇસુએ તેને કહ્યું કે, ચિન્હો તથા ચમત્કારો દીઠા વગર તમે વિશ્વાસ કરવાના નથી.

**ચિન્હો તથા ચમત્કારો (આશ્ચર્યો).** આ શબ્દો નવા કરારમાં ઘણે ઠેકાણે સાથે મૂકવામાં આવેલા છે, પણ આ સુવાર્તામાં તો આ સ્થળેજ દેખાય છે. "આશ્ચર્યો" એ ચમત્કારનું બાહ્ય સ્વરૂપ છે અને તેથી આપણને માત્ર નવાઇ લાગે છે અથવા આશ્ચર્ય ઉત્પન્ન થાય છે, અને "ચિન્હો" એ ચમત્કારનું આંતર સ્વરૂપ છે અને તેથી આપણને તેમાં રહેલો ગૂઢ આત્મિક અર્થ સમજાય છે. "તમે માનવાના નથી" એ શબ્દો માત્ર આ અમીરને નહિ પણ ત્યાં હાજર રહેલા શ્રોતાજનોને કહેવામાં આવ્યા છે.

[૪૯] અમીર તેને કહે છે કે, પ્રભુ, મારા દીકરાના મરવા અગાઉ આવ,

આ અમીર પોતાની વિનંતી ચાલુજ રાખે છે અને ઇસુને કહે છે કે તું કૃપા કરી જેમ બને તેમ જલદી ચાલ, કારણ કે હવે વધારે વખત નથી. અમીરને ઇસુ પર વિશ્વાસ હતો ખરો, પણ તેનો વિશ્વાસ અલ્પ જણાય છે. તેનું ધારવું એવું હતું કે ઇસુ જો જાતે માંદાની પાસે હાજર હોય તોજ તે કંઇ કરી શકે.

[૫૦] ઇસુ તેને કહે છે કે, ચાલ્યો જા, તારો દીકરો જીવતો રહ્યો છે. જે વાત ઇસુએ તેને કહી, તે પર વિશ્વાસ કરીને તે માણસ ચાલ્યો ગયો.

ઇસુ અહીં પોતાની શક્તિ તે માણસ ધારે છે તે કરતાં વધારે ઉંચી બતાવે છે અને તે માણસમાં પણ વિશ્વાસ એવોજ ઉંચો આવે છે. ઇસુ કહે છે કે ત્યાં મારે આવવાની જરૂર નથી ; માત્ર મારૂં વચન બસ છે.

[૫૧] તે ચાલ્યો જતો હતો એટલામાં તેના ચાકરો તેને સામા મળ્યા. તેઓએ તેને કહ્યું કે તારો દીકરો જીવતો રહ્યો છે. [૫૨] તેણે તેઓને પુછયું કે, કઈ ઘડીએ તે સાજો થવા લાગ્યો? ત્યારે તેઓએ તેને કહ્યું કે, કાલે બપોર પછી એક વાગે તેનો તાવ જતો રહ્યો. [૫૩] એથી બાપે જાણ્યું કે, જે ઘડીએ ઇસુએ મને કહ્યું હતું કે, તારો દીકરો જીવતો રહ્યો છે તેજ ઘડીએ એ થયું ; અને તેણે પોતે તથા તેનાં ઘરનાં સઘળાંએ વિશ્વાસ કીધો.

આ બિનાની તમામ હકીકતને આધારે અમીરના હૃદયમાં વિશ્વાસની વૃદ્ધિ કેવી રીતે થતી ગઇ તે જોઇએ છીએ. પ્રથમ, તે આશા રાખીને આવ્યો હતો (પદ ૪૭); પછી ઇસુના વચન પર (પદ ૫૦) તે વિશ્વાસ કરે છે ; અને છેવટે ઇસુની અપાર શક્તિને અનુભવીને તેનો વિશ્વાસ દૃઢ થાય છે એટલુંજ નહિ પણ તેના ઘરનાં બધાં વિશ્વાસ કરે છે.

[૫૪] ઇસુએ ફરી યહુદાહથી ગાલીલમાં આવી આ બીજો ચમત્કાર કીધો.

**આ બીજો ચમત્કાર.** બેઉ ચમત્કારનું એકજ પરિણામ નીપજ્યો. પહેલાથી (૨ ; ૧–૧૧) શિષ્યોમાં વિશ્વાસ ઉપજ્યો, અને આ બીજાથી અમીર તથા તેનાં સંબંધીઓમાં વિશ્વાસ ઉપજ્યો.

અત્યાર સુધી જે કંઇ કહેવામાં આવ્યું છે તેનો સારાંશ ધ્યાનમાં લેવો જોઇએ. ઇસુ યોહાનનું સાક્ષ્ય પામી પોતા પ્રત્યે અમુક શિષ્યોને આકર્ષે છે અને તેઓ બીજા શિષ્યોને તેની પાસે આણે છે. તેમને લઇ તે પોતાનાં સગાંસંબંધીઓમાં જઇ ત્યાં પહેલો ચમત્કાર કરે છે. ત્યાર પછી તે યરૂશાલેમમાં જાય છે અને ત્યાં તેના પ્રત્યે ખુલ્લો વિરોધ દર્શાવવામાં આવતો નથી, તોપણ ફરોશીઓ વગેરે

તેના પ્રત્યે શંકાની નજરથી જુએ છે. સાધારણ લોકો તેના પર વિશ્વાસ કરે છે પણ એ બહુ ઉંડો નથી અને તે માત્ર તેના ચમત્કાર જોઇને ઉત્પન્ન થએલો છે. યરૂશાલેમમાંથી નીકળી તે યહુદાહમાં આવે છે અને ત્યાં પોતાના શિષ્યોદ્વારા લોકોને બાપ્તિસ્મા આપે છે, પણ ત્યાંય ફરોશીઓ તેના પર નજર રાખે છે અને તેથી તે ગાલીલમાં જવા નીકળે છે. ત્યાં જતાં રસ્તામાં સમરૂની લોકો તેને વધાવી લે છે, તેના પર વિશ્વાસ રાખે છે અને તેને જગતના ત્રાતા તરીકે માને છે. ગાલીલમાં તે આવે છે ત્યારે લોકો તેની પાસે ચમત્કારોની આશા રાખે છે અને ચમત્કાર જોઇ તેના પર વિશ્વાસ કરે છે અત્યાર સુધી તેના પ્રત્યે વિરોધ ખુલ્લી રીતે દર્શાવવામાં આવ્યો નથી એ ખરૂ છે, પણ હવે પછી તે દર્શાવવામાં આવે છે. સાથે સાથે વિશ્વાસની વૃદ્ધિ પણ બતાવવામાં આવે છે.

# અધ્યાય ૫ મો.

## વિરોધ (૫; ૧–૧૨; ૫૦).

### (અ) ઈસુ ખ્રીસ્ત જીવનનું મૂળ છે (અધ્યાય ૫ મો).

આ અધ્યાયના બે વિભાગ કરવામાં આવે છે: (૧) પદ ૧–૧૬માં બેથેસ્દાના કુંડ આગળ કરવામાં આવેલો ચમત્કાર. (૨) ૧૭–૪૭માં દીકરાના સ્વરૂપ અને અધિકારના સંબંધમાં વાત અને તેથી ઉત્પન્ન થતો વિશ્વાસ અને અવિશ્વાસ.

[1] એ બીનાઓ બન્યા પછી યહુદીઓનું એક પર્વ હતું; તે વખત ઈસુ યરૂશાલેમમાં ગયો.

**એક પર્વ.** આ પર્વ કયું હતું તેના સંબંધમાં કેટલાંક અનુમાન કરવામાં આવ્યાં છે, પણ કંઇ ચોક્કસ કહી શકાતું નથી. તે પાસ્ખાનું પર્વ નહોતું, કારણકે આ સુવાર્તિક હમેશાં તે પર્વનું પૂરૂં નામ દઇને તેને વિષે વાત કરે છે. આ પર્વ પુરીમનું હશે એવું ઘણા ટીકાકારોનું માનવું છે.

[2] હવે યરૂશાલેમમાં મેંઢાભાગળની પાસે એક કુંડ છે તે હેબ્રી ભાષામાં બેથેસ્દા કહેવાય છે, તેને (લગતી) પાંચ પરશાળ છે.

આ પદમાં વર્તમાનકાળ વાપરવામાં આવ્યો છે તે ઉપરથી એમ સમજવાનું નથી કે જ્યારે આ સુવાર્તા લખાઇ ત્યારે આ ભાગળ વગેરે હતાં. આ સ્થળ દવાખાના જેવું હોવાને લીધે એવું ધારી શકાય કે યરૂશાલેમનો નાશ થયો તે વેળાએ એ સ્થળનો નાશ થયો નહિ હોય, અને તે કારણને લીધે સુવાર્તિક વર્તમાનકાળ વાપરે છે.

**મેંઢાભાગળ.** આ ભાગળ મંદિર પાસે શહેરની પૂર્વ દિશામાં આવેલ હતી (જુઓ નહેમ્યાહ ૩; ૧, ૩૨: ૧૨; ૩૯).

**હેબ્રી ભાષામાં.** એટલે તે વખતે યહુદીઓમાં જે ભાષા પ્રચલિત હતી તેમાં. આ ભાષા "આરામેઇક" ભાષા નામે ઓળખાય છે.

**બેથેસ્દા.** કોઇ તેનો અર્થ "દયાનું ગૃહ" કરે છે અને કોઇ "પરશાળવાળું ઘર" કરે છે.

**પરશાળ.** આ જાતની પરશાળો હિન્દુસ્તાનમાં તળાવ અને કુંડ પાસે ઘણે ઠેકાણે જોવામાં આવે છે. એવે સ્થળે માંદાં માણસો પડી રહેતાં હતાં.

[3] તેઓમાં રોગી, આંધળા, લંગડા, સુકાઈ ગએલાં અંગોવાળા પડી રહેલા હતા. [તેઓ પાણી હાલવાની વાટ જોતા હતા. [4] કેમકે

કોઈ કોઈ વેળા એક દૂત તે કુંડમાં ઉતરીને પાણી હલાવતો હતો, ત્યારે પાણી હલાવ્યા પછી જે કોઇ પહેલો તેમાં ઉતરતો, તેને જે કોઈ રોગ લાગેલો હોય તેથી તે નીરોગી થતા. ]

જે શબ્દો કૌંસમાં છે તે અતિ પ્રાચીન હસ્તલેખોમાં નથી, પણ ઘણા આગળના કાળથી સાતમા પદનો અર્થ સ્પષ્ટ કરવા થોડાએક હસ્તલેખોમાં ઉમેરવામાં આવ્યા છે.

આ કુંડ આજે પણ કેટલેક ઠેકાણે ગરમ પાણીના કુંડો છે તેના જેવો હશે. આ કુંડમાં જુદી જુદી જાતના ગુણ હોય છે અને આમાં પણ હશે. વળી એ જાતના કુંડમાં બધો વખત પાણી એકસરખું આવે છે એમ પણ નથી, અને જ્યારે નવું પાણી વિશેષ જોરથી આવે ત્યારે ત્યારે તેમાં વધારે ગુણ હોય એ સંભવિત છે, અને તેથીજ દૂત તેમાં ઉતરીને પાણી હલાવતો હતો એ માન્યતા આ કુંડના સંબંધમાં ઉભી થઇ હશે.

[5] ત્યાં એક જણ હતો. તે આડત્રીસ વર્ષથી માંદો હતો. [6] તેને પડેલો જોઈને તથા ઘણા કાળથી તે એવોજ છે, એ જાણીને ઈસુ તેને પૂછે છે કે, શું તું સાજો થવા ચાહે છે? [7] તે માંદાએ તેને ઉત્તર આપ્યો કે, પ્રભુ, જે વેળા પાણી હાલે છે, તે વેળા મને કુંડમાં ઉતારવાને મારી પાસે કોઇ હોતું નથી, પણ હું ઉતરવા જાઉં છું એટલામાં બીજો મારી અગાઉ ઉતરી પડે છે.

ત્યાં જેટલા રોગીઓ પડેલા હતા તેમાં આ માણસ સૌથી વધારે ખરાબ સ્થિતિમાં હતો એ તેને જોવાથી પણ કદાચિત માલુમ પડે તેમ હતું. તે માણસ એટલો બધો અશક્ત હતો કે તેનાથી જલદીથી નીચે ઉતરી શકાતું નહોતું. વળી તેનું કોઇ સગું કે સંબંધી નહોતું કે તે તેને નીચે લઇ જાય. આ બધું જોઇને તેમ બીજાની પાસેથી જાણીને ઇસુને સ્વાભાવિક રીતે તેના ઉપર દયા આવી અને તેણે તેને સાજો કર્યો, જે વાત નીચેનાં બે પદોમાં કહેવામાં આવે છે.

અમીરના દીકરાને સાજો કર્યો તે બાદ કરતાં, આ સુવાર્તામાં વર્ણવેલા બધા ચમત્કારો આપખુશીથી કરતો જણાય છે.

**શું તું સાજો થવા ચાહે છે?** આ માણસ લાંબી મુદતથી માંદો હતો અને તેથી તે છેક નિરાશ થઇને જાણે કે નસીબ પર ચીઠી નાખીને બેઠો હતો. આ માણસમાં આશા, ધ્યાન તથા પ્રયત્ન જાગૃત કરવા સારૂ ઇસુએ આ પ્રશ્ન પૂછ્યો હોય એમ લાગે છે.

[8] ઈસુ તેને કહે છે કે, ઉઠ, તારૂં બીછાનું ઉંચકીને ચાલ. [9] તરત તે માણસ સાજો થઈને પોતાનું બીછાનું ઉંચકીને ચાલતો થયો. હવે તે દહાડે વિશ્રામવાર હતો.

ઇસુએ "શું તું સાજો થવા ચાહે છે" એ પ્રશ્ન કરી તે માણસની ઇચ્છા અને આશા જાણી હતી તેમ ઉત્તેજીત પણ કરી હતી, અને હવે તે તેને ઉઠવાની અને તેનું બિછાનું ઉંચકી ચાલવાની આજ્ઞા કરે છે. એ આજ્ઞા કરતાં તેનામાં નવું ચેતન આવે છે અને તે માણસ તે પ્રમાણે કરી શકે છે અને કરે છે. "હવે તે દહાડે વિશ્રામવાર હતો" એ વાક્ય ૯મા પદનું છે, છતાં તે ૧૦થી ૧૮મા પદ સુધીમાં જે કહેવામાં આવે છે તેની સાથે મૂકવામાં આવે છે અને તેનું કારણ એ છે કે અહીં જે વિરોધ ઉત્પન્ન થાય છે તે આ ચમત્કાર વિશ્રામવારના દિવસે કરવામાં આવ્યો હતો તે કારણથી થાય છે.

### આ ચમત્કારનું પરિણામ (૧૦-૧૮).

[૧૦] તે માટે જેને સાજો કરવામાં આવ્યો હતો તેને યહુદીઓએ કહ્યું કે, આજે વિશ્રામવાર છે એટલે તારે બીછાનું ઉંચકવું ઉચિત નથી.

આ માણસ તેના લાંબા મંદવાડથી લોકોમાં સારી રીતે જણાએલો હશે એમાં કાંઇ સંશય નથી. વળી તે સાજો થયો હતો એ વાત પણ છાની રહી નહિ હોય. આમ છતાં યહુદી લોકો તેના સંબંધમાં જે ચમત્કાર થયો હતો તે જોતા નથી, પણ તેનો દોષ કાઢવા તૈયાર થાય છે. વિશ્રામવારને દિવસે કેટલાંએક કાર્ય કરવાની સખત મનાઇ કરવામાં આવી હતી એ આપણે જુના કરારમાં ઘણે ઠેકાણે જોઇ શકીએ છીએ (જુઓ નિર્ગ. ૨૩; ૧૨: ૩૧; ૧૪: ૩૫; ૨, ૩. ગણ. ૧૫; ૩૨. નહે. ૧૩; ૧૫ અને ખાસ કરીને યિર્મે. ૧૭; ૨૧).

[૧૧] પણ તેણે તેઓને એવો ઉત્તર આપ્યો કે, જેણે મને સાજો કીધો તેણે મને કહ્યું કે, તારૂં બીછાનું ઉંચકીને ચાલ.

આ માણસને ઇસુ પાસેથી જે લાભ થયો હતો તેથી સ્વાભાવિક રીતે ઇસુની આજ્ઞા નિયમશાસ્ત્રની આજ્ઞા કરતાં વધારે પાળવાજોગ તેને લાગી. એમાં કાંઇ શક નથી. આ કારણથી તે બેધડક જવાબ આપે છે અને તેમાં "તેણે" ઉપર ખાસ ભાર મૂકે છે. તેના બોલવાનો ભાવાર્થ એવો કંઇક છે કે જેણે મારી આડત્રીસ વર્ષની માંદગી દૂર કરી તેવો ભવ્ય પુરૂષ શું કંઇ અયોગ્ય હુકમ આપે, અને તેવા માણસનો હુકમ શું નહિ માનવો?

[૧૨] તેઓએ તેને પૂછ્યું કે, તને જેણે એમ કહ્યું કે, બીછાનું ઉંચકીને ચાલ, તે માણસ કોણ છે?

યહુદીઓ આ પ્રશ્ન કરતાં આ માણસના સાજા થવાનો જે ચમત્કાર થયો હતો તે બાબત જાણીજોઇને પડતી મૂકે છે એ વાત ધ્યાનમાં લેવા જેવી છે. આનું કારણ એ હતું કે તેઓ ધર્મના બાહ્ય સ્વરૂપમાં એટલા બધા લાગેલા હતા કે તેનું આંતર સ્વરૂપ જોઇ શકતા નહોતા અને તે પ્રત્યે અંધ થયા હતા. "માણસ" શબ્દનો

ઉપયોગ આ સ્થળે તિરસ્કાર સૂચવે છે. તેઓનું કહેવું એવું હતું કે વિશ્રામવાર વિષે કાયદો ઇશ્વરદત્ત છે, અને જેણે તને આવો હુકમ આપ્યો તે તો કેવળ માણસજ છે.

[૧૩] પણ તે કોણ છે, એ પેલો સાજો થએલો માણસ જાણતો નહોતો ; કેમકે તે ઠેકાણે ભીડ હતી માટે ઇસુ ત્યાંથી ખસી ગયો હતો.

ઇસુએ જ્યારે તેને સાજો કર્યો ત્યારે ત્યાં ઘણાં માણસો ભેગાં થયાં હતાં અને તેને તેમની નજરે ચઢવું ગમતું નહોતું તેથી તે ત્યાંથી રવાના થઈ ગયો હતો.

[૧૪] પછી મંદિરમાં તેને મળીને ઇસુએ કહ્યું કે, જો, તું સાજો થયો છે ; હવેથી પાપ ન કર, રખેને તારા પર વિશેષ (વિપત્તિ) આવી પડે.

ઇસુને તે માણસને કેટલુંક કહેવાનું હતું પણ તે માણસની ભીડને લીધે કહી શકયો નહોતો. આ કારણથી જ્યારે તે પાછો તેને મંદિરમાં મળે છે ત્યારે તેને ઉપલા શબ્દો કહે છે. કોઇ પણ પાપના કારણથી આ માણસને માંદગી લાગી હતી. તેથી તેને સાજો કર્યા બાદ પ્રભુ ઇસુએ તેને કહ્યું કે, તારૂં પાપ પડતું મૂક, હવેથી પાપ કર્યા ન કર.

**વિશેષ (વિપત્તિ).** પછી તે હોય આ લોકમાં કે પરલોકમાં. તે માણસ મંદિરમાં ત્યાં દેવને ઉપકારનું અર્પણ આપવા ગયો હતો એમ અનુમાન કરવામાં આવે છે અને એ સંભવિત છે.

[૧૫] તે માણસે જઇને યહુદીઓને કહ્યું કે, જેણે મને સાજો કીધો તે ઇસુ છે.

આ માણસ યહુદીઓ પાસે પાછો શા માટે ગયો એના સંબંધમાં એટલું કહેવું યોગ્ય છે કે તે માણસ પર સાબ્બાથભંગ કરવાનો આરોપ મૂકવામાં આવ્યો હતો. એ આરોપમાંથી મુક્ત થવા યહુદીઓ પાસે જઇને તેમને કહ્યું કે, સાબ્બાથવારે મેં બિછાનું ઉંચક્યું તેમાં મારો દોષ નથી ; મેં તો આ નવો ધર્મગુરૂ જેણે મને સાજો કર્યો તેના કહેવાથી કર્યું છે. એવું બોલવામાં તે ઇસુ પ્રત્યે કૃતજ્ઞતા દેખાડવા ચહાય છે, અને યહુદીઓ સામે ટક્કર લે છે.

[૧૬] એ કામો ઇસુ વિશ્રામવારે કરતો હતો માટે યહુદીઓ તેની પૂઠે લાગ્યા.

યહુદીઓનો દ્વેષ ઇસુ પ્રત્યે પહેલામાં પહેલો અહીં દેખાય છે અને તે વિશ્રામવારના સંબંધમાં એ ધ્યાનમાં લેવું જોઇએ. બીજી સુવાર્તાઓમાં પણ એજ કારણ આપવામાં આવ્યું છે (જુઓ માત્થી ૧૨ ; ૨ વિગેરે).

દીકરાના સ્વરૂપ તથા અધિકારના સંબંધમાં વાત (૧૭-૩૦).

[૧૭] પણ ઇસુએ તેઓને ઉત્તર દીધો કે, મારો બાપ અત્યાર સુધી કામ કરે છે, અને હું પણ કામ કરૂં છું.

ઇસુના આ વચન ઉપર નીચે આપેલી વાત રચાએલી છે. આ વચન એ વાતમાં સુત્રરૂપે રહ્યું છે અથવા તેની ચાવી છે. યહુદીઓએ ઇસુનો દોષ તેણે વિશ્રામવારના વિશ્રામનો ભોગ કીધો હતો એ માટે કાઢયો હતો. તેના જવાબમાં તે કહે છે કે ઇશ્વર નિરંતર કાર્ય કરે છે અને તે પોતે વાત કરતો હતો ત્યારે પણ ઇશ્વરનું કાર્ય તો ચાલુજ હતું, અને જો ઇશ્વર તેમ કરતો રહ્યો છે તો તે તેનો દીકરો હોવાને લીધે પોતાનું કાર્ય ચાલુ રાખે છે અને તેમાં વિશ્રામવારનો બાધ તે માનતો નથી. એવી એક પળ પણ નથી કે જેમાં તે પ્રવૃત્તિ બંધ હોય અને ઇસુ પોતે પૃથ્વી ઉપર આવેલો છે તે તે પ્રવૃત્તિને માટેજ આવેલ છે. માર્ક ૨ ; ૨૭, ૨૮માં તેણે પોતાને વિશ્રામવારનો પ્રભુ કહ્યો હતો, અને તેજ તે અહીં જુદી રીતે અને વધારે ભાર દઇને કહે છે અને પોતાને ઇશ્વરનો દીકરો આ પ્રકરણમાં કહીને પોતાનો વિશેષ અધિકાર બતાવે છે.

[૧૮] તે માટે તેને મારી નાખવાને યહુદીઓએ વિશેષ પ્રયત્ન કીધો ; કેમકે તેણે વિશ્રામવાર ભંગ કીધો એટલુંજ નહિ, પણ દેવને પોતાનો બાપ કહીને પોતાને દેવ સમાન કીધો.

ઇસુએ જે જવાબ આપ્યો તેથી તેણે યહુદીઓની નજરમાં પોતાના આગલા દોષમાં ઘણો ઉમેરો કર્યો હતો. આગળ તો તેણે માત્ર વિશ્રામવારનોજ ભંગ કીધો હતો, પણ તેના આ ઉત્તરમાં તેણે પોતે દેવનો પુત્ર છે અને દેવ કરે છે તેમ તે કરે છે એમ કહી દેવની સમાન હોવાનો દાવો કર્યો હતો અને આ દાવો યહુદીઓની નજરમાં મોટામાં મોટો દોષ હતો. આ દોષ માટે યહુદીઓમાં મોતની સજા ફરમાવવામાં આવી હતી અને તેથી તેમણે તેને મારી નાખવાનો નિશ્ચય કીધો એટલુંજ નહિ પણ પ્રયત્ન કરવા લાગ્યા. વિશ્રામવારના ભંગ માટે તેને મારી નાખવાનો વિચાર કોઇને આવ્યો હશે અને સોળમા પદમાં કેટલાક જુના હસ્ત-લેખોમાં "તેમણે તેને મારી નાખવાને પ્રયત્ન કીધો" એવું લખવામાં પણ આવ્યું છે, જો કે એ છેક જુના હસ્તલેખોમાં નથી. પણ આટલું તો ચોક્કસ છે કે ઇસુના આ વચન પછી યહુદીઓ ઇસુ પ્રત્યે એટલો બધો દ્વેષ કરવા લાગ્યા કે તેઓ તેને મારી નાખવાની તકજ જોતા હતા (જુઓ માત્થી ૧૨ ; ૧૪ : ૨૬ ; ૬૫. માર્ક ૨ ; ૭. યોહાન ૭ ; ૧, ૧૯, ૨૫ : ૮ ; ૩૭, ૪૦, ૫૯ : ૧૦ ; ૩૧ : ૧૧ ; ૫૩ : ૧૨ ; ૧૦). "વિશ્રામવાર ભંગ કીધો" એ શબ્દો મૂળમાં વિશ્રામવારના વિશ્રામનું પાલન ઓછું કર્યું એવા કંઇક અર્થમાં છે.

**દેવની સમાન** યહુદીઓ ઇસુનું કહેવું બરાબર સમજ્યા હતા અને તે પોતે તેમનો આ નવો અને મોટો આરોપ કબુલ રાખતો હતો, એ આપણે ઇસુ તેમને ૧૯મા પદમાં અને આગળ જે કાંઇ કહે છે તે ઉપરથી જાણીએ છીએ.

[૧૯] ત્યારે ઇસુએ તેઓને ઉત્તર આપ્યો કે, હું તમને ખચીત કહું

છું કે, દીકરો બાપને જે કંઇ કરતો જુએ છે તે સિવાય પોતે કંઈ કરી નથી શકતો; કેમકે તે જે જે કરે છે તે તે દીકરો પણ કરે છે.

આ પદમાં તેમ ૨૦મા પદમાં પિતાની સાથે ઇસુનો કેવો ગાઢ સંબંધ છે તે તે યહુદીઓને જણાવે છે. તેણે સત્તરમા પદમાં જે કહ્યું હતું તેનું અહીં વિશેષ સ્પષ્ટીકરણ કરે છે. ત્યાં તેણે કહ્યું હતું કે તેનો બાપ કામ કરે છે માટે તે કામ કરે છે. અહીં તે કહે છે કે જે કંઇ તે બાપને કરતો જુએ છે તેજ તે પોતે કરે છે. આ શબ્દોથી તે એમ બતાવે છે કે બાપનું અને તેનું કાર્ય એકજ છે. વળી તે એમ પણ કહેવા માગે છે કે બાપ અને દીકરાનું ઐક્ય એવું તો પૂર્ણ છે કે દીકરો બાપ જે કંઇ કરે છે તે સિવાય બીજું કાંઇ પણ કરી શકતો નથી.

[૨૦] કેમકે બાપ દીકરા પર પ્રેમ કરે છે, અને પોતે જે કંઈ કરે છે તે બધું તે તેને દેખાડે છે, અને તે તેને એ કરતાં મોટાં કામ દેખાડશે, એ માટે કે તમે આશ્ચર્ય પામો.

આગળ જે કહેવાયું તેનું અહીં ઇસુ કારણ આપે છે અને એ કારણ પિતાનો પુત્ર માટેનો પ્રેમ છે. પુત્રમાં જે કાંઇ છે અથવા તે જે કાંઇ કરે છે તે તે પિતા પાસેથી પામે છે અથવા પામીને કરે છે. એ બધાનું આદિકારણ પિતા છે અને તે પોતાના પુત્રને તેને માટેના પ્રેમને લીધે પોતાનાં બધાં કાર્યમાં સાથી બનાવે છે, અને એજ કારણથી તે તેથી પણ વધારે મોટાં કાર્યો કરશે જે જોઇને યહુદીઓને ઘણી નવાઇ લાગશે.

**પ્રેમ કરે છે.** આ શબ્દો માટે મૂળમાં જે ક્રિયાપદ છે તે ખાસ સંબંધ હોવાને લીધે જે અંગત લાગણી પેદા થાય છે તે બતાવે છે. એજ શબ્દ આ સુવાર્તામાં ૧૧: ૩, ૩૬ માં અને માત્થી ૧૦; ૩૭ માં જોવામાં આવે છે. વિચારથી અથવા પરિચયથી અથવા અનુભવથી જે પ્રેમની લાગણી ઉત્પન્ન થાય છે તેને માટે બીજું ક્રિયાપદ વાપરવામાં આવેલ છે, અને તે આ સુવાર્તામાં ૩; ૩૫: ૧૦; ૧૭ માં જોવામાં આવે છે.

**એ માટે કે તમે આશ્ચર્ય પામો.** ઇસુનાં આવાં કાર્યોના સંબંધમાં અચરતી પામવાનું જે કહેવામાં આવ્યું છે તે આપણને વિચિત્ર લાગે છે, પણ ઇસુ એવું કહેવા માગે છે કે તમે જે મારો અધિકાર નકારો છો, તેમજ હું દેવપુત્ર છું એ બાબત પણ કબુલ કરતા નથી, તે તમે વધારે અચરતી પામો, અને કદાપિ એ અચરતીદ્વારે તમારામાં વિશ્વાસ ઉપજે, માટે "બાપ મને એ કરતાં મોટાં કામ દેખાડશે."

[૨૧] કેમકે જેમ બાપ મુએલાંઓને ઉઠાડીને તેમને સજીવન કરે છે, તેમજ દીકરો પણ ચાહે તેઓને સજીવન કરે છે.

આગલા પદમાં "તે તેને એ કરતાં મોટાં કામ દેખાડશે" એમ જે કહે-વામાં આવ્યું છે તે અહીં વધારે સ્પષ્ટ રીતે કહી બતાવવામાં આવે છે. પેલા માણસને સાજો કર્યો એ કરતાં વધારે મોટી વાત તો મુએલાંને ઉઠાડવાની છે અને તે કાર્ય દીકરો કરવાને શક્તિમાન છે એમ આપણને અહીં જણાવવામાં આવે છે. જે મુએલાંની અહીં વાત કહેવામાં આવી છે તે આત્મિક રીતે મૃત્યુ પામેલાંના સંબંધમાં છે. દૈહિક મૃત્યુ પામેલાની વાત ૨૮મા અને ૨૯મા પદમાં કહેવામાં આવી છે.

[22] કેમકે બાપ કોઇનો ન્યાય ચુકવતો નથી, પણ ન્યાય ચુકાવવાનું સઘળું કામ તેણે દીકરાને સોંપ્યું છે.

દીકરો જેને ચહાય તેને સજીવન કરવા શક્તિવાન છે, એ વાતનો એક પુરાવો આ કે તેને આ કરતાં પણ મોટો અધિકાર છે એટલે માણસનો ન્યાય ચુકવવાનો જે કામ ખાસ કરીને ઇશ્વરનું ગણી શકાય તે કામ પુત્રને સોંપવામાં આવ્યું છે.

**સોંપ્યું છે.** આ સુવાર્તામાં આ શબ્દો પુત્રના અધિકારના સંબંધમાં વારે-વાર વાપરવામાં આવેલ છે ( જુઓ ૩ ; ૩૫ : ૬ ; ૩૭, ૩૯ : ૧૦ ; ૨૯ : ૧૭ ; ૨, ૪, ૨૨ ).

[23] કે જેમ બધા બાપને માન આપે છે, તેમ દીકરાને પણ માન આપે. દીકરાને જે માન નથી આપતો, તે તેના મોકલનાર બાપને પણ માન નથી આપતો.

બાપે દીકરાને સજીવન કરવાનો અને ન્યાય કરવાનો જે મહાન અધિકાર આપ્યો છે તેનો હેતુ અહીં જણાવવામાં આવ્યો છે. આ હેતુ અવતારનો હેતુ છે અને તે એ છે કે મનુષ્યજાતિ પ્રગટ થયેલ દેવના દીકરાની ભક્તિ કરે, કારણ કે તેના હાથમાં શાશ્વત જીવન અને મૃત્યુ છે. દીકરો એ બાપનો મનુષ્ય આગળ આવેલો પ્રતિનિધિ છે અને તેથી દીકરાને માન આપવું એ બાપનેજ માન આપવા બરાબર છે. વળી પોતાના આ વચનથી ઇસુ પોતા ઉપર દેવ સમાન હોવાનો જે દોષ મૂકવામાં આવ્યો હતો તે પૂરી રીતે કબુલ કરે છે અને પોતે જે દાવો કર્યો હતો તે પોતાના હકને લીધે કર્યો હતો એવું જાહેર કરે છે.

**તેના મોકલનાર.** આ શબ્દો મૂળમાં "જેણે તેને મોકલ્યો" એ છે, અને આ સુવાર્તામાંજ તે જોવામાં આવે છે. એ શબ્દો ઇસુ પિતાને માટેજ વાપરે છે ( જુઓ ૪ ; ૩૪ : ૫ ; ૨૪, ૩૦ : ૬ ; ૩૮, ૩૯ : ૭ ; ૧૬, ૨૮, ૩૩ : ૮ ; ૨૬, ૨૯ : ૯ ; ૪ : ૧૨ ; ૪૪, ૪૫ : ૧૩ ; ૨૦ : ૧૫ ; ૨૧ : ૧૬ ; ૫ ).

બીજે સ્થળે આ સુવાર્તિક "મને મોકલનાર બાપ" એ પૂરૂં રૂપ વાપરે છે ( જુઓ ૫ ; ૩૭ : ૬ ; ૪૪ : ૮ ; ૧૬, ૧૮ : ૧૨ ; ૪૯ : ૧૪ ; ૨૪ ).

પદ ૨૪–૨૯.

આ પદોમાં ઇસુ ખ્રીસ્ત તરીકે પોતાનો મનુષ્યજાતિ સાથે શો સંબંધ છે તે બતાવે છે. જે વધારે મોટાં કામોની, સજીવન કરવાની અને ન્યાય કરવાની આગળ વાત કરવામાં આવી છે તે અહીં વધારે સ્પષ્ટ કરવામાં આવે છે.

[૨૪] હું તમને ખચીત ખચીત કહું છું કે જે મારાં વચન સાંભળે છે, અને મને મોકલનાર પર વિશ્વાસ કરે છે તેને અનંતજીવન છે; તે અપરાધી નહિ ઠરશે, પણ મરણમાંથી નીકળીને જીવનમાં આવ્યો છે.

૨૧ અને ૨૨મા પદમાં જે કહેવામાં આવ્યું છે તે અહીં વધારે સ્પષ્ટ થાય છે. આત્મિક રીતે સજીવન થવા માટે શું જરૂરનું છે તે અહીં ઇસુ જણાવે છે. એને માટે બેજ વસ્તુઓ જે ખરેખરી રીતે એક છે તે માનવાની જરૂર છે. આ બેમાં પહેલું એ છે કે ઇસુ જે કહે છે તે સ્વીકારવું, અને બીજું એ છે કે તેને મોકલનાર જે બાપ છે તેના પર વિશ્વાસ કરવો.

**તેને અનંતજીવન છે.** અહીં તેમ નીચેનાં ઉપવાક્યોમાં વર્તમાનકાળ વાપરવામાં આવ્યો છે તે એ સૂચવે છે કે જે સજીવન થવાની તેમ અપરાધી નહિ ઠરવાની વાત કરવામાં આવે છે તે વર્તમાનકાળમાં છે પણ ભવિષ્યમાં નથી. આ કારણથી અહીં આત્મિક ઉત્થાનની વાત કરવામાં આવી છે એ સ્હેજે સમજાય છે (જુઓ ૩ ; ૧૬, ૧૮).

**મરણમાંથી નીકળીને જીવનમાં આવ્યો છે.** અહીં પણ આત્મિક મૃત્યુની વાત કરવામાં આવી છે. ખરી રીતે તો આ સુવાર્તિકના વિચાર પ્રમાણે આત્મિક મૃત્યુ એજ મૃત્યુ છે, અને તેથી તે મૃત્યુની વાત કરે છે ત્યારે ઘણું કરીને આપણે એજ મૃત્યુ સમજવાનું છે (જુઓ ૧ યોહાન ૩ ; ૧૪).

[૨૫] હું તમને ખચીત ખચીત કહું છું કે, એવી વેળા આવે છે; અને હમણાં આવી ચુકી છે, કે જ્યારે મુએલાંઓ દેવના દીકરાની વાણી સાંભળશે, અને સાંભળનારાં જીવતાં થશે.

૨૪મા પદમાં જે વાત છે તેજ અહીં વિશેષ ભાર દઇને કહેવામાં આવી છે. ત્યાં માણસો વિષે સામાન્ય રીતે વાત કરવામાં આવી છે, ત્યારે અહીં કહે છે કે કેટલાએક જીવનની સુખમય સ્થિતિમાં આવી ચુક્યા છે.

[૨૬] કેમકે જેમ બાપને પોતામાં જીવન છે, તેમ દીકરાને પણ પોતામાં જીવન રાખવાનું તેણે આપ્યું.

ઇસુ પોતાના આ વચનથી એ કહેવા માગે છે કે તે પોતે બાપની માફકજ અનંતજીવનનું મૂળ છે અને તેથી તે પોતે એ જીવનનું દાન કરી શકે છે. સાથે સાથે તે એમ પણ કહે છે કે તે અનંતજીવનનું મૂળ છે તેનું કારણ તેના પોતામાં

નથી, પણ બાપમાં છે. બાપે તેને તેના ઉપરના અનંત પ્રેમથી અનંતજીવનનું મૂળ કે ઝરો થવાનો અધિકાર આપ્યો છે.

[૨૭]ન્યાય ચુકવવાનો અધિકાર પણ તેણે તેને આપ્યો, કેમકે તે માણસનો દીકરો છે.

૨૧ અને ૨૨ મા પદમાં બતાવેલું છે તેમ ૨૬ તથા ૨૭ મા પદમાં કહેવામાં આવ્યું છે કે દીકરાને જીવન પરતો અને ન્યાય ચુકવવાનો પણ અધિકાર છે.

આ પદનો અર્થ ટીકાકારો જુદી જુદી રીતે કરે છે. કોઇ કોઇ ટીકાકાર આ અર્થ કરવાની મુશ્કેલીને લઇને "કેમકે તે માણસનો દીકરો છે" એ શબ્દો ૨૮ મા પદની સાથે જોડી દે છે, પણ તે યોગ્ય હોય એમ લાગતું નથી. આ પદમાં "માણસના દીકરા" સાથે નિશ્ચયાર્થ શબ્દ મૂકવામાં આવ્યો નથી, અને તેથી ઇસુના મનુષ્યત્વ ઉપરજ ભાર મૂકવામાં આવ્યો હોય એમ લાગે છે, કારણ કે જ્યાં જ્યાં તેની સાથે નિશ્ચયાર્થ શબ્દ રહેલો છે, ત્યાં ત્યાં તેનો અર્થ "મસીહ" થાય છે (જુઓ ૧ ; ૫૧ : ૩ ; ૧૩, ૧૪ : ૬ ; ૨૭, ૫૩, ૬૨). બીજી સુવાર્તાઓમાં પણ તેમજ છે. તે માણસનો દીકરો છે માટે તેને ન્યાય ચુકવવાનો અધિકાર આપ્યો છે એવું જે કહેવામાં આવ્યું છે તેનું એ કારણ છે કે મનુષ્ય તરીકે તે માણસની દુર્બળતા સારી રીતે સમજી શકે છે અને તેથી તેનો ન્યાય પ્રેમ તથા દયા સહિત હોય (જુઓ હેબ્રી. ૨ ; ૧૮).

[૨૮] એથી તમે આશ્ચર્ય ન પામો ; કેમકે એવી વેળા આવે છે કે જ્યારે જેઓ કબરમાં છે તેઓ સર્વ તેની વાણી સાંભળશે.

આ પદમાં તેમ નીચેના પદમાં શારીરિક ઉત્થાનની વાત કરવામાં આવી છે. ઇસુ એ કહેવા માગે છે કે અત્યાર સુધી જે કાંઇ કહેવામાં આવ્યું છે તેથી તેના શ્રોતાઓએ નવાઇ પામવાનું નથી, કારણ કે જે દૈહિક મૃત્યુ પામેલા છે તેઓ સર્વે ઇસુની વાણી સાંભળીને ઉઠશે અને પોતપોતાનાં કાર્યો પ્રમાણે ન્યાય પામશે. આ ઉત્થાનમાં જે બધા પહેલેથી મરેલા છે તે સર્વનો સમાવેશ થાય છે અને તેથી તે વખતે દીકરાનો અધિકાર તેના પૂર્ણ રૂપમાં પ્રગટ થશે.

[૨૯]અને જેઓએ સારાં કામ કીધાં છે, તેઓ જીવનનું ઉત્થાન પામવા સારૂ, અને જેઓએ ભુંડાં કામ કીધાં છે, તેઓ દંડનું ઉત્થાન પામવા સારૂ નીકળી આવશે.

**જેઓએ સારાં કામ કીધાં છે.** આને બદલે મૂળમાં "જેમણે ભલું કીધું છે" એવા અર્થવાળા શબ્દો છે (જુઓ ૩ ; ૨૧).

**જેઓએ ભુંડાં કામ કીધાં છે.** આ શબ્દો મૂળમાં "જેનો વ્યવહાર અયોગ્ય છે" એવા અર્થમાં છે (જુઓ ૩ ; ૨૦).

[30] હું મારી મેળે કંઇ કરી શકતો નથી ; જે પ્રમાણે હું સાંભળું છું, તે પ્રમાણે ન્યાય ઠરાવું છું ; અને મારો ન્યાય અદલ છે, કેમકે હું મારી પોતાની ઇચ્છા નહિ, પણ જેણે મને મોકલ્યો છે તેની ઇચ્છા પુરી કરવા ચાહું છું.

આ પદ આ વાતના પહેલા (૧૯-૨૯) અને બીજા (૩૧-૪૦) ભાગને જોડે છે. અત્યાર સુધી ઇસુ દીકરાના સંબંધમાં ત્રીજા પુરૂષમાં વાત કરે છે, પણ હવે તે પહેલો પુરૂષ વાપરે છે. આ પદમાંનો વિચાર આપણને ૧૯મા પદમાંના વિચારની યાદ દેવડાવે છે, અને અત્યાર સુધી જેના મહાન અધિકાર વિષે કહેવામાં આવ્યું તે પોતેજ છે એમ તે તેના શ્રોતાઓને ભાર દઇને અહીં કહે છે.

**હું પોતાથી કંઇ કરી શકતો નથી.** ૧૯મા પદમાં જણાવવામાં આવ્યું છે કે દીકરો બાપને જે કાંઇ કરતો જુએ છે તે સિવાય કંઇ પોતે કરી શકતો નથી એજ વાત તે ફરીથી અહીં કરે છે. તે ઉપરાંત ઇસુ એમ પણ કહે છે કે મારા બાપના વિચાર તથા ભાવના જાણીને હું ન્યાય કરૂં છું.

**મારો ન્યાય...ચાહું છું.** દીકરો જે કાંઇ ન્યાય કરે તે ન્યાય અદલ હોવો જોઇએ, તેનાં બે કારણ અહીં જણાવવામાં આવે છે. પહેલું કે તેનામાં કોઇ પણ જાતનો સ્વાર્થી હેતુ નથી ; અને બીજું કે તે પૂરેપૂરી રીતિએ બાપની ઇચ્છાને આધીન છે. આ બે બાબતને લીધે ઇસુના ન્યાયમાં અને યહુદીઓના ન્યાયમાં મોટો ફેર જણાય છે ( સરખાવો ૫ ; ૪૧-૪૪ ).

### પદ ૩૧-૪૦.

ઇસુ પોતા વિષે આ બધું કહે છે પણ તે શા આધારે કહે છે એવો પ્રશ્ન તેના શ્રોતાઓના મનમાં ઉઠયો હશે અને તેમણે તેને તે પ્રશ્ન કર્યો પણ હશે તેનો જવાબ તે નીચેનાં પદોમાં આપે છે. ૩૩-૩૫ પદમાં તે યોહાનના સાક્ષ્યની વાત કરે છે ; અને ૩૬-૪૦માં બાપે તેને કરવા આપેલાં કાર્યોદ્વારા બાપ પોતે સાક્ષ્ય આપે છે એ વાત કરે છે.

[31] જો હું પોતા વિષે શાહેદી આપું તો મારી શાહેદી ખરી નથી.

આ પદમાંનો "હું" મૂળમાં ભારવાચક છે અને તેથી ઇસુ એમ કહેવા માગે છે કે જો હું એકલો મારે વિષે શાહેદી આપતો હોઉં તો તે કંઇ કામની નથી. યહુદી લોકોમાં કાયદાનો એવો એક નિયમ હતો કે એક માણસની સાહેદી ચાલે નહિ. ઇસુ નિયમને માન્ય રાખીને તેને વધારે ઉંચું રૂપ આપે છે અને પોતાના જીવનનું રહસ્ય સમજાવે છે. આ રહસ્ય તેની અને બાપની એકતામાં છે. આને લીધે અહીં તેને કહે છે અને ૮ ; ૧૪, ૧૮માં જે લખેલું છે તે બન્ને વચ્ચે વિરૂદ્ધતા નથી.

[32] મારા વિષે શાહેદી આપે છે તે બીજો છે; અને જે શાહેદી મારા વિષે તે આપે છે તે ખરી છે, એ હું જાણું છું.

આ "બીજો" શાહેદી તે બાપ્તિસ્મા દેનાર યોહાન નથી પણ બાપ છે, એવું આગળપાછળની બધી વાત ધ્યાનમાં લેતાં જણાય છે.

**શાહેદી આપે છે.** અહીં વર્તમાનકાળ વાપરવામાં આવ્યો છે તે ધ્યાનમાં લેવાનું છે. શાહેદી આપવાનું કાર્ય ચાલુજ છે.

**તે શાહેદી......તે ખરી છે, એ હું જાણું છું.** આ સાક્ષ્યથી પૂર્ણ સત્યતાની ઇસુને પોતાના અંતરમાં પૂર્ણ ખાત્રી છે એમ તે કહે છે.

[33] તમે યોહાન પાસે માણુસ મોકલ્યા. તમને તેણે સત્ય વિષે શાહેદી આપી છે.

ઇસુ અહીં એ કહેવા માગે છે કે ઉપર જે શાહેદીની વાત કહી તે ઉપરાંત યોહાનનું સાક્ષ્ય પણ તેને માટે આપવામાં આવ્યું હતું અને તેમાં જે સત્ય હતું તે હજુ કાયમ છે (જુઓ ૧; ૩૨, ૩૪). ઇસુ અહીં યોહાનના સાક્ષ્યની વાત કરે છે તેનું કારણ કદાચિત એ પણ હોય કે તેણે ઉપલા પદમાં જે શાહેદીની વાત કરી હતી તેથી તેના શ્રોતાઓ યોહાનની શાહેદી સમજ્યા હોય. "તમે" મૂળમાં ભારવાચક છે, અને તેથી એમ સૂચવાય છે કે યોહાનનું સાક્ષ્ય તેમને માટે તો પુરતુંજ હોવું જોઇએ.

[34] તોપણ જે શાહેદી હું સ્વીકારૂં છું તે માણુસો તરફથી નથી; પણ તમે તારણ પામો માટે હું એ વાતો કહું છું.

ઇસુ કહે છે કે તેને પોતાને યોહાનના સાક્ષ્યની અથવા કોઈ પણ માણુસના સાક્ષ્યની જરૂર નથી, પણ તેના શ્રોતાઓ માટે તે સાક્ષ્ય જરૂરનું હતું અને તેથીજ તે તેની વાત કરે છે.

[35] તે સળગતો તથા પ્રકાશતો દીવો હતો, તેના અજવાળામાં ઘડીભર આનંદ કરવાને તમે રાજી હતા.

ઉપલા પદમાં કહેવામાં આવ્યું છે કે ઈસુ માણુસોની શાહેદી સ્વીકારતો નથી તેનું અહીં કારણુ આપવામાં આવ્યું છે. તેના કહેવાનો ભાવાર્થ એવો છે કે સૂર્યને પ્રકાશિત કરવા માટે દીવાની જેમ જરૂર નથી તેમ તેને પોતાને પ્રકાશિત કરવા માટે કોઇ પણ માણુસ પછી તે ગમે તેવો મોટો હોય તોપણ તેની જરૂર નથી.

**સળગતો તથા પ્રકાશતો દીવો.** આ શબ્દનો અર્થ એ છે કે યોહાન પોતે પ્રકાશ નહોતો, પણ દીવાની માફક તેનો પ્રકાશ તેને બીજા પાસેથી મળેલો હતો. ત દીવો મોટા પ્રકાશમાંથી પ્રકટાવેલ હતો અને તેને લઇને તે પ્રકાશિત હતો.

પણ સ્વપ્રકાશિત નહોતો (જુઓ ૧ ; ૮). "હતો" શબ્દ યોહાન કેદ કરાયો હતો કે મૃત્યુ પામ્યો હતો એ સૂચવે છે.

**તેના અજવાળામાં......રાજી હતા.** એ અજવાળાનો ખરો અર્થ લોકો સમજ્યા નહોતા, પણ છોકરાં તાપણી પાસે રમીને ખુશી થતાં હોય તેમ તેઓ તેને જોઇને ખુશી થયા હતા. તેમની વચ્ચે કોઇ મોટો પેગમ્બર આવ્યો છે એમ જાણી તેમને એક પ્રકારની ઇંતેજારી થઇ હતી, પણ તેથી કાંઈ વિશેષ પરિણામ તેમના મન ઉપર નીપજ્યું નહોતું. બીજી સુવાર્તાઓમાં પણ યોહાન પ્રત્યે યહુદીઓ બેદરકાર રહ્યા હતા અથવા તો તેના પ્રત્યે પણ આવો છોકરમત-વાળો ભાવ રાખ્યો હતો એમ કહેવામાં આવ્યું છે ( જુઓ માત્થી ૧૧ ; ૧૬-૧૯. લુક ૭ ; ૨૪ ).

[૩૬] પણ યોહાનની ( શાહેદી ) કરતાં મારી પાસે મોટી શાહેદી છે; કેમકે જે કામો બાપે મને પૂરાં કરવાને આપ્યાં છે, એટલે જે કામો હું કરૂં છું, તેજ મારે વિષે શાહેદી આપે છે કે બાપે મને મોકલ્યો છે.

આ પદમાં ઇસુ પાસે પોતાને સારૂ જે બીજી સાક્ષી તેની વાત કરે છે, એટલે તેનાં પોતાનાં કાર્ય.

**કામો.** આ શબ્દ આપણે આ સુવાર્તામાં બહુ વપરાતો જોઇએ છીએ. એ માત્ર ચમત્કારને માટે વાપરવામાં આવે છે એમ નથી, પણ ઇસુ જે કાંઇ કરે છે તે બધાને માટે વપરાએલ છે. ઇસુના પ્રત્યેક કાર્યમાં તેનો દિવ્ય ભાવ વ્યાપી રહ્યો હતો.

**બાપે મને પૂરાં કરવાને આપ્યાં છે.** ઇસુને બાપ તરફથી એક મહાન કાર્ય કરવાનું મળ્યું હતું અને તેને અંગે તેણે આ જુદાં જુદાં કાર્યો કર્યાં હતાં. "આપ્યાં છે" આ શબ્દો આ સુવાર્તામાં ખાસ જોવામાં આવે છે, અને તે બાપ અને દીકરાનો જુદો જુદો સંબંધ બતાવવા માટે વાપરવામાં આવેલ છે ( જુઓ, બાપે તેના હાથમાં સર્વ વસ્તુઓ આપી છે ! ૩ ; ૩૫ : ૧૩ ; ૩. બાપે તેને ન્યાય ચુકવવાનું સઘળું કામ સોંપ્યું છે. પદ ૨૨, ૨૭, વગેરે વગેરે ).

[૩૭] વળી બાપે મને મોકલ્યો છે તેણે પણ મારે વિષે શાહેદી આપી છે. તમે કદી તેની વાણી નથી સાંભળી અને તેનું રૂપ દીઠું નથી.

આ પદના અર્થ વિષે મતફેર છે. કોઇ કહે છે કે એમાં ઇસુના બાપ્તિસ્માના વખતે બાપે જે સાક્ષ્ય આપ્યું હતું તેની વાત છે. પણ એ સાક્ષ્ય લોકો આગળ આપ્યું નહોતું અને તેથી લોકો તેને ન માને તો તેમાં તેમનો શો દોષ ? વળી બીજા કહે છે કે આ સાક્ષ્ય શાસ્ત્રમાં બાપનાં જે વચન છે તે છે અને આ અભિપ્રાય ખરો લાગે છે. ૩૮ અને ૩૯મું પદ જોતાં પણ એમજ લાગે છે. આ પદનો પાછલો ભાગ ૩૮મા પદની સાથે સ્પષ્ટ કરવામાં આવેલ છે.

[38] તેની વાત તમારામાં રહેલી નથી; કેમકે જેને તેણે મોકલ્યો તેના પર તમે વિશ્વાસ નથી કરતા.

ઉપલા પદમાં કહેવામાં આવ્યું છે કે "તમે કદી તેની વાણી નથી સાંભળી, ને તેનું રૂપ પણ નથી દીઠું." કોઇ કહે છે કે આ શબ્દો ઠપકારૂપે છે અને કોઇ કહે છે કે તેમાં માત્ર એક ખરી હકીકત બતાવી છે. આ પાછલું અનુમાન ખરૂં લાગે છે, કારણ કે આ સુવાર્તામાંજ આપણને ઘણે ઠેકાણે કહેવામાં આવ્યું છે કે માણસ દેવને જોઇ શકતો નથી (જુઓ ૧; ૧૮: ૬; ૪૬); તો પણ આ પદમાં "તેની વાત તમારામાં રહેલી નથી" એમ જે કહેવામાં આવ્યું છે તે ઠપકારૂપે છે. ઇસુના કહેવાનો ભાવાર્થ એવો છે કે જો તેના શ્રોતાઓએ જુના કરારમાં દેવે જે કાંઇ કહ્યું છે તે બરાબર જાણ્યું હોત તો તેઓ ઇસુને ખ્રીસ્ત તરીકે તુરત ઓળખી શકત અને તેના પર વિશ્વાસ કરત. ૩૭મા પદમાં "વાણી" શબ્દ વાપરવામાં આવેલ છે અને અહીં "વાત" શબ્દ વાપરવામાં આવેલ છે એ પણ આવો અર્થ કરવામાં સહાયભૂત થાય છે. આ પદના સંબંધમાં બીજી એક વાત ધ્યાનમાં રાખવા જેવી છે તે એ છે કે અહીં ઇસુ તેમના ઉપર શાસ્ત્રથી અજ્ઞાત હોવાનો દોષ મૂકે છે.

[39] તમે શાસ્ત્ર તપાસી જુઓ છો, કેમકે તેઓથી તમને અનંતજીવન છે, એમ તમે ધારો છો; અને મારે વિષે શાહેદી આપનાર તે એજ છે.

**તપાસી જુઓ છો.** મૂળમાં આ શબ્દો આજ્ઞાર્થ તેમ નિશ્ચયાર્થમાં લઇ શકાય છે. પણ આખું પદ જોતાં તેને નિશ્ચયાર્થમાંજ લેવા એ યોગ્ય છે અને ગુજરાતીમાં ભાષાંતર પણ તેજ પ્રમાણે કરવામાં આવ્યું છે. જેમ બીજા લોકોમાં ઘણી વખત જોવામાં આવે છે તેમ યહુદી લોકોમાં પણ પંડિતો અને શાસ્ત્રીઓ શાસ્ત્રના અભ્યાસમાં ઘણો કાળ ગાળતા હતા તેમ એ અધ્યયનમાં તેમને ઘણું પુણ્ય મળે છે એમ સમજતા હતા. આવા લોકો ઘણી વખત શાસ્ત્રનો માત્ર શબ્દાર્થજ કરે છે અને તેથી તેઓ તેમાં રહેલું રહસ્ય ચુકે છે. પાઉલ બરાબર કહે છે કે અક્ષરાર્થ મારી નાખે છે અને આત્મા જીવન આપે છે. આ લોકોનું પણ તેમજ હતું.

**તેઓથી તમને......તમે ધારો છો.** યહુદીઓની આ માન્યતાના સંબંધમાં ઇસુ તેમનો દોષ કાઢતો નથી. એક રીતે એ માન્યતા ખરી હતી, કારણ કે એ શાસ્ત્રજ ઇસુ વિષે સાક્ષ્ય આપતું હતું, પણ એ માન્યતાને ફળીભૂત કરવા માટે જે વસ્તુની જરૂર હતી તેની યહુદીઓમાં ખામી હતી, અને તેથીજ તેઓ ઇસુને ઓળખી શક્યા નહિ.

[40] જીવન પામવા સારૂ તમે મારી પાસે આવવા ચાહતા નથી.

ઇસુ તેમને એમ કહે છે કે તેઓ અનંતજીવન પામવા સારૂ શાસ્ત્ર પાસે જાય છે અને એ શાસ્ત્ર તેમને ઇસુ પ્રત્યે દોરે છે, છતાં તેઓ તેની પાસે આવતા નથી.

**ચાહતા નથી.** આ શબ્દો માણસનું સ્વાતંત્ર્ય સૂચવે છે. અનંતજીવનનું દાન પામવું એ માણસની ઇચ્છા પર રહેલું છે. આ કારણથીજ તે જવાબદાર છે. આ સુવાર્તામાં માણસનું આ સ્વાતંત્ર્ય વારંવાર જણાવવામાં આવ્યું છે ( જુઓ ૭; ૧૭ : ૮; ૪૪ : ૬; ૬૭ ).

પદ ૪૧–૪૭. આ વિભાગમાં માણસો શા કારણથી ઇસુ પાસે આવવા ચાહતા નથી તેનું કારણ આપવામાં આવ્યું છે (૪૧–૪૪), તેમ તેની પાસે નહિ આવવાનું શું પરિણામ આવવાનું છે તે જણાવેલ છે (૪૫-૪૭).

[૪૧] હું માણસો તરફથી મહિમા લેતો નથી.

ઇસુના છેલ્લા શબ્દોથી માણસોના મનમાં કદાચિત એમ થયું હોય કે એ પોતે માનને ઇચ્છે અથવા તેને તેમાંના કોઇએ તેમ કહ્યું પણ હોય, અને તેનો આ પદમાં જવાબ આપવામાં આવ્યો છે, એમ અનુમાન કરવામાં આવે છે. ઇસુના આ વચનનો ભાવાર્થ એ છે કે તેને પોતાને માણસ પાસેથી માન કે મહિમા પામવાની પરવા નથી (જુઓ પદ ૩૪). તેનો પોતાનો ખરો મહિમા તો બાપની સાથેના સમાગમમાં છે (જુઓ ૧ ; ૧૪ : ૨ ; ૧૧ : ૧૨ ; ૪૧).

[૪૨] પણ હું જાણું છું કે દેવ પરની પ્રીતિ તમારામાં નથી.

આ પદમાં માણસો તેની પાસે નથી આવતાં તેનું બીજું કારણ આપવામાં આવ્યું છે. તેઓ દેવને ચાહતા નથી અને પોતાને ચાહે છે. દેવને મહિમાવાન કરવા પ્રત્યે તેમની નજર નહિ પણ પોતાને મહિમાવાન કરવા પ્રત્યે તેમની નજર છે.

**દેવ પરની પ્રીતિ.** સુવાર્તાઓમાં આ શબ્દસમૂહ માત્ર અહીં અને લુક ૧૧ ; ૪૨માં જોવામાં આવે છે (સરખાવો ૧ યોહાન ૨ ; ૫ : ૩ ; ૧૭ : ૪ ; ૭, ૯ : ૫ ; ૩. રૂમી. ૫ ; ૫, ઇત્યાદિ).

**હું તમને જાણું છું** એટલે મારા જાત્યાનુભવથી હું તમને ઓળખું છું ( જુઓ ૧ ; ૪૭, ૫૦ : ૨ ; ૨૪, ૨૫ : ૪ ; ૧૭, ૧૮, ૪૮ : ૫ ; ૧૪).

[૪૩] હું મારા બાપને નામે આવ્યો છું, પણ તમે મારો અંગીકાર કરતા નથી ; જો બીજો કોઈ પોતાને નામે આવશે, તો તેનો તમે અંગીકાર કરશો.

તેઓ દેવ પ્રત્યે ભક્તિશીળ નહોતા, તેમજ તેઓ ઇસુ, જે ભક્તિના અવતારરૂપ હતો તેને તેઓ ઓળખી શક્યા નહિ. બાપ અને દીકરા વચ્ચેનો આદર્શ સંબંધ

એટલે પરમભક્તિ તેણે પોતાના જીવનમાં તેમ વચનમાં બતાવી હતી, પણ માણસોમાં તેનું બીજ પણ નહિ હોવાથી તેમણે તેનો અંગીકાર કર્યો નહિ.

**મારા બાપના નામે** (જુઓ ૧૦; ૨૫). આ શબ્દોનો અર્થ "મારા બાપને પૂર્ણ રીતે આધીન થઇને" એવો કંઇક થાય છે. એમાં માત્ર "પ્રતિનિધિ તરીકે" અથવા "બાપની સત્તા લઇને" એ અર્થ નથી, જો કે ઉપલા અર્થમાં આ બન્ને વાતનો સમાવેશ થાય છે.

**પોતાને નામે** એટલે પોતાનો મહિમા વધારતો. આવો માણસ પોતાનો મહિમા શોધે છે એટલે તે બીજા માણસોને પસંદ પડે તેવું બોલે અને એ કારણથી લોકો પણ તેને ચાહે છે (જુઓ માત્થી ૨૪; ૨૪).

[૪૪] તમે એક બીજાથી માન પામો છો, પણ જે માન એકલા દેવથી છે તે તમે શોધતા નથી, તો તમે વિશ્વાસ શી રીતે કરી શકો?

માણસો ઇસુ પર વિશ્વાસ નહોતા કરતા અને આજે પણ નથી કરતા એનું કારણ એ છે કે તેઓ એક બીજાની પાસેથી માન શોધે છે અને જ્યાં તે મળે છે ત્યાં જાય છે. ઇસુના સંબંધમાં આથી તદ્દન વિરૂદ્ધજ હતું. તે દેવ પાસેથી માન પામવા ઇચ્છતો હતો અને માણસો આગળ પણ દેવનુંજ માન વધારતો હતો અને તેથી માણસો તેનાથી અળગા રહ્યા અને તેના વિરોધી પણ થયા, જેથી તેમને તેના પર વિશ્વાસ કરવો એ અશક્ય થઇ પડયું હતું.

**એકલા દેવથી,** એટલે જે ખરો એકલો દેવ તેનાથી. ખરા દેવ પાસેથી જે માન આવે છે તેજ ખરૂં માન છે. કદાચિત એટલાજ માટે બીજા "માન" શબ્દ સાથે નિશ્ચયાર્થ શબ્દ મૂકવામાં આવેલ છે, પણ પહેલા સાથે નહિ.

[૪૫] હું બાપની આગળ તમારા પર દોષ મૂકીશ, એમ ન ધારો; મારા ઉપર દોષ મૂકનાર એક, એટલે મુસા છે. તેના પર તમે ભરોસો રાખો છો.

ઇસુ તેના શ્રોતાઓને કહે છે કે હું તમને આ બધું કહું છું તેથી તમે એમ ન ધારતા કે હું બાપની આગળ તમારા ઉપર દોષ મૂકીશ: એ તો મુસા જેના પર તમે આધાર અને આશા રાખી રહ્યા છો તેજ કરે છે. ઇસુના કહેવાનો ભાવાર્થ એ છે કે તેઓ મુસાના વચનનો આશ્રય લઈ તેનો તિરસ્કાર કરે છે, પણ મુસા પોતે તેમને તેમના એ કાર્ય માટે દોષિત ઠરાવે છે. ઇસુ તેમને દોષિત ઠરાવનાર થશે એમ નહિ, કેમકે હાલમાંજ એક જણ તમને દોષિત ઠરાવે છે, એટલે મુસા. આનું વિશેષ સ્પષ્ટીકરણ નીચેના પદમાં કરવામાં આવ્યું છે.

[૪૬] કેમકે જો તમે મુસા પર વિશ્વાસ કર્યો હોત, તો તમે મારા પર પણ વિશ્વાસ કરત: કેમકે તેણે મારે વિષે લખેલું છે.

યહુદીઓ શાસ્ત્રનો અભ્યાસ કરતા હતા, પણ તેજ શાસ્ત્રમાં મુસા જે તેમનો સૌથી મોટો પેગમ્બર હતો તેણે ઇસુ વિષે લખ્યું હતું અને તે વાતો તેઓ તદન વિસરી ગયા હતા.

**તેણે મારે વિષે લખ્યું.** આ શબ્દો કઈ વાતના સંબંધમાં લખાએલા છે એ ચોકસ કહી શકાતું નથી. એક રીતે નિયમશાસ્ત્રમાં જે કાંઈ કાયમનું અને શાશ્વત હતું તે સર્વ ઇસુ ખ્રીસ્તનું પ્રતિરૂપ હતું. આ ઉપરાંત પૂર્વજોને જે દાન તથા વચન આપવામાં આવ્યાં હતાં તે ખ્રીસ્તને ઉદ્દેશીનેજ આપવામાં આવ્યાં હતાં (સરખાવો લુક ૨૪ ; ૨૭, ૪૪).

વળી ખ્રીસ્તના સંબંધમાં સૌથી વિશેષ લખાએલું હતું તે "હું તેમને સારૂ તેમના ભાઇઓમાંથી તારા જેવો એક પ્રબોધક ઉભો કરીશ" ( પુન. ૧૮ ; ૧૮ ) એ વચન હતું. આ ઉપરાંત આખું નિયમશાસ્ત્ર માણસનું પાપ તેની આગળ ખડું કરતું હતું અને તેમ કરી તેની પાસે તે પાપનું નિવારણ શોધાવતું હતું અને એ તેમને ખ્રીસ્ત પાસેથીજ પ્રાપ્ત થઇ શકે તેમ હતું.

[૪૭] પણ જો તમે તેના લેખો પર વિશ્વાસ નથી કરતા તો મારી વાતો પર તમે કેમ વિશ્વાસ કરશો ?

અહીં ઉપલા પદમાં જે કહેવામાં આવ્યું છે તેજ જુદી રીતે કહેવામાં આવ્યું છે, પણ તેમ કરી ઇસુ તેમના ઉપર મુસાને ન માનવાનો દોષ ચોક્ખી રીતે મૂકે છે ( જુઓ લુક ૧૬ ; ૩૧ ), અને સાથે સાથે એમાં એવું કહેલું છે કે તે પોતે નિયમશાસ્ત્રનો નાશ કરવા નહિ, પણ પૂર્ણ કરવા આવેલ છે.

## અધ્યાય ૬ ઠો.

### (આ) ઈસુ ખ્રીસ્ત જીવનનો આધાર છે.

પાંચમા અધ્યાયમાં ખ્રીસ્તે યરૂશાલેમમાં યહુદીઓની સાથે કરેલી વાતચીત જણાવવામાં આવી છે: તેમાં તેણે પોતે અનંતજીવનનું મૂળ છે એમ જણાવેલું છે. આના પરિણામે તેની સામે ત્યાં સખત વિરોધ ઉભો થયો એ પણ આપણને કહેવામાં આવ્યું છે. આ અધ્યાયમાં આ સુવાર્તિક આપણને ઇસુના ગાલીલમાં કરવામાં આવેલા કાર્ય વિષે કહે છે. ત્યાં પાંચ હજાર માણસોને ખવડાવવાનો જે ચમત્કાર તે કરે છે તે ચારે સુવાર્તાઓમાં જોવામાં આવે છે અને એ એકજ ચમત્કાર એવો છે (માત્થી ૧૪; ૧૩–૨૧. માર્ક ૬: ૪૦-૪૪. લુક ૯; ૧૦-૧૭). તેના સંબંધમાં ઇસુ વાત કહે છે અને તેમાં તે પોતે જીવનનો આધાર છે એવું જણાવે છે. આ અધ્યાયના ત્રણ વિભાગ આવી રીતે કરવામાં આવે છે: (૧) જમીન અને સરોવર ઉપરના ચમત્કાર અને તેનું પરિણામ (૧–૨૫): (૨) પુત્ર એ જીવનનો આધાર છે તેના સંબંધમાં વાત (૨૬–૫૯): (૩) તેનાં જુદાં જુદાં પરિણામ (૬૦–૭૧).

**૫૬ ૧–૧૫. પાંચ હજાર માણસોને ખવડાવવાનો જમીન ઉપર કરવામાં આવેલો ચમત્કાર.**

[૧] એ પછી ગાલીલનો સમુદ્ર જે તીબેરીઅસનો (કહેવાય) છે, તેને પેલે પાર ઈસુ ગયો.

**એ પછી.** આ સુવાર્તિક આપણને ઇસુના કાર્યની હકીકત ક્રમવાર આપતો નથી. તેનો ક્રમ કાળાનુક્રમ નથી પણ જુદોજ છે, અને તેથી તે જુદી જુદી હકીકત કહે છે તે આપણે એક પછી એક તુરતાતુરત બનતી આવે છે એમ સમજવાનું નથી. અત્યાર સુધી જે કંઇ કહેવામાં આવ્યું છે તે એવીજ રીતે કહેવામાં આવ્યું છે અને હવે પછી પણ તે તેમજ કરશે (જુઓ ૨; ૨૩: ૩; ૧: ૩; ૨૨, ૨૫: ૪; ૧: ૫; ૧), તો પણ આ અધ્યાયમાં આપવામાં આવેલી હકીકત યરૂશાલેમમાં કરવામાં આવેલા ચમત્કાર પછી થોડા કાળે બની હશે એવું માનવામાં આવે છે. બીજી સુવાર્તાઓમાં આ અધ્યાયમાંનો ચમત્કાર યોહાનના મૃત્યુ પછી તુરત કરવામાં આવ્યો હતો એમ કહેલું છે, અને અહીં પણ એ વાત એજ કાળે બની હોય એમ માનવાને કારણ છે. ઇસુનું આ સ્થાને જવાનું કારણ કંઇક અંશે બધી સુવાર્તાઓમાં જુદું જુદું આપવામાં આવ્યું છે, પણ તે બધામાં કંઇક સરખાપણું પણ છે. એટલી વાત તો બધી સુવાર્તાઓમાં છે કે ઇસુ આ

સ્થાને ગયો એ બહારથી કાંઇ ખબર આવી તે કારણથી ગયો હતો. માત્થી આ ખબર યોહાનના મૃત્યુની ખબર હતી એમ કહે છે ( ૧૪ ; ૧૩ ). લુક બાર શિષ્યોના પોતાના કામ ઉપરથી પાછા આવ્યા પછી આ વાત બની હતી એમ કહે છે ( ૯ ; ૧૦ ). માર્ક ઘણા સખત કાર્ય પછી આરામને માટે જવાનું કારણ આપે છે ( ૬ ; ૩૦, ૩૧ ). પણ તે બધાને જોડતી હોય એવી એક વાત લુક આપણને જણાવે છે અને તે આ છે. તે કહે છે કે હેરોદ ઇસુને જોવા ઈચ્છતો હતો ( ૯ ; ૯ ). યોહાનનું મૃત્યુ હેરોદના દરબારમાં થયું હતું અને તેથી હેરોદની આ ઇચ્છા અને શિષ્યોનું પોતાના કામ ઉપરથી પાછા ફરવું એ બન્ને ઇસુને આ સ્થાન જે હેરોદના અધિકાર તળે નહોતું ત્યાં જવા માટે યોગ્ય કારણ લાગ્યાં હશે.

**ગાલીલનો સમુદ્ર જે તીબેરીઅસનો (કહેવાય) છે.** આ એક સરોવર છે, પણ તેને સમુદ્રનું નામ આપવામાં આવ્યું હતું. આ નામ નવા કરારમાં માત્ર અહીં તેમ ૨૧ ; ૧ માં જોવામાં આવે છે. અહીં તીબેરીઅસ નામે ગામ હતું અને તે હેરોદે બંધાવેલ હતું. આ સરોવર આ ગામના નામ ઉપરથી ઓળખાવવામાં આવતું હતું એનું કારણ એ હતું કે તીબેરીઅસ રૂમી બાદશાહનું નામ હોવાથી અને આ ગામનું નામ તેના ઉપરથી પડેલું હોવાથી યહુદી સિવાયના બીજા લોકો તેને વધારે સારી રીતે જાણી શકે.

[૨] લોકોનો મોટો સમુદાય તેની પાછળ ગયો; કેમકે તેણે માંદાઓ પર જે ચમત્કાર કીધા હતા તે તેઓએ દીઠા હતા.

ઇસુએ ગાલીલમાં જે બીજા ચમત્કારો કર્યા હતા તે વિષે આપણને અહીં કંઇ કહેવામાં આવ્યું નથી. પણ આ પદ ઉપરથી આપણને માલુમ પડે છે કે ગાલીલમાં લોકો તેને મોટો પ્રબોધક અથવા મસીહ ગણવા લાગ્યા હતા અને તેની પાછળ પાછળ મોટી સંખ્યામાં જતા હતા. આ પદમાંનાં ક્રિયાપદો ચાલુ ભૂતકાળમાં છે અને તેથી તે લોકો નિરંતર એવું કરતા એમ જણાવવામાં આવ્યું છે. આ લોકો ઇસુની પાછળ જમીનને રસ્તે ગયા હતા, અને ઇસુ અને તેના શિષ્યો હોડીમાં બેસી ગયા હતા ( જુઓ માત્થી ૧૪ ; ૧૩ ).

[૩] ઇસુ પહાડ પર ગયો, અને ત્યાં તે પોતાના શિષ્યો સાથે બેઠો.

**પહાડ પર.** પહાડની સાથે મૂળમાં નિશ્ચયાર્થ શબ્દ મૂકવામાં આવ્યો છે અને તેથી આ સુવાર્તિકને એ સ્થાન સારી રીતે પરિચિત હોય એમ આપણને ચોક્કસ લાગે છે. ૧૫ મા પદમાં પણ એ પ્રમાણેજ છે.

[૪] હવે યહુદીઓનું પાસ્ખાપર્વ પાસે આવ્યું હતું.

આ પર્વ વિષે અહીં જે કહેવામાં આવ્યું છે તેને માટે જુદાં જુદાં કારણ ટીકાકારોએ આપ્યાં છે. કોઇ કહે છે કે એ માત્ર આ ચમત્કાર કયે વખતે

કરવામાં આવ્યો હતો તે બતાવે છે. બીજા એમ કહે છે કે એ પર્વ ઉપર ઘણા લોકો યરૂશાલેમ આ રસ્તા ઉપર થઇને જતા હતા અને તેથી તેઓ આ સમુદાયમાં મોટે ભાગે હોય એ સંભવિત છે. વળી બીજા એમ કહે છે કે પાસ્ખા પર્વમાં રોટલી ખાવાની વાત હતી અને તેથી આ ચમત્કારમાં તેનો આત્મિક અર્થ આપવામાં આવ્યો છે. કદાચિત સૌથી વધારે સંભવિત અર્થ એ છે કે ઇસુ આ પાસ્ખા પર્વ યરૂશાલેમમાં ઉજવી શક્યો નહોતો, અને એ અરસામાં આટલા બધા લોકો તેની પાસે આવેલા હોવાથી તેણે તે અહીંજ યોગ્ય રીતે ઉજવવા ધાર્યું હતું.

[૫] માટે ઈસુ નજર ઉંચી કરીને પોતાની પાસે મોટો સમુદાય આવતો જોઇને ફીલીપને પૂછે છે કે, તેમને ખાવાને માટે આપણે રોટલી ક્યાંથી વેચાતી લઈએ?

ઇસુને પોતાના શિષ્યો સહિત હોડીમાં જતો જોઇ આ સમુદાય તેની પાછળ પગે ચાલીને ગયો હતો (માર્ક ૬ ; ૩૩. માત્થી ૧૪ ; ૧૩). તેમને પહોંચતાં વાર લાગી હતી અને તે દરમિયાન ઇસુ પહાડ પર હતો. તેઓ જ્યારે પાસે આવ્યા ત્યારે ઇસુએ આ પ્રશ્ન ફીલીપને કર્યો હતો. બીજી સુવાર્તાઓમાં શિષ્યો ઇસુને આ સમુદાયને તેમને ઘેર મોકલી આપવાનું કહે છે, ત્યારે અહીં ઇસુ પોતે આ પ્રશ્ન કરે છે. આ ભેદનું કારણ એ પણ હોય કે આ સુવાર્તિક જેમ ઘણે સ્થળે બીજા સુવાર્તિકો કરતાં કેટલીક વિશેષ હકીકત જણાવે છે તેમ અહીં પણ કરે છે. ફીલીપને આ પ્રશ્ન કરવાનું કારણ એ આપવામાં આવે છે કે તે બેથસાઇદાનો હતો અને આ સ્થાન તેની નજદીક હતું.

[૬] પણ તેણે તેને પારખવા સારૂ એ પૂછ્યું; કેમકે તે શું કરવાનો હતો તે તે પોતે જાણતો હતો.

શા હેતુથી ઇસુએ ફીલીપને પ્રશ્ન કર્યો હતો? જે અડચણ આવી પડી હતી તેમાંથી છુટવા માટે ફીલીપ કાંઈ સૂચના કરી શકે તે જાણવા સારૂ ; નહિ તો ફીલીપનો વિશ્વાસ કેવો તથા કેટલો છે તે પારખવા સારૂ. ઇસુએ પોતે આગળથી નિશ્ચય કરી રાખ્યો હતો એવું કહેવામાં આવ્યું છે તે બતાવે છે કે આ સુવાર્તિક ઇસુના મનની વાત જાણતો હતો. આ સુવાર્તિક આવું ઘણે સ્થળે કહે છે (પદ ૬૧, ૬૪. અધ્યાય ૧૩ ; ૩ : ૧૮ ; ૪ : ૧૯ ; ૨૮).

[૭] ફીલીપે તેને ઉત્તર આપ્યો કે, બસેં દીનારની રોટલી એઓને સારૂ બસ નથી કે તેઓમાંના દરેકને થોડું થોડું મળે.

**બસેં દીનાર,** એટલે લગભગ સોએક રૂપીઆ. ફીલીપના જવાબનો ભાવાર્થ એવો છે કે આટલા સમુદાયને માટે જોઇતી રોટલી વેચાતી મળવી શક્ય નથી, તેમ તેમની પાસે તેટલા પૈસા પણ નથી. તે આ વાતને બધી રીતે અશક્ય ગણે છે.

[૮]તેના શિષ્યોમાંનો એક, એટલે સીમોન પીતરનો ભાઇ આંદ્રિયા, તેને કહે છે કે, [૯]એક જુવાન અહીં છે, તેની પાસે જવની પાંચ રોટલી, અને બે માછલી છે, પણ તે આટલા બધાને કેમ પહોંચે?

આ સુવાર્તામાં આંદ્રિયા ફીલીપની સાથે સાથેજ જોવામાં આવે છે (જુઓ ૧ ; ૪૪ : ૧૨ ; ૨૨). તે પણ ફીલીપની સાથે તપાસ કરતો હતો. જવની રોટલી યહુદીઓમાં ગરીબ લોકોજ ખાતા હતા (ન્યાયાધીશ ૭ ; ૧૩. ૨ રાજા. ૪ ; ૪૨). આ ચમત્કારના સંબંધમાં કેવળ આ સુવાર્તામાંજ નીચેની વાતો નોંધેલી છે ; એટલે ફીલીપ, આંદ્રિયા, રોટલી જવની, અને તે એક છોકરા પાસે હતી.

[૧૦]ઇસુએ કહ્યું કે, લોકોને બેસાડો. હવે તે ઠેકાણે ઘણું ઘાસ હતું. તેઓ બેસી ગયા, અને પુરૂષોની સંખ્યા આસરે પાંચેક હજારની હતી.

આ સમય પાસ્ખાપર્વનો હતો અને તે વસંતઋતુ હોવાથી ત્યાં ઘાસ હતું. માર્ક (૬ ; ૩૯, ૪૦) પણ ઘાસ વિષે કહે છે. આ માણસો પચાસ પચાસની ટુકડીઓમાં વહેંચાઇ ગયાં હતાં એ વાત પણ માર્કમાં છે. પાંચ હજાર પુરૂષો સિવાય સ્ત્રીઓ અને બાળકો પણ હતાં એ માત્થી કહે છે (૧૪ ; ૨૧).

[૧૧]ત્યારે ઇસુએ તે રોટલીઓ લીધી, અને સ્તુતિ કરીને બેઠેલાઓને પિરસી : માછલીઓમાંથી પણ જેટલું જોઇતું હતું તેટલું એજ રીતે આપ્યું.

બીજા યહુદી ઘરધણી કે યજમાનની માફક ઇસુએ ઇશ્વરપિતાની ઉપકારસ્તુતિ કીધી કેવળ એમ નહિ, પણ આ વિશાળ સમુહને અન્ન પૂરૂં પાડવાની શક્તિ પિતા પાસેથી માગી એવું જણાય છે.

[૧૨]તેઓ ધરાયા પછી તે પોતાના શિષ્યોને કહે છે, કંઈ નકામું ન જાય માટે છાંડેલા કકડા એકઠા કરો.

બીજી સુવાર્તાઓમાં આ કકડાઓ એકઠા કીધા એવું કહેવામાં આવ્યું છે, પણ આ સુવાર્તામાંજ ઇસુએ તેમ કરવાની આજ્ઞા આપી હતી એમ જણાવવામાં આવ્યું છે. આ બધું દેવનું દાન હતું અને તેમાંનું કંઇ નકામું ન જાય તે માટેજ આવી આજ્ઞા કરવામાં આવી હતી.

[૧૩]તે માટે તેઓએ તે એકઠા કર્યા અને તે જવની પાંચ રોટલીમાંના જે છાંડેલા કકડા જમનારાઓએ રહેવા દીધા હતા, તેઓની બાર ટોપલી ભરી.

આ પદમાં જે કહેવામાં આવ્યું છે તેથી આ ચમત્કાર કેટલો મોટો હતો તે આપણને બરાબર માલુમ પડે છે. માત્ર છાંડેલા કકડાઓજ બાર ટોપલીમાં સમાઇ શક્યા હતા અને પાંચ હજારથી વધારે માણસો ધરાયા હતા.

[14] માટે તે લોકોએ ઇસુએ કરેલો એ ચમત્કાર જોઇને કહ્યું કે, જે પ્રબોધક જગતમાં આવનાર છે, તે નિશ્ચે આજ છે.

ભવિષ્યમાં આવનાર પેગમ્બર વિષે પુનર્નિયમ ૧૮; ૧૫ માં કહેવામાં આવ્યું છે અને તેનીજ અહીં વાત કરવામાં આવી છે.

[15] લોક આવીને મને રાજા કરવા સારૂ જબરદસ્તીથી પકડવાના છે, એ જાણીને ઇસુ બીજી વાર પહાડ પર એકલો ચાલ્યો ગયો.

૧૪ અને ૧૫ મા પદમાં જે વાત જણાવવામાં આવી છે તે માત્ર યોહાનનીજ સુવાર્તામાં જોવામાં આવે છે. પણ લુકમાં જણાવવામાં આવ્યું છે કે ઇસુએ આ વખતે લોકોને દેવના રાજ્ય વિષે ઉપદેશ કર્યો હતો (લુક ૯; ૧૧); અને તેથી અહીં જે કહેવામાં આવ્યું છે તેને ટેકો મળે છે. બાપ્તિસ્મા દેનાર યોહાનનું મૃત્યુ થોડાજ વખત પહેલાં થયું હતું અને તેથી લોકોનાં મન ઉશ્કેરાયાં હોય એ સ્વાભાવિક છે. ઉપરાંત ઇસુએ કેટલાક ચમત્કારો કર્યા હતા અને આ ચમત્કારથી તો હદ વળી હતી. આ બધાં કારણથી લોકોના મનમાં સહજ રીતે એમ થયું કે ઇસુ એજ ખરો મસીહ છે અને તેને ગમે તે રીતે પ્રકટ કરવો જોઇએ. આ કરવા માટે તેઓ તેના ઉપર જબરદસ્તી વાપરવા પણ તૈયાર હતા. આ બતાવે છે કે તેઓ ઇસુના જીવનનું કે ઉપદેશનું રહસ્ય બિલકુલ સમજી શક્યા નહોતા અને મસીહના સંબંધમાં તેમના વિચાર છેક સ્થળ અને દુન્યવી હતા. આ કારણથી ઇસુએ તેમનાથી બચવાનું અને વેગળા થવાનું યોગ્ય ધાર્યું અને તે પહાડની એકાંતમાં ચાલ્યો ગયો.

**બીજી વાર પહાડ પર.** તેણે પોતાના શિષ્યોને સરોવરને સામે કાંઠે જવાની આજ્ઞા આપી હતી, અને તે પોતે એકલો પાછળ રહીને પ્રાર્થના કરવા સારૂ પહાડ પર જાય છે (માત્થી ૧૪; ૨૩. માર્ક ૬; ૪૬).

૧૬-૨૧ સરોવર ઉપરનો ચમત્કાર.

[16] સાંજ પડી ત્યારે તેના શિષ્યો સમુદ્રકાંઠે ગયા. [17] હોડીમાં બેસીને તેઓ કાપરનાહુમ જવાને સમુદ્રને પેલે પાર જતા હતા તે વખતે અંધારૂં થયું હતું; અને ઇસુ હજી તેઓની પાસે આવ્યો ન હતો. [18] ભારે વા વાયાથી સમુદ્ર ઉછળતો હતો.

**શિષ્યો સમુદ્રકાંઠે ગયા** (જુઓ માત્થી ૧૪; ૨૨. માર્ક ૬; ૪૫) આ સુવાર્તાઓમાં ઇસુએ તેમને જવાની ફરજ પાડી હતી એમ જણાવ્યું છે.

ઇસુને મૂકીને જવાની તેઓની મરજી નહિ હોય, અથવા બીજા લોકોની મા
તેઓ પણ તેને રાજા બનાવવાનું ઇચ્છતા હોય, તેથી ઇસુએ તેમને જવા
ફરજ પાડી.

**ભારે વા...ઉછળતો હતો.** ગાલીલ સરોવરમાં અચાનક આવાં તોફ
આવ્યા કરતાં, તેમજ આ પ્રસંગે પણ થયું. તેથી શિષ્યોએ ધાર્યું કે અમા
સ્વામી બીજી હોડીમાં બેસીને અમારી પાછળ આવે એ અસંભવિત છે.

[૧૯] જ્યારે તેઓ હલ્લેસાં મારીને આસરે બેએક ગાઉ ગયા, ત્ય
ઇસુને સમુદ્ર પર ચાલતો અને હોડીની પાસે આવતો દેખીને તે
બીધા.

આ સરોવર છએક માઇલ પહોળું છે અને તેથી તેઓ તેમાં લગભગ વ
આવ્યા હતા ત્યારે તેમણે ઇસુને આવતો જોયો હતો (જુઓ માર્ક ૬; ૪
માર્ક એકલોજ કહે છે કે જ્યારે આ વાત બની ત્યારે વખત સવારના ત્રણ
છની અંદરનો હશે. આ વખતે અંધારું હોવાથી અને દરિયો ઉછળતો હોવા
તેમનું મન અશાંત હતું અને વળી આગલે દિવસે એક મોટો ચમત્કાર તેમણે જે
હતો, તેથી પણ તેમના મનમાં અનેક જાતના તર્કવિતર્ક થતા હોવા જોઇએ.
બધાં કારણથી પાણી ઉપર કોઇ આવે છે એ જોઇને તેમને પહેલાં તે ઇસુ છે એ
ખ્યાલ પણ ન આવ્યો હોય અને તેમણે તે માત્ર કોઇ ભૂત કે પ્રેત છે એમ
હોય અને તેથી તેમને બીક લાગી હોય એ સંભવિત છે (માત્થી ૧૪; ૨
માર્ક ૬; ૪૯).

[૨૦] પણ તે તેઓને કહે છે કે, એ તો હું છું, બીહો મા. [૨૧] ત
ખુશીથી તેઓએ તેને હોડીમાં લીધો, અને તેઓ જ્યાં જતા હતા
જગ્યાએ હોડી તરત આવી પહોંચી.

સમુદ્ર પર ચાલનાર આકૃતિ પ્રેત નથી પણ ઇસુ પોતે છે, એવી જ
શિષ્યોને ખબર પડી ત્યારે તેમણે પોતાની હોડી તુરત ઉભી રાખી અને ઇ
સ્વાભાવિક રીતે ખુશીથી તેમાં લીધો. હવે ઇસુ આ હોડીમાં બેઠો કે તરતજ હે
જ્યાં જવાની હતી ત્યાં આવી પહોંચી. કેટલાક ટીકાકાર કહે છે કે આ
ચમત્કારિક રીતે થયું હતું, અને એ અનુમાન યોગ્ય લાગે છે.

૫૬ ૨૨-૨૫. આ બે ચિહ્નો પછીનો બનાવ.

[૨૨] બીજે દહાડે, જે લોક સમુદ્રને પેલે પાર ઉભા રહ્યા હ
તેઓએ જોયું કે, એક હોડી વિના બીજી તે ઠેકાણે ન હતી, તે હોડી
ઇસુ પોતાના શિષ્યો સાથે ચઢયો ન હતો, પણ એકલા તેના શિ
ગયા હતા: [૨૩] (તોપણ જ્યાં પ્રભુએ સ્તુતિ કીધા પછી તેઓએ રો

બાધી હતી, તે ઠેકાણા પાસે તીબેરીઅસથી [ બીજી ] હોડીઓ આવી ), [24] માટે જ્યારે તે લોકોએ જોયું કે ઇસુ તેમજ તેના શિષ્યો તે ઠેકાણે નથી, ત્યારે તેઓ પોતે હોડીઓમાં બેસીને ઇસુની શોધ કરતા કરતા કાપરનાહુમમાં આવ્યા.

આ વાક્ય બહુ લાંબું તેમજ અટપટું છે. આ જગાએ કેટલાક લોકો બાકી રહ્યા હતા અને એ લોકો ઇસુને રાજા કરવા માટે વિશેષ ઉત્સુક હતા એમ કેટલાક ટીકાકારોનું માનવું છે અને એ બરાબર લાગે છે. આ લોકોએ જોયું હતું કે ત્યાં આગલે દિવસે એકજ હોડી હતી અને તેમાં ઇસુ પોતાના શિષ્યો સાથે ગયો નહોતો. આથી બીજે દિવસે તેમણે ઇસુના પહાડ પરથી ઉતરવાની વાટ જોઇ હતી, પણ ઇસુ દેખાયો નહિ અને તેના શિષ્યો પણ તેને લેવા આવ્યા નહિ. આ કારણથી તેમણે એકદમ પેલે પાર જવાનો નિશ્ચય કર્યો અને તે નિશ્ચય પ્રમાણે કાર્ય કરવામાં ત્યાં પાછળથી આવેલી કેટલીક હોડીઓ તેમને સહાયભૂત થઇ.

[25] પછી સમુદ્રને પેલે પાર તેઓએ તેને મળીને પૂછ્યું કે, રાબી, તું ક્યારે અહીં આવ્યો ?

ઇસુ આ લોકોથી છેક દૂર થવા ઇચ્છતો નહોતો અને તેથી તે કાપરનાહુમમાંજ રહ્યો હતો. તેની ઇચ્છા એવી હશે કે જે ચમત્કાર તેણે કર્યો હતો તેનું રહસ્ય લોકોને સમજાવવું, પણ તે યોગ્ય વખતેજ કરવું અને તેથી તે જે વેળાએ લોકોએ તેને બળાત્કારથી રાજા કરવાનો નિશ્ચય કર્યો ત્યારે ત્યાંથી પહાડ પર ચાલ્યો ગયો અને પોતાના શિષ્યોને તેણે સામે પાર મોકલી દીધા. આ લોકોની એ તક ગઇ હતી અને તેમનાં મન પણ કાંઇક શાંત પડયાં હતાં અને તેથી તેઓ હવે ઇસુનું સાંભળવા આગલે દિવસે હતા તે કરતાં કંઇક અંશે વધારે તૈયાર હતા. ઇસુને સામે પાર જોઇને તેમને સ્વાભાવિક રીતે આશ્ચર્ય ઉત્પન્ન થાય છે અને તેઓ તે ક્યારે ત્યાં આવ્યો એ પ્રશ્ન તેને પૂછે છે. તેમના પ્રશ્ન પરથી એવું જણાય છે કે તેમના મનમાં એવું કંઇક હશે કે સરોવરને પેલે પાર અમે ઘણી ખંતથી તારી શોધ કીધી, પણ તું મળ્યો નહિ, તારા શિષ્યો અમને પાછળ પડતા મૂકીને જતા રહે તો ભલે, પણ શું તું પણ એમના જેવું કરે ?

પદ ૨૬-૫૯. ઇસુ જીવનનો આધાર છે એના સંબંધમાં સંભાષણ.

આ સંભાષણના ત્રણ ભાગ કરવામાં આવે છે. ૨૬-૪૦ પદમાં જે કહેવામાં આવે છે તે આ લોકોના ૨૫મા પદમાંના સાદા પ્રશ્નના જવાબરૂપે છે, અને તેમાં જીવનની શોધ વિષે કહેવામાં આવ્યું છે. ૪૧-૫૧ પદમાં જે કહેવામાં આવે છે તે ઇસુના આગલા વચનથી તેના શ્રોતાઓના મનમાં અસંતોષ ઉત્પન્ન થયો હતો તેને ઉદ્દેશીને કહેવામાં આવે છે અને તેમાં દેવના દીકરાનો માણસ સાથે શો સંબંધ છે તે જણાવવામાં આવ્યું છે. ૫૨-૫૮ પદમાં શ્રોતાઓમાંજ

બે મત થવાને લીધે તેમને કંઇ કહેવામાં આવે છે અને તે અવતાર ધરેલા દીકરાને મનુષ્યો કેવી રીતે ગ્રહણ કરી શકે છે તેના સંબંધમાં છે.

[૨૬] ઇસુએ તેઓને ઉત્તર આપ્યો કે, હું તમને ખચીત ખચીત કહું છું કે, તમે ચમત્કાર જોયા તે માટે તમે મને શોધતા નથી, પણ તમે રોટલી ખાઈને ધરાયા તે માટે [ શોધો છો ].

ઇસુ પોતે ઘણી વખત કરે છે તેમ અહીં આ લોકોના પ્રશ્નનો ઉત્તર સીધી રીતે આપતો નથી, પણ પ્રશ્નની પાછળ જઇ તેમના મનની સ્થિતિ જોઇ તેમને જે કહેવાનું હોય તે કહે છે. આ લોકો તેની પાછળ લાગ્યા હતા તે એટલા માટે હતું કે તેમને દૈહિક તૃપ્તિ અને સુખ જોઇતાં હતાં. ઇસુને તેઓ રાજા કરવા માગતા હતા તે પણ આટલા માટેજ હતું. ઇસુ આ બહુ સારી રીતે જોઇ શક્યો હતો અને તેથી તે તેમને દૈહિક નહિ પણ આત્મિક તૃપ્તિ શોધવાના સંબંધમાં કહે છે. જે ચમત્કાર કરવામાં આવ્યો હતો તે જોઇને તેમનું મન ઇશ્વર પ્રત્યે વિશેષ લાગવું જોઇતું હતું, પણ તેમ નહિ થતાં તેઓ ઇસુ પાસેથી એવી રીતે તેમને રોજ રોજ રોટલી મળ્યા કરે એમ ઇચ્છતા હતા. "ચમત્કાર" બહુવચનમાં છે તેથી એમ સમજવાનું છે કે આ લોકોએ ઇસુના ઘણા ચમત્કારો જોયા અથવા જાણ્યા હતા અને આ છેલ્લો ચમત્કાર તો માત્ર સહુથી વિશેષ હતો.

[૨૭] જે અન્ન નાશવંત છે તેને સારૂ નહિ, પણ જે અન્ન અનંત જીવન સુધી ટકે છે, જે માણસનો દીકરો તમને આપશે, તેને સારૂ મહેનત કરો ; કેમકે દેવબાપે તેના પર મહોર કીધી છે.

આ પદમાં જે કહેવામાં આવ્યું તેજ આ ચમત્કારનું રહસ્ય હતું અને તે ઇસુ પોતાના શ્રોતાઓની આગળ જણાવે છે. તે માણસોને દૈહિક જીવન નહિ પણ આત્મિક જીવન આપવા માટે આવ્યો હતો અને તેની પાસેથી તેજ ઇચ્છવાનું અને પ્રાપ્ત કરવાનું હતું. જે અન્ન ખાધા પછી પાછી ભૂખ લાગે તે નહિ પણ જે ખાધા પછી ભૂખજ ન લાગે તે અન્ન તે આપવાનો હતો ( જુઓ ૪ ; ૧૩ ). સમરૂની સ્ત્રી સાથે જે વાતચીત થઇ હતી તે આ વાત સાથે સરખાવવા જેવી છે અને એ બન્ને વચ્ચે ઘણું સામ્ય છે.

**દેવબાપે તેના પર મહોર કીધી.** શાસ્ત્રની સાક્ષીદ્વારે, બાપ્તિસ્મ વખતે દેવવાણીદ્વારે, અને ઇસુનાં સઘળાં કાર્ય તથા બોધદ્વારે દેવપિતા એ સાબિત કરતો આવ્યો હતો કે ખરો અન્નદાતા તે ઇસુજ છે.

[૨૮] ત્યારે તેઓએ તેને પૂછ્યું કે, અમે દેવનાં કામ કરીએ તે સારૂ અમારે શું કરવું જોઇએ ?

ઉપર આપેલા ઇસુના વચનમાં કાર્ય કરવા ઉપર ભાર મૂકવામાં આવ્યો હતો અને તેથી તેના શ્રોતાઓ તેનો જવાબ વાળે છે. તેઓ તેને કહે છે કે, તું અમને અનંતજીવન પામવા માટે મહેનત અથવા પુરૂષાર્થ કરવાનું કહે છે, તો અમે શું શું કરીએ કે જેથી અમે દેવનાં કામ કર્યાં કહેવાય ?

[૨૯] ઇસુએ તેઓને ઉત્તર આપ્યો કે, જેને તેણે મોકલ્યો છે તેના પર તમે વિશ્વાસ કરો, એજ દેવનું કામ છે.

શ્રોતાજનોએ જ્યારે પ્રશ્ન પૂછ્યો ત્યારે તેમના મનમાં આજ્ઞાપાલન, દાનાર્પણ, યજ્ઞાદિ કાર્ય વિષે વિચાર હશે. તેઓને ઇસુ એકજ કાર્ય કરવાનું કહે છે, કે જેમાં બીજાં બધાં કાર્યોનો સમાવેશ થઇ જાય છે, તે એ કે દેવે મોકલેલા ઇસુ પર વિશ્વાસ કરવો.

[૩૦] માટે તેઓએ તેને કહ્યું કે, તું શું ચિહ્ન દેખાડે છે કે અમે તે જોઇને તારા પર વિશ્વાસ કરીએ ? તું શું કામ કરે છે ?

ઇસુએ તેમને તેના પોતા ઉપર વિશ્વાસ રાખવાનું કહ્યું હતું અને એ એકજ કાર્ય કરતાં માણસ કૃતકૃત્ય થાય છે, એમ પણ કહ્યું હતું. આના જવાબમાં તેના શ્રોતાઓ તેને આ પ્રશ્ન પૂછે છે. તેમણે રોટલી ખાધી હતી એ ખરૂં, પણ ઇસુ તેમની પાસે જે દાવો કરે છે તેને માટે એટલોજ ચમત્કાર તેમની નજરમાં બસ નહોતો. મુસાએ તેમને રાનમાં માન્ના લાંબા વખત સુધી ખવડાવ્યું હતું અને તેમ છતાં તેણે ઇસુના જેવો દાવો કર્યો નહોતો, તેટલા માટે જો તું મસીહ હોવાનો દાવો કરતો હોય, તો કંઇક અસાધારણ કે અલૌકિક કાર્ય તારે કરવું જોઇએ ; એ માટે કે અમે તે કાર્ય જોઇને તારૂં સત્ય માનીએ. ધ્યાનમાં લેવા જેવું છે કે ઇસુ પોતા પરનો વિશ્વાસ માગે છે, ત્યારે તેઓ માત્ર તેના વચનને સત્ય માનવા તૈયાર જણાય છે.

[૩૧] અમારા બાપદાદાઓએ તો રાનમાં માન્ના ખાધું, જેમ લખેલું છે કે, તેણે આકાશમાંથી તેઓને ખાવાને રોટલી આપી.

યહુદી લોકોમાં એવી માન્યતા હતી કે જેમ તેમના પહેલા ઉદ્ધારકે તેમને માટે આકાશમાંથી માન્ના ઉતાર્યું હતું તેમજ બીજા ઉદ્ધારકને પણ કરવાનું હતું. આથી કરીને મસીહ આવું કંઇક કરશે એમ તેઓ આશા રાખતા હતા. આ માન્ના તેમના બાપદાદાઓએ ચાળીસ વર્ષ સુધી ખાધું હતું અને તેથી ઇસુના આ શ્રોતાજનો અને તે વખતના લોકો ઇસુ તેમને હમેશને માટે એવું કંઇક આપે એવી આશા રાખી બેઠા હતા, અથવા તેની પાસે એ પ્રકારની માગણી કરતા હતા.

**તેણે આકાશમાંથી......આપી.** આ વચન ૭૮મા ગીતના ૨૪મા પદમાં છે અને એમાંનું "તેણે" ઇશ્વરને માટે છે, છતાં તે મુસાને માટે હોય એમ આ લોકો ઇસુને જણાવે છે, અને એ ઉપરથીજ ઇસુ તેમને નીચે પ્રમાણે જવાબ આપે છે.

[૩૨] ત્યારે ઈસુએ તેઓને કહ્યું કે, હું તમને ખચીત ખચીત કહું છું કે, તે રોટલી મુસાએ આકાશમાંથી તમને આપી નથી, પણ આકાશમાંથી જે ખરી રોટલી [આવે] છે, તે મારો બાપ તમને આપે છે.

અહીં ઇસુ તેમને કહે છે કે તમે ધારો છો તેમ એ માન્ના આપનાર મુસા નહોતો પણ ઇશ્વરજ હતો, અને એ ઉપરાંત તે જે કંઇ કહેવા માગે છે તે એ કે તે કંઇ ખરી રોટલી નહોતી. એ ખરી રોટલી તો ઇસુ વાત કરતો હતો ત્યારેજ આપવામાં આવતી હતી અને તે તેનો બાપ પોતે આપતો હતો અને આજે પણ આપે છે. આ કારણથી એના સંબંધમાં અહીં વર્તમાનકાળ વાપરવામાં આવેલ છે. આ વર્તમાનકાળનો ઉપયોગ આ સુવાર્તાનું એક ખાસ લક્ષણ છે. "ખરી" શબ્દનો અર્થ આ સુવાર્તામાં જે પ્રમાણે બીજે બધે સ્થળે લેવામાં આવેલો છે તે પ્રમાણેજ અહીં લેવાનો છે. એ શબ્દથી ખરી અને ખોટી વચ્ચેનો ભેદ બતાવવામાં આવતો નથી, પણ પૂર્ણ અને અપૂર્ણ અથવા વસ્તુ અને તેના ચિહ્ન વચ્ચેનો જે ભેદ છે તે જણાવવામાં આવે છે.

[૩૩] કેમકે આકાશમાંથી જે ઉતરીને જગતને જીવન આપે છે, તે દેવની રોટલી છે.

અહીં ૩૨મા પદમાં જે ખરી રોટલીની વાત કરવામાં આવી છે તેની વ્યાખ્યા કરવામાં આવી છે. આ ખરી રોટલી માત્ર આકાશમાંથી ઉતરે છે એટલુંજ નહિ, પણ તે આખા જગતને જીવન પમાડે છે. માન્ના તો માત્ર યહુદીઓને માટેજ હતું, પણ આ રોટલી સૌ કોઇને માટે છે, અને વળી તે તેના ખાનારને જીવન આપે છે. આ રોટલી તે પોતે છે એવું તે હજુ સુધી કહેતો નથી. એ ૪૧મા પદમાં કહેવામાં આવે છે. આથી કરીને તેના શ્રોતાઓ તેના કહેવાનું તાત્પર્ય સમજ્યા નહોતા અને તેથીજ તેઓ તેની પાસે નીચે આપેલી માગણી કરે છે.

[૩૪] ત્યારે તેઓએ તેને કહ્યું કે, પ્રભુ, તે રોટલી સદા અમને આપ.

ઇસુએ આ માણસો આગળ જે ચમત્કાર કર્યો હતો તેની અસર હજુ સુધી તેમના મન ઉપર તાજીજ હતી તેથી, અને ઇસુએ કરેલા આ વર્ણન ઉપરથી તેઓ એમ માની શકતા હતા કે ઇસુ તેમને આ ઉંચા પ્રકારની રોટલી આપી શકે તેમ હતું. આ માટે તેઓએ તેની પાસે આ માગણી કરી. પણ તેમની આ

માગણીમાં દુન્યવી અથવા પાર્થિવ અંશ હતો, અને એ તેમણે વાપરેલા "સદા" શબ્દમાં જોવામાં આવે છે. તેઓ હજુ સુધી આ રોટલી એક ઉંચા પ્રકારનું માન્ના છે એમ ધારતા હતા અને એ તેમને માન્નાની માફક રોજ રોજ, અને તે માત્ર ચાળીસ વર્ષ નહિ પણ સદાકાળને માટે મળતું રહેશે એમ ધારતા હતા.

[૩૫] ઈસુએ તેઓને કહ્યું કે, જીવનની રોટલી હું છું: જે મારી પાસે આવે છે તેને ભૂખ નહિજ લાગશે, અને જે મારા પર વિશ્વાસ કરે છે, તેને કદી તરસ નહિજ લાગશે.

આ ખરી રોટલી, દેવની રોટલી, જીવનની રોટલી તે પોતે છે એવું તે અહીં જાહેર કરે છે. "હું" સર્વનામ ઉપર વિશેષ ભાર મૂકવામાં આવ્યો છે. સરખાવો ૪; ૨૬.

**જીવનની રોટલી** એટલે જે રોટલીથી જીવન મળે છે તે.

**મારી પાસે આવે છે,—અને જે મારા પર વિશ્વાસ કરે છે,** આ બન્નેનો અર્થ એકસરખો છે.

**તેને ભૂખ નહિજ લાગશે—તેને કદી તરસ નહિજ લાગશે.** આ પદમાં તરસની વાત ઉમેરવામાં આવી છે. વળી ખાનપાન એ હમેશાં સાથેજ રહેલાં છે અને તેથી પણ ભૂખની સાથે તરસની વાત કરવામાં આવી છે. પ્રભુ ઇસુ જે જીવનદાયક રોટલીરૂપ છે તેનો અંગીકાર કરવાથી માણસની સઘળી આત્મિક ગરજ પૂરી પાડવામાં આવે છે.

[૩૬] પણ મેં તમને કહ્યું કે, તમે મને જોયો છે, તોપણ વિશ્વાસ નથી કરતા.

ઇસુએ આ શબ્દો તેમને ક્યારે કહ્યા હતા તે આપણે જાણતા નથી. અહીં બધી વાત આપવામાં આવી નથી, અને તેથી આ શબ્દો તેણે આના જેવી વાતચિતના સંબંધમાંજ આગળ કહ્યા હોય એ સંભવિત છે. ઇસુનો કહેવાનો ભાવાર્થ એવો છે કે, હું પોતે પરમ ચમત્કારરૂપ છું અને જો માણસોમાં ખરો વિશ્વાસ હોય તો તેઓ મને જોતાંજ હું દિવ્ય પુરૂષ છું એમ સમજી શકત.

[૩૭] બાપ મને જે આપે છે તે સઘળું મારી પાસે આવશે; અને જે મારી પાસે આવે છે તેને હું કાઢી નહિજ મૂકીશ.

બાપ પોતાના પુત્રને જેટલા આપે છે તે સર્વનો એક સમૂહ ગણીને અહીં "સઘળું" ( નાન્યતર જાતિ ) શબ્દ વાપરેલો છે; અને એ સમૂહમાંથી વ્યક્તિગત્ માણસ સ્વેચ્છાથી ખ્રીસ્ત પાસે આવે છે તે ધ્યાનમાં લઇને "તેને" ( નર જાતિ ) શબ્દ ઉપયોગમાં લીધો છે. સરખાવો પદો ૩૯, ૪૪. અને ૧૭; ૨.

[૩૮] કેમકે હું મારી પોતાની ઇચ્છા નહિ, પણ જેણે મને મોકલ્યો છે તેની ઇચ્છા પૂરી કરવાને આકાશથી ઉતર્યો છું.

આ વચન ઉપલા પદના છેલ્લા ઉપવાક્યમાં જે કહેવામાં આવ્યું છે તે વધારે સ્પષ્ટ કરવા અથવા તેના કારણરૂપે કહેવામાં આવેલ છે. આજ વિચાર ૩૯મા પદમાં વધારે સ્પષ્ટ થાય છે.

[૩૯] જેણે મને મોકલ્યો છે તેની ઇચ્છા એ છે કે, તેણે મને જે આપ્યું છે, તે સર્વમાંથી હું કંઇ ખોઉં નહિ, પણ છેલ્લે દહાડે તેને પાછું ઉઠાડું.

૩૭મા પદમાં કહેવામાં આવ્યું છે કે, "હું કાઢી નહિજ મૂકીશ," એનો અર્થ અહીં વધારે સ્પષ્ટ કરવામાં આવ્યો છે. ઇસુ પોતાના આ વચનથી કહેવા માગે છે કે બાપે તેને જે કંઇ આપ્યું છે તે સર્વકાળ તેની પાસે રહેવાનું છે, અને તેમાંથી કંઈ પણ તે કદી પણ ખોશે નહિ. આ ઉપરાંત અહીં એક વિશેષ વિચાર પ્રગટ કરવામાં આવ્યો છે અને તે આખરના ઉત્થાનનો છે. આવી રીતે ઇસુ પોતાના સંબંધમાં પોતાના વિચાર પગલે પગલે વધારે સ્પષ્ટ કરતો જાય છે. પાંચમા અધ્યાયમાં જે બધું કહેવામાં આવ્યું છે તે તે અહીં ફરીથી ગાલીલના લોકો આગળ જાહેર કરે છે. અહીં "સર્વ" અને "તેને" નાન્યતરજાતિમાં છે એ વાત ધ્યાનમાં લેવી જોઇએ.

**છેલ્લે દહાડે.** આ શબ્દો માત્ર યોહાનનાં લખાણમાંજ જોવામાં આવે છે (જુઓ પદ ૪૦, ૪૪, ૫૪ : ૧૧ ; ૨૪ : ૧૨ ; ૪૮. ૧ યોહા. ૨ ; ૧૮).

[૪૦] કેમકે મારા બાપની ઇચ્છા એ છે કે, જે કોઈ દીકરાને જોઈને તેના પર વિશ્વાસ કરશે તેને અનંતજીવન મળશે અને છેલ્લે દહાડે હું તેને પાછો ઉઠાડીશ.

**જોઇને.** મૂળમાં જે શબ્દ છે તેનો અર્થ "ધ્યાન દઇને જોવું" થાય છે (જુઓ ૧૨ ; ૪૫ : ૧૪ ; ૧૯ : ૧૬ ; ૧૦, ૧૬, ૧૯). ઇસુ એવું કહે છે કે, જે કોઇ તેનું ધ્યાન ધરતો જાય છે અને વિશ્વાસ કરતો જાય છે તેને હાલમાં અનંતજીવન પ્રાપ્ત થાય છે, અને જેને આવી રીતે ખરૂં જીવન મળે છે તેને અવશ્ય તે છેલ્લે દિવસે પાછો ઉઠાડશે.

પદ ૪૧-૫૧.

[૪૧] એ માટે યહુદીઓએ તેને વિષે કચકચ કીધી; કેમકે તેણે કહ્યું હતું કે, આકાશમાંથી ઉતરેલી રોટલી હું છું.

કોઇ કોઇ ટીકાકારને એમ લાગે છે કે આ પદમાંના શ્રોતાજન તે આગળ હતા તેથી જુદાજ હતા અને હવે પછી થતી વાત જુદેજ ઠેકાણે અને જુદા

લોકો આગળ કરવામાં આવે છે. અલબત આનો અર્થ એમ નથી કે આ લોકોમાં આગળના લોકો હતાજ નહિ. વળી એ ટીકાકારોનું કહેવું એવું છે કે ૩૭થી ૪૦ પદ સુધીમાં જે વાત થઇ તે ઇસુએ પોતાના ખાસ શિષ્યમંડળને કહેલી હોવી જોઇએ. આ એક માત્ર અનુમાન છે.

**યહુદીઓ.** આ બીના ગાલીલમાં બની હતી છતાં અહીં આ સુવાર્તિક આ લોકો માટે ઇસુના વિરોધીઓને સૂચવતો આ શબ્દ શા માટે વાપરે છે એ પ્રશ્ન વિચારવા જેવો છે. કોઇ એમ ધારે છે કે આ સમુદાયમાં કેટલાક યહુદીઓની મહાસભામાંથી મોકલેલા માણસો હતા. વળી બીજા એમ ધારે છે કે આખરે આ ગાલીલના લોકો યહુદીઓજ હતા અને તેથી તેઓ જ્યારે ખરો પ્રસંગ આવ્યો ત્યારે પોતાનું પોત પ્રકાશ્યા સિવાય રહ્યા નહિ. ૪૨મા પદમાં એમ કહેવામાં આવ્યું છે કે તેમને ઇસુના કુટુંબની ઓળખાણ છે એ ઉપરથી આ લોકો ગાલીલનાજ હતા એમાં કંઇ સંશય નથી.

**કચકચ કરી.** પહેલાં આ લોકોએ અંદર અંદર ઇસુના વચન ઉપર શંકા ઉઠાડવા માંડી હતી. તેમની શંકાનો વિષય આ પદમાં તેમ નીચેના પદમાં આપવામાં આવ્યો છે.

[૪૨] તેઓએ કહ્યું કે, યુસફનો દીકરો ઈસુ, જેનાં માબાપને અમે ઓળખીએ છીએ, તે શું એજ નથી? ત્યારે એ હમણાં એમ કેમ કહે છે કે, આકાશમાંથી હું ઉતર્યો છું?

આ લોકોએ ઇસુનાં વચનોનો નીકોદેમસની માફક કેવળ શબ્દાર્થ કર્યો હતો અને તેથીજ તેમને આ બધી શંકાઓ ઉત્પન્ન થઇ હતી. તેઓ ગાલીલના હોવાથી ઇસુ કયા કુટુંબનો છે એટલુંજ જાણતા હતા; અને તેથી તેમને ઇસુએ પોતાના આકાશથી ઉતરવાની જે વાત કહી હતી તે અઘટિત લાગી હતી. આ લોકો અહીં તેનાં માબાપને ઓળખવાની વાત કરે છે તે ઉપરથી એમ સમજાતું નથી કે એ વખતે યુસફ જીવતો હતો. આ લોકો ઇસુના જન્મના સંબંધમાં બીજું કંઇ વિશેષ જાણતા નહોતા તેમાં કંઇ નવાઇ પામવા જેવું નથી.

[૪૩] ઈસુએ તેઓને ઉત્તર આપ્યો કે, તમે માહોમાંહે કચકચ ન કરો.

આ લોકો અંદર અંદર જે કાંઇ વાતચીત કરતા હતા તેમાંની કંઇક ઇસુના કાન ઉપર આવી હતી અને તેથી તે તેમને કહે છે કે, તમારા આ વિચારો કે કચકચ કે પ્રશ્નો નકામા છે. એ બધા પ્રશ્નોનો ઉત્તર હું પોતે છું, અને મને જોતાં અને સાંભળતાં તમારી શંકાઓનું નિવારણ થવું જોઇએ. પણ એ નથી થતું તે એ બતાવે છે કે તમારા આત્મામાં જોઇતી તૈયારી હજી થએલી નથી.

[44]જે મારા બાપે મને મોકલ્યો છે, તેના ખેંચ્યા વિના કોઈ માણુસ મારી પાસે આવી નથી શકતો; અને છેલ્લે દહાડે હું તેને પાછો ઉઠાડીશ.

૩૭મા પદમાં જે કહેવામાં આવ્યું છે તે અહીં જુદા રૂપમાં ફરીથી કહેવામાં આવ્યું છે, અને તેની સાથે ૪૦મા પદનો આખરનો ભાગ પણ જોડવામાં આવ્યો છે. અહીં જે ખેંચાણ અથવા આકર્ષણની વાત કરવામાં આવી છે તે ૧૨ ; ૩૨ માં દીકરો જે આકર્ષણ કરતો કહેવામાં આવ્યો છે તેજ જાતનું છે. માણસોને દેવપિતા તેમ દેવપુત્ર જે ખેંચાણ કરે છે તેમાં કંઇ બળાત્કાર કરવામાં આવતો નથી, પરંતુ માણસો દેવની પ્રીતિ જોઇને સ્વેચ્છાથી તેની ગમ ખેંચાઇ આવે છે.

[45]પ્રબોધકો[નાં પુસ્તકો]માં એમ લખેલું છે કે "તેઓ સઘળા દેવથી શીખેલા થશે." જે કોઈ બાપની પાસેથી સાંભળીને શીખ્યો છે તે મારી પાસે આવે છે.

પ્રબોધકનો જે લેખ અહીં મૂકવામાં આવ્યો છે તે યશાયાહ ૫૪ ; ૧૩માં છે. તેમાં રહેલો વિચાર યિર્મેયાહ ૩૧ ; ૩૩, ૩૪માં, તેમ યોએલ ૩ ; ૧૬, ૧૭માં પણ જોવામાં આવે છે. . આ પદમાં "સઘળા" શબ્દ પર નહિ, પણ "શીખેલા" શબ્દ પર ભાર મૂકવો જોઇએ.

**જે કોઇ...આવે છે.** જેઓ દેવપિતાની પાસેથી જ્ઞાનપ્રકાશ પામે છે કેવળ તેઓજ દેવપુત્ર પાસે આવવા શક્તિમાન થાય છે.

[46]કેમકે કોઈ માણુસે બાપને જોયો નથી; દેવની પાસેથી જે આવ્યો છે તેણેજ બાપને જોયો છે.

આ પદમાંના શબ્દોને ૪૫મા પદ સાથે નિકટ સંબંધ છે, અને તરજુમો એવો કરવો જોઇએ કે, "એટલે કોઇ માણસે બાપને જોયો છે એમ નથી." બાપની પાસેથી જ્ઞાનપ્રકાશ તથા શિક્ષણ પામવા સારૂ તેને નજરે જોવાની જરૂર નથી. જેઓ ખ્રીસ્ત પર વિશ્વાસ કરે છે માત્ર તેઓજ બાપને કંઇક અંશે જોવા પામે છે ( ૧૪; ૯), અને પછી "જેવો તે છે તેવો તેને આપણે દેખીશું" ( ૧ યોહાન ૩ ; ૨ ).

[47]હું તમને ખચીત ખચીત કહું છું કે, જે વિશ્વાસ કરે છે, તેને અનંતજીવન છે.

આ પદમાં ઇસુ પાછી પોતાની આગલી વાત જે તેણે ૩૫ અને ૩૬મા પદમાં કહી હતી તે ચાલુ રાખે છે. અહીં વર્તમાનકાળ વાપરેલો છે તે ધ્યાનમાં લેવા જોગ છે. ઇસુ ભાર દઇને જણાવે છે કે વિશ્વાસ કરનારને અનંતજીવન મળી ચુક્યું છે ( જુઓ ૩ ; ૩૬ ; ૫ ; ૨૪ ).

[48] હું જીવનની રોટલી છું. [49] તમારા બાપદાદાઓએ રાનમાં માન્ના ખાધું, અને તેઓ મરી ગયા. [50] જે રોટલી આકાશમાંથી ઉતરે છે તે એજ છે કે જો કોઈ તે ખાય તો તે મરે નહિ. [51] જે જીવતી રોટલી આકાશમાંથી ઉતરી છે તે હું છું; જો કોઈ એ રોટલી ખાય, તો તે સદા જીવતો રહેશે: વળી જે રોટલી હું આપીશ તે મારું માંસ છે, તે જગતના જીવનને સારૂ [આપીશ].

૩૨ અને ૩૩મા પદમાં જે કંઇ કહેવામાં આવ્યું છે તે અહીં ઇસુ જુદા સ્વરૂપમાં ફરીથી કહે છે અને તેની સાથે છેલ્લા પદમાં પોતાનું માંસ આપવાના સંબંધમાં વાત કહીને તેમાં તે નવો વિચાર ઉમેરે છે. પહેલાં ત્રણ પદમાં એટલે ૪૮-૫૦ પદમાં જીવનની રોટલી અને માન્નાનો મુકાબલો કરવામાં આવે છે અને ઇસુ એ બન્ને વચ્ચેનો જે મહાન ભેદ છે તે બતાવે છે. માન્ના ખાઇને આગળના યહુદીઓ મરી ગયા હતા, પણ જે રોટલી ઇસુ પોતે છે તે ખાઇને માણસ અનંતજીવન પ્રાપ્ત કરે છે. પણ આટલું કહેવું એ હજુ જોઇએ તેટલું સ્પષ્ટ નથી. કોઇ માણસ આકાશમાંથી ઉતર્યો હોય તોપણ તેને કેમ ખવાય એ પ્રશ્ન તેના શ્રોતાઓના મનમાં સહજ આવ્યો હશે, અને તેથી ઇસુ તે વિચારને વધારે સ્પષ્ટ કરી બતાવે છે. ઇસુ પોતે કોણ હતો અથવા તેના જીવનનું ખરૂં રહસ્ય શું હતું એ ખરેખરી રીતે તો વધસ્તંભ ઉપર તેણે કરેલા આત્મભોગ ઉપરથીજ જાણવામાં આવે તેમ હતું. તેનું બધું જીવન ભોગરૂપજ હતું, પણ આ આખરના ભોગથી એ બધું સમજી શકાય તેમ હતું, અને તેથી ઇસુ અહીં પોતાનું માંસ જગતના જીવન સારૂ આપ-વાની વાત કરે છે તે આ રહસ્યને ખુલ્લું કરવા સારૂજ છે.

**માંસ** એટલે ઇસુના દેહધારીપણાના દિવસોમાં તેનું જે પુરેપુરૂં મનુષ્યત્વ તે (સરખાવો ૧ ; ૧૪). આ શબ્દમાં ઇસુના મરણની સૂચના રહેલી છે ખરી, પરંતુ હજી સુધી ઇસુએ એ વાત સ્પષ્ટ રીતે કહી નથી. અહીં એટલુંજ દર્શાવેલું છે કે જગતના પોષણને માટે તે પોતાને રોટલી દાખલ આપવાનો છે.

પદ ૫૨-૫૯.

આ બધાં પદોમાં ઇસુએ ૫૧મા પદમાં જે નવી વાત કહી તેનું સ્પષ્ટીકરણ કરવામાં આવેલું છે. જે જન જાતે ખરેખરો માણસ હોય તે પોતાનું મનુષ્યત્વ આપીને માણસજાતને સારૂ કેવી રીતે ખરેખરો અન્નરૂપ થઇ શકે એ પ્રશ્નનો ઉત્તર આપવામાં આવે છે.

[52] એ માટે યહુદીઓએ માહોમાંહે વાદવિવાદ કરતાં કહ્યું કે, એ માણસ પોતાનું માંસ આપણને ખાવાને શી રીતે આપી શકે?

૪૧મા પદમાં યહુદીઓ કચકચ કરતા જણાવવામાં આવ્યા છે, અને તેઓ અહીં ઇસુના આ નવા વચનને લીધે વાદવિવાદ કરતા જણાય છે. "વાદવિવાદ"

શબ્દ વાપરવામાં આવ્યો છે તે એ બતાવે છે કે તેમની વચ્ચે મતભેદ પડયો હતો, અને સ્થિતિ આગળ કરતાં વધારે ગંભીર થઇ પડી હતી. શ્રોતાજનોમાંના અમુક લોક ઉપર ઇસુનાં વચનોની સારી અસર થઇ હતી એમાં કંઇ શક નથી, અને તેથીજ બે પક્ષો બંધાયા હતા, અને તેમની વચ્ચે વાદ ચાલી રહ્યો હતો.

[૫૩] ત્યારે ઇસુએ તેઓને કહ્યું કે, હું તમને ખચીત ખચીત કહું છું કે, જો તમે માણુસના દીકરાનું માંસ ન ખાઓ, અને તેનું લોહી ન પીઓ, તો તમારામાં જીવન નથી.

પોતાના શ્રોતાઓમાં વાદ ચાલી રહ્યો છે અને તે શાના સંબંધમાં છે તે જાણીને ઇસુ પોતે આગળ જે કહ્યું હતું તે ફરી કહે છે એટલુંજ નહિ પણ પોતાનો નવો વિચાર તેના પૂર્ણ રૂપમાં પ્રગટ કરે છે. પોતાનું માંસ ખાવાની સાથે તે પોતાનું લોહી પીવાની વાત પણ ઉમેરે છે. આ પદમાં લોહી અને માંસને જુદાં પાડવામાં આવ્યાં છે તેથી કેટલાક ટીકાકારો એમ કહે છે કે માંસ એ ઇસુના મનુષ્ય તરીકેના જીવન માટે છે અને લોહી એ તેના ભોગરૂપ મૃત્યુ માટે છે. આથી કરીને તેનું માંસ ખાવું એ તેના મનુષ્યત્વને ગ્રહણ કરવા બરાબર છે અને તેનું લોહી પીવું એ તેના ભોગને ગ્રહણ કરવા બરાબર છે. આ તે " માણુસના દીકરા " તરીકે કરે છે અને તેનું આ રીતે ગ્રહણ કરવાથીજ માણુસો અનંતજીવન પ્રાપ્ત કરે છે. અહીં જે ખાવા અને પીવાની વાત કરવામાં આવી છે તે વિશ્વાસથી ચઢતી અવસ્થાની વાત છે. ઇસુ ખ્રીસ્ત પર વિશ્વાસ બેસે કે તરત માણુસે ખ્રીસ્તને પોતાના આત્મામાં લેવો જોઇએ અને તેની સાથે એકરૂપ થવું જોઇએ એ આ વચનથી અને નીચે કરવામાં આવેલી વાત ઉપરથી જણાવવામાં આવ્યું છે. શિષ્યે ઇસુની સાથે પૂર્ણ આત્મિક ઐક્ય પ્રાપ્ત કરવું જોઇએ, અને એ વાત આ શબ્દોદ્વારા અહીં જણાવવામાં આવે છે. ઇસુની આ વાતથી તેના શ્રોતાઓ વધારે ચમક્યા હશે એમાં કશો સવાલ નથી, કારણ કે યહુદીઓમાં કોઇ પશુનું લોહી પીવાની પણ મનાઇ કરવામાં આવી હતી ( ઉત્પ. ૯ ; ૪. લેવી. ૧૭ ; ૧૦-૧૬ ).

[૫૪] જે કોઇ મારૂં માંસ ખાય છે, અને મારૂં લોહી પીએ છે, તેને અનંતજીવન છે ; અને છેલ્લે દહાડે હું તેને પાછો ઉઠાડીશ.

આગળ જે નકારસૂચક રૂપમાં કહેવાયું છે તે અહીં નિશ્ચિત રૂપમાં જણાવવામાં આવે છે. આ વચનમાં " ખાય છે " અને " પીએ છે " એ મૂળમાં ચાલુ વર્તમાનકાળનું કાર્ય સૂચવે છે, અને તેથી એ ખાવાપીવાનું કાર્ય ચાલુ રહેવું જોઇએ એમ સમજવાનું છે. આ ખાનપાન એજ અનંતજીવન છે, અને જે એ ખાનપાન કરે છે તેને ઇસુ પોતે છેલ્લે દહાડે ઉઠાડશે. આ અનંતજીવનના સંબંધમાં છેલ્લે દહાડે ઉઠાડવાની વાત વારંવાર કરવામાં આવી છે, અને તેથી એમ સમજવાનું છે કે એ દશા અનંતજીવનના સંબંધમાં બહુ અગત્યની છે.

[55] કેમકે મારૂં માંસ ખરેખરૂં ખાવાનું છે, અને મારૂં લોહી ખરેખરૂં પીવાનું છે.

તેનું માંસ ખાવાથી અને તેનું લોહી પીવાથી જીવન એટલે અનંતજીવન શા માટે પ્રાપ્ત થાય છે તેનું અહીં કારણ આપવામાં આવ્યું છે, અને તે એ છે કે એ વસ્તુઓજ ખરાં ખાનપાન છે અને તેથી ખરા જીવનની પ્રાપ્તિ થાય છે. આપણે જે અન્ન ખાઇએ છીએ અને જે પાણી પીએ છીએ તે તો માત્ર ઇસુનાં માંસ અને લોહીરૂપી ખાનપાનનાં રૂપક છે.

[56] જે મારૂં માંસ ખાય છે, અને મારૂં લોહી પીએ છે, તે મારામાં રહે છે, અને હું તેનામાં રહું છું.

૫૪મા પદમાં જે વાત છે તેનું ખરૂં કારણ અહીં દર્શાવ્યું છે. વિશ્વાસ કરનારને ખ્રીસ્ત પોતાનું મનુષ્યત્વ આપે છે તેથીજ તે ખ્રીસ્તમાં રહી શકે છે અને ખ્રીસ્ત તેનામાં.

**મારામાં રહે છે અને હું તેનામાં રહું છું.** આવી રીતે રહેવાની વાત યોહાનની સુવાર્તા તેમ તેના પત્રોમાં વારંવાર જોવામાં આવે છે, અને તે આત્મિક સહવાસ અથવા એકતા દર્શાવે છે (જુઓ ૧૪; ૧૦, ૧૭. ૧ યોહાન ૩; ૧૭, ૨૪: ૪; ૧૨, ૧૩, ૧૫, ૧૬). ખ્રીસ્તી માણસમાં ખ્રીસ્ત વાસો કરે છે તેથી તે જીવન પામે છે એટલુંજ નહિ, પણ ખ્રીસ્તમાં સહવાસ પામવાને કારણે તે તેની સાથે એકરૂપ થઇ જાય છે.

[57] જેમ જીવતા બાપે મને મોકલ્યો છે, અને હું બાપને આસરે જીવું છું, તેમ જે મને ખાય છે, તે પણ મારે આસરે જીવશે.

અગાઉ જે કહેવામાં આવ્યું તેનું અહીં સ્પષ્ટીકરણ થાય છે. ઉપર બતાવેલા નિકટ ઐક્યનું પરિણામ તે તો સંપૂર્ણ જીવન છે, અને એ જીવન જેમ દેવપુત્રને દેવપિતામાંથી પ્રાપ્ત થાય છે તેમજ તે સઘળા વિશ્વાસ કરનારને દેવપુત્ર તરફથી મળે છે.

**જીવતો બાપ.** આ શબ્દો નવા કરારમાં માત્ર અહીં એકજ સ્થળે વાપરવામાં આવેલ છે. એનો અર્થ એવો થાય છે કે જે ખરેખરો જીવતો તથા પૂર્ણ જીવનનો મૂળ ઝરો તે. ઇસુને જીવંત પિતાએ પૃથ્વી ઉપર મોકલેલ છે અને તેથી તે તેને પોતાનાજ જીવનથી જીવાડે છે, તેવીજ રીતે જે કોઇ આ જીવંત પિતાથી ખેંચાઇને ઇસુની પાસે આવે છે અને તેને ખાય છે તે ઇસુના જીવનથી જીવે છે.

**મને ખાય છે.** અત્યાર સુધી પોતાનું માંસ ખાવાની અને લોહી પીવાની વાત કરવામાં આવી છે, પણ અહીં ઇસુ એનો અર્થ તેને પોતાને ખાવાનો છે એમ વધારે સ્પષ્ટ કરે છે.

[58] જે રોટલી આકાશમાંથી ઉતરી તે એજ છે; જેમ [તમારા] બાપદાદાઓ ખાઇને મરી ગયા તેવી એ નથી. આ રોટલી જે ખાય છે તે સદા જીવતો રહેશે.

આ વાતના આ છેલ્લા શબ્દો આપણા વિચારને પાછો તેની ૩૩ અને ૩૫ પદમાં કરવામાં આવેલી શરૂઆત આગળ લઇ જાય છે. ઇસુ અહીં ફરીથી માન્ના અને જે અન્ન તે પોતે છે તે વચ્ચેનો ભેદ બતાવે છે અને તેમ કરી પોતે જે કહ્યું તેનો સાર આપે છે. તે યહુદીઓને કહે છે કે તમે માન્ના માન્ના કરો છો, પણ હું તમને એવું અન્ન આપું કે તમને સદાકાળને માટે જીવાડશે. માન્ના એ આકાશમાંથી ઉતરેલું અન્ન નહોતું, કારણકે તે ખાઇ માણસો સદાકાળને માટે જીવ્યા નથી, પણ હું આકાશમાંથી ઉતર્યો છું અને તેથી મને ખાનારને અનંતજીવન આપું છું."

કેટલાક ટીકાકાર આ માંસ ખાવાની અને લોહી પીવાની વાતમાં ઇસુ પોતાના શિષ્યોને પ્રભુભોજન જે તે આગળ ઉપર સ્થાપવાનો હતો તેને વિષે સૂચના કરે છે એમ જણાવે છે, અને એ અનુમાન કંઇક અંશે ખરૂં લાગે છે. પ્રથમ સૂચના તો તેના પ્રાયશ્ચિત્તકારક મરણ વિષેની છે એ તો ખરૂં. પરંતુ એ ઉપરાંત જે કાંઇ સાધનથી ખ્રીસ્તના મરણનો લાભ લઇ શકાય (અને ખાસ કરીને પ્રભુભોજનથી) તે સઘળાં સાધનની સૂચના અત્રે કરેલી હોવી જોઇએ.

[59] તેણે કાપરનાહુમના સભાસ્થાનમાં બોધ કરતાં એ વાતો કહી.

મૂળ ભાષામાં "સભાસ્થાન" શબ્દ સાથે નિશ્ચયાર્થ શબ્દ મૂકવામાં આવેલો નથી, અને તેથી તેનો અર્થ મંડળી અથવા સભા એવો કંઇક થાય છે. અહીં એક બીજી વાત ધ્યાનમાં લેવા જેવી છે તે એ છે કે યહુદીઓનાં સભાસ્થાનોમાં સવારની ઉપાસનામાં માન્નાની વાત નિયમિત રીતે વાંચવામાં આવતી હતી (જુઓ નિર્ગમન ૧૬ ; ૪-૩૬). જે સ્થળે કાપરનાહુમનું ખંડીએર છે ત્યાં એક સારા સભાસ્થાનનું ખંડીએર જોવામાં આવે છે, અને તેમાં ખોદકામ કરતી વખતે એક મોટો પત્થર ફેરવતાં તેના ઉપર માન્નાનું પાત્ર કોતરેલું જોવામાં આવ્યું હતું.

### ૩. પદ ૬૦-૭૧. સંભાષણનાં વિવિધ પરિણામ.

[60] એ માટે તેના શિષ્યોમાંના ઘણાએ એ સાંભળીને કહ્યું કે, આ કઠણ વાત છે, એ કોણ સાંભળી શકે?

ઇસુની વાતથી યહુદીઓ અને ગાલીલના લોકો ભડક્યા હતા એટલુંજ નહિ, પણ તેના શિષ્યોમાંના પણ ઘણા ભડક્યા હતા એ વાત આપણે આ પદ ઉપરથી જાણીએ છીએ.

ટીકાકારો તેમના ચમકવાનાં કારણો જુદાં જુદાં આપે છે. કોઇ કહે છે કે ઇસુએ પોતે આકાશમાંથી ઉતર્યો છે એવું કહ્યું તેથી તે લોકો નારાજ થયા

હતા. બીજા કહે છે કે તેણે પોતાનાં માંસ અને રક્ત ખાવાની અને પીવાની વાત કરી તેથી આ લોકો નારાજ થયા હતા. ઇસુ તેમને જે કંઇ ૬૨ અને ૬૩મા પદમાં કહે છે તે ઉપરથી તેની આખી વાત તેમને માટે ભારે પડતી હોય એમ લાગે છે.

**કઠણ વાત......સાંભળી શકે.** સમજવાને કઠણ નહિ, પણ માનવાને કઠણ. સરખાવો યહુદા ૧૫.

[૬૧] પણ મારા શિષ્યો એ વિષે કચકચ કરે છે એ ઇસુએ પોતાના મનમાં જાણીને તેઓને કહ્યું કે, શું એ તમને ઠોકર ખવડાવે છે?

**મનમાં જાણીને.** પ્રભુ ઇસુ હૃદયમાંની ગુહ્ય વાતો જાણનાર ફરીથી માલુમ પડે છે. સરખાવો ૧ ; ૪૨, ૪૭ : ૨ ; ૨૪, ૨૫ : ૧૪ ; ૧૮, વિગેરે.

[૬૨] ત્યારે માણસનો દીકરો જ્યાં પહેલાં હતો ત્યાં જો તેને પાછો ચઢતાં તમે દેખો તો કેમ?

વાક્ય તુટક છે, પણ અર્થ સ્પષ્ટ જણાય છે, અને તે એ કે જો તમે માણસના દીકરાનું સ્વર્ગારોહણ થતું જોવા પામો તો શું તમે તેને લીધે પણ ઠોકર ખાશો?

[૬૩] જે જીવાડે છે તે આત્મા છે, માંસથી કંઇ લાભ થતો નથી. જે વાતો મેં તમને કહી છે, તે આત્મા તથા જીવન છે.

આત્મા તથા માંસનો જે મુકાબલો હ્યાં કરવામાં આવે છે તે આપણે ૩ ; ૬માં અને ૧ પીતર ૩ ; ૮માં જોઇએ છીએ. માણસ પોતાની માંહેલા આત્મા વડે અદૃશ્ય અનંત વાનાં સાથે સંબંધ રાખે છે અને પોતાના માંસ કે શરીરની મારફતે દૃશ્ય લૌકિક વાનાં સાથે સંબંધ રાખે છે, તેમજ આ પદમાંના "આત્મા" તથા "માંસ" એ બે શબ્દો ખ્રીસ્તના કાર્યના સંબંધમાં વપરાય છે. કેવળ ખ્રીસ્તના માંસથી કંઈ ખરો લાભ થઇ શકે એમ નથી, પરંતુ ખરૂં જીવન આત્મિક હોવાને લીધે ખ્રીસ્તના આત્મા વડે પ્રાપ્ત થઇ શકે છે. ખ્રીસ્તનાં વચન તો આત્મિક વાનાં હોય છે, જેથી તેઓ જીવનદાયક પણ હોય છે. જુઓ પદ ૬૮.

[૬૪] પણ તમારામાંના કેટલાએક અવિશ્વાસી છે; કેમકે કોણ અવિશ્વાસીઓ છે, અને કોણ તેને પરસ્વાધીન કરવાનો છે, એ ઇસુ પ્રથમથી જાણતો હતો.

આગલા પદમાં કહ્યા મુજબ ઇસુનાં વચન આત્મા તથા જીવનરૂપ છે ખરો, છતાં તેના શિષ્યોમાંના કેટલાએકને તે વડે કંઇ લાભ થયો નહોતો, કેમકે તેઓ વિશ્વાસ કરતા નહોતા.

**પ્રથમથી,** એટલે પહેલેથી કોઇ કહે છે કે આનો અર્થ તેના કાર્યની શરૂઆતથી થાય છે; અને બીજા કેટલાક કહે છે કે જ્યારથી કોઇ શિષ્ય તેની પાસે પહેલવહેલો આવ્યો ત્યારથીજ ઇસુએ તેને જાણી લીધો હતો એવો અર્થ છેલ્લા ઉપવાક્યમાં રહેલો છે.

[૬૫] તેણે કહ્યું કે, મેં એજ કારણથી તમને કહ્યું કે, બાપ તરફથી તેને આપવામાં આવ્યું ન હોય તો કોઇ મારી પાસે આવી શકતો નથી.

આ પદ ઉપલા પદના પહેલા ઉપવાક્યની સાથે જોડાએલું છે. ઇસુના શિષ્ય તરીકે તેની સાથે રહેવું એટલાથીજ બસ નહોતું. આટલું તો યહુદાહે પણ કર્યું હતું, પણ તે ઇસુ પ્રત્યે બાપથી ખેંચાયો નહોતો. અહીં એ પ્રશ્ન વિચારવા જેવો છે કે જો યહુદાહ આવી રીતે ખેંચાએલો નહોતો તો પછી ઇસુએ તેને પોતાના પ્રેરિતોમાંનો એક કેમ કર્યો? જો કે એ પ્રશ્નનો ઉત્તર આપવો ઘણો મુશ્કેલ છે, તો પણ આ પદથી તેમ ૭૦ મા પદથી એટલું તો સિદ્ધ થાય છે કે ઇસુને યહુદાહ કેવી જાતનો માણસ છે અથવા તેના હાથથી આગળ શું થવાનું છે તેની પકી ખબર હતી.

[૬૬] આ સાંભળીને તેના શિષ્યોમાંના ઘણાક પાછા જઇને, ત્યાર પછી તેની સાથે ચાલ્યા નહિ.

આ શિષ્યોમાંના કેટલાકે ઇસુના વચન પ્રત્યે અંદર અંદર શંકા ઉઠાવી એટલુંજ નહિ પણ તેઓને ઇસુની વાત અવળી પડી અને તેઓ તેને છોડી ચાલ્યા ગયા. આ લોકો મસીહના સંબંધમાં એવોજ વિચાર કરતા હોવા જોઇએ કે તે તેમને આ પૃથ્વી ઉપર હમેશને માટે રાજ્ય આપશે અને માન્ના જેવી વસ્તુઓ નિત્ય વર્ષાવ્યા કરશે. તેમને ઇસુની આ વાતથી નિરાશા ઉત્પન્ન થઇ અને તેમણે ઇસુનું શિષ્યત્વ છોડી દીધું. તેઓ ઇસુના ખરા શિષ્યો થયાજ નહોતા, અને તેથી પાછા પોતાના ઘેર જઇ પોતપોતાના કામે વળગ્યા. આવી રીતે પાછા જનારની સંખ્યા ઘણી મોટી હોવી જોઇએ અને તેથીજ ઇસુ નીચેના પદમાંનો પ્રશ્ન કરે છે.

[૬૭] તે માટે ઇસુએ બાર [શિષ્યો]ને પૂછ્યું કે, શું તમે પણ જતા રહેવા ચાહો છો?

આ પ્રશ્નનું રૂપ એવું દર્શાવે છે કે ઇસુના ધારવા મુજબ, આ બાર જણ જતા રહે એ તો તદન અસંભવિત જેવું હતું, તો પણ કદાપિ એવું થાય એવી શંકા તેના મનમાં જણાય છે.

**બાર શિષ્યો.** આ સુવાર્તામાં બાર શિષ્યો વિષે આપણે પહેલવહેલું અહીંજ વાંચીએ છીએ. તેમને ક્યારે પસંદ કરવામાં આવ્યા હતા એ વિષે આપણને આ સુવાર્તિક કંઇ કહેતો નથી, અને તેથી આપણે આગળ જોઇ ગયા તેમ,

આ સુવાર્તિક બીજી સુવાર્તાઓમાં કહેલી ઘણી હકીકત માન્ય રાખે છે અને પોતાની સુવાર્તામાં એ વાતો દાખલ કરવાની જરૂર જોતો નથી.

[૬૮] સીમોન પીતરે તેને ઉત્તર દીધો કે, પ્રભુ, અમે કોની પાસે જઇએ? અનંતજીવનની વાતો તો તારી પાસે છે.

બીજી સુવાર્તાઓમાં ઇસુના શિષ્યોમાં સીમોન પીતર જેમ આગળ પડતો ભાગ લે છે તેમ તે આ સુવાર્તામાં પણ કરતો દેખાય છે (જુઓ ૧૩; ૬-૨૪, ૩૬: ૧૮; ૧૦: ૨૦; ૨: ૨૧; ૩). વળી પીતર શિષ્યોના પ્રતિનિધિ તરીકે બોલતો હોય એમ આપણને દેખાય છે, અને તે ઉપરથી આપણે એ પણ જાણી શકીએ છીએ કે શિષ્યોમાં ઘણું ઐક્ય હતું અને તે ઉપરાંત આ બાર શિષ્યોને પીતર પર એક જાતનો વિશ્વાસ પણ હતો.

**અનંતજીવનની વાતો**, એટલે જે વાતો અનંતજીવન આપે છે તે (જુઓ ૧ યોહાન ૧; ૧). સરખાવો યોહાન ૬; ૩૫: ૮; ૧૨. પ્રકટી. ૨૧; ૬.

[૬૯] અમે વિશ્વાસ કીધો છે અને જાણીએ છીએ કે, દેવનો પવિત્ર તે તુંજ છે.

પીતર અહીં કહે છે કે આ શિષ્યોને ઇસુ પર પૂર્ણ વિશ્વાસ છે. "વિશ્વાસ કીધો છે," "અને જાણીએ છીએ" એમ જે કહેવામાં આવ્યું છે તેથી માલુમ પડે છે કે તેઓએ પ્રથમ વિશ્વાસ કર્યો હતો, અને ત્યારબાદ ખ્રીસ્તના સહવાસને કારણે તેઓને ખ્રીસ્ત વિષે વધારે જ્ઞાન પ્રાપ્ત થયું હતું.

આ જ્ઞાન વિશ્વાસથી વધારે ઉંચી કોટીનું કહેવાય, અથવા તો તે તેમાંથી જન્મેલું અથવા તેના ફળરૂપ ગણાય.

**દેવનો પવિત્ર.** જુના હસ્તલેખોમાં જુદાં જુદાં વાંચન છે. કોઇમાં "ખ્રીસ્ત" છે, તો કોઇમાં "જીવતા દેવનો દીકરો" છે, અને કેટલાકમાં અહીં આપવામાં આવ્યું છે તે છે. ઘણા વિદ્વાનોનો મત એવો છે કે આ વાંચન ખરૂં છે અને તેથીજ તે ગુજરાતીમાં મૂકવામાં આવ્યું છે. એ બધાનો અર્થ એકજ છે, પણ માત્ર મસીહના ગુણ ઉપરના ભારમાં ફેર છે. અહીં ઇસુના નિષ્પાપીપણાના ગુણ ઉપર ભાર મૂકવામાં આવ્યો છે (જુઓ માર્ક ૧; ૨૪. લુક ૪; ૩૪).

[૭૦] ઇસુએ તેઓને ઉત્તર દીધો કે, શું મેં તમ બારને પસંદ નહોતા કીધા? પણ તમારામાંનો એક જણ તો શેતાન છે.

પીતર સૌના નામમાં બોલ્યો હતો અને તેથી તેના બોલવાનો એવો અર્થ થતો હતો કે સૌ શિષ્યો તેની સાથે એક મતના હતા, પણ ઇસુને યહુદાના મનમાં શું હતું તેની ખબર હતી અને તેથી તેણે તેના શિષ્યો આવી ખોટી માન્યતામાં પડયા ન રહે એ માટે તેમને આગળથી ચેતવણી આપવી યોગ્ય ધારી હતી.

પોતાના આ વચનથી ઇસુ કદાચિત એમ કહેવા માગે છે કે, તમે સર્વે એમ સમજતા ના કે તમે મને ખરી રીતે જાણ્યો છે અને તેથી મારી સાથે રહ્યા છો, પણ મેં તમને જાણ્યા છે અને તમારામાંનો એક શેતાન છે તેમ છતાં મેં તમને સહુને મારી સાથે રહેવા ખાસ પસંદ કર્યા છે. ઇસુએ આ જવાબ એકલા પીતરને નહિ, પણ સહુ શિષ્યોને આપ્યો હતો.

**શેતાન.** એ શબ્દનો મૂળાર્થ એવો કંઇક થાય છે કે ભલાઇના બદલામાં ભુંડું કરનાર. પીતરને પણ ઇસુએ આ નામ આપ્યું હતું (માત્થી ૧૬ ; ૨૩).

[૭૧]તેણે તો સીમોનના [દીકરા] યહુદા ઇસકારીઓત વિષે તે કહ્યું; કેમકે એ બારમાંનો એક છતાં, તેને પરસ્વાધીન કરનાર હતો.

**ઇસકારીઓત.** આ નામ કારીઓત નામના ગામ ઉપરથી પડેલું છે અને તેનો અર્થ એ ગામનો રહેવાસી થાય છે. આ કારીઓત યહુદાહ પ્રાંતમાં આવેલું એક ગામ હતું અને તેથી શિષ્યમંડળમાં ઘણું કરીને યહુદા એકલોજ યહુદાહ પ્રાંતમાંનો હતો.

# અધ્યાય ૭ મો.

## (ઇ) ઇસુ ખ્રીસ્ત સત્ય અને અજવાળાનો મૂળ ઝરો છે. (અ. ૭-૯).

આ અધ્યાય તેમ તેની પછીના બીજા પાંચ અધ્યાયમાં ઇસુ પ્રત્યે જે વિરોધ દર્શાવવામાં આવ્યો હતો અને જેને પરિણામે આખરે તેનું મૃત્યુ થયું તેને વિષે વાત કરવામાં આવી છે. સાતથી દસમા અધ્યાય સુધી ઇસુ અને યહુદીઓ વચ્ચેનો વાદ ચાલે છે, જેમાં ઇસુ પોતાને સત્ય તથા અજવાળાના મૂળ ઝરા તરીકે પ્રગટ કરે છે; અને ત્યાર પછીના બે અધ્યાયમાં યહુદીઓ તેને મારી નાખવાનો નિશ્ચય કરે છે એ જણાવવામાં આવ્યું છે. આ અધ્યાયમાં તેમ તેની પછીના બે ત્રણ અધ્યાયમાં યહુદીઓનાં તેમ લોકોના સમુદાયનાં આશાઓ, શંકાઓ, ઇર્ષાઓ અને તેમની વચ્ચેના મતભેદોનું બહુ સારૂં ચિત્ર આપવામાં આવ્યું છે. આ અધ્યાયના ત્રણ વિભાગ કરવામાં આવે છે. ૧. ઇસુનો પોતાના ભાઇઓ સાથેનો વાદ (૧-૯); ૨. માંડવા પર્વ ઉપર તેણે આપેલો ઉપદેશ (૧૦-૩૯); ૩. તેના શિક્ષણની સાન્હેડ્રેન અને લોકોના સમુદાય ઉપર થએલી અસર (૪૦-૫૨).

[1] એ પછી ઇસુ ગાલીલમાં ફર્યો, કેમકે યહુદીઓ તેને મારી નાખવા શોધતા હતા, માટે યહુદાહમાં ફરવાને તે ચહાતો નહોતો.

ઉપરના અધ્યાયમાં જે કહેવામાં આવ્યું છે તે પછીની વાત અહીં કરવામાં આવી છે. આ વખતે એટલે લગભગ માંડવા પર્વ આવ્યું ત્યાં સુધી ઇસુએ ગાલીલમાં જે કાંઇ કાર્ય કર્યું તે આપણને ઘણું કરીને માત્થી ૧૪; ૩૪-૧૮; ૩૫ સુધીમાં જણાવવામાં આવ્યું છે.

[2] હવે યહુદીઓનું માંડવાપર્વ પાસે આવ્યું હતું.

આ પદમાં માંડવાપર્વ સાથે "યહુદીઓનું" એ વિશેષણ લગાડવામાં આવ્યું છે એ એમ બતાવે છે કે આ સુવાર્તા પાલેસ્તાઇનની બહાર લખાએલી હોવી જોઇએ (સરખાવો ૬; ૪).

**માંડવાપર્વ.** આ પર્વ યહુદીઓના પર્વમાં સૌથી વિશેષ આનંદમય હતું. યહુદીઓ આગળના કાળમાં રાનમાં તંબુઓમાં રહ્યા હતા તેના સ્મરણાર્થે તેમ લણણી કાળનો પ્રસંગ ઉજવવા માટેનું એ પર્વ હતું, અને આ કારણથી તેમાં દેવની ઉપકારસ્તુતિ કરવામાં આવતી. તે પર્વ લગભગ સપ્ટેમ્બર અથવા ભાદ્રપદ કે આસો મહિનામાં આવતું અને સાત દિવસ ચાલતું. એ દરમિયાન સૌ લોકો મંડપો બાંધીને તેમાં રહેતા અને આનંદ તથા કલ્લોલ કરતા. આ વખતે ગરીબ અને સાહુકાર પોતાના ભેદ ભૂલી જઇ સાથે હળતા અને મળતા, પાછળથી આઠમો

દિવસ પર્વમાં ઉમેરાયો, જેને તેઓ મોટો દિવસ ગણતા અને તેમાં વિશેષ ખુશાલી કરતા હતા.

[3]માટે તેના ભાઇઓએ તેને કહ્યું કે, અહીંથી નીકળીને યહુદાહમાં જા, કે તું જે કામો કરે છે તે તારા શિષ્યો પણ જુએ.

**તેના ભાઇઓ.** આ કોણ હતા તે વિષે આગળ કહ્યું છે (જુઓ ૨; ૧૨ ઉપરની ટીકા).

આ લોકોને ઇસુ પર ખરેખરો વિશ્વાસ નહોતો, અને તેથીજ તેઓ ઇસુને આ પ્રમાણે કહે છે. જો તેમને ખરેખરો વિશ્વાસ હોત તો ઇસુ જે કંઇ કરે છે તે યોગ્ય કરે છે એમ તેમને લાગત, અને તેને સૂચના કરવાનું કામ તેમને અયોગ્ય લાગ્યા વગર રહેત નહિ. તોપણ તેમને ઇસુ તે 'ખ્રીસ્ત' હશે કે નહિ એ વિષે તેમના મનમાં વિચાર રહ્યા કરતો હતો અને તેથી યરૂશાલેમના લોકો તેને મસીહ તરીકે ઓળખે, તેની તેઓ વાટ જોતા હતા, અને તેથીજ તેઓ તેને આ પ્રમાણે કહે છે.

**તારા શિષ્યો.** ઇસુએ યહુદાહ અને યરૂશાલેમમાં પ્રથમ ચમત્કારો કર્યા હતા ત્યારે તેના જે શિષ્યો થયા હતા તેઓના વિષે અહીં વાત કરવામાં આવી છે.

[4]કેમકે કોઈ પોતે પ્રસિદ્ધ થવાને ચહાતો હોવાથી ગુપ્ત રીતે કંઈ કરતો નથી; જો તું એ કામો કરે છે, તો જગતની આગળ પોતાને જાહેર કર.

આપણે જાણીએ છીએ કે ઇસુએ ગાલીલમાં ચમત્કારો કરવાનું ચાલુ રાખ્યું હતું, પણ તે તેમના દ્વારા જગતની આગળ બહાર આવવા ઇચ્છતો નહોતો. આ તેના ભાઇઓની દષ્ટિમાં ગુપ્ત કાર્ય જેવું હતું, તેથી તેમને સંતોષ થયો નહોતો. તેમના વિચાર મસીહના સંબંધમાં યહુદીઓના જેવાજ હતા, અને તેમને પણ કદાચિત ઇસુનાં સગાંસંબંધી તરીકે જગત ઉપર રાજ કરવું હતું. એ લોકોને ખબર હતી કે ઇસુએ મસીહ હોવાનો દાવો કર્યો હતો, અને તેથી તેમને એમજ લાગેલું હતું કે ઇસુએ આ દાવો યરૂશાલેમમાં સિદ્ધ કરવો જોઇએ. જે 'જગત'ની અહીં વાત કરવામાં આવી છે તે યહુદીઓનું જગત એટલે યરૂશાલેમ છે.

[5]કેમકે તેના ભાઈઓએ પણ તેના પર વિશ્વાસ કર્યો નહોતો.

પ્રભુ ઇસુ તેઓનો દેહ પ્રમાણે જોતાં સગો ભાઇ હતો તે કારણને લીધે તેને "ખ્રીસ્ત" તરીકે ગણીને તેના શિષ્ય થવું એ તેઓને સ્વાભાવિક રીતે મુશ્કેલ લાગતું હતું. ઇસુના ઉત્થાન પછી તો તેઓ તેના શિષ્યોના ગણમાં નજરે પડે છે (પ્રે. કૃ. ૧; ૧૪).

[૬] ત્યારે ઈસુ તેઓને કહે છે કે, મારો સમય હજી આવ્યો નથી; પણ સઘળા સમય તમને સરખા છે.

અહીં જે સમયની ઇસુ વાત કરે છે તે જગતની આગળ પોતાને મસીહ તરીકે પ્રગટ કરવાનો વખત હોવો જોઇએ.

**સઘળા સમય તમને સરખા છે.** આ શબ્દોથી ઇસુ એમ જણાવે છે કે તેના ભાઇઓ દુનિઆદારી માણસો હોવાથી કયું કાર્ય ક્યારે અને કયા સંજોગોમાં કરવું જોઇએ તેનું તેમને કશું ભાન નહોતું. ઇશ્વર જે કંઇ કરે છે તે બધી વસ્તુ-સ્થિતિ જોઇને કરે છે, અને તેથીજ તે કાર્ય યથાર્થ અથવા પૂર્ણ બને છે.

[૭] જગત તમારો દ્વેષ કરી નથી શકતું, પણ મારો તો તે દ્વેષ કરે છે; કેમકે તે વિષે હું એવી શાહેદી આપું છું કે, તેનાં કામ ભુંડાં છે.

ઇસુને જે કાર્ય કરવાનું હતું તે જગતના પાપની સાથેનું યુદ્ધ હતું. આ માટે તેને યોગ્ય સમયજ જોઇએ. સામાન્ય માણસો જે જગતની સાથે પ્રવાહમાં તણાય છે તેમને કંઇ મોટું કાર્ય કરવાનું હોતું નથી તેમ જગત તરફથી કંઇ વિરોધ સહન કરવો પડતો નથી. આ કારણથી તેમને માટે સર્વ સમય સરખા છે.

**કરી નથી શકતું.** આ શબ્દો ઈસુના વચનમાં રહેલું સત્ય એક નૈતિક નિયમ છે એમ બતાવે છે. તમે અને જગત (એટલે વિશ્વાસ નહિ કરનારા) એક મનના છો, તેથી જગત તમારો દ્વેષ કરી શકેજ નહિ, પણ હું તો તદ્દન જુદોજ છું, તેથી તે મારો દ્વેષ કરેજ (સરખાવો ૩; ૨૦: ૭; ૩૪, ૩૬: ૮; ૨૧: ૧૨; ૩૯).

[૮] તમે આ પર્વમાં જાઓ; મારો સમય હજી પુરો થયો નથી, માટે હું આ પર્વમાં જતો નથી.

મજકુર શબ્દોમાં ઇસુના કહેવાનો ભાવાર્થ એવો છે કે, તમે તમારી આશા તથા ભાવનાઓ સહિત ભલે હમણાં જાઓ, પણ હું તો મારો સમય આવશે ત્યારે. માંડવાઓનું પર્વતો કાપણીના કામની સંપૂર્ણતા પછી તો ખાસ આનંદ પ્રગટ કરવાનું હતું; હવે એ રીતે જોતાં ઇસુનું ઉદ્ધારનું કામ હજુ પૂર્ણ થએલું નહોતું, તેથી તે આવા પર્વમાં ન જાય એ સ્વાભાવિક છે.

[૯] તે તેઓને એ વાત કહીને ગાલીલમાંજ રહ્યા.

આ પદ અને આજ અધ્યાયના પહેલા પદ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે જેમ સંદર્શક, એટલે પહેલી ત્રણ, સુવાર્તાઓમાં જણાવેલું છે તેમ યોહાન સારી પઠે જાણતો હતો કે ઇસુના સેવાકાર્યનું મુખ્ય ક્ષેત્ર ગાલીલ પ્રાંત હતું.

પદ ૧૦-૩૯. માંડવાપર્વમાં ઇસુએ કરેલો ઉપદેશ.

[10]પરંતુ તેના ભાઇઓ પર્વમાં ગયા પછી તે પણ પ્રગટરૂપે તો નહિ, પણ જાણે કે છાની રીતે ત્યાં ગયો.

**પ્રગટરૂપે તો નહિ.** લોકોના ટોળા સાથે નહિ, પણ બીજે કોઇ માર્ગે, નહિ તો બે ત્રણ દહાડા પછી.

[11]ત્યારે યહુદીઓએ પર્વમાં તેની શોધ કરતાં કહ્યું કે, તે ક્યાં છે? [12]તેને વિષે લોકોમાં ઘણી ચર્ચા ચાલી; કેમકે કેટલાએકે કહ્યું કે, તે ભલો માણસ છે; બીજાઓએ કહ્યું કે, એમ નથી, પણ લોકોને તે ભુલાવે છે. [13]તોપણ યહુદીઓના ધાકને લીધે તેને વિષે કોઈ ખુલ્લી રીતે બોલ્યું નહિ.

બાપ્તિસ્મા આપનાર યોહાનના બહાર પડયા પછી યહુદી લોકોમાં મોટો ખળભળાટ ઉઠયો હતો. એક પછી એક નવી વાત બનતી જતી હતી, અને તેથી લોકોનાં મન ખળભળી રહેતાં હતાં. યોહાનનું બાપ્તિસ્મા, યોહાનનું ઇસુના સંબધમાં આપવામાં આવેલું સાક્ષ્ય, ઇસુનાં યરૂશાલેમમાં અને યહુદાહમાં કરેલાં કાર્યો, યોહાનનું કેદમાં પડવું અને મૃત્યુ પામવું, ઇસુનાં ગાલીલમાં કાર્યો, પાછાં યરૂશાલેમમાં કાર્યો, પાછાં ગાલીલમાં કાર્યો, વગેરે વાતોએ યહુદીઓની આગળ એકજ વાત ખડી કરી હતી અને તે એ હતી કે ઈસુ કોણ છે અને તે ક્યાં છે? લોકોએ ગયા પાસ્ખા પર્વમાં તેની વાટ જોઇ હશે. પણ તે ત્યાં ગયો નહોતો, અને તેથી લોકો તે આ વખતે જરૂર ત્યાં આવશે એમ માની રહ્યા હતા. તે ત્યાં એકદમ દેખાયો નહિ અને તેથી તે કોણ છે, તે સારો માણસ છે કે ખરાબ છે એ વિષે ચર્ચા ચાલી. આ લોકોમાં બે પક્ષ હતા એ તો સહજ રીતે દેખાઇ આવે તેમ છે, પણ આમાં વિશેષ એ છે કે આ બે પક્ષમાં એક પક્ષ ઇસુને ખરાબ માણસ તરીકે ઓળખાવતો હતો.

**યહુદીઓ.** ઘણું કરીને આ શબ્દ આ સુવાર્તામાં ઇસુના વિરોધીઓ સૂચવે છે.

**કોઇ ખુલ્લી રીતે બોલ્યું નહિ.** આ બધા લોકોમાં યહુદીઓ અને ખાસ કરીને સાન્હેડ્રિમની એટલી બધી બીક હતી કે તેમાંના કોઇ પણ માણસે ઇસુને વિષે સારો કે નરસો મત પ્રકટ કર્યો નહિ. આ એમ બતાવે છે કે યહુદી નેતાઓની લોકો ઉપર ધર્મની બાબતમાં ઘણી સત્તા હતી અને લોકો તેમનાથી દબાએલા હતા. ઇસુના સંબધમાં હજુ સુધી યહુદી નેતાઓએ કંઇ નિશ્ચિત વિચાર જણાવ્યો નહોતો અને તેથીજ લોકો આમ કે તેમ બોલતાં અચકાતા હતા. "**ખુલ્લી રીતે**" એટલે જાહેર રીતે અથવા નિડરપણે.

[14]પણ પર્વ અધવાર્યું ત્યારે ઇસુએ મંદિરમાં જઇને બોધ કર્યો.

આ પર્વના બેચાર દિવસ ગયા હશે ત્યાર પછી ઇસુ પોતે યરૂશાલેમમાં છતો થાય છે, અને આ વખતે તે મંદિરમાં ઉપદેશ આપે છે. યરૂશાલેમમાં આ જાતનું કાર્ય આ તેનું પહેલવહેલું છે. આ કાર્યને માટે તેણે આ તક પણ સારી શોધી હતી, કારણ કે પહેલા બેચાર દિવસમાં તેના સંબંધમાં થએલી ચર્ચા તે નહિ દેખાવાથી બંધ પડી હતી અને તેથી લોકોનાં મન સારી રીતે શાંત થયાં હતાં.

[15] ત્યારે યહુદીઓએ આશ્ચર્ય પામીને કહ્યું કે, એ માણસ કદી પણ શીખ્યો નથી તેમ છતાં તે વિદ્યા કયાંથી જાણે છે?

યહુદીઓ ઇસુને આ વખતે ઉપદેશક તરીકેના નવા સ્વરૂપમાં જુએ છે અને તેથી તેમને સ્વાભાવિક રીતે આશ્ચર્ય ઉત્પન્ન થાય છે. આનું કારણ એ હતું કે ઇસુ બીજા રાબ્બીઓની માફક પાઠશાળાઓમાં શીખ્યો નહોતો, અને તેમ છતાં તેનું શાસ્ત્ર સંબંધીનું જ્ઞાન તેમનાથી કોઇ રીતે ઓછું નહોતું. "વિદ્યા" આ શબ્દ મૂળમાં સર્વ સાહિત્યને માટે વાપરવામાં આવ્યો છે, પણ આગળના કાળમાં સર્વ દેશમાં હતું તેમ સાહિત્યનો મોટો અને મુખ્ય ભાગ ધર્મશાસ્ત્રજ ગણાતું હતું. તેને મળતી અસાધારણ ફતેહથી તેઓ અંજાઇ જતા હતા, તોપણ તેઓ તેના અસાધારણ દાવા મંજુર રાખતા નહિ.

[16] માટે ઈસુએ તેઓને ઉતર આપ્યો કે, મારો બોધ તો મારો પોતાનો નથી, પણ જેણે મને મોકલ્યો તેનો છે.

ઇસુ પોતાના આ ઉત્તરમાં એમ કહેવા માગે છે કે તેને જે જ્ઞાન હતું તે તેને દેવ પાસેથી મળ્યું હતું. તે અને બીજા રાબ્બી વચ્ચે જે ફેર હતો તે આ વાતમાંજ હતો કે એ લોકોના ગુરૂ બીજા માણસો હતા, ત્યારે ઇસુનો ગુરૂ દેવ પોતે હતો. ઇસુનો બોધ ઇશ્વર તરફથી છે તેનાં બે પ્રમાણ છે. એક આંતરિક પ્રમાણ અને બીજું બાહ્ય પ્રમાણ. તેનો બોધ કેવા પ્રકારનો છે એ પરથી આંતરિક પ્રમાણ મળે છે, અને એ બોધ આપનાર એટલે ઇસુના ચારિત્ર્ય પરથી તેના બોધ વિષે બીજું પ્રમાણ મળે છે. જેની ઇચ્છા દેવની ઇચ્છાને સમાન છે તે આ બોધનું મૂળ ક્યાં રહેલું છે તે જાણ્યા વગર રહી શકતો નથી. વળી ઇસુ તેના મોકલનાર પ્રત્યે કેવો ભક્તિશીલ હતો તે પણ તેના બોધની સત્યતાનું એક પ્રમાણ હતું.

[17] જો કોઈ તેની ઈચ્છા પુરી કરવા ચાહે તો આ બોધ વિષે તે સમજશે, કે એ દેવથી છે, કે હું પોતાથી બોલ્યો છું.

ઇસુ કહે છે કે તેનો પોતાનો ઉપદેશ એ દેવનોજ ઉપદેશ છે એ વાતની ખાતરી બીજા માણસોને માત્ર એકજ રીતે મળી શકે છે, અને તે એ છે કે, તેમણે દેવની ઇચ્છા પુરી કરવા ખુશી અને તત્પર રહેવું જોઇએ. દેવની ઇચ્છા કેવળ બાહ્ય ક્રિયારૂપે પુરી કરવી એટલું બસ નથી. આપણી વર્તણુક ઇશ્વરની ઇચ્છા-

નુસારજ થાય એવી તેના પ્રત્યેની ભાવના આપણા અંતરમાં હોવી જોઇએ. વળી આવી ભાવના જો માણુસના હૃદયમાં હોય તોજ ઇશ્વરની ઇચ્છા શી છે તે વિષેની જાણ પડે (સરખાવો ૧૪; ૨૧).

[૧૮] જે પોતાથી બોલે છે તે પોતાનો મહિમા શોધે છે; પણ જે પોતાના મોકલનારનો મહિમા શોધે છે, તેજ ખરો છે, અને તેનામાં કંઈ અન્યાય નથી.

અહીં ઇસુ પોતાનો ઉપદેશ પોતાનો નથી પણ દેવનો છે એ વાતની બીજી એક ખાતરી આપે છે, અને તે એ છે કે તેના ઉપદેશમાં (તેમ તેના જીવનમાં) તે પોતાનો કશો પણ સ્વાર્થ શોધતો નથી (જુઓ ૫; ૧૯, ૩૦, ૩૭, ૪૪).

**ખરો છે,** એટલે તેના ઉપદેશમાં અસત્યનો કશો અંશ નથી.

**તેનામાં કંઇ અન્યાય નથી,** તેનામાં કંઇ અસત્ય નથી એટલુંજ નહિ પણ અસત્યનું મૂળ જે અન્યાય તે પણ તેનામાં નથી. અસત્ય અને અન્યાય વચ્ચેનો સંબંધ જોવા માટે જુઓ રૂમી. ૨; ૮. ૧ કોરીં. ૧૩; ૬. ૨ થેસ્સા. ૨; ૧૨.

[૧૯] શું મુસાએ તમને નિયમશાસ્ત્ર આપ્યું નથી? પણ તમારામાંનો કોઈ તે નિયમશાસ્ત્ર પાળતો નથી. તમે મને મારી નાખવાની કેમ કોશિશ કરો છો?

૫; ૪૫, ૪૬માં જે દલીલ હતી તેના જેવીજ આ છે, અને આ પદનો અર્થ ૨૨, ૨૩ અને ૨૪મા પદમાં જે કહેવામાં આવ્યું છે તેથી સ્પષ્ટ થાય છે. ઇસુ પ્રત્યે યહુદીઓને દ્વેષ હતો અને તેનું કારણ તેમના ધારવા પ્રમાણે તેણે કરેલો વિશ્રામવારનો ભંગ હતો. તેમના નેતાઓના મનમાં આ દ્વેષ એટલો બધો ઉંડો ઉતર્યો હતો કે તેઓ તેને મારી નાખવાને પણ પ્રયત્ન કરતા હતા. આવો જે પ્રયત્ન તેઓ કરતા હતા તેજ મોટામાં મોટો નિયમભંગ ગણાય.

[૨૦] લોકોએ ઉત્તર આપ્યો કે, તને ભૂત વળગેલું છે; કોણ તને મારી નાખવાની કોશિશ કરે છે?

યહુદી નેતાઓ ઇસુને મારવાનો પ્રયત્ન કરી રહ્યા હતા એ વાતની સૌ લોકોને ખબર નહોતી અને તેથીજ તેઓ ઇસુને આ પ્રમાણે કહે છે, તેમની સમજ પ્રમાણે ઇસુના મનમાં આ એક ખોટો ભય હતો અને એવી જાતના ભયનું કારણ એ લોકોના મત પ્રમાણે ભૂતનો વળગાડ હતું. બાપ્તિસ્મા આપનાર યોહાનના સંબંધમાં પણ લોકો આ પ્રમાણે કહેતા હતા (જુઓ માત્થી ૧૧; ૧૮. લુક ૭; ૩૩). આ સુવાર્તામાં આગળ ઉપર (૮; ૪૮; ૧૦; ૨૦)

આજ શબ્દો કહેવામાં આવે છે, પણ ત્યારે તેમાં વધારે દ્વેષ રહેલો છે, અને તેથી ઇસુ તેનો જવાબ વાળે છે.

[21] ઇસુએ તેઓને ઉત્તર આપ્યો કે મેં એક કામ કીધું, અને તમે સઘળા આશ્ચર્ય પામ્યા છો.

લોકોએ તેને જે કહ્યું તે પર ધ્યાન નહિ આપતાં ઇસુ પોતાનું કહેવું ચાલુજ રાખે છે. મેં બેથેસ્દામાં એક માણસને સાજો કર્યો તે તમને નિયમભંગ જેવું જણાય છે ખરૂં. તો પણ ખરી રીતે જોતાં, નિયમમાં જે ભાવાર્થ રહેલો છે તે મુજબજ હું વર્ત્યો છું, પણ તમે તેમાં મારો મોટો દોષ જુઓ છો અને તેને માટે મને મારવાને તૈયાર થયા છો.

[22] આ કારણથી મુસાએ તમને સુનતનો નિયમ આપ્યો છે (તે મુસાથી છે એમ તો નહિ, પણ પૂર્વજોથી છે); અને તમે વિશ્રામવારે માણસની સુનત કરો છો.

**આ કારણથી,** જુઓ પદ ૨૩.

**તે મુસાથી......પૂર્વજોથી છે.** સુન્નતક્રિયા કરવાનો હુકમ પ્રથમ ઇબ્રાહીમને આપવામાં આવ્યો હતો, અને ત્યાર પછી ઘણે વરસે મુસાની મારફતે દસ આજ્ઞાઓ આપવામાં આવી, કે જેમાં સાબ્બાથ પાળવાની પણ આજ્ઞા આવી જાય છે. પ્રથમનો આપેલો હુકમ (એટલે સુન્નત વિષે) પાળવા જતાં પાછળનો આપેલો હુકમ (ચોથી આજ્ઞા વિષે) તોડવો પડે તો કશી હરકત નહિ. હવે કર્મક્રિયા પાળવા જતાં સાબ્બાથભંગ થતો ન હોય, તો એથી વિશેષ દયાજન્ય કૃત્ય તે દિવસે કરવાથી સાબ્બાથનો ભંગ કેમ કરીને થઇ શકે?

[23] મુસાના નિયમશાસ્ત્રનું ઉલ્લંઘન ન થાય એટલા સારૂ જો કોઇ માણસની સુન્નત વિશ્રામવારે કરવામાં આવે છે, તો મેં વિશ્રામવારે એક માણસને પુરો સાજો કર્યો, તે માટે શું તમે મારા પર ગુસ્સે થયા છો?

નિયમશાસ્ત્રમાં મુસાએ વિશ્રામવારને દિવસે સુનત કરવાની રજા આપી હતી તેની આ પદના પહેલા ઉપવાક્યમાં વાત કરવામાં આવે છે (જુઓ લેવી. ૧૨ ; ૩). આટલું કહી ઇસુ એમ કહેવા માગે છે કે, સુનત કરવાનું કામ જેથી માણસનું માત્ર એકજ અંગ શુદ્ધ થાય છે તે વિશ્રામવારે કરવાની છુટ મુસાએ પોતે આપી છે, તો પછી મેં તો એક માણસનાં સર્વ અંગ શુદ્ધ અને સાજાં કર્યાં છે, તેમાં તમને શું ખોટું લાગ્યું છે?

[24] દેખાવ પ્રમાણે ન્યાય ન ઠરાવો, પણ યથાર્થ ન્યાય ઠરાવો.

કોઇ પણ બાબતનો ઉપરઉપરથી જોઇને ઇન્સાફ કરવો નહિ. "યથાર્થ ન્યાય" એ શબ્દની આગળ મૂળમાં નિશ્ચયાર્થ શબ્દ છે, તેથી ઇસુ એવું કહેવા માગે છે કે આજ બાબતનો જે ખરો અને પુરો ફેંસલો તે તમે આપો.

[૨૫] ત્યારે યરૂશાલેમમાંના કેટલાએકે કહ્યું કે, જેને તેઓ મારી નાખવાની કોશિશ કરે છે તે શું એજ નથી ?

આ લોકો ૨૦મા પદમાં જેમની વાત કરવામાં આવી છે તેમનાથી તદ્દન જુદાજ હતા, અને તેઓ યરૂશાલેમના હોવાથી ત્યાંના નેતાઓના વિચાર વધારે સારી રીતે જાણતા હતા. ઇસુ આવી ખુલ્લી રીતે બોલતો હતો અને પોતાનો બચાવ કરતો હતો એ જોઇને તેમને નવાઇ લાગી હતી, અને તેથી તેઓ આ પ્રમાણે કહે છે. "ત્યારે" શબ્દ પણ એજ બતાવે છે. આ વાત નીચેના પદ ઉપરથી વધારે સ્પષ્ટ થાય છે.

[૨૬] પણ જુઓ, એ તો પ્રગટ રીતે બોલે છે, અને તેઓ તેને કંઈ કહેતા નથી! અધિકારીઓ શું ખરેખર જાણતા હશે કે, એ ખ્રીસ્તજ છે ?

ઇસુ આટલું બધું સ્પષ્ટ બોલે છે તેમ છતાં યહુદીઓના નેતાઓ તેની વિરૂદ્ધ કંઇ પગલું લેતા નથી એ જોઇને આ માણસોને બહુ નવાઇ લાગે છે; અને તેઓને યહુદીઓના નેતાઓનું આવી જાતનું પગલું ન લેવાનું કારણ માત્ર એકજ લાગે છે, અને તે એ છે કે તેઓ કદાચિત ઇસુ એ ખ્રીસ્ત છે એમ માનવા લાગ્યા હોય. યહુદીઓના અધિકારીઓ ઇસુને મારી નાખવાના પ્રયત્નના સંબંધમાં બહુ આગળ વધ્યા હતા એમ આ બે પદ ઉપરથી આપણને ચોક્કસ માલુમ પડે છે.

[૨૭] તો પણ અમે એ માણસને જાણીએ છીએ કે તે ક્યાંથી [આવેલો] છે; પણ જ્યારે ખ્રીસ્ત આવશે, ત્યારે કોઈ જાણશે નહિ કે તે ક્યાંથી [આવ્યો] છે.

૨૬મા પદમાં તેમ અહીં જે કહેવામાં આવ્યું છે તે આ બધા લોકોના મનની અનિશ્ચિત સ્થિતિ બહુ સારી રીતે બતાવે છે. એક પળે તેઓ એમ ધારે છે કે ઇસુ એ ખ્રીસ્તજ છે, અને બીજીજ પળે તેમના મનમાં શંકા ઉઠે છે. કદાચિત તે ખ્રીસ્ત હોય એ વાતનો વહેમ પણ તેમને અધિકારીઓ તેની સામે પગલાં લેતા નથી એ ઉપરથી આવે છે, અને તે ખ્રીસ્ત નથી એ વાતની શંકા તેમને ઇસુ અમુક જગાનો રહેવાસી છે કે નહિ એવી વાત ઉપરથીજ પડે છે. વળી આવી વાતમાં પણ ખરૂં સત્ય શું છે તે જાણવાની તેઓ પરવા કરતા નહોતા. તેઓ એમ સમજતા હતા કે ઇસુ નાઝારેથનો હતો, ત્યારે ખરી વાત એ હતી કે તે દાઉદના ગામ બેથલેહેમનો હતો (જુઓ માત્થી ૧૩; ૫૪).

**પણ જ્યારે......તે ક્યાંથી છે.** યહૂદી લોકોમાં એવી માન્યતા હતી કે મસીહ એકાએક અને કોઇ ન જાણતું હોય એવા સ્થાનમાંથી આવવાનો છે. આ વિચાર તેમણે દાનીયેલ ૭; ૧૩ અથવા યશાયાહ ૫૩; ૮માંથી લીધો હોય એ સંભવિત છે. આ માન્યતાનું બીજું રૂપ એ હતું કે જે માણસ મસીહ તરીકે પ્રગટ થવાનો છે તે જ્યાં સુધી એલીયાહથી અભિષિક્ત થાય નહિ ત્યાં સુધી હું મસીહ છું એવું તે પોતે પણ જાણે નહિ.

[28] એ માટે ઇસુએ મંદિરમાં બોધ કરતાં ઘાંટો પાડીને કહ્યું કે, તમે મને જાણો છો, અને હું ક્યાંથી [ આવ્યો ] છું તે પણ તમે જાણો છો; અને હું તો મારી મેળે આવ્યો નથી, પણ જેણે મને મોકલ્યો છે તે સત્ય છે, તેને તમે જાણતા નથી.

**ઘાંટો પાડીને કહ્યું.** આ લોકોના મિથ્યા વિચાર, વાતો, ચર્ચા, શંકા વગેરેથી આવેશમાં આવી જઇ ઇસુ મોટે અવાજે તેમને કહે છે ( જુઓ પદ ૩૭: ૧૨; ૪૪: ૧; ૧૫).

**તમે મને......તે પણ તમે જાણો છો.** એ લોકોએ ઇસુના સંબંધમાં જે કંઇ કહ્યું હતું તે ઇસુ સ્વીકારે છે, તો પણ ઇસુ વિષે અને તેની ઉત્પત્તિ વિષે તેમનું જે જ્ઞાન તે તો માત્ર ઉપરઉપરનું હતું, જ્યારે એ બાબતો વિષેનું તેનું પોતાનું જ્ઞાન આંતરિક તથા ખાતરીપૂર્વક હતું.

**અને હું તો મારી મેળે આવ્યો નથી** ( જુઓ ૫; ૩૦: ૮; ૨૦: ૯; ૩૦. માર્ક ૧૨; ૧૨). આ ઉપવાક્યમાંનું 'અને' 'પણ' ના અર્થમાં લેવાનું છે. આ સુવાર્તિક 'અને' શબ્દનો ઉપયોગ ઘણે સ્થળે એ પ્રમાણે કરે છે. ઇસુ એવું કહેવા માગે છે કે, મારા વિષે તમે થોડુંઘણું જાણો છો ખરા, પણ મારા વિષેની મુખ્ય વાત જે જાણવાજોગ છે એટલે દેવપિતાએ મને મોકલ્યો છે તે વાતનું તમને ભાનજ નથી.

**સત્ય.** આ શબ્દ ૧; ૯માં વાપર્યો છે તેજ છે, અને તેનો અર્થ 'પૂર્ણ' એવો કંઇક થાય છે. એ ઉપવાક્યનો અર્થ "જેણે મને મોકલ્યો છે" તે જેવો ખરો મોકલનાર હોવો જોઇએ તેવોજ છે. તેના પર હું આધાર રાખું છું અને તેની પાસેથી શક્તિ પામતો રહું છું. તેને વિષે તમે તો અજાણ છો."

[29] હું તેને જાણું છું; કેમકે હું તેની પાસેથી [ આવ્યો ] છું, અને તેણે મને મોકલ્યો છે.

ઉપલા પદમાં છેલ્લા ઉપવાક્યમાં કહેવામાં આવ્યું છે કે તેને તમે જાણતા નથી, અને તેના મુકાબલામાં ઇસુ અહીં કહે છે કે, હું તેને જાણું છું. આ ઉપરાંત આ પદમાં ઇસુના આ જાણવાનું, આ જ્ઞાનનું કારણ આપવામાં આવ્યું છે, અને

એ કારણ તેની દેવની સાથેની તાત્વિક એકતા અને કાર્યની એકતા છે. "હું તેની પાસેથી (આવ્યો) છું" એ વચનથી તાત્વિક ઐક્ય સૂચવવામાં આવ્યું છે; અને "તેણે મને મોકલ્યો છે" એ વચનથી કાર્યનું ઐક્ય સૂચવવામાં આવ્યું છે.

[૩૦] માટે તેઓએ તેને પકડવાને પ્રયત્ન કર્યો, પણ તેનો સમય હજી આવ્યો ન હતો, માટે કોઈએ તેના પર હાથ નાખ્યો નહિ.

પોતાની ઉત્પત્તિ અને કાર્ય ઐશ્વરી છે એવો દાવો ઇસુ યહુદીઓ આગળ કરે છે, અને તેથી તેઓ તેને મારવા માટે પકડવાનો પ્રયત્ન કરે છે, પણ તે પ્રયત્નમાં તેઓ નિષ્ફળ નીવડે છે. "તેઓ" એટલે અધિકારીઓ, સાન્હેદ્રીમના સભાસદો.

**સમય.** આ તેના દુ:ખસહનનો સમય હોવો જોઇએ (સરખાવો પદ ૬ : ૨ ; ૪ : ૧૩ ; ૧). ઇસુને આ લોકો અત્યારે પકડી શક્યા નહિ તેનું એક કારણ તો એ હતું કે તેમને લોકોની બીક લાગતી હતી, પણ એનું ખરૂં કારણ સુવાર્તિક આપણને જણાવે છે તેમ એ કામને માટે પ્રભુનો ઠરાવેલો જે સમય તે હજી આવી પહોંચ્યો નહોતો.

[૩૧] પણ લોકોમાંથી ઘણાએ તેના પર વિશ્વાસ કર્યો, અને કહ્યું કે, ખ્રીસ્ત આવશે, ત્યારે આ માણસે જે ચમત્કાર કીધા છે તે કરતાં શું તે વધારે કરશે?

એક બાજુ યહુદી અધિકારીઓ પકડવાનો પ્રયત્ન કરે છે, ત્યારે બીજી બાજુ લોકોમાંથી ઘણા તેના પર વિશ્વાસ કરવા લાગે છે. તો પણ તેઓ અત્યારે ઇસુને ખ્રીસ્ત તરીકે માને છે કે નહિ એ એક સવાલ છે. આ બાબતમાં તેમનો નિશ્ચય પૂર્ણ રીતે દઢ થયો હોય એ સંભવિત નથી.

[૩૨] તેને વિષે લોક એવી કચકચ કરતા હતા, એ ફરોશીઓએ સાંભળ્યું, ત્યારે મુખ્ય યાજકોએ તથા ફરોશીઓએ તેને પકડવાને ભાલદાર મોકલ્યા.

**મુખ્ય યાજકોએ તથા ફરોશીઓએ.** માત્થીની સુવાર્તામાં પણ આ બન્ને વર્ગના લોકો ભેગા જોવામાં આવે છે (જુઓ માત્થી ૨૧ ; ૪૫ : ૨૭ ; ૬૨) આ શબ્દો સાન્હેદ્રીમ સભાને માટે વાપરવામાં આવ્યા હોય એ સંભવિત છે.

**મુખ્ય યાજકો.** આ સંજ્ઞા આન્નાસ (જુઓ ૧૮ ; ૧૩) કે એલીઅઝાર વગેરે જેમણે મુખ્ય યાજકની પદવી ભોગવી હતી, કેવળ તેમનેજ માટે અહીં વાપરવામાં આવી હોય એમ લાગતું નથી, પણ જે કુટુંબોના તેઓ પ્રતિનિધિ હતા તેમના બીજા માણસો માટે પણ વાપરવામાં આવી હોય એમ લાગે છે.

**ભાલદાર.** સાન્હેદ્રીમના અધિકારયુક્ત નોકરો.

[૩૩] ત્યારે ઇસુએ કહ્યું કે, હજી થોડી વાર હું તમારી સાથે છું; પછી જેણે મને મોકલ્યો છે તેની પાસે હું જાઉં છું.

ઇસુએ પોતાની પાસે આ ભાલદારોને આવેલા જોઇ આ પ્રમાણે કહ્યું, પણ તે તેણે ભાલદારોનેજ કહ્યું એમ નથી. તેના વચનમાં તે એમ કહેવા માગે છે કે, હાલ થોડી વાર સુધી હું તમારી મધ્યે છું, તે અરસામાં તમે મને કાંઇ કરી શકશો નહિ, પણ પછીથી તમારી ધારણા સફળ થશે, અને ત્યાર બાદ હું મારા પિતાની પાસે પાછો જઇશ.

[૩૪] તમે મને શોધશો, પણ હું તમને નહિ જડીશ; અને જ્યાં હું [ જાઉં ] છું, ત્યાં તમે આવી નથી શકતા.

હાજર રહેલાઓને ચેતવણી આપતાં ઇસુ કહે છે કે, હાલમાં તમે મારૂં માનતા નથી, પણ એવો વખત આવશે કે જયારે તમે પસ્તાઇને મારો આસરો શોધશો પણ હું તમને મળીશ નહિ (સરખાવો ૮; ૨૧).

[૩૫] ત્યારે યહુદીઓએ માંહોમાંહે કહ્યું કે, આ માણસ ક્યાં જશે કે આપણને જડશેજ નહિ? શું હેલેનીઓમાં વેરાઈ ગએલાઓની પાસે જઈને તે હેલેનીઓને બોધ કરશે? [૩૬] તમે મને શોધશો, પણ હું તમને જડીશ નહિ, અને જ્યાં હું [ જાઉં ] છું, ત્યાં તમે આવી નથી શકતા, એવી જે વાત તેણે કહી તે શી છે?

૩૫મા પદમાં યહુદીઓ જે કહે છે તે એક મોટા મ્હેણારૂપે છે. તેમની માન્યતા પ્રમાણે મસીહ યહુદીઓમાંજ કામ કરવાનો હતો, અને ઇસુએ મસીહ હોવાનો દાવો પણ કંઇક અંશે તેમની આગળ કર્યો હતો, અને હવે તે તેમને છોડીને જવાની વાત કરે છે એ બતાવે છે કે તે ખરેખર મસીહ નથી, પણ ઢોંગી છે. વળી તે એવી રીતે જવાનું કહે છે કે તે પાછો જડવાનોજ નથી. આ તેમને એમ બતાવે છે કે તે હેલેનીઓને પણ બોધ કરવાનો છે. મસીહને માટે આથી બીજી વધારે મોટી અધોગતિ તેમને માટે શી હોઇ શકે?

**આ માણસ.** આ શબ્દમાં એક પ્રકારનો તિરસ્કાર રહ્યો છે.

**હેલેનીઓમાં વેરાઈ ગએલાઓ.** જે યહુદીઓ પાલેસ્તાઇનની બહાર વસ્યા હતા તેમને માટે આ નામ વાપરવામાં આવ્યું છે. આ લોકો પહેલાં બાબેલોન, મિસર અને સીરિઆમાં વસ્યા હતા, અને ત્યાંથી તેઓ બીજા દેશોમાં પણ વેરાઇ ગયા હતા.

**હેલેનીઓ.** આ શબ્દ યહુદીઓ સિવાયની બીજી જાતિના લોકો માટે વાપરવામાં આવ્યો છે. ઇસુના વિરોધીઓ અહીં એવું કહેવા માગે છે કે, ઇસુ કદાચિત હેલેનીઓમાં રહેલા યહુદીઓમાં જઇ તેમને બોધ કરશે, એટલુંજ નહિ

પણ તેમની આસપાસ રહેનારા વિદેશીઓને પણ બોધ કરશે, અને એવું કાર્ય તો યહુદીઓની દૃષ્ટિમાં, ખરા મસીહને બિલકુલ શોભે નહિ.

[37] હવે પર્વને છેલ્લે તથા મોટે દહાડે ઇસુએ ઉભા રહીને ઘાંટો પાડતાં કહ્યું કે, જો કોઈ તરસ્યો હોય, તો તે મારી પાસે આવીને પીએ.

**પર્વને છેલ્લે તથા મોટે દહાડે.** આ ઘણું કરીને માંડવાપર્વનો આઠમો દિવસ હતો (જુઓ લેવી. ૨૩ ; ૩૬, ૩૯. ગણના ૨૯ ; ૩૫. નહેમ્યાહ ૮ ; ૧૮). આ દિવસે લોકો મંદિરમાં યજ્ઞાર્પણ ચઢાવ્યા બાદ પોતપોતાને ઘેર પાછા જતા હતા.

**જો કોઇ તરસ્યો હોય.** આ પર્વના પહેલા સાત દિવસ સુધી શીલોઆહના હોજમાંથી સોનાના કળશમાં પાણી લાવી મંદિરમાં એક રૂપાના વાસણમાં નાખી તેનું પેયાર્પણ કરવામાં આવતું હતું, અને એ ઉપરથી ઇસુએ પોતાનું રૂપક લીધેલું છે, એમ માનવામાં આવે છે. આ પેયાર્પણ યહુદીઓને રાનમાં ખડકમાંથી પાણી મળ્યું હતું તેના સ્મરણાર્થે કરવામાં આવતું હતું. પર્વને આઠમે દિવસે આ પેયાર્પણ કરવામાં આવતું નહોતું, અને તેથી ઇસુ તે દિવસે તેની યાદ દેવડાવી તેનો અને પોતાનો મુકાબલો વધારે સારી રીતે કરી શકે છે. આ જળ એક દિવસે પણ ખુટવાનું હતું અને વળી જે તેને પીએ છે તે તરસ્યો થાય છે, પણ જે જળ તે પોતે આપે છે તે અખુટ છે અને તે પીને ફરી કોઇ તરસ્યું થતું નથી.

[38] શાસ્ત્રના વચન પ્રમાણે જે કોઈ મારા પર વિશ્વાસ કરે છે, તેના પેટમાંથી જીવતા પાણીની નદીઓ વહેશે.

**શાસ્ત્રના વચન પ્રમાણે.** કેટલાક ટીકાકાર કહે છે કે આ શબ્દો આ પદમાંના "જે કોઇ મારા પર વિશ્વાસ કરે છે" એ શબ્દો સાથે લેવાના છે, અને બીજા કહે છે કે "તેના પેટમાંથી ..વહેશે" એ શબ્દો સાથે લેવાના છે. આ બીજું અનુમાન વધારે યોગ્ય લાગે છે. જો કે શાસ્ત્રના કોઇ પણ ભાગમાં "તેના પેટમાંથી" એ શબ્દો નથી, તોપણ આ ભાવાર્થનાં કેટલાંક વચનો છે (જુઓ યશાયાહ ૪૪ ; ૩ : ૧૮ ; ૧૧. ઝખાર્યાહ ૧૪ ; ૮).

**જે કોઇ મારા પર વિશ્વાસ કરે છે.** આ તૃષાતુર હોવા પછીની બીજી અવસ્થા છે.

**તેના પેટમાંથી...નદીઓ વહેશે.** જે માણસ તરસ્યો થઇને ઇસુ પાસે આવીને તેના પર વિશ્વાસ કરે છે તેનામાં ઇસુ પોતે અખુટ ઝરણ થઇ રહે છે અને તે બીજાઓને જીવનનું જળ આપી શકે છે (જુઓ ૪ ; ૧૪ : ૫ ; ૨૬ : ૬ ; ૫૭).

[39]પણ તેના પર વિશ્વાસ કરનારાઓને જે આત્મા મળવાનો હતો તે વિષે તેણે એ કહ્યું; કેમકે ઇસુને હજી મહિમાવાન કરવામાં આવ્યો ન હતો, માટે પવિત્ર આત્મા હજી [આપવામાં આવ્યો] ન હતો.

પ્રભુ ઇસુમાં પવિત્ર આત્મા સંપૂર્ણ રીતે હતો (૩ ; ૩૪), અને તેની મારફતે તેના લોકોમાં એ પવિત્ર આત્મા પોતાનું કાર્ય ચલાવ્યા કરતો હતો ખરો (૬ ; ૬૩); છતાં જ્યાં સુધી પ્રભુ ઇસુ સ્વર્ગારોહણદ્વારે મહિમાવાન ન કરાય ત્યાં સુધી એ પવિત્ર આત્મા ખ્રીસ્તના પ્રતિનિધિ તરીકે અને સંબોધક તરીકે અપાય નહિ, એવું અહીં કહેવામાં આવ્યું છે.

**કેમકે ઇસુને હજી મહિમાવાન કરવામાં આવ્યો ન હતો** (જુઓ ૧૬ ; ૭ : ૨૦ ; ૧૭). ઇસુના મહિમાવાન કરાવાની વાત આ સુવાર્તામાં અહીં પહેલવહેલી થાય છે, અને એ વિચાર આ સુવાર્તિકના ખાસ લક્ષણરૂપ છે. એમાં તેનાં દુઃખભોગ, ઉત્થાન અને સ્વર્ગારોહણ, એ ત્રણેનો સમાવેશ થાય છે. કોઇ કોઇ વાર યોહાન તેમ ઇસુ પોતે તેના મૃત્યુને મહિમાવાન થવાનું કાર્ય ગણે છે (જુઓ ૧૨ ; ૨૩, ૩૨).

**પવિત્ર આત્મા.** અસલના ઘણાખરા હસ્તલેખોમાં "પવિત્ર" શબ્દ નથી, તેમ "આત્મા" સાથે નિશ્ચયાર્થ શબ્દ નથી, અને તેથી "પવિત્ર આત્માની કંઇ શક્તિ" કે દાન કે કાર્ય સૂચવાય છે (સરખાવો ૧ ; ૩૩ : ૨૦ ; ૨૨).

પદ ૪૦-૫૨. સંભાષણની વિવિધ અસર.

[40]તે માટે લોકોમાંથી કેટલાએક એ વાતો સાંભળીને કહ્યું કે, [આવનાર] પ્રબોધક ખચિત એજ છે.

આ પર્વમાં જે કંઇ ઉપદેશ આપ્યો હતો તેનું લોકોના મન ઉપરનું પરિણામ હવે આપણને જણાવવામાં આવે છે. લોકોનાં મન ઉપર જુદી જુદી છાપ પડી હતી અને તેને વિષે જે જુદા જુદા મત ઉભા થયા હતા તે આપણને આ પદમાં તેમ નીચેના પદમાં જણાવેલ છે. એમાંનો પહેલો એ કે જે પ્રબોધક આવવાનો હતો તેજ આ ઇસુ. (સરખાવો ૧ ; ૨૧. પુન. ૧૮ ; ૧૫).

[41]બીજાઓએ કહ્યું કે, એજ ખ્રીસ્ત છે, પણ કેટલાએક કહ્યું કે, શું ગાલીલમાંથી ખ્રીસ્ત આવવાનો છે?

બીજો મત તેને ખ્રીસ્ત તરીકે ગણવાનો હતો, પણ આ મતની વિરૂદ્ધ ઘણા માણસો હતા અને તે માત્ર બાહ્ય કારણને લીધે હતું.

[42]શું શાસ્ત્રમાં એવું નથી લખેલું કે, દાઉદના વંશમાંથી તથા બેથલેહેમ ગામમાં દાઉદ હતો ત્યાંથી ખ્રીસ્ત આવવાનો છે?

આ લોકો માત્ર બાહ્ય બાબત ઉપર દૃષ્ટિ રાખતા હતા અને તેમાં પણ તેઓ ચોક્કસ તપાસ કરતા નહોતા. ઇસુ "ખ્રીસ્ત" નથી એમ કહેવાને તેઓ જે કારણો આપે છે તે ઇસુને બિલકુલ લાગુ પડતાં નહોતાં, અને તેમણે પુરી તપાસ કરી હોત તો તેમને માલુમ પડત કે ઇસુ એ ખ્રીસ્ત હોવાને માટે તેમના કહેવા પ્રમાણે જે વાત અવશ્યની હતી તે ઇસુના સંબંધમાં મળી આવતી, કારણ કે ઇસુ દાઉદના વંશનો હતો તેમ તે બેથલેહેમમાં જન્મ પણ પામ્યો હતો. આ બે વાતના સંબંધમાં જુના કરારમાં જુદે જુદે ઠેકાણે કહેવામાં આવ્યું છે (જુઓ ગીત. ૧૩૨; ૧૧. યિર્મેયાહ ૩૩; ૫. યશાયાહ ૧૧; ૧, ૧૦. મીખાહ ૫; ૨).

[૪૩]એ માટે તેને વિષે લોકોમાં ફુટ પડી.

ફૂટ, એટલે ભારે મતફેર. જુઓ ૯; ૧૬ : ૧૦; ૧૯. ૧ કોરીં. ૧; ૧૦: ૧૨; ૨૫.

[૪૪]તેઓમાંના કેટલાકે તેને પકડવા ચાહ્યું; પણ તેના ઉપર કોઈએ હાથ નાખ્યો નહિ.

આ લોકો આ સમુદાયમાંનાજ હતા. તેઓ ઇસુથી નારાજ થયા હતા અને તેથી તેમણે તેને પકડીને યહુદીઓની સભા પાસે લઇ જવા ધાર્યું.

[૪૫]ત્યારે ભાલદારો મુખ્ય યાજકો તથા ફરોશીઓની પાસે આવ્યા; તેઓએ તેઓને પૂછ્યું કે, તમે તેને કેમ લાવ્યા નહિ?

સાન્હેદ્રીમ સભાએ જે ભાલદારોને મોકલ્યા હતા (પદ ૩૨) તેમની રાહ તેઓ જોઇ રહ્યા હતા. આ દિવસ સાબ્બાથવાર હતો, તેમ છતાં એ સભા બેસી રહી હતી એ બતાવે છે કે તેમણે ઇસુને પકડી તેને શિક્ષા કરવાનો પક્કો નિશ્ચય કર્યો હતો.

[૪૬]ભાલદારોએ ઉત્તર આપ્યો કે, એના જેવું કદી કોઈ માણસ બોલ્યું નથી.

આ ભાલદારો યહુદીઓના નેતાઓ કરતાં વધારે ભોળા હતા અને તેથી તેમના મન ઉપર ઇસુના બોલવાની બહુ સારી છાપ પડી હતી. એ કારણથીજ તેઓએ તેને પકડ્યો નહોતો.

[૪૭]ત્યારે ફરોશીઓએ તેઓને ઉત્તર દીધો કે, શું તમે પણ ભુલાવો ખાધો?

આ કાર્યમાં ફરોશીઓ સૌથી વધારે આગળ પડતો ભાગ લે છે એ આ પદ ઉપરથી આપણને બરાબર જણાય છે.

**તમે.** આ સર્વનામ ઉપર મૂળમાં ભાર મૂકેલો છે, અને તેથી ફરોશીઓ ભાલદારોને એમ કહેવા માગે છે કે, તમારૂં કામ તો માત્ર અમારો હુકમ ઉઠાવવાનો છે, અને તમે અમારા નોકર છતાં ભુલાવો ખાધો ?

[48]અધિકારીઓમાંથી અથવા ફરોશીઓમાંથી શું કોઈએ તેના પર વિશ્વાસ કર્યો છે?

આ સવાલની મતલબ એવી છે કે અધિકારીઓ જેના કેવળ તમે નોકર છો અને ફરોશીઓ જેઓનાં મન મનાવવા તમે બંધાએલા છો તેઓમાંથી કોઈએ એ ઈસુ પર વિશ્વાસ કર્યો છે ?

[49]પણ આ જે લોક નિયમશાસ્ત્ર જાણતા નથી તેઓ શાપિત છે.

ફરોશીઓ સામાન્ય લોક તરફ જે તિરસ્કારની દૃષ્ટિથી જોતા હતા તે તેમના આ વચન ઉપરથી આપણે જાણી શકીએ છીએ. આનું કારણ એ છે કે તેઓમાં પોતાના જ્ઞાન વિષે અભિમાન હતું. કોઈ પણ ધાર્મિક અધિકારીઓનો વર્ગ જે વંશપરંપરાથી ચાલતો હોય, તે આગળ ઉપર આવો અભિમાની થાય છે, અને બીજાનો તિરસ્કાર કરે છે. હિન્દુસ્તાનમાં બ્રાહ્મણોએ પણ આ પ્રમાણે વારંવાર કર્યું છે અને એ વાતની હિન્દુ ધર્મનો ઇતિહાસ સાક્ષી પુરે છે. ફરોશીઓના મત પ્રમાણે આ લોક નિયમશાસ્ત્ર જાણતા નહોતા અને તેથી તેઓ પામર કે અધમ ગણાતા હતા.

[50]નીકોદેમસ (તેઓમાંનો એક, જે અગાઉ તેની પાસે આવ્યો હતો, તે) તેઓને પૂછે છે, [51]માણસનું સાંભળ્યા અગાઉ અને તે જે કરે છે તે જાણ્યા વિના આપણું નિયમશાસ્ત્ર શું તેનો ન્યાય કરાવે છે?

ફરોશીઓમાં પણ એકાદ માણસ તો ઈસુનો પક્ષ લેવા તયાર થયો હતો, અને તે એમ બતાવે છે કે ઈસુના બોધની અસર તેમના પર પણ વધારે નહિ તો થોડે અંશે થઈ હતી. એ ઉપરાંત આ વાત બીજું એ બતાવે છે કે કોઈ એક વર્ગનાં બધાં મનુષ્ય સરખાં હોતાં નથી, અને તેમાં પણ સારાનરસા જોવામાં આવે છે. અહીં નીકોદેમસ વધારે નહિ તો એટલું તો સ્પષ્ટ કહે છે કે, નિયમશાસ્ત્ર પ્રમાણે ફરોશીઓએ ઈસુના સંબંધમાં પૂરી તપાસ કરવી જોઈએ અને ત્યાર પછીજ તેઓ તેને પકડી શકે (જુઓ પુન. ૧ ; ૧૬. નિર્ગ. ૨૩ ; ૧).

**આપણું નિયમશાસ્ત્ર.** ફરોશીઓએ પોતાનો બચાવ નિયમશાસ્ત્રને આધારે કર્યો હતો અને તેઓ પોતાને તેના ઈજારદાર ગણતા હતા અને તેથી નીકોદેમસના આ શબ્દો તેમના પોતાના મોંહોડાથીજ તેમને વખોડી કાઢતા હતા, અને પુન. ૧ ; ૧૬, ૧૭ : ૧૭ ; ૮ : ૧૯ ; ૧૫ જેવાં વાક્યમાંની વાત તેઓ ભૂલી જતા હતા.

[૫૨]તેઓએ તેને ઉત્તર આપ્યો કે, તું પણ શું ગાલીલનો છે? શોધ કરીને જો, કેમકે કોઈ પ્રબોધક ગાલીલમાંથી ઉત્પન્ન થતો નથી.

**તું પણ શું ગાલીલનો છે?** આ વચનથી ફરોશીઓ એમ કહેવા માગે છે કે ઇસુના શિષ્યો કે પ્રશંસકો માત્ર ગાલીલના રહેવાસીજ હતા. અહીં તેઓ યહુદીઓ તરીકે બોલે છે અને યહુદીઓ ગાલીલના લોકો પ્રત્યે તિરસ્કારનો જે ભાવ દર્શાવતા હતા તે દર્શાવે છે.

**શોધ કરીને જો,** એટલે શાસ્ત્રમાં તપાસ કરો.

**કોઇ…થવાનો નથી.** જુના કરાર પરથી આપણે જાણીએ છીએ કે ઓછામાં ઓછા એક પ્રબોધક (યૂના) ગાલીલમાં પેદા થયો હતો (૨ રાજા. ૧૪; ૨૫), અને બીજા પણ થયા હશે, જેમકે નાહૂમ, હોશીઆ, એલીશા. એ વાત આ ફરોશીઓ જાણતા હતા, તો પણ અદેખાઇ કે ગુસ્સાને કારણે તેઓ એ વાત ભુલી જાય છે, નહિ તો તકરારના જુસ્સામાં જેહઓ તે કરતાં વધારે એકદમ બોલી જાય છે. એટલું તો ખરૂં કે ઘણે ભાગે ગાલીલમાંથી પ્રબોધકો ઉભા થતા નહોતા, અને તેથી એ સ્થળમાં મસીહ પ્રગટ થાય એ અસંભવિત જણાતું.

(૭ ; ૫૩—૮ ; ૧૧) ક્ષેપક.

વ્યભિચારમાં પકડાએલી સ્ત્રી વિષેની વાત.

ઘણા વિદ્વાનોનો એવો મત છે કે આ વિભાગ ક્ષેપક છે, અને તેનાં કારણો અભ્યંતર તેમ બાહ્ય છે. આ વિભાગની ભાષા યોહાન સુવાર્તિકની ભાષા નથી, તેમ તે જુનામાં જુના હસ્તલેખોમાં નથી. વળી ૮ ; ૧૨માં અને આગળ જે કહેવામાં આવે છે તેનો સંબંધ ૭ ; ૫૨ સાથે બરાબર જોવામાં આવે છે, અને આ વિભાગ અંદર આવવાથી એ સંબંધ તુટી જાય છે. એમ છતાં એ વાત પ્રેરિતોના વખતથી ઇસુના જીવનની એક બનેલી બીના મનાતી આવી છે, અને તે કેટલાક જુના હસ્તલેખોમાં લુકની સુવાર્તાના ૨૧મા અધ્યાય પછી મૂકવામાં આવે છે. આના સંબંધમાં સત્ય ગમે તે હોય પણ એટલું તો ચોક્કસ છે કે આ વાત ઉપર ઇસુના ચારિત્ર્યની ખાસ છાપ છે. વિશેષ ધ્યાનમાં લેવા લાયક બાબત એ છે કે આમાં જણાવેલું છે કે અમુક પાપીષ્ટ કૃત્ય સંબંધે ઇસુ કેવી રીતે વર્ત્યો.

[૫૩]પછી તેઓ પોતપોતાને ઘેર ગયા.

આ પદમાં વર્ણવેલા માણસો કોણ કોણ હતા, અને એમનો સમાગમ ઇસુ સાથે ક્યારે અને ક્યાં થયો, તેની આપણને લેશમાત્ર ખબર નથી.

# અધ્યાય ૮ મો.

[1] પણ ઈસુ જૈતુનના પહાડ પર ગયો.

યોહાનની સુવાર્તામાં જૈતુનના પહાડનું નામ ક્યાંય પણ જોવામાં આવતું નથી, અને વળી જ્યારે તે કોઈ પણ નવા સ્થાનનું નામ આપે છે ત્યારે તેના સંબંધમાં કંઈક વિશેષ હકીકત આપે છે ( જુઓ ૧ ; ૪૪ : ૪ ; ૫ : ૫ ; ૨ : ૬ ; ૧ : ૧૯ ; ૧૩, ૧૭ ). આ પહાડનું નામ બીજી સુવાર્તાઓમાં ઇસુના જીવનના આખરના ભાગના સંબંધમાં ઘણી વખત જોવામાં આવે છે.

[2] પરોઢીએ તે ફરી મંદિરમાં આવ્યો ત્યારે સઘળા લોક તેની પાસે આવ્યા, અને તેણે બેસીને તેઓને બોધ કીધો. [3] ત્યારે શાસ્ત્રીઓ તથા ફરોશીઓ વ્યભિચારમાં પકડાએલી એક બાયડીને લાવે છે; [4] અને તેણીને વચમાં ઉભી રાખીને, તેઓ તેને કહે છે કે, ગુરૂ, આ બાયડી વ્યભિચાર કરતાંજ પકડાઈ છે.

આમાં જે માણસોનું વર્ણન આવે છે તેઓ સાન્હેદ્રીન સભાના પ્રતિનિધિ તરીકે આવ્યા હતા એમ સમજવાનું નથી. પણ તેમાંના કેટલાએક પોતાની મેળે ઇસુની પરીક્ષા કરવા સારૂ આવું પગલું ભરે છે, કે જેમાં તેમની ધૃષ્ટતા સારી પેઠે નજરે પડે છે.

[5] હવે મુસાએ નિયમશાસ્ત્રમાં આપણને આજ્ઞા આપી છે કે, એવીઓને પત્થરે મારવી, તો તું તેને વિષે શું કહે છે?

પુનર્નિયમ ૨૨ ; ૨૩, ૨૪માં કહેવામાં આવ્યું છે કે જેનું વેવિશાળ કરેલું હોય એવી કન્યા જો વ્યભિચાર કરતાં પકડાય તો તેને પાણે પાણે મારી નાખવી ; જે ઉપરથી એવું લાગે છે કે આ સ્ત્રીનું સગપણ થયું હતું, પણ વિધિપૂર્વક લગ્ન થયું નહોતું.

[6] પણ તેના પર દોષ મુકવાનું [કારણ] તેમને મળી આવે માટે તેનું પરીક્ષણ કરતાં તેઓએ એ કહ્યું. પણ ઈસુએ નીચા વળીને ભોંય પર આંગળીએ લખ્યું.

માત્થી ૨૨ ; ૧૮ માં કરના નાણાના સંબંધમાં ઇસુને જે જાતની મુશ્કેલીમાં યહુદીઓ મુકવા માગતા હતા તેજ પ્રકારની મુશ્કેલી અહીં છે. મુસાનો નિયમ અને રૂમી રાજ્યનો નિયમ આ બાબતમાં જુદો જુદો હતો. મુસાનો નિયમ પાળવા જાય તો રૂમી નિયમ તુટે, અને જો મુસાનો નિયમ તોડવાનું ઇસુ કહે તો તે

નિયમશાસ્ત્રનો ભંગ કરનાર ઠરે અને તેના મસીહ હોવાના દાવાને મોટો ધક્કો પહોંચે.

**આંગળીએ લખ્યું.** ઇસુએ આ વખતે શું લખ્યું હતું તેના સંબંધમાં જુદા જુદા તર્ક કરવામાં આવ્યા છે, પણ તે વ્યર્થ છે. ઇસુ નીચું જોઇ ભોંય ઉપર લખવાનો માત્ર દેખાવ કરતો હતો, અને તે કદાચિત તેમને એ સમજાવવા માટે હતું કે આ સ્ત્રીના સંબંધમાં તમે જે કરો છો અને બોલો છો તે જોવું કે સાંભળવું યોગ્ય નથી. કેટલાક જુના હસ્તલેખોમાં "જાણે તે સાંભળતો ન હોય એમ" એ શબ્દો આ પદની સાથે ઉમેરવામાં આવ્યા છે.

[7]તેઓએ તેને પુછયા કીધું, ત્યારે તેણે ઉભા થઇને તેઓને કહ્યું કે, તમારામાં જે કોઈ પાપ વગરનો હોય તે પહેલો તેના પર પત્થર નાખે.

ઇસુના મૌનનો અર્થ આ લોકો સમજી શક્યા નહિ, અને ઉલટું તેમણે તેને પુછયાજ કર્યું. એ લોકોની ધૃષ્ટતા તેમ દુષ્ટતાની હદ નહોતી, અને તેથી ઇસુ તેમને ઉત્તર પણ યોગ્યજ આપે છે. એ લોકોમાં બધા વ્યભિચારી હતા એમ નહોતું, પણ આ સ્ત્રી પ્રત્યેની તેમ ઇસુ પ્રત્યેની તેમની વર્તણુક ખરેખર ભુંડી હતી અને તેથી ઇસુનું આ વચન તેમને હૈયે બાણની માફક વાગ્યું. ઈસુના આ ઉત્તરની ખુબી એ છે તે આ દોષનો દંડ આપવાના પ્રશ્નને મુસાના નિયમશાસ્ત્રથી વધારે ઉંચા સ્થાનમાં લઇ જઈ તેનું નિરાકરણ કરે છે. ઇસુ નિયમશાસ્ત્રને પૂર્ણ કરવા આવ્યો હતો અને તે તેમાં વળી ક્ષમા અને દયા પ્રેરીને કહે છે.

**પાપ વગરનો.** આનો અર્થ જુદી જુદી રીતે કરવામાં આવ્યો છે. કોઇ કહે છે કે, એ શબ્દો "કેવળ નિષ્પાપ"ના અર્થમાં લેવાના છે. બીજા કહે છે કે અહીં "જેણે વ્યભિચારનો વિચાર કે વ્યભિચારનું કાર્ય ન કર્યું હોય એવો" એ અર્થ થાય છે. ઇસુ આ પદમાં જે કહેવા માગે છે તે તેણે જુદા રૂપમાં માત્થી ૭; ૧-૫માં કહ્યું છે.

**પહેલો.** પુન. ૧૭; ૭ મુજબ જે સાક્ષી હોય તેણે પહેલામાં પહેલો પત્થર મારવાનો હતો.

[8]ફરી તેણે નીચા વળીને આંગળી વડે ભોંય પર લખ્યું.

ઇસુએ પોતાનું આગલું મૌન ચાલુજ રાખ્યું. તેથી એવુ સમજવાનું કે તે સ્ત્રીનો ઇનસાફ કરવાનું તે કબુલ કરતો નથી, હૃદયનો પરીક્ષક હોવાને લીધે તે સારી પેઠે જાણતો હતો કે પત્થર ઉંચકવાની કોઈ હિમ્મત ધરશે નહિ.

[9]તેઓ એ સાંભળીને ઘરડાથી માંડીને એક પછી એક, નીકળી ગયા; અને એકલા ઈસુને તથા વચમાં ઉભી રહેલી બાયડીને મુકી ગયા.

ઇસુએ તેમને જે કહ્યું હતું તે પરથી શરમાઇને અને પોતપોતાના મનમાં દોષિત ઠરીને તેઓ એક પછી એક ચોરની માફક છાનામાના ચાલતા થયા. વિદાય થનારાઓમાં વૃદ્ધ સૌથી પહેલા હતા, કારણ કે તેમને પોતાનાં પાપનો અનુભવ ઘણો હતો. ખરી રીતે તો તેઓએ ઇસુ પાસે આવવુંજ જોઇતું નહોતું. કેટલાક જુના લેખોમાં "તેમનાં અંતઃકરણથી દોષિત ઠરીને" એ શબ્દો આ પદમાં ઉમેરવામાં આવ્યા છે. આ પદમાંનું વર્ણન આબેહુબ છે એ વાત ધ્યાનમાં લેવી જોઇએ.

[10] ત્યારે ઇસુ ઉભો થયો, અને તેને પૂછ્યું કે, બાઈ, તેઓ કયાં છે? શું કોઇએ તને દોષિત ઠરાવી નથી?

ઇસુ જો કે નીચું જોઇ રહ્યો હતો, તોપણ પોતાની આજુબાજુ શું ચાલી રહ્યું હતું તેનું ધ્યાન તેને પુરતી રીતે હતું, અને તેથી જ્યારે બધા ચાલ્યા ગયા ત્યારે તેણે આ સ્ત્રીને આ પ્રમાણે પૂછ્યું.

[11] તેણે કહ્યું કે, પ્રભુ, કોઇએ નહિ. ત્યારે ઇસુએ કહ્યું કે, હું પણ તને દોષિત નથી ઠરાવતો; તું ચાલી જા, હવે પાપ કરતી ના.

**હું પણ તને દોષિત નથી ઠરાવતો.** આરોપીઓ પ્રત્યે ઇસુ ઘણો સખત દિલનો જણાય છે, પણ આ બિચારી પાપી સ્ત્રી પ્રત્યે તે ઘણો દયાવાન દેખાય છે. છેલ્લી વખતે પણ ઇસુ તેનો ઇન્સાફ કરતો નથી, પરંતુ તેને સલાહ આપીને વિદાય કરે છે. સ્ત્રીને તેણે જે કહ્યું તેમાં ક્ષમાસૂચક શબ્દો નથી, પણ તેનો ઇન્સાફ કર્યા વગર, પાપથી દૂર રહેવાની તેને સલાહ આપે છે. કેમકે કોઇને દોષિત ઠરાવવા સારૂ નહિ, પણ સઘળાને શોધવા તથા તારવા સારૂ તે આવ્યો હતો.

## ૮; ૧૨—૯; ૪૧ ખ્રીસ્ત એ સત્ય અને પ્રકાશનું મૂળ.

[12] ઇસુએ ફરી તેઓને કહ્યું કે, જગતનું અજવાળું હું છું; જે મારી પાછળ આવે છે, તે અંધકારમાં નહિ ચાલશે, પણ જગતનું અજવાળું પામશે.

આગળ કહ્યું તે પ્રમાણે આ પદને ૭; ૫૨ના અનુસંધાનમાં લેવાનું છે. ઇસુને ભાલદારો છોડી ગયા પછી થોડી વારે તે પોતાનો ઉપદેશ પાછો શરૂ કરે છે. એ બે વાત વચ્ચે કાળનું કેટલું અંતર હતું તે ચોક્કસ કહી શકાતું નથી. ઘણું કરીને તેજ દહાડાની સાંજે પાછળની વાત બની. સાતમા અધ્યાયમાં ઇસુએ નિર્ગમનના પુસ્તકમાં આપવામાં આવેલો એક ચમત્કાર પોતાના જીવનમાં પૂર્ણ થાય છે એમ કહ્યું હતું. અહીં તે તેમાંનો બીજો ચમત્કાર જે અગ્નિસ્તંભ જેવાનો હતો તે વિષે તેજ પ્રમાણે કહે છે (નિર્ગમન ૧૩; ૨૧).

**જગતનું અજવાળું હું છું.** માંડવાપર્વ વખતે મંદિરમાં આવેલા સ્ત્રીઓના ચોકમાં પહેલી રાત્રે અને ઘણું કરીને પછીની રાત્રિઓ પણ ઘણી રોશની કરવામાં આવતી હતી અને તેનો પ્રકાશ શહેરમાં દૂર સુધી ફેલાતો હતો. આ પ્રકાશ રાનમાં યહુદીઓને પ્રકાશનો સ્તંભ પ્રાપ્ત થયો હતો તેના સ્મરણાર્થે કરવામાં આવતો હતો. ઇસુ તે ઉપરથી પોતાનું રૂપક લે છે, અને પર્વની જે છેલ્લી રાત્રિએ રોશની કરવામાં નહોતી આવતી તે વેળાએ ઇસુ કહેવા મંડયો કે રાનમાંનો પ્રકાશ થોડા કાળને માટે તેમ થોડો હતો, પણ હું પોતે તો સદાને માટે અખુટ પ્રકાશ છું (જુઓ યશાયાહ ૪૨; ૬ : ૪૯; ૬. માલાખી ૪; ૨. લુક ૨ ; ૩૨). યહુદીઓમાં મસીહનું એક નામ 'પ્રકાશ' હતું. આગળ ઉપર ઇસુ પોતાના શિષ્યોને પણ એ નામ આપે છે (જુઓ માત્થી ૫; ૧૪). પાઉલ ખ્રીસ્તીઓને જ્યોતિઓ કહે છે (ફિલિપીઓ ૨ ; ૧૫) ઇશ્વર પૂર્ણ પ્રકાશ છે (૧ યોહાન ૧ ; ૫). વળી ઇસુ અહીં પોતાને માત્ર યહુદીઓના નહિ પણ તમામ જગતના અજવાળા તરીકે ઓળખાવે છે.

**જે મારી પાછળ આવે છે.** રાનમાં જે બન્યું હતું તે વાતની ઉપમા હજુ ચાલુજ છે. પ્રકાશના સ્તંભની પાછળ પાછળ યહુદીઓ ચાલતા હતા, અને તેમજ અહીં પણ કરવાનું છે.

**અંધકારમાં.** અંધકારની સાથે મૂળમાં નિશ્ચયાર્થ શબ્દ છે, અને તેથી પ્રકાશ અને તેની વચ્ચેનો પૂર્ણ વિરોધ દર્શાવવામાં આવ્યો છે (જુઓ ૧ ; ૫ : ૧૨ ; ૪૬. ૧ યોહાન ૨ ; ૯, ૧૧) આ અંધકારમાં અજ્ઞાન, પાપ, મૃત્યુ વગેરેનો સમાવેશ થાય છે.

**જીવનનું અજવાળું પામશે.** જે અજવાળું જીવનમાંથી નીકળ્યું છે અને જીવન આપે છે તે પામશે.

**પામશે.** પોતાની સાથે કેવળ એમ નહિ, પણ પોતાની માંહે પ્રાપ્ત કરશે જેથી તે પોતે બીજાઓને માટે પણ પ્રકાશરૂપ થઇ શકે.

[૧૩] ત્યારે ફરોશીઓએ તેને કહ્યું કે, તું તારે પોતાને વિષે શાહેદી આપે છે ; તારી શાહેદી ખરી નથી.

ફરોશીઓને ઇસુની વાતમાં દોષ કાઢવાનું બીજું કાંઇ કારણ મળતું નથી ; અને તેથી તેઓ માત્ર નજીવા દોષ કાઢે છે. પહેલાં તેઓ તેની સામે જે વાંધો લાવ્યા હતા તે ઇસુએ કબુલ રાખ્યો હતો (૫; ૩૧) અને તેથી તેમને તેમ કરવું અહીં વધારે સુગમ થાય છે.

**તારી શાહેદી ખરી નથી.** આના બે અર્થ થઇ શકે છે. ફરોશીઓ એમ પણ કહેવા માગતા હોય કે તું જે કહે છે તે ખરૂં નથી, અને એમ પણ હોય કે તું પોતાને વિષે શાહેદી આપે છે તેથી તારૂં કહેવું અમે માની શકતા નથી.

[14] ઈસુએ તેઓને ઉત્તર આપ્યો કે, જો હું પોતાને વિષે શાહેદી આ
છું, તોપણ મારી શાહેદી ખરી છે, કેમકે હું ક્યાંથી આવ્યો છું, અ
ક્યાં જાઉં છું, એ હું જાણું છું; પણ તમે નથી જાણતા કે હું ક્યાંથી આ
છું, અથવા ક્યાં જાઉં છું.

ઇસુએ ૫ ; ૩૧માં કહ્યું હતું તે કરતાં અહીં વધારે સ્પષ્ટ રીતે તે પોતાને
દાવો જાહેર કરે છે. તેનું મૂળ દિવ્ય છે અને જ્યાં તે જવાનો છે તે પણ દિ
સ્થાન છે અને તેથી તે પોતે દિવ્ય છે અને એ કારણથી તે જે કાંઇ કહે છે
પરમ સત્ય છે, પણ તેના વિરોધીઓ આ વાત જાણતા નહોતા અને તેથીજ તે
તેનાં વચન સ્વીકારતા નહોતા.

[15] તમે દેહ પ્રમાણે ન્યાય ઠરાવો છો; હું કોઇનો ન્યાય ઠરાવતે
નથી.

યહુદીઓની મતિ જડ હતી અને તેથી તેઓ માત્ર બાહ્ય વસ્તુઓ ધ્યાનમ
લઇ સાચુંખોટું ઠરાવતા હતા. આગળ કહેવામાં આવ્યું છે તે પ્રમાણે તે
વિશ્રામવારના સંબંધમાં ઇસુનો દોષ માત્ર બાહ્ય દૃષ્ટિથી કાઢતા હતા.

**દેહ પ્રમાણે** (જુઓ ૭ ; ૨૪. ૨ કોરીંથીઓ ૫ ; ૧૬.)

**ન્યાય ઠરાવો છો.** આ શબ્દો "દોષિત ઠરાવો છો" એ અર્થમાં લેવાના છે

**હું કોઇનો ન્યાય ઠરાવતો નથી.** આને માટે હજુ સમય આવ્યો નહોતો
તેમ તે ઇસુનું ખાસ કામ નહોતું (જુઓ ૧૨ ; ૪૭). તેનું ખાસ કામ તો
હતું કે માણસજાતનું ભલું તથા તારણ કરવું.

[16] વળી જો હું ન્યાય ઠરાવું તો મારો ન્યાય ખરો છે; કેમકે હુ
એકલો નથી, પણ હું તથા બાપ જેણે મને મોકલ્યો છે [તે બન્ને છીએ]

મને અધિકાર નથી તેથી હું કોઇનો ન્યાય ઠરાવતો નથી એમ નથી, પ
ન્યાય કરવાને માટે હું આવ્યો નથી માટે ન્યાય કરતો નથી. કોઇ કોઇ વાર
કોઇનો ન્યાય કરૂં તો તે ખરોજ છે, કારણ કે બાપ જે સર્વ સત્યનો મૂળ ઝરો છે
તેની સાથે મળીને હું ન્યાય કરૂં છું.

[17] વળી તમારા નિયમશાસ્ત્રમાં પણ લખેલું છે કે, બે માણસન
શાહેદી ખરી છે. [18] હું મારે પોતાને વિષે શાહેદી આપનાર છું, અ
બાપ જેણે મને મોકલ્યો છે તે મારે વિષે શાહેદી આપે છે.

**તમારા નિયમશાસ્ત્રમાં.** ફરોશીઓએ નિયમશાસ્ત્રનો આશ્રય લઈ ઇસુ
જુઠો પાડવાનો પ્રયત્ન કર્યો હતો અને તેથી ઇસુ આ પ્રમાણે કહે છે, પણ તે
નિયમશાસ્ત્ર પ્રત્યે સ્હેજ પણ દ્વેષ કે અપમાન સૂચવવામાં આવેલ નથી.

**બે માણસની શાહેદી.** નિયમશાસ્ત્રના પુનર્નિયમ ૧૯; ૧૫ અને ૧૭; ૬ માં આ વિષે કહેવામાં આવ્યું છે, પણ ત્યાં "માણસો" શબ્દ નથી, પણ "સાક્ષીઓ" શબ્દ છે. અહીં "માણસો" શબ્દ વાપરવામાં આવ્યો છે તે કદાચિત જાણીજોઇને વાપર્યો છે અને તે એમ બતાવવા માટે છે કે જો બે માણસની સાક્ષીથી કોઇ એક વાત ખરી ઠરે છે તો પછી બે દિવ્ય શાહેદો કોઈ એક વાત કહે તો તેના સત્યમાં કશો પણ સંશય હોઈ શકે નહિ. આ બે દિવ્ય શાહેદ ઇસુ અને તેનો બાપ છે. સરખાવો ૧ યોહાન ૫; ૯.

**બાપ......શાહેદી આપે છે.** બાપની શાહેદી ઇસુનાં વચન અને કાર્યદ્વારા અથવા તો તેના બધા જીવનદ્વારા અપાઇ રહી હતી. ઇસુ આગળ ઉપર કહે છે તે પ્રમાણે તે અને બાપ સાથેજ હતા, અથવા તો એક હતા. ધીમે ધીમે ઇસુ આ સત્ય કેવી રીતે પ્રગટ કરે છે તે ધ્યાનમાં લેવું જોઇએ.

[૧૯] ત્યારે તેઓએ તેને પૂછ્યું કે, તારો બાપ કયાં છે? ઇસુએ ઉત્તર આપ્યો કે, તમે મને તેમજ મારા બાપને પણ ઓળખતા નથી; જો તમે મને ઓળખત, તો તમે મારા બાપને પણ ઓળખત.

પોતાના બાહ્ય દૃષ્ટિબિંદુથી ફરોશીઓનો પ્રશ્ન સ્વાભાવિક હતો. તેઓ એમ નથી પૂછતા કે તારો બાપ કોણ છે? ઇસુ કેવી વાત કરે છે તે તેઓ કદાચિત હવે સારી રીતે સમજતા હતા, અને તેથી તેઓ તેને કહે છે કે, જો તું દેવની વાત કરતો હોય તો તેની શાહેદી અમારી આગળ અમે જાણી કે સાંભળી શકીએ તેવી રીતે લાવ. આના ઉત્તરમાં ઇસુ કહે છે કે તમે આવો પ્રશ્ન કરો છો એજ બતાવે છે કે તમે મને ઓળખતા નથી, તેમ મારા કહેવાનો અર્થ સમજતા નથી, અને તેથી મારા બાપને ઓળખી શકો તેમ નથી. આ પ્રશ્નોત્તરની સાથે અગાઉ (૧૪; ૮ ઇત્ય.) કરવામાં આવેલ પ્રશ્નોત્તરનો મુકાબલો કરવા જેવો છે.

[૨૦] મંદિરમાં તે બોધ કરતો હતો ત્યારે તેણે ભંડાર આગળ એ વાતો કહી, પણ કોઈએ તેને પકડયો નહિ; કેમકે તેનો સમય હજી સુધી આવ્યો ન હતો.

**ભંડાર.** આ ભંડાર સ્ત્રીઓના ચોકમાં હતો, અને તે મંદિરના સર્વથી વિશેષ ખુલ્લા ભાગમાં આવેલ હતો (જુઓ માર્ક ૧૨; ૪૧ ઇત્ય.; લુક ૨૧; ૧). આ સુવાર્તિક આ પદથી જે વાત પર આપણું ધ્યાન ખાસ ખેંચવા માગે છે તે કદાચિત એ છે કે ઇસુ આવા પ્રસિદ્ધ સ્થાનમાં ઉપદેશ આપતો હતો, છતાં તેને કોઇએ પકડયો નહિ. આ ઉપરાંત સાન્હેદ્રિન સભાને બેસવાની બેઠક પણ પાસેજ હતી.

**તેનો સમય.** સરખાવો ૨; ૪: ૭; ૩૦: ૧૩; ૧.

[21] તેથી તેણે તેઓને ફરીથી કહ્યું કે, હું જવાનો છું, અને તમે મને શોધશો, અને તમે તમારાં પાપમાં મરશો; જ્યાં હું જવાનો છું, ત્યાં તમે આવી શકતા નથી.

ઇસુ હજુ સુધી પકડાયો નહોતો અને તેથી તેને "ફરી" તેમને બોધ આપવાની તક મળી હતી. "તેથી" શબ્દ પણ એજ સૂચવે છે. આ બોધ અને ઉપલા બોધ વચ્ચે કાળનું કેટલું અંતર હતું તે ચોક્કસ કહી શકાતું નથી. ઇસુએ ૭; ૩૪માં જે કહ્યું હતું તે તે અહીં અને નીચેનાં પદોમાં વધારે ભાર દઇને કહે છે. તે તેમને આગળની માફક એમ નથી કહેતો કે, હું તમને મળીશ નહિ, પણ એમ કહે છે કે, તમે તમારાં પાપમાં મરશો.

**તમારાં પાપમાં.** "પાપ" શબ્દ ઉપર ભાર મૂકેલો છે, અને એ શબ્દ એકવચનમાં છે તે એવું સૂચવે છે કે તમે પાપાવસ્થામાં રહીને મરશો.

**જ્યાં હું......આવી શકતા નથી.** ૧૩; ૩૩માં શિષ્યોને આ પ્રમાણે કહેવામાં આવે છે, પણ એ જુદા પડવું થોડા કાળને માટેજ છે (જુઓ ૧૩; ૩૬).

[22] તેથી યહુદીઓએ કહ્યું કે, શું તે આપઘાત કરશે? કેમકે તે કહે છે કે, જ્યાં હું જવાનો છું, ત્યાં તમે આવી શકતા નથી.

ઇસુ જેમ જેમ યહુદીઓને પોતા વિષે વધારે સ્પષ્ટ રીતે કહેતો જાય છે, તેમ તેમ તેમનો દ્વેષ પણ તેના પ્રત્યે વધતો જાય છે. તેઓ ઇસુને પોતાના જેવોજ માને છે અને તેથી જ્યારે ઇસુ પોતાની અને તેમની વચ્ચેનો ભેદ બતાવે છે ત્યારે તેઓ તેના વચનનો છેકજ સ્થુળ અર્થ કરે છે. કોઇ પણ માણસ આપઘાત કરે ત્યારે તે નર્કના ઉંડામાં ઉંડા ભાગમાં જાય છે એવી યહુદીઓમાં માન્યતા હતી, અને તેથી તેઓ ઇસુને આ પ્રમાણે કહે છે.

[23] તેણે તેઓને કહ્યું કે, તમે નીચેના છો, હું ઉપરનો છું; તમે આ જગતના છો, હું આ જગતનો નથી.

ઇસુના બોલવાનો તેઓ આવો અવળો અર્થ કરે છે તેનું કારણ તે અહીં આપે છે. ઇસુ અને તેમની વચ્ચે તત્વનોજ ભેદ છે, અને તેથી તેના અને તેમના વિચાર, કાર્ય વગેરેમાં મોટું અંતર છે. તેઓ ઇસુ પાસે આવતા નથી, તેના પર વિશ્વાસ કરતા નથી, તેમ તેનું કહેવું સમજતા નથી એ બધાનું મૂળ તેમના વચ્ચે રહેલું આત્મિક અંતર છે. તેઓ જડ છે, દૈહિક છે, નવો જન્મ પામેલા નથી, અને ઇસુ કેવળ આત્મિક રાજ્યનીજ વાત કરે છે. "નીચેના" અને "જગતના" એ શબ્દો અહીં એકજ અર્થમાં લેવાના છે. અર્થાત, આ જગત જે માત્ર ક્ષણિક તથા દૃશ્ય છે તેનાં તમે ખરેખરાં છોકરાં છો. જગતમાંથી

આકાશમાં કે આત્મિક રાજ્યમાં પ્રવેશ કરવા માટે નવા જન્મની જરૂર હતી, અને એ નવો જન્મ ઇસુના વિરોધીઓ પામ્યા નહોતા.

[૨૪] એ માટે મેં તમને કહ્યું કે, તમે તમારાં પાપમાં મરશો; કેમકે હું [તે] છું, એવો જો તમે વિશ્વાસ નહિ કરો તો તમે તમારાં પાપમાં મરશો.

ઇસુએ આગળ તેમને કહ્યું હતું કે તમે પોતાનાં પાપમાં મરશો, અને અહીં તે તેનું કારણ આપે છે. તેઓ જગતના હતા અને એ જગતના મટી સજીવ તથા આત્મિક થવા માટે માત્ર એકજ વસ્તુની જરૂર હતી અને તે એ કે ઇસુ જે સનાતનકાળથી છે અને જે સદેહ થયો હતો તેની સાથેનો વિશ્વાસદ્વારેનો મિલાપ. આ પદમાં "મરશો" એ શબ્દ ઉપર ભાર મૂકવામાં આવ્યો છે અને ૨૧મા પદમાં "પાપમાં" શબ્દ ઉપર મૂકવામાં આવ્યો છે. વળી અહીં "પાપ" બહુવચનમાં છે, એટલે બધાં પાપિષ્ટ કૃત્ય.

**હું [તે] છું.** મૂળ ભાષામાં માત્ર "હું છું" એટલુંજ ઇસુનું વચન છે. એટલે ઇસુ અહીં પોતાને માત્ર મસીહ તરીકે ઓળખાવતો નથી, પણ પોતાને જીવન તથા અજવાળા તથા સામર્થ્યના મૂળ ઝરા તરીકે ઓળખાવે છે. "હું છું" એ શબ્દસમૂહ આ અધ્યાયના ૨૪, ૨૮, અને ૫૮મા પદમાં મળી આવે છે. મજકુર દરેક પદમાં ઉપર પ્રમાણેનોજ અર્થ રહેલો છે. સરખાવો પુન. ૩૨; ૩૯. યશા. ૪૩; ૧૦.

[૨૫] તે માટે તેઓએ તેને પૂછ્યું કે, તું કોણ છે? ઇસુએ તેઓને કહ્યું કે, પ્રથમથી જે હું તમને કહેતો આવ્યો છું તેજ.

ઇસુના વચનનો અર્થ તેઓ તેની પાસે વધારે સ્પષ્ટ કરાવવા માગે છે અને તેથીજ તેઓ તેને આ પ્રશ્ન પૂછે છે.

**પ્રથમથી જે હું .....તેજ.** ઇસુના આ ઉત્તરનો અર્થ કરવો પહેલેથીજ બહુ મુશ્કેલ લાગ્યો છે, અને તેથી તેના સંબંધમાં ટીકાકારો વચ્ચે ઘણો મતભેદ છે, તોપણ એ ઘણા અર્થમાં બે ખાસ ધ્યાનમાં લેવા જેવા છેઃ અને તે આ પ્રમાણે (૧) હું જે બોલું છું તેજ હું છું; એટલે હું પોતેજ મારો ઉપદેશ છું: (૨) હું તમારી સાથે વાત સરખી પણ કેમ કરૂં? એટલે તમારા સવાલનો જવાબ હોઇ શકે નહિ, તમે મને જે પ્રશ્ન પૂછો છો એજ બતાવી આપે છે કે મારે પોતા વિષે તમને કંઇ કહેવું એ વ્યર્થ છે. આગળના ગ્રીક વિદ્વાનોએ આ પાછલો અર્થ લીધેલો છે, અને એ અર્થ આગળ પાછળની વાત ધ્યાનમાં લેતાં વધારે યોગ્ય લાગે છે.

[૨૬] મારે તમારે વિષે કહેવાનું તથા ન્યાય ઠરાવવાનું ઘણું છે; તોપણ જેણે મને મોકલ્યો છે, તે ખરો છે, અને મેં તેની પાસેથી જે વાતો સાંભળી છે, તે હું જગતને કહું છે.

ઇસુના બોલવાનો ભાવાર્થ એવો છે કે જો હું ચાહું તો તમારે વિરૂદ્ધ ઘણું બોલી શકું તેમજ તમારો દોષ કાઢી શકું, તો પણ એમ કરવાને બદલે સત્ય દેવ પિતા પાસેથી જે સત્ય વાતો મેં સાંભળી છે તેજ વાતો સૌ લોકને જણાવવાની મારી ફરજ છે, અને એ ફરજ હું અદા કરીશ.

[૨૭]તે અમારી સાથે બાપ વિષે વાત કરે છે, તે તેઓ સમજ્યા નહિ.

૧૮મા પદમાં "બાપ જેણે મને મોકલ્યો છે" એવું કહેવામાં આવ્યું છે તે અહીં જેમની વાત કરવામાં આવી છે તે લોકો આગળ એટલે ૧૮મા પદમાંના લોકો કરતાં જુદાજ હતા એવું અનુમાન ટીકાકારો કરે છે. ૨૦ અને ૨૧મા પદ વચ્ચે કાળનું અંતર તો છેજ, અને તેથી આ લોકો જુદા હોય એ પણ સંભવિત છે. એ વાત ગમે તેમ હોય, પરંતુ એટલું નક્કી છે કે શ્રોતાજનોમાં જે જડબુદ્ધિ જણાઇ આવે છે તે ખરેખર અસાધારણ છે, અને તે અસાધારણ હોવાને લીધેજ યોહાન તેની નોંધ લે છે.

[૨૮]તે માટે ઇસુએ કહ્યું કે, જ્યારે તમે માણસના દીકરાને ઉંચો કરશો ત્યારે તમે સમજશો કે હું [તેજ] છું, અને હું મારી પોતાની મેળે કંઈ કરતો નથી, પણ જેમ બાપે મને શિખવ્યું છે, તેમ હું એ વાતો કહું છું.

ઇસુ કહે છે કે, હું કોણ છું તે તમે હજી સમજતા નથી, પણ જ્યારે તમે મને વધસ્તંભે જડશો, એટલે ખરૂં કહેતાં, મને મહિમાવાન કરશો, ત્યારે તમારી આંખ ઉઘડી જશે અને તમારા જાણવામાં આવશે કે હું ખરેખર કોણ છું. એટલુંજ નહિ, પણ મારાં સર્વ વચન તથા કૃત્ય દેવપિતાથી પ્રેરાયલાં છે.

**હું તેજ છું.** જુઓ પદ ૨૪.

[૨૯]વળી જેણે મને મોકલ્યો છે તે મારી સાથે છે; તેણે મને એકલો મૂક્યો નથી; કેમકે જે કામો તેને ગમે છે તે હું નિત્ય કરૂં છું.

ઇસુ સદેહ થયો એટલે બાપે તેને મોકલ્યો ત્યારે તેઓ જુદા પડયા કહેવાય, તો પણ બાપ તથા દીકરા વચ્ચે નિરંતર અખંડ અને ચાલુ સંબંધ રહેલો છે, કેમકે તેઓ એકજ છે.

**કેમકે .....** બાપ હમેશાં દીકરા સાથે છે તેથી દીકરો હમેશાં બાપને ગમતાં કામ કરે છે, અને દીકરો હમેશાં આવાંજ કામ કરે છે તેથી એમ નક્કી જાણવું કે બાપ તેની સાથે છે.

[૩૦]તે એ વાતો કહેતો હતો, ત્યારે ઘણાએ તેના પર વિશ્વાસ કર્યો.

આ લોકોને ઇસુ પર જે વિશ્વાસ થાય છે તે ૭; ૩૧માં જેમની વાત કરવામાં આવેલી છે તેમના વિશ્વાસ કરતાં વધારે ઉંચા પ્રકારનો છે, કારણ કે આ

વિશ્વાસ ઈસુના ચમત્કારો ઉપર નહિ પણ તેની વાતો એટલે શિક્ષણ ઉપર રચાએલો હતો. આને માટે મૂળમાં જે શબ્દ વાપરવામાં આવ્યો છે તે આ સુવાર્તિકનો ખાસ પ્રિય શબ્દ છે, અને તે આ સુવાર્તામાં અનેક સ્થળે જોવામાં આવે છે. બીજી સુવાર્તાઓમાં તે એકજ સ્થળે જોવામાં આવે છે, અને તે "નાનાંઓના" વિશ્વાસની વાત કરતાં વાપરવામાં આવ્યો છે (માત્થી ૧૮; ૬. માર્ક ૯; ૪૨). આ વિશ્વાસ ઉંચી જાતનો છે તોપણ તે સંપૂર્ણ તો નથીજ, અને તેથી ઇસુ તેમને આગળ કહેવામાં આવ્યું છે તે કહે છે.

[૩૧] તેથી જે યહુદીઓએ તેના પર વિશ્વાસ કર્યો હતો, તેઓને ઈસુએ કહ્યું કે, જો તમે મારા વચનમાં રહો, તો ખરેખર તમે મારા શિષ્યો છો.

ઇસુનું શિષ્યત્વ સ્વીકારવું એ માત્ર તેની વાતો સાંભળી તેના પર વિશ્વાસ કરવો એ નથી પણ તેની સાથે આત્મિક એકતા પ્રાપ્ત કરવી એ છે, અને ઇસુ અહીં તે વાત તેના આ નવા શિષ્યોને જણાવે છે. આ પદમાં "યહુદીઓ" શબ્દ ઉમેરવામાં આવ્યો છે, તેમ "વિશ્વાસ કર્યો હતો" એને બદલે મૂળમાં ૩૦મા પદમાં જે શબ્દ વાપરેલો છે તેનો અર્થ એવો થાય છે કે કોઇનું કહેલું માનવું, અને તેથી ટીકાકારો એવું અનુમાન કરે છે કે ૩૦મા પદમાં જે લોકોની વાત કરવામાં આવી છે તેમાં યહુદીઓ પણ હતા અને તેમનો વિશ્વાસ બીજા કરતાં વધારે નબળો હતો. મસીહના સંબંધમાં તેમની આશા વગેરે, પારકી હતાં, અને વળી તેઓ પોતાના દેહાભિમાન, જાત્યભિમાન, ધર્માભિમાન વગેરેમાંથી મુક્ત નહોતા.

**તમે મારા વચનમાં રહો.** મૂળમાં "તમે" ઉપર ભાર મૂકવામાં આવ્યો છે અને તેથી એમ સૂચવાય છે કે તેઓ હજુ પાર્થિવ આશા વગેરેમાંથી મુક્ત થયા નહોતા, તોપણ તેઓ ખરા શિષ્ય થઈ શકે એવું છે. "મારૂં વચન" અહીં આગળ તેમજ પદ ૩૭ અને ૪૩માં આ શબ્દસમૂહ વાપરવામાં આવ્યો છે; તેમાં ઇસુ જે કાંઇ શબ્દો ઉચ્ચારે છે કેવળ એમ નહિ પણ જે જે શબ્દો ઇસુનાં ખાસ લક્ષણસૂચક છે, અને જે ખરૂં કહેતાં દેવના શબ્દો છે તેનો સમાવેશ થાય છે. આવું જે વચન તે તો શિષ્યના જીવનનો મૂળ ઝરો છે એટલુંજ નહિ પણ તેનું સ્વસ્થાન પણ છે. સરખાવો પદ ૩૮. ૧ યોહાન ૨; ૧૪. ગલા. ૨; ૨૦.

[૩૨] અને તમે સત્યને જાણશો, અને સત્ય તમને મુક્ત કરશે.

યહુદીઓ મસીહ પાસેથી જે વસ્તુની આશા રાખતા હતા તે રૂમી લોકોના બંધનમાંથી મુક્તિ હતી. પણ એ મુક્તિ ખરી મુક્તિ નહોતી, અને તેથી ઇસુ તેમને ખરી મુક્તિ શી છે એ જણાવે છે.

**સત્ય.** ઇશ્વર સંબંધીનું ખરૂં શિક્ષણ (૧૭; ૧૭), અને ખ્રીસ્ત પોતે (૧૪; ૬). આ સત્યને જાણવાથી માણસને પાપરૂપી બંધનમાંથી મુક્તિ મળે છે, અને એજ ખરી મુક્તિ છે.

[૩૩] તેઓએ તેને ઉત્તર આપ્યો કે, અમે ઈબ્રાહીમના વંશજો છીએ, અને હજી કદી કોઈના દાસત્વમાં આવ્યા નથી; તો તું કેમ કહે છે કે, તમને મુક્ત કરવામાં આવશે?

યહુદીઓ એમ માનતા હતા કે ઇબ્રાહીમના વંશજો તરીકે તેઓ જગતના રાજા થવાના હતા (જુઓ ઉત્પત્તિ ૧૭; ૧૬: ૨૨; ૧૭). તેમના મનની આ ભ્રાંતિને લીધે તેઓને મિસર દેશમાં તેમ બાબેલમાં બંદીવાન તરીકે રહેવું પડયું હતું, જેને તેઓ એક નજીવી વાત ગણતા હતા. અત્યારે તેઓના પર રૂમી લોકોની હકુમત હતી, પણ તેઓ પોતાના ગર્વમાં પોતે સ્વતંત્ર છે એમજ સમજતા હતા. આ કારણથીજ તેઓ ઇસુને આ પ્રમાણે જવાબ આપે છે.

[૩૪] ઇસુએ તેઓને ઉત્તર આપ્યો કે, હું તમને ખચીત ખચીત કહું છું કે, જે કોઈ પાપ કર્યા કરે છે, તે પાપનો દાસ છે.

ઇસુ જે દાસત્વની વાત કરતો હતો તે જુદાજ પ્રકારનું હતું, અને તે યહુદીઓને તેમ સર્વને તેમાંથી મુક્તિ આપવા ઇચ્છતો હતો.

**જે કોઇ પાપ કર્યા કરે છે.** પાપ કરવાની જે વાત અહીં કરવામાં આવી છે તે માત્ર એક પાપકૃત્ય કરવાની નથી, પણ પાપમય જીવન ગુજારવાની વાત છે (જુઓ ૧ યોહાન ૩; ૪, ૮). આથી ઉલટી વાત માટે "સત્ય કરવું" એ શબ્દો વાપરવામાં આવ્યા છે (જુઓ ૩; ૨૧. ૧ યોહાન ૧; ૬).

**દાસ.** ગુલામ. એજ ઉપમાનો ઉપયોગ પાઉલ પણ કરે છે (રૂમી. ૬; ૧૭, ૨૦).

[૩૫] હવે જે દાસ છે તે હમેશાં ઘરમાં રહેતો નથી, પણ દીકરો હમેશાં રહે છે.

જે કોઇ ખરેખરો દાસ કે ગુલામ હોય તે તો દેવનો દીકરો હોઇ શકેજ નહિ. એવા માણસનો ઇશ્વર સાથે જે કોઇ બાહ્ય સંબંધ હોય તે તો માત્ર ક્ષણિક છે. પરમેશ્વર સાથેનો ટકાઉ તથા સદાનો સંબંધ હોવાને માટે તો માણસને પરમેશ્વર સાથે બાપ દીકરા જેવો વાસ્તવિક સંબંધ હોવો જોઇએ.

[૩૬] માટે જો દીકરો તમને મુક્ત કરે, તો તમે ખરેખર મુક્ત થશો.

ઉપર જે સામાન્ય નિયમ જણાવ્યો તેને ઇસુ અહીં પોતાના સંબંધમાં ખાસ લાગુ પાડે છે. આ લોકો પાપના દાસત્વથી દબાઇ રહ્યા હતા અને તેમને છૂટવાનો માર્ગ માત્ર એકજ હતો અને તે ઇસુ પરનો ખરો વિશ્વાસ. આ મુક્તિ આપવાનું

કાર્ય ઇશ્વરે પોતાના પુત્રને સોંપ્યું છે એવું આપણને આગળ ઉપર જુદી જુદી રીતે કહેવાઇ ગયું છે.

**ખરેખર.** મૂળમાં જે શબ્દ વાપરેલો છે તે કેવળ આ જગાએજ મળી આવે છે, અને એ શબ્દ અભ્યંતર વાસ્તવિકપણું સૂચવે છે.

[37]તમે ઈબ્રાહીમના વંશજો છો એ હું જાણું છું; પણ મારૂં વચન તમારામાં વૃદ્ધિ પામતું નથી, માટે તમે મને મારી નાખવાની કોશીશ કરો છો.

એના શ્રોતાજનો દેહ પ્રમાણે ઇબ્રાહીમના વંશજ છે એ વાત ઇસુ માન્ય રાખે છે. પરંતુ તેઓ ખરી રીતે ઇબ્રાહીમના દીકરા કહેવાવા લાયક નહોતા એવું ઇસુ પ્રત્યેની તેમની વર્તણુકથી જણાય છે (સરખાવો પદ ૩૯. રૂમી. ૯ ; ૮).

**વૃદ્ધિ પામતું નથી.** હાજર રહેનારાઓમાંના કેટલાએકે કંઇક અંશે ઇસુનું વચન સ્વીકાર્યું હતું ખરૂં, પણ તે માત્ર થોડીજ વારને માટે. ઇસુ પરના વિશ્વાસમાં કાંઇ પણ વૃદ્ધિ તેઓમાં થઇ નહોતી, તેથી તેઓ ઇસુનો નાશ કરવાની કોશીશ કરતા હતા.

[38]મેં [મારા] બાપની પાસે જે જોયું છે, તે હું કહું છું; અને તમે પણ [તમારા] બાપની પાસેથી જે સાંભળ્યું છે, તે તમે કરો છો.

ઇસુ અહીં આ લોકો અને પોતા વચ્ચેનો મુકાબલો વધારે સ્પષ્ટ રીતે કરે છે. તેણે આગળ કહ્યું હતું કે તમે નીચેના છો અને હું ઉપરનો છું, અને તેનો અર્થ તે અહીં વધારે સ્પષ્ટ કરે છે. ઉપલા વચનમાં તેણે પોતાનું વચન અને યહુદીઓનો દ્વેષ સામસામાં મૂક્યાં હતાં અને અહીં તે તે દ્વેષનું એક કારણ આપે છે. તે કહે છે કે, હું તમને જે કંઇ કહું છું તે દિવ્ય છે અને તે મેં મારા બાપ પાસે નજરેનજર જોએલું છે, પણ તમારામાં તે સ્થાન નથી પામતું તેનું કારણ એ છે કે તમે જગતના છો અથવા શેતાનના છો. કેટલાક વિદ્વાનોનું કહેવું એમ છે કે આ પદનો બીજો ભાગ આજ્ઞાર્થમાં છે, પણ એ યોગ્ય લાગતું નથી. આ પદમાં "મારા" અને "તમારા" બાપને ખુલ્લી રીતે જુદા પાડવામાં આવ્યા નથી, પણ એ ભેદ કંઇક અંશે પાડવામાં આવ્યો છે એવું આપણને નીચેના પદ ઉપરથી માલુમ પડે છે.

[39]તેઓએ ઉત્તર આપ્યો કે, ઈબ્રાહીમ અમારો બાપ છે. ઈસુ તેઓને કહે છે કે, જો તમે ઈબ્રાહીમનાં સંતાન હો, તો ઈબ્રાહીમનાં કામ કરો.

પદ ૩૮માં ઇસુએ તેઓનો બાપ કોણ તે સ્પષ્ટ રીતે જણાવ્યું નહોતું. તેથી ઈસુ તેઓને કોનાં છોકરાં ગણતો હતો તે વિષે તેઓના મનમાં સંદેહ આવ્યાથી તેઓ

બાર દઇને દાવો કરે છે કે અમારો બાપ તો ઇબ્રાહીમ છે. ત્યારે ઇસુ જવાબમાં કહે છે કે જો તમે ઇબ્રાહીમનાં ખરાં છોકરાં હો તો તેને યોગ્ય કામ કરો.

[40] પણ મને, એટલે દેવની પાસેથી જે સત્ય મેં સાંભળ્યું તે તમને કહેનાર મનુષ્યને, તમે હમણાં મારી નાખવાની કોશીશ કરો છો; ઇબ્રાહીમે એવું કર્યું નહોતું.

ઇબ્રાહીમનાં ખરાં સંતાન હોવાને બદલે તેઓ તો ઇબ્રાહીમના દેવ પાસેથી જે સંદેશાઓ આવ્યો હતો તેને મારી નાખવાની કોશીશ કરે છે. ઇબ્રાહીમે વિશ્વાસુપણે દેવનું માન્યું હતું, અને દેવના સંદેશીઆઓને (જેમકે, મેલ્ખીસેદેક, તથા દૂતો) માન આપ્યું હતું.

**મનુષ્ય.** આ શબ્દ ઇસુ પોતાને માટે માત્ર અહીંજ વાપરે છે. તેમાં પોતે ખરેખરો મનુષ્ય હોવાને લીધે તેઓ પાસેથી જાણે કે સહાનુભૂતિ માગતો હોય એવું લાગે છે. પણ એવી લાગણી દર્શાવવાને બદલે તેઓ તો પોતાનો બાપ જે મનુષ્યઘાતક છે (પદ ૪૪) તેની માફક ઇસુનો ઘાત શોધે છે.

[41] તમે તમારા બાપનાં કામ કરો છો. તેઓએ તેને કહ્યું કે, અમે વ્યભિચારથી જનમ્યા નથી; અમારો એકજ બાપ છે, એટલે દેવ.

ઇબ્રાહીમ તેમનો બાપ નથી એવું આગળ કહી ઇસુ તેમને ફરીથી કહે છે કે તેમનો બાપ જુદોજ છે. આના જવાબમાં તેઓ કહે છે કે, અમે ઇબ્રાહીમના વંશજો છીએ એમાં કશો શક નથી; તો પણ જો તું એમ કહેતો હોય કે અમારો બાપ કોઇ જુદોજ છે, તો અમે તેના જવાબમાં કહીએ છીએ કે તે દેવ પોતે છે.

**અમે વ્યભિચારથી જનમ્યા નથી.** આનો અર્થ ચાર પાંચ રીતે લેવાયો છે. તેમાંના એકાદ બે અર્થ ધ્યાનમાં લેવા જેવા છે. કદાચિત યહુદીઓ એમ કહેવા માગે છે કે અમે સમરૂનીઓની માફક વર્ણશંકર પ્રજા નથી કે તું અમને એમ કહે છે, કે અમારો બાપ જુદોજ છે. અથવા એવો પણ અર્થ થઇ શકે કે અમારા બાપદાદાઓએ યહોવાહની પૂજા કે સેવા છોડી દઇને મૂર્તિપૂજા કીધી નથી, તેથી અમે યહોવાહનાંજ સંતાન છીએ. યહોવાહની પૂજા છોડવાના કાર્યને જુના કરારમાં અનેક વાર વ્યભિચાર કહેવામાં આવેલ છે અને તે અર્થમાં આ લોકો ઇસુનું કહેવું સમજ્યા હોય એવું સંભવિત લાગે છે.

[42] ઇસુએ તેઓને કહ્યું, જો દેવ તમારો બાપ હોત, તો તમે મારા પર પ્રેમ રાખત; કેમકે હું દેવમાંથી નીકળીને આવ્યો છું; કેમકે હું મારી પોતાની મેળે આવ્યો નથી, પણ તેણે મને મોકલ્યો છે.

આ લોકોએ પોતે ઇબ્રાહીમના વંશજો અને દેવનાં સંતાન છે એવો જે દાવો કર્યો છે તે ઇસુ તદન તોડી પાડે છે. દેવ સાથે તેમને કશો સંબંધ નહોતો એ

વાતની સાબીતી પ્રત્યક્ષ હતી, અને તે એ કે જો તેઓ દેવનાં છોકરાં હોત તો દેવના દીકરા ઉપર તેઓ પ્રેમ કરત. (સરખાવો ૧૫; ૨૩. ૧ યોહાન ૫; ૧).

**દેવમાંથી નીકળીને.** આ શબ્દો વિશેષ ધ્યાનમાં લેવા જેવા છે અને તે માત્ર ૧૬; ૨૮માં જોવામાં આવે છે. ૧૬; ૨૭, ૨૮ અને ૩૦માં આવી જાતના જુદા જુદા શબ્દો વાપરવામાં આવ્યા છે, અને તેમની વચ્ચેનો સૂક્ષ્મ ભેદ જોવા જેવો છે. અહીં આ શબ્દો વતી દેવ અને તેના દીકરા વચ્ચેની તાત્ત્વિક એકતા સૂચવવામાં આવી હોય એમ લાગે છે.

**હું મારી પોતાની મેળે......મોકલ્યો છે.** આગળ કહ્યું છે કે હું તથા બાપ એકજ છીએ. હવે તે કહે છે કે અત્યારે જો કે હું તમારી મધ્યે છું, છતાં મારા બાપ સાથે નીકટ સંગતમાં છું. તે કહે છે કે હું બાપ સાથે હતો અને ત્યાંથી આવ્યો છું એટલુંજ નહિ, પણ તેની ઇચ્છાથી. આ બન્ને વાતથી ઇસુ બાપ પ્રત્યે પોતાની પૂર્ણ આધીનતા સૂચવે છે.

[૪૩]મારૂં બોલવું તમે શા કારણથી સમજતા નથી? મારૂં વચન તમે સાંભળી શકતા નથી તે કારણથી.

ઇસુના બોલવામાંજ એક પ્રકારની દિવ્યતા હતી, પણ તે સમજવા માટે આત્મિક તૈયારીની જરૂર હતી અને એ તૈયારીની આ યહુદીઓમાં ખામી હતી. તેમના આત્મા જડ થઇ ગયા હતા અને તેથી તેમાં આત્મિક વસ્તુ પ્રવેશ કરી શકતી નહોતી. શા કારણથી ઇસુનાં વચનો તેઓ સાંભળી શકતા નહોતા તેનો ખુલાસો પદ ૪૪માં આવે છે.

[૪૪]તમે તમારા બાપ શેતાનના છો, અને તમારા બાપની દુર્વાસના પ્રમાણે તમે કરવા ચાહો છો. તે પ્રથમથી મનુષ્યઘાતક હતો, અને તેનામાં સત્ય નથી, તેથી તે સત્યમાં સ્થિર રહ્યા નહિ. જ્યારે તે જુઠું બોલે છે, ત્યારે તે પોતાથીજ બોલે છે, કેમકે તે જુઠો, અને જુઠાનો બાપ છે.

જે વાતની સૂચના તેણે પદ ૩૮ અને ૪૧માં કરી હતી તે અહીં ખ્રીસ્ત સ્પષ્ટ રીતિએ જણાવે છે, તે એ કે તમે શેતાનનાં ખરાં છોકરાં છો, તેથી તમે મારૂં સાંભળી શકતાં નથી એટલુંજ નહિ, પણ તમે તમારા બાપની કુઇચ્છા પ્રમાણે વર્તો છો.

**તે પ્રથમથી મનુષ્યઘાતક હતો.** જ્યારે સૃષ્ટિનું સૃજન પૂરૂં થયું ત્યારે તેણે પોતાના જુઠાણાથી મનુષ્યજાતિ પર મૃત્યુ આણ્યું હતું (જુઓ રૂમી.૫; ૧૨). તે પોતે તો ત્યાર પહેલાં સત્યની ખામીને લીધે પડેલો હતો. અહીં હાબેલના ખૂનની વાત નહિ પણ મનુષ્યજાતિના પતનની વાત કરવામાં આવી છે (જુઓ ૧ યોહાન ૩; ૮, ૯, ૧૦, ૧૨).

**તેનામાં સત્ય નથી તેથી...રહ્યો નહિ.** પહેલા "સત્ય" શબ્દ સાથે મૂળમાં નિશ્ચયાર્થ શબ્દ નથી અને બીજાની સાથે છે. તેથી આનો અર્થ એ થાય છે કે શેતાનમાં સચ્ચાઇ નહિ હોવાથી તે દેવ જે પરમ સત્યસ્વરૂપ છે તેનામાં રહ્યો નહિ, અને તેનું પતન થયું. દેવમાં સ્થિર રહેવાને માટે જેમ માણસને તેમ દૂતોને પણ સચ્ચાઇ જે પવિત્રતાનું જુદું રૂપ છે તેની પૂરી જરૂર છે. આ વસ્તુ આ દૂતમાં નહોતી અને તેથી તેનું પતન થયું હતું.

**જ્યારે તે જુઠું બોલે છે......બોલે છે.** જુઠાણાનું મૂળ ઇશ્વરમાં હોઇ શકેજ નહિ અને તેથી શેતાન ઇશ્વરમાંથી નહિ પણ પોતામાંથીજ બોલે છે. વળી તે પોતામાંથી હોવાને લીધે કેવળ સ્વાર્થમય છે અને પોતાનોજ સ્વાર્થ શોધે છે. શેતાન હિંસક છે તેનું કારણ પણ આજ છે.

**કેમકે તે જુઠો, અને જુઠાનો બાપ છે.** આ ઉપવાક્યનો અર્થ બે રીતે કરવામાં આવે છે. "જુઠાનો બાપ" એ શબ્દથી "જુઠાણાનો બાપ" અથવા "જુઠું બોલનારનો બાપ" સમજાય છે. કેટલાક વિદ્વાનો "જ્યારે તે જુઠું બોલે છે, ત્યારે તે પોતાથીજ બોલે છે, કેમકે તે જુઠો, અને જુઠાનો બાપ છે" એ આખા વાક્યનું વાંચન આવી રીતે કરે છે: "જ્યારે કોઇ પણ માણસ જુઠું બોલે છે, ત્યારે તે પોતાથીજ બોલે છે, કેમકે તેનો બાપ પણ જુઠો છે."

[૪૫] પણ હું સત્ય કહું છું, તેથી તમે મારૂં માનતા નથી.

શેતાન જે જુઠો છે તેનાં સંતાન તમે છો, તે માટે જો હું જુઠું બોલ્યો હોત તો તમે મારૂં માનત. પણ હું જાતે સત્ય છું અને સત્ય બોલું છું તેથી તમે મારૂં માનવા અશક્ત છો, એવું ઇસુ કહે છે. જેનામાં સત્યતા હોય તેનાથીજ સત્ય માની શકાય એમ છે.

[૪૬] તમારામાંનો કોણ મારા પર પાપ સાબીત કરે છે? જો હું સત્ય કહું છું, તો શા માટે તમે મારૂં માનતા નથી?

અસત્ય એ પાપનું મૂળ છે અને ઇસુનું જીવન સત્યમય હોવાથી તેમાં પાપનો જરા પણ અંશ નહોતો. આ કારણથીજ તે તેમને અહીં કહેવામાં આવ્યું છે તે પ્રમાણે કહી શકે છે. ઇસુનું જીવન બધી રીતે પાપરહિત છે તો પછી તે જે કંઇ કહે છે તે સત્યજ છે અને તે લોકોએ માનવુંજ જોઇએ. અહીં એક વાત ધ્યાનમાં લેવી જોઇએ અને તે એ છે કે, કેટલાક ધર્મોમાં અથવા પંથોમાં એમ કહેવામાં આવ્યું છે કે આચાર્ય અથવા ગુરૂ કરે તેમ ન કરવું પણ કહે તેમ કરવું, તેમ ખ્રીસ્તના જીવન કે ઉપદેશના સંબંધમાં નથી. તેના જીવન અને ઉપદેશ વચ્ચે પૂર્ણ એકતા છે. અથવા તો તેનો સાચો ઉપદેશ તેના શુદ્ધ જીવનના ફળરૂપે જણાઇ આવે છે.

[47]જે દેવનો છે, તે દેવનાં વચન સાંભળે છે; તમે દેવના નથી, માટે તમે તે સાંભળતા નથી.

આગળ સત્ય અને જુઠાણા વચ્ચે જે ભેદ બતાવવામાં આવ્યો છે તે ખુલ્લે-ખુલ્લું બતાવી દે છે કે સત્ય એ દેવનું છે અને તેથી ઇસુ કહે છે કે હું જે સત્ય કહું છું તે દેવનાં વચન છે. આ વચન યહુદીઓ ધ્યાનપૂર્વક સાંભળતા કે સમજતા નહોતા એનું કારણ એ હતું કે તેઓ દેવનાં ખરાં છોકરાં નહોતાં (સરખાવો ૭; ૧૭ : ૧૨; ૪૮ : ૧૮; ૩૭).

**જે દેવનો છે.** જે દેવનું સંતાન છે અને જેનું જીવન દેવમાંથી છે (જુઓ ૩; ૩૧ : ૮; ૨૩ : ૧૫; ૧૯ : ૧૭; ૧૪ : ૧૮; ૩૬, ૩૭. ૧ યોહાન ૨; ૧૬ : ૩; ૧૦ : ૪; ૧ ઇત્યા. ૫; ૧૯.)

[48]યહુદીઓએ તેને ઉત્તર આપ્યો કે, તું સમરૂની છે, અને તને ભૂત વળગેલું છે, એ અમારૂં કહેવું શું વાજબી નથી?

યહુદીઓને ઇસુએ જે બધું કહ્યું હતું તેથી તેમને તેના ઉપર ઘણો ક્રોધ ચઢયો હતો અને તેથી તેઓ તેને આ પ્રમાણે કહે છે. વળી તેઓ આ શબ્દો જે રીતે કહે છે તે ઉપરથી આપણને માલુમ પડે છે કે તેઓ ઇસુના સંબંધમાં તેને મોઢે નહિ પણ પીઠ પાછળ વારંવાર કહેતા હશે.

**તું સમરૂની છે.** યહુદીઓ ઇસુને ખરેખરો યહુદી નહિ પણ તેમનો કટ્ટો શત્રુ અને નિયમભંગ કરનાર ગણતા હતા તેથી તેઓએ ઇસુને આવું તિરસ્કારભર્યું નામ આપ્યું.

**તને ભૂત વળગેલું છે.** આનો અર્થ "તું ઘેલો થએલો છે" એવોજ કંઇક થાય (જુઓ ૭; ૨૦ : ૧૦; ૨૦ ઇત્યા.); પરંતુ આ સ્થળે એ શબ્દોમાં એથી પણ વધારે તિરસ્કાર રહેલો જણાય છે.

[49]ઇસુએ ઉતર આપ્યો કે, મને ભૂત વળગેલું નથી, પણ હું મારા બાપને માન આપું છું, અને તમે મારૂં અપમાન કરો છો.

ઇસુને તેઓએ સમરૂની કહ્યો તેથી તેને કંઇ ખોટું લાગ્યું નહિ, કેમકે કેટલા-એક સમરૂનીઓ વિશ્વાસમાં, પરોપકારમાં, બુદ્ધિમાં, તથા કૃતજ્ઞતામાં યહુદીઓની બરોબરી તો શું પણ તેમને કોરે બેસાડી શકતા, એવું ઇસુ જાણતો હતો (જુઓ ૪; ૩૯-૪૨. લુક ૧૦; ૩૩ : ૧૭; ૧૬).

વળી તેઓએ ઇસુને "તને ભૂત વળગેલું છે" એવું કહ્યું હતું એનું કારણ કદાચિત એ હતું કે તે વારંવાર પોતાના બાપને વિષે બોલતો હતો. ઇસુના મન આગળ બાપ હાજરજ હતો પણ તેના વિરોધીઓને તેમ નહોતું. વળી ઇસુ બાપનું નામ વારંવાર લેતો હતો તે તેને મહિમા આપવા માટે હતું. આ વાત પણ

તેના વિરોધીઓ સમજી શક્યા નહોતા. આ કારણથી ઇસુ તેમને અહીં આ પ્રમાણે કહે છે. ઇસુના બોલવામાં તેનો અને તેના વિરોધીઓ વચ્ચેનો મુકાબલો ચાલુજ છે. ઇસુ તેમને કહે છે કે તમે મને ગાળ આપી મારૂં અપમાન કરો છો, પણ તેનું ખરૂં કારણ એ છે કે તમે જાણતા નથી કે હું મારા દરેક વચન કે કામથી મારા બાપને મહિમાવાન કરૂં છું. આ કારણથી તમે મારૂં અપમાન કરો છો તે મારૂં અપમાન નથી પણ બાપનુંજ અપમાન છે એ તમે નક્કી સમજજો.

[૫૦] પણ હું મારૂં પોતાનું માન શોધનો નથી; શોધનાર તથા ન્યાય કરનાર એક છે.

ઇસુ તેમને વિશેષમાં કહે છે કે તમે મારૂં અપમાન કરો છો તેની મને પરવા નથી, કારણ કે હું મારૂં પોતાનું માન શોધતો નથી: વળી તમે મારૂં અપમાન કરો છો તે માટે હું તમને દોષિત પણ ઠરાવતો નથી. એ કામ દેવ પોતે કરે છે. તે મારે માટે માન શોધે છે અને મને જે માન નથી આપતો તેનો ન્યાય પણ કરે છે (જુઓ ૫; ૨૩, ૪૧, ૫૪).

**શોધનાર...એક છે.** આની અને ૫; ૨૨મા પદ વચ્ચે જે વિરોધ દેખાય છે તે માત્ર ઉપરઉપરનો છે. જે ન્યાય કરવાની વાત અહીં કહેવામાં આવી છે તે તો ઇશ્વરના સંબંધીની છે, જે આપોઆપ કે પોતાની મેળે ઇન્સાફ કરી લે છે.

[૫૧] હું તમને ખચીત ખચીત કહું છું કે, જો કોઇ મારૂં વચન પાળે, તો તે કદી મોત દેખશે નહિ.

ઉપલાં પદોમાં યહુદીઓના જાત્યભિમાન વગેરેથી તેમનું કશું વળવાનું નથી એમ કહી ઇસુ પાછો ૩૧મા પદમાંની વાતના અનુસંધાનમાં એક નવો વિચાર ઉમેરે છે. વળી આગલા પદમાં તેણે કહ્યું હતું કે હું પોતે ન્યાય કરતો નથી, અને અહીં તે કહે છે કે હું મારા ખરા શિષ્યને શાશ્વત જીવન આપું છું. આથી તે કદાચિત એમ પણ કહેવા માગે છે કે હું જગતનો ન્યાય કરવા આવ્યો નથી, પણ અનંતજીવન આપવા આવ્યો છું.

**મારૂં વચન પાળે.** આ શબ્દસમૂહ તેમજ એના જેવો બીજો એટલે "મારી આજ્ઞા પાળે," એ બન્ને આ સુવાર્તામાં ઘણી જગાએ મળી આવે છે. "પાળવું" એટલે મનમાં યાદ રાખવું કેવળ એમ નહિ પણ માથે ચઢાવીને પૂર્ણ કરવું. જેઓ એવું કરે છે તેઓ કદી દોષિત ઠરાવાશે નહિ.

**કદી મોત દેખશે નહિ.** મોત દેખવાની વાત માટે જે શબ્દો અહીં વાપરવામાં આવ્યા છે તે આખા નવા કરારમાં અહીંજ વાપરવામાં આવ્યા છે. આ સુવાર્તિક પ્રમાણે મોત એ અમુક પ્રકારની બીના નહિ પણ મનની અને આત્માની અવસ્થા છે (જુઓ ૧૧; ૨૫: ૬; ૫૦ : ૫; ૨૪. ૧ યોહા. ૩; ૧૪).

[૫૨] યહુદીઓએ તેને કહ્યું, તને ભૂત વળગેલું છે, એવી અમને હવે ખાતરી થઈ છે. ઈબ્રાહીમ તેમજ પ્રબોધકો પણ મરી ગયા છે; પણ તું કહે છે કે, જો કોઈ મારાં વચન પાળે, તો તે કદી મોત પામશે નહિ.

ઇસુએ ૫૧મા પદમાં આગળ કરતાં પોતાના સંબંધમાં વધારે મોટો દાવો કર્યો હતો અને તેથી યહુદીઓ કહે છે કે હવે અમને પક્કી ખાતરી થઇ કે તને ભૂત વળગેલું છે. કેમકે ઇબ્રાહીમને તથા પ્રબોધકોને દેવે પોતાનાં વચન કહી સંભળાવ્યાં હતાં અને તેઓએ તે પાળ્યાં પણ હતાં છતાં તેઓ મરી ગયા, અને તું કહે છે કે તારાં વચન પાળનાર કદી મરશે નહિ—આ ભૂત વળગેલાની વાત છે કે નહિ?

**મોત પામશે નહિ.** આ શબ્દો મૂળમાં "મોત નહિ ચાખશે" એ અર્થમાં છે. કેટલાક ટીકાકારો કહે છે કે આ લોકો ઈસુના "તે કદી મોત નહિ દેખશે" એ શબ્દોનો શબ્દાર્થ કરે છે અને તેમ કરી તેનો ખોટો અર્થ કરે છે. ઇસુનું કહેવું એમ નહોતું કે તેના શિષ્યો દૈહિક મૃત્યુ પામશેજ નહિ, પણ આ લોકો તેને એ અર્થમાં સમજે છે.

[૫૩] શું તું અમારા પિતા ઇબ્રાહીમ કરતાં મોટો છે? તે તો મરણ પામ્યો છે, અને પ્રબોધકો પણ મરણ પામ્યા છે; તું કોણ હોવાનો દાવો કરે છે?

ઇબ્રાહીમ તથા પ્રબોધકો ખરેખરા મહાન પુરૂષ હતા. તું કે જે માત્ર ગાલીલી તથા નાઝારેથનો તે તું તેઓના કરતાં મોટો છે શું? (સરખાવો ૪; ૧૨). તું કોણ હોવાનો દાવો કરે છે? (સરખાવો ૫ ; ૧૮ : ૧૦ ; ૩૩ : ૧૯ ; ૭, ૧૨).

[૫૪] ઇસુએ ઉત્તર આપ્યો કે, જો હું પોતાને માન આપું, તો મારૂં માન કંઇજ નથી; મને માન આપનાર તો મારો બાપ છે, જેના વિષે તમે કહો છો કે, તે અમારો દેવ છે.

ઇસુના ઉત્તરમાં જે અર્થ રહ્યો છે તે આવો કંઇક છે: તે કહે છે કે, મારા બોલવા પ્રમાણે હું ઇબ્રાહીમ કરતાં મોટો ઠરૂં છું એમાં કંઇ પણ શંકા નથી, પણ તમે એ નક્કી સમજજો કે હું પોતે મારો મહિમા ગાતો નથી અથવા મને પોતાને તમારી આગળ મોટો કરતો નથી. જો હું તેમ કરૂં તો હું ખોટોજ ઠરૂં. પણ મારો બાપ જેને તમે તમારો દેવ કહો છો તેણેજ મને મોટો કર્યો છે અને તે એમ ઇચ્છે છે કે તમે જેવું માન તેને આપો છો તેવુંજ મને આપો.

**જો હું પોતાને માન આપું.** ૪૯મા પદમાં માન આપવાના સંબંધમાં જે શબ્દ વાપરવામાં આવ્યો છે તે શબ્દથી અહીં જુદો શબ્દ છે. "મહિમાવાન કરૂં" એ કદાચિત વધારે યોગ્ય ભાષાંતર છે. આ પદમાં બધે ઠેકાણે આજ શબ્દ વાપરવામાં આવ્યો છે.

[૫૫]વળી તમે તેને ઓળખ્યો નથી; પણ હું તેને ઓળખું છું; જો હું કહું કે હું તેને નથી ઓળખતો, તો હું તમારા જેવો જુઠો ઠરૂં; પણ હું તેને ઓળખું છું, અને તેનું વચન પાળું છું.

ઉપલા પદમાં ઇસુ કહે છે કે, જેને તમે તમારો દેવ કહો છો તે મારો બાપ છે. અહીં તે વિશેષમાં કહે છે કે, તમે નિયમશાસ્ત્રના તથા પ્રબોધકોના તેમજ મારા શિક્ષણદ્વારે દેવને વાસ્તવિક રીતે ઓળખી શક્યા નથી, પણ હું તો તેવોજ હોવાને લીધે તેને સહજ રીતે જાણું છું.

ઇસુ એમ કહેવા માગે છે કે, હું દેવને જાણું છું એવું જે કહું છું તેમાં કશું અભિમાન નથી. ઉલટું હું જો એમ ન કહું તો હું ખોટો ઠરૂં છું. વળી હું દેવને જાણું છું એટલુંજ નહિ પણ મારા જીવનમાં તેનો શબ્દેશબ્દ ઉતારૂં છું.

[૫૬]તમારો બાપ ઈબ્રાહીમ મારો સમય જોવા[ની આશાથી] હર્ષ પામ્યો, અને તે જોઇને તેને આનંદ થયો.

ઇસુ અહીં વિશેષમાં કહે છે કે, તમે તમારા બાપ ઇબ્રાહીમની વડાઇ કરો છો અને તેમાં તમારી પોતાની વડાઇ માનો છો, પણ તમે એ નક્કી સમજજો કે ઇબ્રાહીમની પોતાની બધી આશા મારા પૃથ્વી ઉપર આવવાના સંબંધમાં હતી, અને તેનો આનંદ પણ તેમાંજ હતો. તેને દેવ તરફથી જે કાંઈ વરદાન આપવામાં આવ્યું હતું તેની પૂર્ણાહુતિ મારા પોતાના જીવનમાં થઇ છે.

**મારો સમય.** આ ઇસુના પૃથ્વી ઉપરના આગમનને માટેજ કહેવામાં આવ્યું હોય એમ લાગે છે, જોકે કોઇ કોઇ ટીકાકારો તેને તેના દુઃખભોગના અર્થમાં પણ લે છે. અહીં પહેલો અર્થજ યોગ્ય લાગે છે.

ઇબ્રાહીમ કેવી રીતે ઇસુનો સમય જોવા પામ્યો તેની આપણને કંઇજ ખબર નથી, તો પણ તેને પોતાના દેવ પરનો વિશ્વાસ ઘણો હતો તેથી ઇસુના કહેવા મુજબ તેને પ્રભુના દિવસનો કંઇક ખ્યાલ થયો હશે એવું માનવું અયોગ્ય નથી. યહુદીઓમાં એક એવી માન્યતા હતી કે ઉત્પત્તિ ૧૫ ; ૮માં જે દર્શનની વાત કરવામાં આવી છે તેમાં ઇબ્રાહીમે પોતાની પ્રજાનો આખો ઇતિહાસ જોયો હતો, અને તેમાં જોઇને તે "નિયમશાસ્ત્રના આનંદથી આનંદિત થયો હતો."

[૫૭]ત્યારે યહુદીઓએ તેને કહ્યું કે, હજી તો તું પચાસ વરસનો થયો નથી, અને શું તેં ઈબ્રાહીમને જોયો છે?

યહુદીઓ ઇસુના વચનને તેના શબ્દાર્થમાંજ લખે છે અને તેથી તેઓ આ પ્રમાણે પ્રશ્ન કરે છે.

**પચાસ વર્ષનો.** આ ઉપરથી આગળ એમ મનાતું હતું કે ઇસુની ઉમર ચાળીસથી પચાસની અદર હતી, પણ આમ માનવાનું કાંઇ ખાસ કારણ નથી.

"પચાસ વર્ષ" એ યહુદીઓના માનવા પ્રમાણે પુખ્ત વય બતાવે છે (ગણના ૪; ૩, ૩૯), અને તેથી યહુદીઓ એમ કહે છે કે, તું હજુ કાલ સવારનો જુવાનીઓ છે અને આમ કેમ બોલે છે?

**શું તેં ઈબ્રાહીમને જોયો છે?** જેમ ૫૬ ૫૨માં તેમ ત્યાં પણ યહુદીઓ ઈસુના શબ્દોનો ઉતારો ખોટી રીતે કરે છે, અને આમ કરવાથી ઇસુનાં વચનોનો ભાવાર્થ મરડી નાખે છે.

[૫૮] ઇસુએ તેઓને કહ્યું કે, હું તમને ખચીત ખચીત કહું છું કે, ઈબ્રાહીમનો જન્મ થયા પહેલાંનો હું છું.

આગળ જે બધું કહેવાયું તેને અહીં ઇસુ તેના શ્રોતાઓ બરાબર સમજે એવી રીતે પૂર્ણ કરે છે. તે અહીં કહે છે કે હું કાળનો પણ સ્વામી છું, અને તેમ કહી તે પોતાના સંબંધમાં જે શબ્દો વતી યહોવાહ જુના કરારમાં પોતાની ઓળખાણ આપે છે તેજ શબ્દો વાપરે છે. આ શબ્દો "હું છું," એ છે, આથી તે પોતાની અને ઇશ્વરની એકતા બતાવે છે, અને "ખચીત ખચીત" શબ્દોથી પોતાનું કહેવું શરૂ કરી તે એમ કહેવા માગે છે કે હું જે કહું છું તે પૂર્ણ સત્ય છે.

[૫૯] ત્યારે તેઓએ તેને મારવાને પત્થર હાથમાં લીધા; પણ ઇસુ સંતાઈ જઇને મંદિરમાંથી બહાર નીકળી ગયો.

ઇસુના વચનનો અર્થ હવે યહુદીઓ બરાબર સમજી ગયા અને તેથી ઇસુએ ઇશ્વરના બરાબરીઆ હોવાનો દાવો કરવાનું મહા પાપ કર્યું છે એમ ગણી તેને મારી નાખવા માટે પત્થર ઉપાડયા.

આ અધ્યાયમાં યહુદીઓનું જે ચિત્ર દોરવામાં આવ્યું છે તે તે કાળની તેમની સ્થિતિ બરાબર બતાવે છે. તેઓનાં જાત્યભિમાન અને ધર્માભિમાન, ઇસુમાં ભૂત ભરાયું છે એવો તેમનો આરોપ, શાસ્ત્રના શબ્દાર્થમાં તેમનો ભરોસો, ઇશ્વરના સંબંધમાં તેમની જડ માન્યતા, આ બધું તેમની સ્થિતિનું ખરૂં ભાન કરાવે છે. આ વાત યોહાનની સુવાર્તા કોઇ યહુદીએ અને ઘણું કરીને ઇસુના શિષ્યેજ લખી છે એ સાબિત કરવામાં સહાયભૂત થાય છે.

# અધ્યાય ૯.

**ખ્રીસ્ત એ સત્ય અને પ્રકાશનું મૂળ છે એ વાતને પ્રગટ કરનાર ચિન્હ (૧-૧૨) અને તેનાં જુદાં જુદાં પરિણામ (૧૩-૪૧).**

[1] તે રસ્તે જતો હતો એવામાં તેણે એક જન્મથી આંધળા માણસને દીઠો.

આ અધ્યાય છઠ્ઠા અધ્યાયની માફક એકાએક શરૂ થાય છે, અને તેનો સંબંધ આઠમા અધ્યાયમાંના માંડવાપર્વ સાથે નહિ હોય, પણ દસમા અધ્યાયના ૨૨મા પદમાં આવેલા પ્રતિષ્ઠાપર્વની સાથે હોવો જોઇએ એમ લાગે છે. આ અધ્યાયનું તાત્પર્ય નવું આત્મિક મંદિર અને નવી આત્મિક સંસ્થા સ્થાપવા વિષે છે.

**જન્મથી આંધળા માણસને.** પ્રભુ ઇસુએ ઘણા ચમત્કાર કર્યા હતા, તેમાંના જે સૌથી વિશેષ લાક્ષણિક અથવા ખ્રીસ્તના ગુણસૂચક ચિન્હો જેવા હતા તેમાંના એક એક વર્ગના ચમત્કારનું વર્ણન યોહાન ઘણું કરીને કરે છે. તે માટે આ ચમત્કારમાં તે માણસ જન્મથીજ આંધળો હતો, એ તરફ ખાસ ધ્યાન ખેંચવામાં આવેલું છે.

[2] તેના શિષ્યોએ તેને પૂછ્યું કે, રાબ્બી, જે પાપને લીધે એ માણસ આંધળો જનમ્યો તે [પાપ] કોણે કર્યું? એણે કે એનાં માબાપે?

ઇસુના શિષ્યોના આ પ્રશ્નમાં બે અથવા ત્રણ વાતો સૂચવવામાં આવે છે. (૧) હરેક પ્રકારનું દુઃખ કોઇ પણ પાપને લીધે છે. (૨) માબાપના પાપને માટે બાળકોને ખમવું પડે છે. (૩) માણસને તેના આગલા ભવનાં પાપ લાગેલાં હોય જેને લઇને તેને દુઃખ ખમવું પડે છે. આમાંની બીજી વાત વિષે જુના કરારમાં કોઇ કોઇ વાક્ય મળી આવે છે, જેમાં કહેવામાં આવ્યું હતું કે માબાપનાં પાપની શિક્ષા છોકરાંઓને ખમવી પડશે (જુઓ નિર્ગમન ૨૦; ૫. હેબ્રી. ૭; ૧૦). ત્રીજી વાત ઉપરથી કેટલાકને એમ પણ લાગેલું છે કે યહુદીઓમાં પુનર્જન્મની માન્યતા હતી. પ્રાચીન યહુદી ધર્મમાં આ માન્યતાને આધાર મળતો નથી, પણ કાળાન્તરે તેવો મત ફેલાયો હોય એવું લાગે છે, તોપણ એ માન્યતા બહુ થોડા લોકો રાખતા હતા.

[3] ઇસુએ ઉત્તર આપ્યો કે, એણે કે એનાં માબાપે પાપ કર્યું, તેથી નહિ; પણ દેવનાં કામ તેનામાં પ્રગટ થાય માટે [એમ થયું].

ઇસુ ઉપરની ત્રણ વાતમાંથી એક પણ વાત સ્વીકારતો નથી. તેનું કહેવું એમ છે કે, માણસે અમુક પાપનું અમુક પરિણામ થયું એ જાતનો વિચાર કરવાનો નથી, પણ પોતાથી બને તેટલું બીજાનું કલ્યાણ કરવાનું છે અને તેમ કરી જગતનું દુઃખ ઓછું કરવાનું છે. જગતમાં માણસોને દુઃખ થાય છે તેથી માણસો એક બીજા પ્રત્યે દયા લાવે છે અને તેમ કરી જગતમાં દૈવી જીવનનો સંચાર કરે છે. આ બાબતમાં ઇસુના આ ઉત્તરમાંથી હિન્દુસ્તાનના લોકોને ઘણું શીખવાનું છે, કારણ કે આપણે અહીં લોકોનો મોટો ભાગ કર્મવાદ માનતો હોવાથી આપણે જયારે જયારે દુઃખ વગેરે જોઇએ છીએ ત્યારે ત્યારે એમ સમજીએ છીએ કે એ તો એ દુઃખ ભોગવનાર માણસોનાં આગલા જન્મનાં કર્મને લીધે તેમને તે ભોગવવું પડે છે, અને તેમ સમજવાથી આપણામાં દયાનો ભાવ ઓછો થાય છે, આથી આપણે જગતનું તેમ આપણું પોતાનું ખરૂં કલ્યાણ કરી શકતા નથી. તો પણ આટલી વાત ધ્યાનમાં રાખવાની છે કે જો કે બધું દુઃખ પાપનું પરિણામ નથી તો પણ ઘણી વખત દુઃખ પાપને પરિણામે હોય છે એ ચોક્કસ છે, અને ઇસુ પોતે પણ એમ જણાવે છે ( જુઓ ૫ ; ૧૪. માંથી ૯ ; ૨ ).

**દેવનાં કામ.** આ માત્ર ચમત્કારો કે ચિન્હો નથી, પણ દેવે માણસોનો ઉદ્ધાર કરવા માટે જે બધાં પરોપકારનાં કે પ્રેમનાં કાર્ય કરવાને ઇસુ ખ્રીસ્તને મોકલ્યો હતો તે બધાંનો તેમાં સમાવેશ થાય છે ( ૫ ; ૩૬ ).

[૪] જ્યાં સુધી દહાડો છે, ત્યાં સુધી જેણે મને મોકલ્યો છે તેનાં કામ આપણે કરવાં જોઇએ ; રાત આવે છે, કે જ્યારે કોઇથી કામ કરી શકાતું નથી.

આ પદમાં ઇસુ પોતાના કાર્યમાં પોતાના શિષ્યોને પણ ભેળવે છે એ વાત ધ્યાનમાં લેવાની છે. ઇસુને દેવે મોકલ્યો છે અને શિષ્યોને તેણે પોતે પસંદ કર્યા છે અને તે બધા દેવનાં કામ કરવાને બંધાએલા છે.

**દહાડો.. રાત.** આ બન્ને અનુક્રમે કામ કરવાની અને આરામની વેળા છે. ઇસુ પૃથ્વી ઉપર હતો ત્યાં સુધી તેને અમુક કાર્ય કરવાનું હતું અને એ વખતને તે "દહાડો" કહે છે. ત્યાર પછી જેમ બીજા માણસોને તેમ તેને પણ "રાત" એટલે મરણ આવવાનું, જે સમયે તેના દેહધારીપણાના દહાડાઓનું કામ પૂરૂં થવાનું.

[૫] જ્યારે હું જગતમાં છું ત્યારે હું જગતનો પ્રકાશ છું.

અસલ ભાષા પ્રમાણે અર્થ એવો થાય છે કે, "જ્યારે જ્યારે ......ત્યારે ત્યારે." ઇસુ જે "જગતનો પ્રકાશ" તે અનેકવાર અસાધારણ જોસથી પ્રકાશ પાડે છે. આદિપૂર્વજોના કાળમાં, નિયમશાસ્ત્રના કાળમાં, પ્રબોધકોના કાળમાં, અને હાલની મંડળીના કાળમાં પણ ખ્રીસ્ત જગતનો પ્રકાશ છે; પછી જગત તેના પ્રકાશનો અંગીકાર કરે કે ન કરે (સરખાવો ૧ ; ૫ : ૮ ; ૧૨).

**હું જગતનો પ્રકાશ છું.** અહીં "પ્રકાશ" શબ્દ સાથે નિશ્ચયાર્થ શબ્દ મૂકવામાં આવ્યો નથી અને તેથી આનો અર્થ "હું જગતને માટે પ્રકાશરૂપ છું" એવો થાય છે. ૮; ૧૨માં નિશ્ચયાર્થ શબ્દ છે અને તેથી તેનો અર્થ "હું એકલો જગતને માટે પ્રકાશરૂપ છું" એવો થાય છે.

[૬] એમ કહીને તે ભોંયપર થુંક્યો, અને તે થુંકથી કાદવ બનાવીને તેણે તે કાદવ તે [આંધળા]ની આંખો પર ચોપડયો.

**કાદવ.** ઇસુ અહીં કાદવનો ઉપયોગ કરે છે પણ બીજે પ્રસંગે આવા કાર્ય માટે તે માત્ર થુંકનો ઉપયોગ કરે છે (જુઓ માર્ક ૭; ૩૩: ૮; ૨૩). થુંક અને કાદવ એ બન્ને આંખને માટે આ લોકોમાં તદન સામાન્ય પણ સારો ઉપાય ગણાતો હતો, પણ આ માણસ જન્મથી આંધળો હોવાથી તેને તે કંઇ કામ લાગે તેમ નહોતું. કંઇ પણ સાધન વગર ઇસુ તેને દેખતો કરી શકત એ ખરૂં, તે પણ ઇસુએ કાદવનો ઉપયોગ કર્યો તે કદાચિત એક માત્ર નામના સાધન તરીકે હતો કેવળ એમ નહિ, પરંતુ તેણે આ સામાન્ય સાધન વાપર્યું તે એ માટે કે તેથી તે આંધળા માણસમાં વિશ્વાસ ઉપજે.

[૭] અને તેને કહ્યું કે તું જઈને શીલોઆહ (અર્થાત્ મોકલેલા)ના કુંડમાં ધો. ત્યારે તે ગયો અને ધોઈને દેખતો થઈને [ઘેર] આવ્યો.

**શીલોઆહ.** આ હોજનું જળ ધીમે ધીમે વહેતું હતું અને તેને સિયોનના પર્વત ઉપર સ્થાપિત થએલા દાઉદના દિવ્ય રાજ્યના ચિન્હ તરીકે ગણવામાં આવતું હતું (જુઓ યશાયાહ ૮; ૬). તેનો અર્થ "મોકલેલો" એવો થતો હતો અને એ કારણથી એ ઇસુ જે દેવનો મોકલેલો હતો તેનું પણ એક પ્રકારનું ચિન્હ હતું (૧૭; ૩, ઇત્ય.). આ હોજ અત્યારે પણ છે અને તેનું નામ બિરકત સિલ્વાન છે.

[૮] તે ઉપરથી તેના પાડોસીઓએ તથા જેઓએ તેને અગાઉ ભીખારી જોયો હતો તેઓએ કહ્યું કે, જે બેસીને ભીખ માગતો હતો તે શું એજ નથી?

અહીં જે વાત કરવામાં આવી છે તે તેજ દિવસે બની હતી કે બીજે દિવસે બની હતી તે કંઇ ચોક્કસ કહી શકાતું નથી. ૧૩ અને ૧૪મા પદમાં બીજા દિવસનીજ વાત કરવામાં આવી છે. કદાચિત આ માણસે પોતે દેખતો થએલો હોવાથી ભીખ માગવી છોડી દીધી હશે અને તે લોકોમાં ફર્યા કરતો હશે અને તેથી લોકો અહીં આ જાતનો પ્રશ્ન પૂછે છે.

[૯] કેટલાએકે કહ્યું કે, [હા,] એ તેજ છે; બીજાઓએ કહ્યું કે, ના પણ તે તેના જેવો છે; તેણે પોતે કહ્યું કે, હું તેજ છું.

તેને જોઇને લોકોમાં સ્વાભાવિક રીતે બે મત થાય છે. કેટલાએકે કહ્યું કે એ એજ છે અને બીજાઓએ કહ્યું એ માણસ પેલો આંધળો નથી. અહીં જે ચિત્ર આપ્યું છે તે આબેહુબ છે.

[10] તેથી તેઓએ તેને પૂછયું કે, ત્યારે તારી આંખો શી રીતે ઉઘડી ગઈ? [11] તેણે ઉત્તર આપ્યો કે, જે માણસ ઈસુ કહેવાય છે તેણે કાદવ કર્યો, અને મારી આંખો પર તે ચોપડીને મને કહ્યું કે, તું શીલોઆહ[ના કુંડ]માં જઈને ધો; માટે હું ગયો, અને ધોઈને દેખતો થયો.

આ બે પદમાં જે વાત થઇ છે તે છેક સ્વાભાવિક છે. માણસો તેને દેખતો જોઇ આશ્ચર્ય પામે છે અને તે કેવી રીતે દેખતો થયો તે તેને પૂછે છે. પેલાનો જવાબ પણ તેટલોજ સાદો અને સરલ છે.

આ આંધળા માણસનું ઇસુ વિષેનું જ્ઞાન કેવી રીતે વૃદ્ધિ પામતું જાય છે તે જાણવાજોગ છે. આ પદમાં તે તેને માત્ર ઇસુ તરીકે ઓળખે છે. પદ ૧૭માં પ્રબોધક તરીકે, પદ ૩૩માં ઇસુને દેવની પાસેથી આવેલો ગણે છે, અને પદ ૩૮માં તે તેને દેવના પુત્ર તરીકે કબુલ કરે છે.

[12] ત્યારે તેઓએ તેને પૂછયું કે, તે કયાં છે? તે કહે છે કે, હું જાણતો નથી.

**તે કયાં છે?** આ વાક્યમાં "તે" ઉપર ભાર મૂકવો જોઇએ, અને તેમાં પેલો વિચિત્ર રાબ્બી, જેના વિષે અમે ઘણું સાંભળીએ છીએ અને ગુંચવણમાં પડીએ છીએ, તે કયાં છે, એવો કંઇક અર્થ રહેલો છે.

પદ ૧૩–૪૧. ચિહ્નનાં જુદાં જુદાં પરિણામ.

આ વાક્યોમાં આંધળા માણસનો વિશ્વાસ કેવી રીતે વૃદ્ધિ પામે છે તે ખાસ ધ્યાનમાં લેવાનું છે. સાથે સાથે ઇસુના વિરોધીઓનો વિરોધ કેવી રીતે વધતો જાય છે એ પણ જોવા જેવું છે. આંધળા માણસના ઇસુ વિષેના જ્ઞાનની વૃદ્ધિ વિષે જુઓ પદ ૧૦, ૧૧. ફરોશીઓના ઇસુ પ્રત્યેના વિરોધની વૃદ્ધિ જુઓ: પદ ૧૬માં તેઓનો મતભેદ, પદ ૨૪માં આક્ષેપ, પદ ૩૪માં આંધળાનો બહિષ્કાર.

[13] જે અગાઉ આંધળો હતો તેને તેઓ ફરોશીઓની પાસે લઈ આવ્યા.

આ માણસના સંબંધમાં જે કંઇ થયું હતું તે અદ્દભુત હતું અને તેથી એનો ખરો અર્થ શું છે એ જાણવા માટે સાધારણ લોકો તેને પોતાના ધર્માધિકારીઓ પાસે લઇ ગયા. કદાચિત તેઓ પોતાના મનમાં ઇસુએ કરેલો આ ચમત્કાર જોઇ એમ માનતા પણ થયા હતા કે એ મસીહ છે, અને હવે ફરોશીઓ તેના સંબંધમાં શું કહે છે એ જાણવાની તેમની ઇચ્છા હતી. જે ફરોશીઓ પાસે

તેઓ ગયા હતા તે સાન્હેદ્રિન સભા નહિ, પણ તેમાંના કોઇ કોઇ સભ્ય તેમ બીજાઓ હતા. યરૂશાલેમમાં આ મોટી સભા ઉપરાંત બીજી બે નાની સભાઓ હતી અને કદાચિત તેમાંની એક પાસે તેઓ ગયા હોય એ સંભવિત છે.

[14] હવે જે દિવસે ઇસુએ કાદવ કરીને તેની આંખો ઉઘાડી હતી તે દિવસે વિશ્રામવાર હતો.

અહીં "કાદવ કરીને" ફરીથી કહેવામાં આવ્યું છે તે એટલા માટે છે કે ફરોશીઓની નજરમાં વિશ્રામવારે કાદવ બનાવવો એજ ગુન્હો ગણાય (જુઓ ૫; ૧૨).

[15] તે માટે ફરોશીઓએ પણ ફરીથી તેને પૂછયું કે, તું શી રીતે દેખતો થયો? તેણે તેઓને કહ્યું કે, તેણે મારી આંખો પર કાદવ ચોપડયો, અને હું ધોઇને દેખતો થયો છું.

ફરોશીઓએ પોતાની તપાસ નિયમિત રીતે શરૂ કરી હતી અને તેમ કરતાં તેઓ પેલા માણસને આ પ્રશ્ન પૂછે છે, અને તેનો જવાબ પણ તેમને મળે છે. એનો જવાબ પહેલાંના કરતાં (પદ ૧૧) વધારે ટુંકમાં છે, કારણ કે વારંવાર સવાલ થતા સાંભળીને તે આંધળા માણસની ધીરજ ખુટવા માંડી હતી (પદ ૨૭).

[16] તેથી ફરોશીઓમાંના કેટલાએકે કહ્યું કે, તે માણસ દેવની પાસેથી [આવ્યો] નથી; કેમકે તે વિશ્રામવાર પાળતો નથી; પણ બીજાઓએ કહ્યું કે, પાપી માણસ એવા ચમત્કાર શી રીતે કરી શકે? એમ તેઓમાં બે પક્ષ પડ્યા.

ઇસુનો આ ચમત્કાર બેથેસ્દાના ચમત્કાર કરતાં પણ વધારે ઉંચા પ્રકારનો હતો અને તેથી સ્વાભાવિક રીતે લોકોમાં અને ફરોશીઓમાં પણ તેના સંબંધમાં ઉંચો વિચાર આવવો જોઇએ અને એ પ્રમાણે અહીં અમુક અંશે થાય છે પણ ખરૂં, કારણ કે આ વખતે ફરોશીઓમાં પણ બે પક્ષ પડયા છે, તો પણ નવાઇની વાત એ છે કે હજુ કેટલાએક માણસ એવા છે કે જે ઇસુમાં રહેલી અદ્દભુત શક્તિ જોઇ શકતા નથી અને તે વિશ્રામવાર પાળતો નથી એવો તેનો દોષ કાઢે છે.

[17] તેથી તેઓ ફરીથી તે આંધળાને પૂછે છે કે, તેણે તારી આંખો ઉઘાડી, માટે તેને વિષે તું શું કહે છે? ત્યારે તેણે કહ્યું કે, તે પ્રબોધક છે.

ફરોશીઓએ પેલા આંધળાને આ પ્રશ્ન પૂછયો તેનું કારણ સ્પષ્ટ છે. તેઓમાં બે પક્ષ પડયા હતા અને તેથી જેના પર આ ચમત્કાર ઇસુએ કર્યો હતો તે પોતે તેના વિષે શો અભિપ્રાય ધરાવે છે તે તેઓ જાણવા ચાહતા હતા. આંધળાએ તો સ્પષ્ટ રીતે કહ્યું કે તે તો પ્રબોધક એટલે દેવની ઇચ્છા કે મનોરથ જણાવવા સારૂ મોકલાએલો હોવો જોઇએ.

[૧૮] પણ યહુદીઓએ તે દેખતા થએલાનાં માબાપને તેડાવ્યાં નહિ ત્યાં સુધી તે આંધળો હતો, અને દેખતો થયો છે, એમ તેઓએ માન્યું નહિ.

અહીં આ સુવાર્તિક "ફરોશીઓ" શબ્દ વાપરવો છોડી દઇ યહુદીઓ જે આ સુવાર્તામાં ઇસુના વિરોધીઓ તરીકે ઓળખાવવામાં આવે છે તેમનું નામ લે છે, અને તેમ કરી તે કદાચિત એમ જણાવે છે કે હવે પછીની તપાસ કરવામાં આ વિરોધીઓએ મુખ્ય ભાગ લીધો હતો. તેઓ વાતને વધારે ડોળવાનો પ્રયત્ન કરે છે. અત્યાર સુધીની તપાસમાં ચમત્કાર તો ખરેખર બન્યો હતો એ વાત માન્ય રાખવામાં આવી હતી અને કોઇએ કંઇ શક ઉઠાવ્યો નહોતો. પણ હવે જે પક્ષના માણસો ઇસુની સામે વિશેષ વિરોધ ધરાવતા હતા તેઓજ એ ચમત્કાર ખરેખર બન્યો હતો કે નહિ તે વિષે સંશય ઉઠાવે છે.

[૧૯] તેઓએ તેમને પૂછ્યું કે, શું એ તમારો દીકરો છે, કે જેને વિષે તમે કહો છો કે, એ જન્મથી આંધળો હતો? તો હવે એ શી રીતે દેખતો થયો છે? [૨૦] તેનાં માબાપે ઉત્તર આપ્યો કે, એ અમારો દીકરો છે, અને એ જન્મથી આંધળો હતો એ અમે જાણીએ છીએ; [૨૧] પણ હમણાં એ શી રીતે દેખતો થયો છે તે અમે જાણતાં નથી; તેમજ એની આંખો કોણે ઉઘાડી તે પણ અમે જાણતાં નથી; એ પુખ્ત ઉમરનો છે; એને પૂછો, એ પોતે કહેશે.

આ માણસનાં માબાપની તપાસમાં માત્ર એટલુંજ નીકળે છે કે તે તેમનો દીકરો છે અને તે જન્મથી આંધળો હતો પણ હવે દેખતો થયો છે. તેઓ આથી વિશેષ કંઇ કહેવાને તૈયાર નહોતાં. તેઓ ફરોશીઓથી બીતાં હતાં અને તેથી કોઈ પણ જાતની વધુપડતી જવાબદારી લેવા તૈયાર નહોતાં. તેઓ એમ કહેતાં જણાય છે કે, આ વાત વિષે વધારે અમને શા માટે પુછો છો? જુઓને, એ પોતે તમારી પાસે ઉભો છે, તો પછી તેનેજ શા માટે પૂછતા નથી?

[૨૨] તેનાં માબાપ યહુદીઓથી બીતાં હતાં માટે તેઓએ એમ કહ્યું, કેમકે યહુદીઓએ અગાઉથી એવો ઠરાવ કર્યો હતો કે, તે ખ્રીસ્ત છે એવું જો કોઇ કબૂલ કરે, તો તેને સભાસ્થાનમાંથી કાઢી મૂકવો.

યહુદીઓએ આવી જાતનો ઠરાવ ક્યારે કર્યો હતો તે વિષે આપણને કંઇ વિશેષ કહેવામાં આવ્યું નથી. કદાચિત તે ઠરાવ આઠમા અધ્યાયમાં જે હકીકત જણાવવામાં આવી છે તે પછીજ કરવામાં આવ્યો હોય એ સંભવિત છે.

**ઠરાવ.** આ કાંઇ આખી સભાનો કરેલો નિશ્ચય નહોતો. કદાચિત માત્ર થોડાએક આગેવાનોએ પોતાની અંદર અંદર એમ નક્કી કરી રાખ્યું હશે કે જે કોઇ ઇસુને મસીહ કહે તેને સભાસ્થાનમાંથી કાઢી મૂકવો.

**સભાસ્થાનમાંથી કાઢી મૂકવો.** યહુદીઓમાં ધાર્મિક બહિષ્કાર ત્રણ જાતનો હતો: (૧) ત્રીસ દિવસ માટેનો બહિષ્કાર, જેમાં બહિષ્કૃત થએલા માણસને બીજા કોઇ માણસને અડકવાનું નહોતું. (૨) અનિર્ણિત સમય માટે કરવામાં આવેલો પૂર્ણ બહિષ્કાર, જેમાં આવા માણસને ઇશ્વરસેવામાં ભાગ લેવાનો કે બીજા માણસ સાથે કોઇ પણ જાતનો વ્યવહાર રાખવાનો અધિકાર નહોતો. (૩) સદાને માટેનો પૂર્ણ બહિષ્કાર. અહીં કદાચિત પહેલી જાતના બહિષ્કારની વાત છે. લુક ૬; ૨૨માં પણ કદાચિત એનીજ વાત કરવામાં આવી છે.

[૨૩]તે માટે તેનાં માબાપે કહ્યું હતું કે, એ પુખ્ત ઉમરનો છે, એને પોતાને પૂછો. [૨૪]તેથી જે આંધળો હતો, તે માણસને તેઓએ બીજી વાર બોલાવીને કહ્યું કે, દેવની સ્તુતિ કર; અમે જાણીએ છીએ કે એ માણસ તો પાપી છે.

યહુદીઓએ વાત ડોળવાનો પ્રયત્ન બને તેટલો કર્યો પણ તે માણસ આંધળો હતો ને દેખતો થયો તે વાતની તેઓ ના પાડી શક્યા નહિ. વળી જે દેખતો થયો હતો તેણે ઇસુને પ્રબોધક કહ્યો હતો અને તેનું ઇસુના સંબંધમાં અપાએલું આ સાક્ષ્ય કંઇ જેવું તેવું નહોતું, અને તેની અસર લોકો ઉપર ઘણી થાય તેમ હતું. આ કારણથી તેઓ તેને ફોસલાવવા અને બીવડાવવા માગે છે અને તેથી આ પ્રમાણે કહે છે.

**દેવની સ્તુતિ કર.** અસલમાં "દેવને મહિમા આપ" એવા શબ્દો આવે છે, અને એમ કરતાં યહુદીઓ તે આંધળાને ગંભીરપણે સમ ઘાલે છે કે તારે સત્યજ બોલવું. આંધળાએ ઇસુ વિષે કબૂલ કર્યું હતું કે તે પ્રબોધક છે (પદ ૧૭). યહુદીઓ માનતા હતા કે આંધળાનું કહેવું તદન ખોટું હતું, તેથી તેઓ તેને તેની પોતાની ભૂલ કબૂલ કરવાનું કહે છે.

**અમે જાણીએ છીએ.** "અમે" શબ્દ ઉપર ભાર મૂકવામાં આવ્યો છે અને તેથી તેઓ એમ જણાવે છે કે, અમે ધાર્મિક અધિકારીઓ બરાબર જાણીએ છીએ, અને તું કોણ કે તું એને પ્રબોધક ગણે?

**પાપી.** તેમની માન્યતા પ્રમાણે ઇસુ વિશ્રામવારનો ભંગ કરતો હતો (પદ ૧૬) તે માટે તેઓ તેને "પાપી" ગણે છે.

[૨૫]ત્યારે તેણે ઉત્તર આપ્યો કે, તે પાપી છે કે નહિ, એ હું જાણતો નથી; એક વાત હું જાણું છું, કે હું આંધળો હતો અને હવે હું દેખતો થયો છું.

આ માણસના આ જવાબમાં એક પ્રકારનું સ્વાતંત્ર્ય રહ્યું છે તેમ નિડરતા પણ છે. યહુદીઓએ જે કહ્યું હતું તેના જવાબમાં તે સાચેસાચું બોલે છે, એટલે

કે તેના પોતાના સંબંધમાં જે અદ્ભુત કાર્ય કરવામાં આવ્યું હતું તેના ઉપર ફરીને ભાર મૂકે છે.

[૨૬]ત્યારે તેઓએ તેને પૂછ્યું કે, તેણે તને શું કર્યું? તારી આંખો તેણે શી રીતે ઉઘાડી? [૨૭]તેણે તેઓને ઉત્તર આપ્યો કે, મેં હમણાંજ તમને કહ્યું, પણ તમે સાંભળ્યું નહિ; તમે શા માટે ફરીથી સાંભળવા માગો છો? શું તમે પણ તેના શિષ્યો થવા ચાહો છો?

દલીલ ચલાવવામાં યહુદીઓ હારી ગયા ખરા, તો પણ તેઓ આંધળાની શાહેદી લુલી કરવા સારૂ, નહિ તો તેને ગુંચવણમાં નાખવા સારૂ, યા તો સપડાવવા સારૂ તેને ફરી ફરી સવાલ કરે છે. પણ આ બધું પેલા માણસને છેકજ વ્યર્થ લાગ્યું. તે આજે એક નવીજ દુનિયામાં આવ્યો હતો અને તેનો આત્મા કૃતજ્ઞતાના ભાવથી ઉભરાઇ જતો હતો. આગળ કદી કોઇએ જોયું કે સાંભળ્યું નહિ હોય એવું તેણે અનુભવ્યું હતું અને તેથી યહુદીઓનો આ અંધકાર કે તેમનું બહેરાપણું તેને બહુજ વિચિત્ર લાગ્યાં હતાં અને તેથી તે ચીડાઇને આ પ્રમાણે જવાબ આપે છે.

**તમે સાંભળ્યું નહિ,** એટલે તમે ધ્યાનપૂર્વક સાંભળ્યું નહિ. તે એમ કહેવા માગે છે કે, મેં તમને જે કહ્યું હતું તે સાંભળીનેજ તમારા કાન ચમકવા જોઇતા હતા પણ તે ચમક્યા નહિ અને તમે જાણે બહેરા હો તેમ તમે તે વાતને ધ્યાન પણ આપ્યું નહિ.

**શું તમે પણ તેના શિષ્યો થવા ચાહો છો?** આંધળો માણસ પેલા યહુદીઓને ખીજવતાં તેમને પૂછે છે કે ઇસુના બીજા શિષ્યો છે તે ટોળામાં તમારા જેવા માણસોને પણ દાખલ થવાની ઇચ્છા છે?

[૨૮]ત્યારે તેઓએ તેની નિંદા કરીને કહ્યું કે, તું તેનો શિષ્ય છે; પણ અમે તો મુસાના શિષ્યો છીએ.

દલીલમાં યહુદીઓ હારી જવાથી ગુસ્સે થઇને તેને તરછોડી નાખતાં કહે છે કે એવા એ ઇસુનો ચેલો તું છે, પણ અમે તો મુસાના ચેલા છીએ. આ તેમને માટે મગરૂરીનો વિષય હતો અને ઇસુના શિષ્ય થવું એ તેમના મત પ્રમાણે તિરસ્કારપાત્ર હતું.

[૨૯]દેવ મુસાની સાથે બોલ્યો એ અમે જાણીએ છીએ; પણ એ માણસ ક્યાંનો છે, તે અમે જાણતા નથી.

યહુદીઓ પોતે મુસાના શિષ્યો શા માટે છે અને ઇસુના શિષ્યો શા માટે થતા નથી તેનું અહીં કારણ જણાવે છે. તેઓ કહે છે કે મુસાને દેવ પાસેથી અમુક પ્રકટીકરણ મળ્યું હતું એ વાત નિર્વિવાદ છે, પણ ઇસુના સંબંધમાં તેમ કહી શકાતું નથી.

**દેવ મુસાની સાથે બોલ્યો.** આનો અર્થ એવો થાય છે કે દેવે મુસાને અમુક સંદેશ આપ્યો હતો, જે આજદિન સુધી કાયમ તથા અધિકારયુક્ત છે.

**પણ એ માણસ ક્યાંનો** છે એટલે તેને કોણે મોકલ્યો છે? અથવા તે કયો અધિકાર કે સંદેશ લઇને આવ્યો છે? (જુઓ માત્થી ૨૧; ૨૫ અને સરખાવો યોહા. ૭; ૨૭).

[૩૦] તે માણસે ઉત્તર આપ્યો કે, એ તો અજાયબ જેવું છે, કે તેણે મારી આંખો ઉઘાડી તે છતાં પણ તે ક્યાંનો છે એ તમે જાણતા નથી.

આ માણસ ખરેખરી રીતે સાદો, સરળ અને ભોળો હતો અને તેથી તેને યહુદીઓની આ વર્તણુક બહુ વિચિત્ર લાગતી હતી તેમાં કંઇ નવાઇ નથી. વળી તે નિડર પણ તેવોજ હતો અને તેથી તે યહુદીઓને ચોખ્ખેચોખ્ખું કહી દે છે. તેના કહેવાનો ભાવાર્થ એ છે કે, આ માણસે એટલે ઇસુએ મારી આંખો ઉઘાડી એજ બતાવી આપે છે કે તે પણ દેવનો મોકલેલો છે અને તમે જે તમારા જ્ઞાનના આટલા બધા મગરૂર છે, અને જેઓની પાસેથી અમે ધર્મની બાબતમાં દોરવણીની આશા રાખીએ છીએ તે આ સાદી વાત જાણુતા નથી એજ નવાઈભરેલું છે.

[૩૧] આપણે જાણીએ છીએ કે, દેવ પાપીઓનું સાંભળતો નથી; પણ જો કોઈ દેવનો ભક્ત હોય, અને તેની ઇચ્છા પ્રમાણે કરતો હોય, તો તેનું તે સાંભળે છે.

તે માણસ નિડરપણે કહે છે કે દેવ પાપીઓનું નહિ પણ પોતાના ભક્તોનું સાંભળે છે એવું આપણે, હું તેમજ તમે, સારી પડે જાણીએ છીએ. એ નિયમ મુજબ જેણે મને દેખતો કર્યો તે પાપી હોયજ નહિ પણ તે દેવનો ભક્ત છે, અને હમેશાં તેને મનગમતું કરે છે અને તેથીજ દેવ તેનું સાંભળે છે અને તેની માગણી પ્રમાણે કરે છે.

[૩૨] જગતના આરંભથી એવું કદી પણ સાંભળવામાં આવ્યું નથી, કે જન્મથી આંધળા માણસની આંખો કોઇએ ઉઘાડી હોય.

ઇસુની શ્રેષ્ઠતા તે અહીં વિશેષ રીતિએ બતાવતાં કહે છે કે પહેલાંથી આજ દિન સુધી આપણા સાંભળવામાં આવ્યું નથી કે આપણા કોઇ મહાન વીરે કે પ્રબોધકે આવો ચમત્કાર કર્યો હોય.

[૩૩] જો એ માણસ દેવની પાસેથી આવ્યો ન હોત, તો તે કંઇ પણ કરી શકત નહિ.

હજી પણ દલીલ ચલાવતાં તે કહે છે કે એ માણસ જો દેવ તરફથી આવેલો ન હોય તો આંધળાને દેખતો કરી ન શકે એટલું તો શું, પણ તેનાથી આવું કોઇ પણ કાર્ય થઇ શકેજ નહિ.

[34]તેઓએ તેને ઉત્તર આપ્યો કે, તું તો તદન પાપોમાં જનમ્યો છે, અને શું તું અમને બોધ કરે છે? પછી તેઓએ તેને કાઢી મૂકયો.

આ અધ્યાયના બીજા પદમાં શિષ્યોએ જે કહ્યું હતું તેવુંજ કંઇક અહીં યહુદીઓ કહે છે અને તેને મ્હેણું મારતાં કહે છે કે પાપમાંજ તારી માએ તારો ગર્ભ ધર્યો હતો અને જન્મથીજ તું ભ્રષ્ટતામાં ઉછર્યો છે અને હવે અમને બોધ તથા શિખામણ આપવા બેઠો છે. એમ કહીને તેઓએ તિરસ્કાર સહિત તેને કાઢી મૂક્યો.

પદ ૩૫-૪૧. નવી સંસ્થા (મંડળી)ની સ્થાપના.

[35]તેઓએ તેને કાઢી મૂકયો છે, એવું ઇસુએ સાંભળ્યું ત્યારે તેણે તેને શોધી કાઢીને પૂછ્યું કે, શું તું દેવના પુત્ર પર વિશ્વાસ કરે છે?

આ માણસના સંબંધમાં જે કંઇ થયું હતું તે બધું લોકોમાં સહજ રીતે ફેલાયું હતું અને તેથી તે ઇસુના જાણવામાં આવ્યું હતું. આ કારણથી ઇસુએ કદાચિત તેને શોધ્યો હતો અથવા પોતા પાસે તેડાવ્યો હતો અને તેમ કરી તે તેને અહીં કહેવામાં આવ્યું છે તે પ્રમાણે કહે છે. ઇસુ તેને તેણે આપેલા સાક્ષ્યના ફળરૂપે અત્યારે પોતાના સંબંધમાં વિશેષ જ્ઞાન આપવા ઇચ્છે છે અને તેના વિશ્વાસને વધારવા તથા દઢ કરવા ચહાય છે તેથી તેને મજકુર સવાલ કરે છે.

**દેવના પુત્ર.** કેટલાક પ્રાચીન હસ્તલેખિત પુસ્તકોમાં "માણસના પુત્ર" શબ્દો છે અને બીજા પ્રાચીન હસ્તલેખોમાં અહીં જે નામ આપવામાં આવ્યું છે તે છે. મોટે ભાગે વિદ્વાનોનો એવો મત છે કે અહીં "માણસના પુત્ર" એ શબ્દો હોવા વધારે સંભવ છે.

[36]તેણે ઉત્તર આપ્યો કે, હે પ્રભુ, તે કોણ છે કે હું તેના પર વિશ્વાસ કરૂં?

અહીં મૂળ ભાષામાં "અને તે વળી કોણ છે..." એવા ભાવાર્થવાળા શબ્દો છે. આથી પ્રશ્ન વધારે ગંભીર બને છે, અને તેથી તે માણસની આશા વધારે ઉત્તેજિત થએલી દેખાય છે. એ માણસ વિશ્વાસ કરવા તો તૈયાર હતો, પણ કોના પર વિશ્વાસ કરવો તે વ્યક્તિ તેને બતાવવામાં આવે, એવો અર્થ તેના પ્રશ્નમાં સમાએલો છે.

[37]ઇસુએ તેને કહ્યું કે, તેં તેને જોયો છે, અને જે તારી સાથે વાત કરે છે, તેજ તે છે.

ઇસુ તેને કહે છે કે, હું તને જે માણસના પુત્ર પર વિશ્વાસ કરવાનું કહું છું તે દૂર નથી, તેમ તે તારાથી ન દેખાઇ શકે તેવો નથી. તેં પોતે તેને જોયો છે

અને તું અત્યારે પણ તેની સાથે વાત કરી રહ્યો છે. આ વચનનું બીજું ઉપવાક્ય ૪; ૨૬ના સરખુંજ છે, અને ઇસુ જેમ સમરૂની સ્ત્રી આગળ સહજ રીતે પ્રગટ થાય છે તેવીજ રીતે તે અહીં આ માણસ આગળ પ્રગટ થાય છે એ ધ્યાનમાં લેવા જેવું છે. જેમને જરા પણ પોતાના જ્ઞાન વગેરેનું અભિમાન હોય છે, તેમનાથી તે દૂર રહે છે અને તેમની આગળ તે પોતે પ્રગટ થતો નથી, પણ જે કોઇ છેક સરલ અને બાળભાવથી તેની પાસે આવે છે તેની આગળ તે પોતાનું સ્વરૂપ પ્રગટ કરે છે.

[૩૮] તેણે કહ્યું કે, પ્રભુ, હું વિશ્વાસ કરૂં છું. પછી તેણે તેનું ભજન કર્યું.

ઇસુ તેની આગળ મસીહ તરીકે જાહેર થાય છે કે તરતજ તે માણસ તેના પર વિશ્વાસ કરે છે અને પગે પડીને તેનું પૂજન કરે છે.

**ભજન કર્યું.** મૂળમાં જે શબ્દો વાપરવામાં આવ્યા છે તે ૪; ૨૦-૨૪માં અને ૧૨; ૨૦માં જોવામાં આવે છે અને ત્યાં તે દેવના ભજનના સંબંધમાં વાપરવામાં આવ્યા છે. આ ઉપરથી એટલું સિદ્ધ થાય છે કે આ માણસ ઇસુને કોઇ પણ રીતે દિવ્ય ગણવા લાગ્યો હતો.

[૩૯] ત્યારે ઇસુએ કહ્યું કે, જેઓ દેખતા નથી તેઓ દેખતા થાય, અને જેઓ દેખતા છે તેઓ આંધળા થાય, માટે ન્યાયને સારૂ હું આ જગતમાં આવ્યો છું.

ઇસુની અને આ દેખતા થએલા માણસની વાત ચાલી રહી હતી ત્યારે જેટલા હાજર હતા એ બધાની સમક્ષ ઇસુ આ પ્રમાણે કહે છે. તે અહીં તેણે જે ચિન્હ કર્યું હતું તેનો ખરો હેતુ બતાવે છે. જે લોકો પોતાના જ્ઞાનથી પોતે જુએ છે એમ માને છે તેઓ તેને ઓળખી શકતા નથી અને તેથી તેઓ તેને જોવાના સંબંધમાં આંધળા બને છે, અને જે લોકો પોતાના જ્ઞાનનું અભિમાન છોડી દઇ તેના પર વિશ્વાસ રાખે છે તેમને માટે તે પ્રકાશરૂપ થાય છે અને તેઓ ખરી રીતે દેખતા થાય: જુઓ લુક ૧૦; ૨૧. માત્થી ૧૧; ૨૫: ૧૨; ૩૧, ૩૨).

**ન્યાયને સારૂ હું આ જગતમાં આવ્યો છું.** આનો અર્થ એમ નથી કે તે ન્યાય કરવા આવ્યો છે (જુઓ ૩; ૧૭), પણ તેના આવવાથી ન્યાય આપોઆપ થઇ જાય છે (૪; ૧૮ ઇત્ય.).

[૪૦] જે ફરોશીઓ તેની પાસે હતા તેઓએ એ વાતો સાંભળીને તેને પૂછયું કે, તો શું અમે પણ આંધળા છીએ?

ઇસુના ઉપલા વચનથી ફરોશીઓનું પોતાના જ્ઞાનનું અભિમાન જાગૃત થાય છે અને તેઓ ક્રોધે ભરાઇ ઇસુને કહે છે કે શું અમે પણ આંધળા છીએ? ઇસુનું વચન તેઓને સાચું લાગતું નથી એટલુંજ નહિ પણ અપમાનભરેલું લાગે છે.

[૪૧] ઈસુએ તેઓને કહ્યું કે, જો તમે આંધળા હોત તો તમને પાપ ન લાગત; પણ હવે તમે કહો છો કે, અમે દેખતા છીએ, માટે તમારૂં પાપ કાયમ રહે છે.

ઇસુ અહીં ફરોશીઓને કહે છે કે, તમે તમારા જ્ઞાનના અભિમાનથી આત્મિક રીતે આંધળા થયા છો. જો તમારામાં એ અભિમાન ન હોત તો તમે નમ્ર અને દીન રહી મારી પાસેથી જ્ઞાન અને પ્રકાશ લેત, પણ તમે હવે તે કરી શકતા નથી અને તેથી તમારાં પાપ દૂર થતાં નથી પણ રહે છે. અધકારનું પરિણામ અથવા બીજું રૂપ પાપ છે એમ અહીં કહેવામાં આવ્યું છે તે ધ્યાનમાં લેવાનું છે.

# અધ્યાય ૧૦.

## ખ્રીસ્ત પ્રેમસ્વરૂપ છે. અ. ૧૦, ૧૧.

પાંચમા અને છઠ્ઠા અધ્યાયમાં, પેલા બેથેસ્દામાંના માંદા માણસને સાજા કરવાના અને પાંચ હજાર માણસોને જમાડવાના જે ચમત્કારો વિષે કહેવામાં આવ્યું છે તે દ્વારા, અને તેમના સંબંધમાં જે સંભાષણ આપવામાં આવ્યાં હતાં તે દ્વારા, ઇસુ જીવનનાં મૂળ અને આધાર છે એવું સિદ્ધ કરવામાં આવ્યું છે. સાતમા અને આઠમા અધ્યાયમાં જે સંભાષણ છે તે દ્વારા ઇસુ સત્ય અને પ્રકાશના મૂળ તરીકે બતાવવામાં આવેલ છે, અને આ સિદ્ધાંતના દૃષ્ટાંતરૂપ ચિન્હ આપણને નવમા અધ્યાયમાં આપવામાં આવેલું છે. દસમા અધ્યાયના સંભાષણમાં ઇસુ પ્રેમી પાળક તરીકે દર્શાવવામાં આવેલ છે, અને આ અધ્યાયમાં તેમ આગળ ઉપર તે પોતાનું પ્રેમસ્વરૂપ વધારે ને વધારે પ્રગટ કરે છે. આથી તેની સામે યહુદીઓનો દ્વેષ પણ તેટલોજ વધતો જાય છે અને આખરે તેને પોતાનો પ્રાણ આપી પોતાના પૂર્ણ પ્રેમની પૂર્ણ ખાતરી આપવી પડે છે.

આ ઉપરાંત નવમા અધ્યાયમાં પેલા દેખતા થએલા માણસને ફરોશીઓએ તિરસ્કારી કાઢી મૂક્યો ત્યારથી એક નવા સમાજ કે નવી મંડળીની ( એટલે ખ્રીસ્ત પર વિશ્વાસ કરનારાઓની ) સ્થાપના લગભગ શરૂ થઇ ચુકી હતી. ઇસુને પક્કી ખાતરી હતી કે દિવસે દિવસે એ મંડળ વધતું જવાનું છે અને પહેલાં યહુદીઓમાં અને પછી આખી મનુષ્યજાતિમાં તેના નામથી બે તડ પડવાનાં. આ કારણથી તે આ નવી મંડળીનો પાળક કોણ છે, તે પોતાનાંને માટે શું શું કરે છે, વગેરે વગેરે, જણાવવા લાગે છે.

ફરોશીઓ જેઓ યહુદીઓના પાળક ગણાતા હતા તેઓએ પાળકનું કામ બરોબર બજાવ્યું નહોતું. તે માટે પ્રભુનાં ઘેટાંનો ખરેખરો રખેવાળ તે કોણ એવું ઇસુ પોતાને બે જાતની ઉપમા ( એટલે વાડાના બારણાની તથા પાળકની ઉપમા ) આપીને બતાવે છે કે એ મહાન કામ કરનાર હું જાતે છું.

[1] હું તમને ખચીત ખચીત કહું છું કે, જે બારણામાંથી ઘેટાંના વાડામાં પેસતો નથી પણ બીજે કોઈ રસ્તેથી ચઢે છે, તે ચોર તથા લૂટારો છે.

ઇસુ ખચીત ખચીત શબ્દોથી જે કંઈ કહે છે તે તે સિદ્ધાંતરૂપે કહે છે, અને તે તે સંભાષણની શરૂઆતમાં ભાગ્યેજ કહે છે. આ કારણથી આ સંભાષણ આગળની વાતના અનુસંધાનમાંજ આપવામાં આવેલ છે એમ માની શકાય, અને

એ પદ ૨૧માંની વાત જોતાં યોગ્ય લાગે છે. પેલા આંધળા માણસ પ્રત્યેની ફરોશીઓની વર્તણુક પરથી માલમ પડે છે કે તેઓ ખોટા પાળક ઠર્યા હતા, પણ તેને ઉત્તમ પાળક મળી આવ્યો. તેઓએ તેને બારણાની બહાર કાઢી મૂક્યો હતો, પણ તેને ખરૂં બારણું જડયું. તેને દૂર કરવા સારૂ તેઓએ તેને કાઢયો હતો, પણ ઉત્તમ ઘેટાંપાળક તો પોતાનાં ઘેટાનું પાલણપોષણ કરવા સારૂ તેમને કાઢીને દોરી જાય છે. ધ્યાનમાં લેવા જેવું છે કે ઇસુએ પોતાના સંબંધમાં આગળના કાળનાં દર્શકચિન્હો લગાડયાં હતાં, અને તે પ્રમાણે તે અહીં પણ કરે છે. જુના કરારમાં યહોવાહ તેમ મસીહ પાળક તરીકે ઓળખાવવામાં આવ્યો છે (જુઓ ગીત ૨૩. યશાયાહ ૪૦; ૧૧. યિર્મેયાહ ૨૩; ૧-૪. હઝ. ૩૪. ઝખાર્યાહ ૧૧).

**જે બારણામાંથી ઘેટાંના વાડામાં પેસતો નથી.** કેટલાક દેશોમાં ઘેટાંઓના મોટા વાડા હોય છે, જેમાં રાત્રે જુદા જુદા પાળકો પોતપોતાનાં ધણને મૂકી જાય છે અને સવારે લઇ જાય છે. આ ધણને સાચવવાને માટે ત્યાં કોઇ દરવાન કે રખેવાળ રહે છે, જે ચોરથી તેમ જંગલી જનાવરોથી ઘેટાંઓની રાત્રે રક્ષા કરે છે.

**બીજે કોઇ રસ્તેથી ચઢે છે.** આ વાડાઓને ઘણું કરીને એકજ દરવાજો હોય છે અને તેથી ચોર વગેરેને અંદર જવું હોય તો તેને દિવાલ ઉપર ચઢીનેજ જવું પડે છે.

[2] પણ બારણામાંથી જે પેસે છે, તે ઘેટાંપાળક છે.

**ઘેટાંપાળક.** આ શબ્દ સાથે અહીં નિશ્ચયાર્થ શબ્દ મૂકવામાં આવ્યો નથી અને તેથી આ વચનદ્વારા એક સામાન્ય સત્ય બતાવવામાં આવ્યું છે.

[3] દરવાન તેને સારૂ ઉઘાડે છે; અને ઘેટાં તેનો સાદ સાંભળે છે; અને તે પોતાનાં ઘેટાંને નામ લઇને બોલાવે છે, અને તેઓને બહાર દોરીને લઇ જાય છે.

અહીં તેમ ચોથા પદમાં જે વર્ણન આપવામાં આવ્યું છે તે આબેહુબ અને સુંદર છે, અને ઘેટાં અને પાળક વચ્ચેનો સંબંધ બહુ સારી રીતે બતાવે છે.

**દરવાન.** આગળ કહેવામાં આવ્યું છે તે પ્રમાણે આ માણસ ઘેટાંઓની રાત્રે રક્ષા કરે છે. આ રૂપકમાં આ દરવાન કોણ છે તેના સંબંધમાં ટીકાકારો જુદું જુદું કહે છે. કોઇ કહે છે કે તે દેવ પોતે છે અથવા પવિત્ર આત્મા છે, અને કોઇ વળી તેથી મુસા અથવા બાપ્તિસ્મા આપનાર યોહાન સમજે છે. પણ આ દરવાન એટલે તો જે પાળકોદ્વારા પવિત્ર આત્મા પોતાનું કામ કરે છે, તે સમજવાનું છે.

**ઘેટાં તેનો સાદ સાંભળે છે.** તેઓ બધાં વિવિધ પાળકોના અવાજ સાંભળે ખરાં, પણ ગમે તે પાળકની પાછળ તેઓ ચાલે નહિ; માત્ર પોતાનાજ પાળકનો ઘાંટો ઓળખીને તેની પાછળ જાય.

**તે પોતાનાં ઘેટાંને નામ લઇને બોલાવે છે.** સરખાવો નિર્ગ. ૩૩; ૧૨, ૧૭. યશા. ૪૩; ૧: ૪૫; ૩: ૪૯; ૨, પ્રકટી. ૩; ૫. જે ખરા તથા પ્રેમાળ પાળક હોય તે પોતાના દરેક ઘેટાને ઓળખે છે અને દરેકને તેનું ખાસ નામ દઇને બોલાવે છે.

[4]જ્યારે તે પોતાનાં સર્વ ઘેટાંને બહાર કાઢે છે, ત્યારે તે તેઓની આગળ ચાલે છે, અને ઘેટાં તેની પાછળ પાછળ ચાલે છે; કેમકે તેઓ તેનો સાદ ઓળખે છે.

**બહાર કાઢે છે.** અહીં જે શબ્દ મૂળમાં વાપરવામાં આવ્યો છે તેજ ૯; ૩૪, ૩૫માં ફરોશીઓના પેલા દેખતા થએલા માણસને કાઢવાના સંબંધમાં વાપરવામાં આવ્યો છે. ખોટા પાળક ગમે તે કારણ માટે ઘેટાંને બહાર કાઢે, પણ ખરા પાળક તો ઘેટાંને પાળવાપોષવા કાઢે છે.

[5]પણ અજાણ્યાની પાછળ તેઓ ચાલશે નહિ, પણ તેની પાસેથી નાસી જશે; કેમકે અજાણ્યાઓનો સાદ તેઓ ઓળખતાં નથી.

અહીં જે "અજાણ્યા"ની વાત કરવામાં આવી છે તે કંઇ "ચોર કે લૂટારા" ન હોય, પરંતુ તેઓ પાળકનું રૂપ ધારણ કરનારા હોવા જોઇએ. ઘેટાં પોતાના પાળક સિવાય બીજાની પાછળ જતાં નથી, તેમજ ઇસુના શિષ્યો પણ તેને છોડી બીજા પાછળ જતા નથી.

[6]ઇસુએ તેઓને એ દૃષ્ટાંત કહ્યું, પણ જે વાતો તેણે તેઓને કહી તે તેઓ સમજ્યા નહિ.

**તેઓને.** એટલે જે ફરોશીઓને વિષે ૯; ૪૦માં કહેવામાં આવ્યું છે તે. જો કે તેઓ યહુદીઓના પાળક જેવા હતા તો પણ વાડો, બારણું, ઘેટાં, પાળક, એવા શબ્દોમાં જે આત્મિક બોધ રહેલો છે તે તેઓ સમજી શક્યા નહિ.

[7]તેથી ઈસુએ ફરીથી તેઓને કહ્યું કે, હું તમને ખચીત ખચીત કહું છું કે, ઘેટાંનું બારણું હું છું.

ઇસુની કહેલી વાત શ્રોતાજનો સમજ્યા નહિ તેથી તે પોતાની મુખ્ય વાતનો ખુલાસો વધારે સ્પષ્ટ રીતે કરે છે.

**ઘેટાંનું બારણું.** એટલે ઘેટાંને સારૂ જવાઆવવાનું બારણું (જુઓ ૫૬, ૧, ૨, ૯). ઘેટાં તથા ઉપપાળકોને માટે આ એકજ બારણું છે. ઘેટાં પ્રાપ્ત

દ્વારે મંડળીમાં પ્રવેશ કરે છે, તેમજ ટોળાના જે ઉપપાળકો તેમની નિમણુક કરનાર તે પણ ખ્રીસ્ત.

[8] જેટલા મારી અગાઉ આવ્યા, તેઓ સર્વ ચોર તથા લૂટારા છે પણ ઘેટાંએ તેઓનું સાંભળ્યું નહિ.

આ પદના અર્થના સંબંધમાં ટીકાકારો વચ્ચે ઘણો મતભેદ છે. કોઇ કહે છે કે જેમને અહીં ઇસુ ચોર અને લૂટારા કહે છે તે જે લોકો ખોટી રીતે મસીહ તરીકે જાહેર થતા હતા તે છે; અને બીજા કહે છે કે ઇસુ અહીં ફરોશીઓ વગેરેની વાત કરે છે. કેટલીક રીતે જોતાં આ બીજું અનુમાનજ ખરૂં લાગે છે, કારણકે હજુ સુધી મસીહ તરીકે માણસો બહાર પડવા લાગ્યા નહોતા. વળી બીજી સુવાર્તાઓમાં ઇસુ ફરોશીઓ વગેરેને ઘેટાંના વેશમાં રહેલા વરૂઓ વગેરે કહે છે (જુઓ માત્થી ૭; ૧૫: ૨૩; ૧૪. લુક ૧૧; ૩૯, ૫૨). આ લોકો પોતાનાંજ સ્વાર્થ અને ગૌરવ શોધતા હતા અને તેથી તેમણે જે કાંઇ કર્યું તે માત્ર ચોર અને લૂટારાઓનુંજ કાર્ય હતું. આ કારણથી પ્રભુનાં ખરાં ઘેટાંએ તેમનુ માન્યું નહિ.

[9] હું બારણું છું, મારાદ્વારા જો કોઈ પેસે તો તે ઉદ્ધાર પામશે, અને માંહે આવશે ને બહાર જશે, અને તેને ચરવાનું મળશે.

અહીં ઇસુ બારણાનો અર્થ વિશેષ સ્પષ્ટ કરે છે. જે બારણું તે પોતે છે તે કોઇને પણ બંદીવાન કરવા માટે નથી, પણ ખરી મુક્તિ આપવા માટે છે. તે કહે છે કે મારી પાસે જે કોઇ આવે છે તેની હું રક્ષા કરૂં છું, તેમ આવનાર લોકો પૂર્ણ સ્વાતંત્ર્ય અને જીવન પણ પામે છે.

**મારાદ્વારા.** આ શબ્દ વાક્યની શરૂઆતમાં મૂકવામાં આવ્યો છે તેથી તે પર ભાર મૂકવો જોઇએ એવું યાદ રાખવું.

**માંહે આવશે...ચરવાનું મળશે.** ખ્રીસ્તી જીવનવૃત્તિની ત્રણ મુખ્ય વાતોનો સમાવેશ આ વાક્યમાં થાય છે; એટલે સહીસલામતી, મોકળાપણું અને પાળણપોષણ, અને એ સઘળાનો મૂળ ઝરો કે આધાર તે ખ્રીસ્ત પોતે.

[10] ચોરી કરવા, મારી નાખવા તથા નાશ કરવા સિવાય બીજી કોઈ મતલબથી ચોર આવતો નથી. તેઓને જીવન મળે, અને તે પુષ્કળ મળે, માટે હું આવ્યો છું.

અહીં ઇસુ પોતા અને જુઠા પાળક વચ્ચેનો ભેદ બતાવે છે. જ્યારે આ ખોટા પાળકો કેવળ પોતાનો સ્વાર્થ શોધે છે અને તેમ કરી ઘેટાંને નુકસાનજ કરે છે ત્યારે તે તેમને માત્ર જીવનજ અને તે પણ પુષ્કળ આપે છે. આ પદમાં જે કહેવામાં આવ્યું છે તે આગળ આવેલી વાતને પાછળ આવતી વાત સાથે જોડાણ

કરી આપે છે. આગળની વાતમાં ચોર જે જીવ લે છે અને બીજા પાળકો જે જીવની રક્ષા કરે છે તે વિષે ઇસુ બોલી ચુક્યો હતો. હવે ઉત્તમ ઘેટાંપાળક જે જીવન આપે છે તેની હકીકત આપવા માંડે છે.

[11] હું ઉત્તમ ઘેટાંપાળક છું; ઉત્તમ ઘેટાંપાળક ઘેટાંને સારૂ પોતાનો જીવ આપે છે.

અહીં ઇસુ પોતાને ઘેટાંના ઉત્તમ પાળક તરીકે જણાવે છે. યહુદી શાસ્ત્રમાં યહોવાહને આદર્શ પાળક તરીકે અનેક સ્થળે ઓળખાવવામાં આવેલ છે (જુઓ ગીત. ૨૩. યશા. ૪૦; ૧૧: ૫૩. યિર્મે. ૨૩. હઝ. ૩૪: ૩૭; ૨૪. ઝખા. ૧૧; ૭). ઇસુ આ સર્વ પોતાને લાગુ પડે છે એવું બતાવે છે અને ખ્રીસ્તી ધર્મના ઇતિહાસમાં આ રૂપક જેટલું સર્વગ્રાહ્ય, ભાવોત્પાદક અને હૃદયસ્પર્શી નીવડયું છે તેટલું બીજું ભાગ્યેજ નીવડયું હશે. ખ્રીસ્તી પ્રાર્થનાઓ કે ગીતો, ચિત્રો કે શિલ્પકામ વગેરે સર્વમાં એ રૂપક પહેલાના કાળથીજ જોવામાં આવે છે. અહીં આગળ ઉત્તમ ઘેટાંપાળકની હકીકતમાં બે બાબત વિશેષ દીપી આવે છે, એટલે તેનો સંપૂર્ણ આત્મભોગ (પદ ૧૧-૧૩), અને તેનું સંપૂર્ણ જ્ઞાન (પદ ૧૪-૧૬).

**ઉત્તમ.** આ શબ્દ મૂળમાં ખાસ અર્થમાં વપરાયો છે. એનો અર્થ આદર્શના જેવો કંઇક છે, એટલે દરેક બાબતમાં સંપૂર્ણ મનોહર, જેને ઓળખતાં હરકોઇનું મન તેની ગમ આકર્ષાય એવો પાળક.

**પોતાનો જીવ આપે છે.** મૂળમાં જે શબ્દો છે તે માત્ર યોહાનનાં લખાણોમાંજ જોવામાં આવે છે. બીજી સુવાર્તાઓમાં "જીવ આપવા" માટે જુદા શબ્દો વાપરવામાં આવ્યા છે. અહીં ઘેટાંના ભલા માટે જીવ આપી કિંમત ભરી આપવી એવો કંઇક અર્થ થાય છે. આ શબ્દો આ અધ્યાયના ૧૫ અને ૧૭મા પદમાં તેમ ૧૩; ૨૭, ૨૮: ૧૫; ૧૩. ૧ યોહા. ૩; ૧૬માં જોવામાં આવે છે.

[12] જે ચાકર છે અને ઘેટાંપાળક નથી, એટલે જે પોતે ઘેટાંનો ધણી નથી, તે વરૂને આવતું જોઇને ઘેટાંને મૂકીને નાસી જાય છે; પછી વરૂ તેઓને પકડીને તેઓને વિખેરી નાખે છે. [13] [તે નાસી જાય છે], કેમકે તે ચાકર છે, અને ઘેટાંની તેને કંઈ ચિંતા નથી.

આગળ ઘેટાંના પાળક અને ચોરનો મુકાબલો કરવામાં આવ્યો છે અને અહીં ઉત્તમ પાળક અને નામના અથવા ભાડુતી પાળક વચ્ચેનો મુકાબલો કરવામાં આવ્યો છે. આ ભાડુતી માણસ ઘેટાંને પોતાનાં સમજતો નથી અને તેથી તેમને માટે તે મન ને તન દઇ કામ કરતો નથી. વળી તે જોખમના વખતમાં તેમની રક્ષા કરવા પણ ઉભો રહેતો નથી. અહીં "વરૂ" શબ્દ યહુદીઓના અમુક વર્ગના

લોકોને માટેજ વાપરવામાં આવ્યો છે એમ નથી. આ બધું વર્ણન સામાન્ય વર્ણન છે અને તે ઇસુના કાળમાં તેમ સર્વ કાળમાં ખરૂં પડે છે.

[14] હું ઉત્તમ ઘેટાંપાળક છું, અને પોતાનાંને ઓળખું છું, [15] અને જેમ બાપ મને ઓળખે છે, અને હું બાપને ઓળખું છું તેમ મારાં પોતાનાં મને ઓળખે છે; અને ઘેટાંને સારૂ હું મારો જીવ આપું છું.

આ બે પદમાં ખ્રીસ્તનો પોતાના શિષ્ય સાથેનો સંબંધ તેના પોતાના બાપ સાથેના સંબંધ જેવોજ છે એમ કહેવામાં આવ્યું છે (જુઓ ૬; ૫૭ : ૧૪; ૨૦ : ૧૫; ૧૦ : ૧૭; ૨૧). ખ્રીસ્તે માનવપ્રકૃતિ ધારણ કરી હતી તે એટલા માટેજ હતું કે તેના શિષ્યો તેના જેવા થાય. જે પરસ્પરના જ્ઞાનની અહીં વાત કરવામાં આવી છે તેમાં પ્રેમ, સહાનુભૂતિ અને સ્વભાવની સમાનતા સમાએલાં છે (જુઓ ૧ યોહા. ૪; ૭. ગલા. ૪; ૯. ૧ કોરીં. ૮; ૩. યોહા. ૧૭; ૩, ૨૫). વિશેષમાં ઇસુ પોતાનાં ઘેટાંને ઓળખે છે એટલુંજ નહિ પણ તે તેમને માટે પોતાનો પ્રાણ આપે છે. આ તેના પ્રેમની પૂર્ણાહુતિ છે.

[16] મારાં બીજાં ઘેટાં પણ છે, તેઓ આ વાડામાંનાં નથી; તેઓને પણ મારે લાવવાની જરૂર છે, અને તેઓ મારો સાદ સાંભળશે; અને એક ટોળું, એક ઘેટાંપાળક થશે.

પદ ૧૫માં આપણે જોયું છે કે જેને સંપૂર્ણ જ્ઞાન હોય તે સંપૂર્ણ આત્મભોગ પણ કરે છે. પરિણામે વિવિધ દેશજાતિઓ વચ્ચે જે આડી ભીંત તે ઉત્તમ ઘેટાંપાળકના મરણથી પાડી નાખવામાં આવે છે (જુઓ એફે. ૨; ૧૩. હેબ્રી. ૧૩; ૨૦). ખ્રીસ્તના ટોળામાં કેવળ યહુદીઓજ નહિ, પરંતુ સર્વ દેશજાતિના લોકો તેમાં હોઇ શકે. યહુદી સિવાય તેનાં બીજાં ઘેટાં પણ છે, પછી તેઓ તેને ઓળખતાં હોય કે ન ઓળખતાં હોય (સરખાવો ૧૧; ૫૨).

**લાવવાની.** આ શબ્દ મૂળમાં "દોરવાની"ના અર્થમાં છે. આ "બીજાં ઘેટાં" યહુદીઓમાંનાં ઘેટાંઓની પાસે લાવવાનાં નથી, પણ એ બન્ને જાતનાં ઘેટાંઓ એવે સ્થાને કે એવી સ્થિતિમાં લઇ જવાનાં છે કે જ્યાં તેઓ એકજ, એક ધણ કે ટોળું, થશે.

**એક ટોળું, એક ઘેટાંપાળક થશે.** અહીં વાડો શબ્દ નહિ પણ "ટોળું" શબ્દ વાપરવામાં આવ્યો છે એ બતાવે છે કે આ જુદાં જુદાં ઘેટાંઓ મળીને એકજ ધણ થશે. વળી તેઓનો પરસ્પરનો સંબંધ તેમનો સહુનો એક પાળક છે તે દ્વારા છે. ઇસ્રાએલનો દેવ સાથે જે સંબંધ હતો તે આ ખ્રીસ્ત અને તેના શિષ્ય સાથેના સંબંધનું એક પૂર્વસ્વરૂપ હતું. ઇસુ બારમા અધ્યાયના ૩૨મા પદમાં આ વિચાર વધારે સ્પષ્ટ કરે છે, અને એ વિચારનો ખરો અમલ તો તેના

ઉત્થાન પછીજ અમુક કાળે થાય છે ( જુઓ એફે. ૨ ; ૧૩ ). જુના કરારમાં આ વિચાર ઝાંખીરૂપે કેટલેક સ્થળે જોવામાં આવે છે એ વાત ધ્યાનમાં લેવી જોઇએ ( જુઓ મીખા. ૪ ; ૨. યશા. ૫૨ ; ૧૫ ).

[૧૭]બાપ મારા પર પ્રેમ કરે છે, કારણ કે હું મારો જીવ આપું છું કે હું તે પાછો લઉં.

ઇસુ હરેક કાર્યમાં પોતાના બાપની આજ્ઞા પાળે છે અને તેના એ આજ્ઞા-પાલનના કાર્યમાં તેનો પ્રાણ આપવાનું કાર્ય સહુથી મહાન છે. તેથી બાપ તેના પર પ્રેમ કરે છે એમ તે આ પદના પહેલા ભાગમાં જણાવે છે. પદના બીજા ભાગમાં તે એમ જણાવે છે કે તે પોતાનો જીવ આપે છે તે એટલા માટે છે કે તે તેમ કરી પોતાના મનુષ્યજીવનને વધારે પૂર્ણ કરે અને પોતાની સાથે પોતાના શિષ્યો કે અનુયાયીઓનાં જીવન પણ વધારે પૂર્ણ કરે. વળી અહીં એવો વિચાર પણ રહેલો લાગે છે કે ઇસુએ પોતાનો પ્રાણ આપ્યો પણ તેથી તે પાળક મટી જતો નથી, કારણ કે તે પોતાનો પ્રાણ પાછો પોતાના હાથમાં લે છે અથવા પોતાનું મનુષ્યત્વ છેક છોડતો નથી.

[૧૮]કોઈ મારી પાસેથી તે લેતો નથી, પણ હું મારી પોતાની મેળે તે આપું છું; તે આપવાનો મને અધિકાર છે, અને તે પાછો લેવાનો પણ મને અધિકાર છે; એ આજ્ઞા મારા બાપ તરફથી મને આપવામાં આવી છે.

ઇસુ અહીં એ કહેવા માગે છે કે તેનું મૃત્યુ જે થવાનું હતું તે તદન પોતાની ઇચ્છા-નુસાર હતું; વળી એ અને તેનું ઉત્થાન એ બન્ને તેના બાપની આજ્ઞા પ્રમાણે હતાં.

**મને અધિકાર છે.** આ શબ્દો પણ એજ સૂચવતા હોય એમ લાગે છે.

**તે પાછો લેવાનો પણ મને અધિકાર છે.** ઇસુને આ અધિકાર હતો તે તેના દિવ્યત્વને લઇને હતો. નવા કરારમાં અન્ય સ્થળે કહેવામાં આવ્યું છે કે ઇસુને ઉઠાડનાર બાપ હતો તેની વિરૂદ્ધ આ વાત નથી. ઉત્થાનમાં ખ્રીસ્ત અને દેવ એ બન્નેનું કાર્ય એક સાથે થાય છે.

**એ આજ્ઞા.** એટલે જીવ આપી દેવાની ને તે પાછો લેવાની તે, કે જે અનંતજીવનનો મૂળ ઝરો છે. જુઓ ૧૨ ; ૪૯ . ૧૪ ; ૩૧.

૧૯-૨૧. ઇસુના સદરહુ બોધનાં પરસ્પર વિરૂદ્ધ પરિણામ.

[૧૯]આ વાતોને લીધે યહુદીઓમાં ફરીથી પક્ષ પડયા.

૭; ૩૬માં કહેવામાં આવ્યું છે કે લોકોમાં બે પક્ષ પડયા હતા અને ૯ ; ૧૬ પ્રમાણે ફરોશીઓમાં બે પક્ષ પડયા હતા. અહીં પણ એ પ્રમાણે યહુદીઓમાં બે પક્ષ પડે છે.

[20] તેઓમાંના ઘણાએ કહ્યું કે, તેને ભૂત વળગેલું છે, અને તે ઘેલો છે, તમે તેનું કેમ સાંભળો છો?

ઇસુના સંબંધમાં તેના વિરોધીઓ ભૂતના વળગાડની વાત વારંવાર કરે છે એ ધ્યાનમાં લેવા જેવું છે (જુઓ ૭; ૨૦: ૮; ૪૮ ઇત્યા.) આ લોકો પોતે ઇસુની વાતો સાંભળતા હતા એ વાત કદાચિત તેઓ ભૂલી જાય છે, અને બીજાને તેમ ન કરવાનું કહે છે. કદાચિત તેઓ માત્ર જીજ્ઞાસાથી કે દોષદષ્ટિથી તેની વાતો સાંભળતા હતા અને બીજા લોકો વિશ્વાસથી સાંભળતા હતા અને તેથી તેઓ તેમને આ પ્રમાણે કહે છે.

[21] બીજાઓએ કહ્યું કે, ભૂત વળગેલા માણસની એ વાતો નથી, શું ભૂત આંધળાઓની આંખો ઉઘાડી શકે છે?

આ લોકોને ઇસુનાં મજકુર વચનદ્વારે એવો વિચાર થતો હશે કે ઇસુ કોઇ પ્રબોધક કે અસાધારણ માણસ હોય. આવી રીતે ઇસુના સંબંધમાં યહુદીઓ વચ્ચે બે તડ પડતાં જાય છે અને તેમની વચ્ચે આત્મિક અતર વધતું જાય છે.

## ૨૨-૩૮. પ્રતિષ્ઠાપર્વ સમયે પોતાના દુઃખસહન પહેલાં ખ્રીસ્તે પોતાના સંબંધમાં જાહેરમાં આપેલું છેલ્લું સાક્ષ્ય.

ઉપર જે વાત કહેવામાં આવી છે અને હવે પછી જે કહેવામાં આવે છે તે વચ્ચે કાળનું કેટલુંક અંતર છે એમ કેટલાક ટીકાકારો કહે છે, અને કોઇ ટીકાકાર એમ પણ કહે છે કે નવમા અધ્યાયમાં તેમ દસમા અધ્યાયના ૨૧મા પદ સુધીમાં જે કહેવામાં આવ્યું છે તે માંડવાપર્વમાં નહિ પણ આ પર્વમાં બન્યું હતું. પહેલાના મત પ્રમાણે આ અધ્યાયના ૨૧ અને ૨૨મા પદની વચ્ચે બે માસનું અંતર છે, અને બીજાના કહેવા પ્રમાણે આઠમા અને નવમા અધ્યાય વચ્ચે બે માસનું અતર છે. કેટલીક રીતે પહેલા વર્ગના ટીકાકારોનું અનુમાન યોગ્ય લાગે છે.

[22] હવે યરૂશાલેમમાં પ્રતિષ્ઠાપર્વ હતું; અને તે વખતે શિયાળો હતો.

આ પર્વ ડિસેમ્બરની આખરમાં આવતું હતું. આ પર્વમાં અત્યારે પણ યહુદીઓનાં સભાસ્થાનોમાં તેમના જુદા જુદા વખતે થએલા રાષ્ટ્રિય ઉદ્ધારનું એક મહાગીત ગવાય છે, અને તેની આખરે ભવિષ્યમાં થનાર ઉદ્ધાર માટે પ્રાર્થના કરવામાં આવે છે. આથી આ પર્વમાં પહેલેથીજ યહુદીઓની આશાઓ સતેજ થતી અને તેઓ મસીહની રાહ ઉત્કંઠાથી જોતા. આ પર્વ ઇસવી સન પહેલાં ૧૬૪ વર્ષે યરૂશાલેમના મંદિરનાં શુદ્ધિકરણ અને પુનરોદ્ધારના સ્મારક તરીકે રાખવામાં આવ્યું હતું. તેનું બીજું નામ દીવાઓનું પર્વ હતું.

[23] ઇસુ મંદિરમાં સુલેમાનની પરશાળમાં ફરતો હતો.

આ પરશાળ મંદિરના પૂર્વ દિશાના ભાગમાં હતી. એવી દંતકથા હતી કે એ પરશાળ મંદિરનો ભાગ પ્રથમથીજ હતી અને મંદિરને ઘણી વાર પાડી નાખવામાં અને ફરી ચણવામાં આવ્યું હતું તો પણ તે કાયમ રહી હતી. પણ સુલેમાનના મંદિરના વર્ણનમાં તેને વિષે કંઇ કહેવામાં આવ્યું નથી. આ મંદિરનું જે ખંડીએર અત્યારે દેખાય છે તે કદાચિત આ પરશાળ હોય એમ મનાય છે.

[૨૪] ત્યારે યહુદીઓએ તેની આસપાસ ફરી વળીને તેને કહ્યું, તું ક્યાં સુધી અમને સંદેહમાં રાખશે? જો તું તે ખ્રીસ્ત હોય તો તે અમને સ્પષ્ટ કહે.

આ બે ત્રણ પદમાં જે વર્ણન આપવામાં આવ્યું છે તે આબેહુબ છે, તેમ આ પર્વ જે બહુ જુનું નહોતું અને આ પરશાળ વગેરેની વાત કહેવામાં આવી છે તે બધું એમ બતાવે છે કે આ સુવાર્તાનો લખનાર યહુદી અને બનેલી વાત નજરે જોનાર માણસ હતો.

**યહુદીઓએ......કહ્યું.** યહુદીઓનો આ પ્રશ્ન બતાવી આપે છે કે તેમના મનમાં ઇસુના સંબંધમાં ઘણી જીજ્ઞાસા ઉત્પન્ન થઇ હતી, અને તેમણે ઇસુના સંબંધમાં તે કોણ છે તે વિષે પક્કી ખાતરી કરવા નિશ્ચય કર્યો હતો. જે લોકોએ તેને આ પ્રશ્ન કર્યો હતો તે અમુક વર્ગનાજ એટલે તેના પક્ષકારી કે વિરોધીઓજ હતા એમ નથી, પણ તેમનામાં બધા વર્ગના માણસો હતા એમ લાગે છે.

**જો તું તે ખ્રીસ્ત હોય.** આ લોકોને જે વાત વિષે શંકા હતી તે ઇસુ “ ખ્રીસ્ત ” છે કે નહિ એના સંબંધમાં હતી. તેમનો કેટલોક ભાગ ઇસુને પ્રબોધક તરીકે સ્વીકારતો હતો પણ તે “ ખ્રીસ્ત ” છે કે નહિ એ વાત તેઓ તેના મોઢેથીજ સાંભળવા ઇચ્છતા હતા.

[૨૫] ઇસુએ તેઓને ઉત્તર આપ્યો કે, મેં તો તમને કહ્યું, પણ તમે માનતા નથી ; મારા બાપને નામે જે કામો હું કરૂં છું, તેઓ મારે વિષે સાક્ષી આપે છે.

સમરૂની સ્ત્રી, આંધળો માણસ, અને પોતાના શિષ્યો જેવાં થોડાં માણસોને ઇસુએ તે પોતે મસીહ છે એવું સ્પષ્ટ રીતે પોતાને મોઢે કહ્યું હતું, અને સૌ કોઇને પોતાના બોધ અને કાર્યદ્વારે એજ વાત જણાવી હતી. છતાં જડબુદ્ધિ કે અવિશ્વાસને કારણે તેઓ માનતા નહોતા.

**મારા બાપને નામે.** એટલે જે મારો બાપ છે ને જેને હું તમારી આગળ પ્રગટ કરૂં છું તેના પર પુરો આધાર રાખીને.

[૨૬] પણ તમે વિશ્વાસ કરતા નથી, કેમકે તમે મારાં ઘેટાંમાંના નથી.

ઇસુએ બોધ તથા કાર્યદ્વારે ઘણી સાક્ષી આપી હતી, છતાં તેઓએ તેના પર વિશ્વાસ ન કર્યો, કેમકે તેઓ ખ્રીસ્તના ટોળામાંના નહિ પણ બીજાના ટોળાના હતા.

[૨૭] મારાં ઘેટાં મારો સાદ સાંભળે છે, વળી હું તેઓને ઓળખું છું, અને તેઓ મારી પાછળ ચાલે છે. [૨૮] હું તેઓને અનંતજીવન આપું છું, અને કદી તેઓનો નાશ થશે નહિ, અને મારા હાથમાંથી કોઈ તેઓને છીનવી લેશે નહિ.

આ બે પદમાંનાં છ ઉપવાક્યો એક બીજા સાથે કેવાં જોડાએલાં રહ્યાં છે અને તેમનામાં વિચારનો ઉત્તરોત્તર વિકાસ કેવી રીતે રહ્યો છે એ ધ્યાનમાં લેવાનું છે. એમાં એવું સ્પષ્ટ જણાવેલું છે કે ઇસુ તેમને ઓળખે છે અને તેમના પર અત્યંત પ્રીતિ રાખે છે તેથી તેઓ તેને આધીન રહે છે. વળી તે તેઓને જીવન આપે છે તેથી તેઓ તેની પાછળ ચાલી શકે છે, અને તે તેમને ઉદ્ધાર આપે છે તેથી તેઓ સદા જયવંત રહે છે.

**અનંતજીવન આપું છું.** આ અનંતજીવન ભવિષ્યકાળમાં આપવાની વાત નથી, એ તો વર્તમાનમાંજ છે ( જુઓ ૩ ; ૧૫ : ૫ ; ૨૪ વગેરે ).

**કોઈ.** માત્ર માણુસજ નહિ, પણ શેતાન વગેરે પણ, તેને ઇસુના હાથમાંથી છીનવી લઇ શકતા નથી.

કેટલાક ટીકાકારો આ પદનાં છેલ્લાં બે ઉપવાક્ય ઉપરથી એવો અર્થ કરે છે કે કોઇ પણ માણસ ઇસુનો શિષ્ય એક વખત થયો તો તે પછીથી કદી પણ તેના શિષ્યમાંથી ટળતો નથી. એ લોકોના કહેવા પ્રમાણે આવા માણસો ઉપર ઇશ્વરની કૃપા નિરંતર રહે છે અને તેઓ કલ્યાણના માર્ગમાંથી પાછા પડતા નથી. પણ આ લોકો એક વાત ભૂલી જાય છે અને તે એ છે કે જો કે દેવની કૃપા માણસ ઉપર સદા રહે છે તોપણ માણસે સર્વદા સાવધાન રહેવું જોઇએ અને પોતાનો પ્રયત્ન કે પુરૂષાર્થ ચાલુ રાખવો જોઇએ, અને જ્યારે તે તેમ કરતો નથી અથવા પોતાને દેવ સહાય છે એમ માની ખોટી રીતે નિર્ભય બને છે અથવા અહંકાર કરે છે ત્યારે તેનું પતન ચોક્કસ થાય છે. આવા દાખલાઓ ઇતિહાસનાં અનેક બનેલા છે અને સહુ કોઇ પોતાના જાત્યઅનુભવથી પણ એ વાત સમજી શકે છે. પુરૂષપ્રયત્ન અને દેવની કૃપા એ બન્નેની જરૂર છે ( જુઓ ફિલિપીઓ ૨ ; ૧૨ ઇત્ય. ).

[૨૯] મારો બાપ, જેણે મને [ તેઓને ] આપ્યાં છે, તે સહુથી મોટો છે ; અને બાપના હાથમાંથી કોઇ [ તેઓને ] છીનવી લેવા સમર્થ નથી.

આ પદના શબ્દો મૂળમાં શંકાવાળા છે. તેનો તરજુમો આ પ્રમાણે થઈ શકે છે : "જે બાપે મને આપ્યું છે તે સહુથી મોટું છે," એટલે કે ઇસુના

શિષ્યો સર્વ મળીને એક એવી બળવાન સમાજ બની જાય છે કે જેની સામે થવાને કોઇ પણ સમર્થ નથી (જુઓ ૧ યોહાન ૫ ; ૪). તોપણ જે તરજુમો અહીં આપવામાં આવ્યો છે તે કોઇ રીતે અયોગ્ય નથી, અને તેથી ઇસુ એમ કહેવા માગે છે કે મારાં ઘેટાં મારા હાથમાં છે તે બાપનાજ હાથમાં છે જેથી તેઓ સદાસર્વકાળ સહીસલામત છે.

[૩૦] હું તથા બાપ એક છીએ.

ઇસુએ ઉપલાં બે પદમાં જણાવ્યું કે તેનાં ઘેટાંઓને તેના હાથમાંથી તેમ તેના બાપના હાથમાંથી છીનવી લેવા કોઇ સમર્થ નથી. આ એ બન્નેની કાર્યની એકતા સૂચવે છે અને ઇસુ અહીં તેથી પણ વિશેષ એકતા સૂચવે છે. અહીં તે તત્ત્વની એકતા દર્શાવે છે અને તેથીજ યહુદીઓ તેને પત્થર મારવા તૈયાર થાય છે. કેટલાક ટીકાકાર અહીં માત્ર ઇચ્છાશક્તિ અને સામર્થ્યની એકતા જુએ છે, પણ જો એટલુંજ હોત અને ઇસુ તેથી વધારે કહેવા માગતો ન હોત તો યહુદીઓએ તેના વચનનો ખોટો અર્થ કર્યો ત્યારે તે તેમની ગેરસમજ સુધાર્યા વગર રહેત નહિ.

[૩૧] [ત્યારે] યહુદીઓએ તેને મારવાને ફરીથી પત્થર હાથમાં લીધા.

યહુદીઓએ આ પ્રમાણે આગળ કર્યું હતું અને તેથીજ અહીં "ફરીથી" શબ્દનો ઉપયોગ કરવામાં આવ્યો છે (જુઓ ૮ ; ૫૯). ઇસુએ બાપ સાથેની પોતાની એકતા બતાવી હતી અને તેથી આ લોકો તેને મારવા અથવા મારી નાખવા માટે પત્થર ઉપાડે છે. ઇસુનું કહેવું ઇશ્વરનિંદા ગણીને તેઓ તેને લેવીય ૨૪ ; ૧૬ મુજબ પત્થરે મારવા તૈયાર થાય છે.

[૩૨] ઇસુએ તેઓને ઉત્તર આપ્યો કે, મેં બાપ તરફથી તમને ઘણાં સારાં કામો દેખાડયાં છે, તેઓમાંના કયા કામને લીધે તમે મને પત્થર મારો છો?

આ વખતે ઇસુ ૮; ૫૯માં કહેવામાં આવ્યું છે તે પ્રમાણે કરતો નથી પણ પોતાના વચનના પ્રભાવથી તેમના હાથમાંથી પત્થર મૂકાવે છે. તે તેમને તેનાં ઉત્તમ કામોની યાદ આપે છે અને તેમ કરી તેમને કહેવા માગે છે કે, તમે મારાં કામને કેમ ભૂલી જાઓ છો અને મારાં વચનોનો અર્થ મારાં કામનો વિચાર કરીને કેમ કરતા નથી? જો મારાં કામો બાપનાં કામો છે તો પછી હું અને બાપ એક છીએ એવું જે મેં કહ્યું તેમાં તમને શી નવાઇ લાગે છે?

**ઉત્તર આપ્યો.** યહુદીઓના કાર્યને ઉત્તર આપ્યો. યહુદીઓએ પત્થર ઉપાડી એમ કહેવા માગ્યું હતું કે, અમે તને શા માટે મારી ન નાખીએ? આના જવાબરૂપે ઇસુ આ વચન કહે છે.

**સારાં.** પદ ૧૧માં પાળકને જે વિશેષણ લાગુ પાડયું છે તેજ અહીં છે. (વાંચો પદ ૧૧ પર નોંધ).

**દેખાડ્યાં છે.** આ કામો ચિન્હરૂપે બતાવવામાં આવ્યાં હતાં. કોઇ પણ ઐશ્વરી કાર્ય ચિન્હરૂપ છે અને તે મનન કરવા જોગ છે.

[33]યહુદીઓએ તેને ઉત્તર આપ્યો કે, કોઇ સારા કામને લીધે અમે તને પત્થર મારતા નથી, પણ દુર્ભાષણને લીધે; અને તું માણસ છતાં પોતાને દેવ ઠરાવે છે, તેને લીધે.

યહુદીઓ ઇસુને કહે છે કે, અમે તને મારવા ઇચ્છીએ છીએ તેનું કારણ એ છે કે તેં હમણાંજ ઇશ્વરની નિંદા કરી એટલે તેં તને પોતાને દેવની સમાન કર્યો. છેલ્લા ઉપવાક્યમાં જે કહ્યું છે તે આગળના ઉપવાક્યમાંના આરોપનું સ્પષ્ટીકરણ કરે છે.

**દુર્ભાષણ.** આ શબ્દને બદલે કદાચિત "દેવનિંદા" કે "ઇશ્વરાક્ષેપ" શબ્દ વધારે યોગ્ય લાગે છે.

[34]ઇસુએ તેઓને ઉત્તર આપ્યો, મેં કહ્યું કે, તમે દેવો છો એમ શું તમારા નિયમશાસ્ત્રમાં લખ્યું નથી?

યહુદી લોકોનો એકેશ્વરવાદ કેટલેક અંશે જડ બન્યો હતો અને તેમાં ઇશ્વર અને માણસ વચ્ચે કંઈ પણ સામ્ય કે નૈકટયનો અંશ નહોતો, પણ માત્ર ભેદ અને અંતરનુંજ સ્થાન હતું. આ કારણથી તેઓ પ્રબોધકોની વાણી વગેરે જેમાં ઇશ્વર અને મનુષ્ય વચ્ચેનું નૈકટય દર્શાવવામાં આવ્યું હતું તે સમજી શકતા નહોતા. આ કારણથી ઇસુ તેમને તેમનાજ નિયમશાસ્ત્ર એટલે જે શાસ્ત્ર વિષે તેઓ એટલા બધા મગરૂર હતા તેમાંથીજ બતાવી આપે છે કે ઇશ્વર અને મનુષ્ય તેઓ ધારે છે તેટલા વેગળા નથી.

**નિયમશાસ્ત્ર.** આ શબ્દથી માત્ર મુસાનાંજ પહેલાં પાંચ પુસ્તકો સમજવાનાં નથી, પણ તેમાં ગીત, પ્રબોધકોની વાણી વગેરેનો સમાવેશ થાય છે (જુઓ ૧૨ ; ૩૪ : ૧૫ ; ૨૫). આ ત્રણે સ્થાને જે વચન ટાંકવામાં આવ્યું છે તે ગીતના પુસ્તકમાંથી લીધેલું છે. અહીં ટાંકવામાં આવેલું વચન ગીત ૮૨ ; ૬માં છે અને તે અન્યાયી રાજાઓ અને ન્યાયાધીશોને માટે તેમના અધિકારને લઇને વાપરવામાં આવ્યું છે. ઇસુનું કહેવું એ છે કે, જો આવાને પણ દેવો કહેવામાં આવ્યા છે તો પછી હું જે દેવ પાસેથી ખાસ આવ્યો છું તે એમ કેમ ન કહું કે હું અને બાપ એક છીએ?

[35]જેઓની પાસે દેવનું વચન આવ્યું, તેઓને જો તેણે દેવો કહ્યા (અને શાસ્ત્રનો ભંગ થતો નથી), [36]તો જેને બાપે અભિષિક્ત કરીને

જગતમાં મોકલ્યો, તેણે કહ્યું કે, હું દેવનો દીકરો છું, તો શું તમે તેને એમ કહો છો કે, તું દુર્ભાષણ કરે છે?

**જેઓની પાસે દેવનું વચન આવ્યું.** પ્રબોધક, રાજા, યાજક, ન્યાયાધીશ, એ સર્વને દેવનું કંઈ પણ કામ કરવાનું ફરમાન મળ્યું હતું તેથી નિયમશાસ્ત્રમાં એવાઓને માટે "દેવ" શબ્દ વાપરેલો છે, તો મારા સંબંધમાં એ શબ્દ વાપરૂં તો શું ખોટું, એવું ઇસુ કહેવા માગે છે.

**શાસ્ત્ર.** આ શબ્દ મૂળમાં એકવચનમાં છે અને તેથી જે શાસ્ત્રવચન ટાંકવામાં આવ્યું છે તેનીજ વાત આ શબ્દથી કરવામાં આવી છે. યોહાન "શાસ્ત્ર" શબ્દ એકવચનમાં આ અર્થમાંજ વાપરે છે (જુઓ ૨; ૨૨ : ૧૭; ૧૨ : ૨૦; ૯).

**ભંગ થતો નથી,** એટલે મજકુર શાસ્ત્રવચન અભ્રાંત સત્ય તરીકે સ્વીકારવુંજ જોઇએ.

**અભિષિક્ત કરીને.** કદાચિત "પવિત્ર કરીને" એ શબ્દોથી મૂળ શબ્દોનું ભાષાંતર બરાબર થાય છે. આ પવિત્ર કરવાનું કાર્ય ઇસુના જન્મ પહેલાં દેવે કર્યું હતું, અને તે કદાચિત યિર્મેયાહ પ્રબોધકને પ્રભુએ તેના જન્મ અગાઉ સેવાને માટે જુદો પાડયો હતો (યિર્મે. ૧; ૫) તેના જેવું કંઇક સમજવું. દેવ-પિતાએ દેવપુત્રને ઉદ્ધારના કામને માટે તૈયાર કર્યો, એટલે તેને સંપૂર્ણ કૃપા તથા સત્યતા (૧; ૧૪), સંપૂર્ણ પરાક્રમ (૩; ૩૫), અને સંપૂર્ણ જીવન (૫; ૨૬) આપ્યાં, અને આવી રીતે તેને સેવા માટે પવિત્ર કે જુદો કરીને જગતમાં મોકલ્યો.

[૩૭] જો હું મારા બાપનાં કામ નથી કરતો, તો મારા પર વિશ્વાસ ન કરો. [૩૮] પણ જો હું કરૂં છું, તો જો કે તમે મારા પર વિશ્વાસ ન કરો, તોપણ તે કામો પર વિશ્વાસ કરો; કે જેથી તમે જાણો ને સમજો, કે બાપ મારામાં છે, અને હું બાપમાં છું.

ઇસુ અહીં ફરીથી યહુદીઓને તેનાં કામ પર દૃષ્ટિ નાખવાનું કહે છે. તે કોણ છે તે સાચું છે કે નહિ તે વાતની શાહેદી તેનાં કાર્યો પુરે છે. તેનાં કાર્યો, એ તેના બાપનાંજ કાર્યો છે (જુઓ ૯; ૩ : ૧૪; ૧૦), અને તેથી એવું સાબીત થાય છે કે પિતા તથા પુત્ર એક છે.

**મારા પર વિશ્વાસ ન કરો.** અહીં આ વચન "મારી શાહેદી માનશો નહિ" એ અર્થમાં લેવાનું છે. ઇસુ એમ કહેવા માગે છે કે, જો હું મારા બાપનાં કામ કરતો ન હોઉં તો તમારે મારૂં માનવુંજ નહિ.

**જાણો ને સમજો.** એક વખત જાણી લો અને પછી તે જ્ઞાનમાં દિનપ્રતિદિન વધતા રહો એવા અર્થમાં આ શબ્દો સમજવાના છે (સરખાવો ૧૭; ૨૧, ૨૩. ફિલિ. ૧; ૯).

**બાપ મારામાં છે, અને હું બાપમાં છું.** ઇસુએ કહ્યું હતું કે હું અને બાપ એક છીએ. આ તેના મનુષ્યજીવનમાં તે કેવી રીતે છે તે વાત તે અહીં બતાવે છે. બાપ તેનામાં છે એટલે બાપે તેને પોતાનું જીવન આપ્યું છે અને તે નિરંતર આપતો રહે છે, અને તે બાપમાં છે એટલે તેનું પોતાનું જીવન બાપની ઇચ્છા પૂર્ણ કરવા સિવાય બીજા કશામાં નથી. તેની અને બાપની વચ્ચેની કાર્યની એકતા આ એકતાના પરિણામરૂપ છે, પણ મનુષ્યની નજરમાં પહેલાં કાર્યની એકતા દેખાય છે અને તે સમજાતાં આત્મિક અને તાત્ત્વિક એકતા દેખાય છે.

[૩૯] [ત્યારે] તેઓએ ફરીથી તેને પકડવાની કોશીશ કરી, પણ તે તેઓના હાથમાંથી નીકળી ગયો.

**ફરીથી.** સરખાવો ૭; ૩૦, ૩૨, ૪૪.

**તેઓના હાથમાંથી નીકળી ગયો.** આ કાર્ય તેણે કોઇ ચમત્કારિક રીતે કર્યું એમ નહિ, પણ એ તો તેની જાતના પ્રભાવને લઇને થયું હતું, તેમાં તેને કંઇ અદ્ભુત સામર્થ્ય વાપરવું પડયું નહોતું.

[૪૦] પછી યરદનને પેલે પાર, જ્યાં પહેલાં યોહાન બાપ્તિસ્મા કરતો હતો, તે ઠેકાણે તે પાછો ગયો, અને ત્યાં રહ્યો.

યરદનને પેલે પાર એટલે પેરીઆ પ્રાંતમાં ઇસુ થોડી વાર અગાઉ ગયો હતો, જે વિષે આ સુવાર્તિક આપણને કંઇ કહેતો નથી, પણ જુઓ માત્થી ૧૯; ૧. માર્ક ૧૦; ૧. આ પ્રસંગે તે ત્યાં પાછો ગયો તેનું કારણ એવું હશે કે તેનો સમય હજી આવ્યો નહોતો, તેથી તે હજી યહુદીઓના હાથમાં સપડાવાનું ઇચ્છતો નહોતો.

**પહેલાં.** યોહાને એ જગાએ બાપ્તિસ્મા આપ્યું હતું. આમાંની પહેલી વિષે ૧; ૨૮માં અને બીજી વિષે ૩; ૨૩માં કહેવામાં આવ્યું છે. આ સ્થાન ૧; ૨૮મા પદવાળું છે. યોહાન સુવાર્તિકને જે સ્થળે પ્રભુ ઇસુની પહેલીવાર મુલાકાત થઇ હતી તેની તે પ્રીતિપૂર્વક નોંધ લે છે એ જાણવા જેવું છે.

[૪૧] ઘણા તેની પાસે આવ્યા, તેઓએ કહ્યું કે, યોહાને કંઈ ચમત્કાર કર્યો નહોતો એ ખરૂં, પણ યોહાને એને વિષે જે જે કહ્યું, તે બધું ખરૂં હતું. [૪૨] અને ત્યાં ઘણાએ તેના પર વિશ્વાસ કર્યો.

આ સ્થાને લોકોને સ્વાભાવિક રીતે યોહાને ઇસુના સંબંધમાં જે કહ્યું હતું તેનું સ્મરણ થયું, તેમ યોહાન શા માટે આવ્યો હતો એ વાતનું પણ સ્મરણ થયું,

અને યોહાનની ભવિષ્યવાણી ખરી પડી તેથી યોહાન ઉપર મસીહનો માર્ગ તૈયાર કરનાર તરીકે, તેમ ઇસુ ઉપર મસીહ તરીકે, તેમને વિશ્વાસ ઉપજ્યો.

**યોહાને કંઇ ચમત્કાર કર્યો નહોતું એ ખરૂ.** જે યોહાન સુવાર્તિક અગાઉ યોહાન બાપ્તિસ્મા કરનારનો શિષ્ય હતો તે તેના મરણ પછી ઘણે વરસે સુવાર્તા લખવા બેઠો ત્યારે લોકોની આપેલી આ સાક્ષીની નોંધ લે છે, અને ઇસુ વિષે તો એજ સુવાર્તિક સાક્ષી પુરે છે કે તેણે ચિન્હરૂપી કાર્ય અનેક કર્યાં.

**ત્યાં ઘણાએ તેના પર વિશ્વાસ કર્યો.** આ વાક્યમાં "ત્યાં" ઉપર ભાર મૂકીને જણાવે છે કે જે સ્થળે પ્રથમ ઇસુ પર વિશ્વાસ કરવામાં આવ્યો હતો (જુઓ ૧ ; ૨૮) તેજ સ્થળે હવે પણ ઘણાએ તેનો બોધ સાચો માન્યો, કેવળ એમ નહિ, પણ તેના પર ખરો વિશ્વાસ કરવા લાગ્યા.

# અધ્યાય ૧૧.

## છેવટનું ચિહ્ન અને તેનાં પરિણામ.

આ ચિહ્નનું વર્ણન જેટલું પૂર્ણ છે તેટલું પૂર્ણ બીજા એક પણ ચિહ્નનું વર્ણન આ સુવાર્તામાં આવ્યું નથી. આનું એક મુખ્ય કારણ એ છે કે જેમની વાત એ ચમત્કારના સંબંધમાં કરવામાં આવી છે તેમની સાથે ઇસુનો સંબંધ બહુ ગાઢ હતો, અને એ ઉપરાંત આ ચિહ્ન ઇસુનું આખરનું ચિહ્ન હતું અને તેના પરિણામમાં તેના કાર્યનો પણ અંત આવ્યો હતો.

આ ચિહ્નના વર્ણનના ચાર વિભાગ કરવામાં આવે છે: (૧) ચમત્કાર પહેલાંની વાત (૧–૧૬); (૨) બેથાનીઆમાં જે બન્યું તે (૧૭–૩૨); (૩) ચિહ્ન (ચમત્કાર) (૩૩–૪૪); (૪) તેનું તાત્કાલિક પરિણામ (૪૫–૫૭).

આ ચિહ્નનો વિચાર કરતાં જે કેટલીક વાત ધ્યાનમાં રાખવાની છે તે નીચે પ્રમાણે છે.

(૧) આ સુવાર્તામાં સાત ચિહ્નો વિષે કહેવામાં આવ્યું છે અને તેમાંનું આ છેલ્લું છે. આ ચિહ્નો શ્રેણીબંધ બતાવવામાં આવ્યાં છે અને તેમાં એક પ્રકારનો ઉત્તરોત્તર વિકાસ છે, જે દ્વારા આપણે ઇસુનાં દિવ્ય સામર્થ્ય અને મહિમા જોઇ શકીએ છીએ. આ સાતમાંનું (૨; ૧ ઇત્ય. ૪; ૪૬ ઇત્ય. ૫; ૧ ઇત્ય. ૬; ૫ ઇત્ય. ૬; ૧૫ ઇત્ય. ૯: ૧ ઇત્ય. ૧૧) પહેલું અને છેલ્લું કૌટુંબિક અને સ્નેહીઓના તેમજ વિશ્વાસ કરનારાઓના મંડળમાં કરી બતાવવામાં આવ્યાં છે કે જેથી તેઓનો વિશ્વાસ દૃઢ થાય (૨; ૧૧: ૧૧: ૧૫) અને એ બેના સંબંધમાં "મહિમા"નું પ્રકટીકરણ કરવામાં આવ્યું એમ કહેવાયું છે (૨: ૧૧: ૧૧; ૪, ૨૦).

(૨) આ ચિહ્ન વિષે બીજી સુવાર્તાઓમાં કંઇ કહેવામાં આવ્યું નથી: તેમ તેમાં આવી જાતનાં જે ચિહ્નો આપવામાં આવ્યાં છે (માર્ક ૫; ૨૨ ઇત્ય. લુક ૭: ૧૧ ઇત્ય.) તે વિષે આ સુવાર્તામાં કંઇ કહેવામાં આવ્યું નથી. આનું કારણ ટીકાકારો એ આપે છે કે આ સુવાર્તામાં મોટે ભાગે ઇસુએ યરૂશાલેમમાં જે કાંઇ કર્યું હતું તેનું વર્ણન આપવામાં આવ્યું છે અને બીજી સુવાર્તાઓમાં મોટે ભાગે ગાલીલમાં કરવામાં આવેલાં કાર્ય જણાવવામાં આવ્યાં છે.

(૩) આ વર્ણનમાં એવી કેટલીક ઝીણી ઝીણી બાબતો છે, જે ઉપરથી આપણને એમ લાગે છે કે આ સુવાર્તાનો લેખક એ વખતે ત્યાં હાજરજ હોય: જેવી કે ઇસુનો આ કુટુંબ સાથેનો સંબંધ (પદ ૫); બે દિવસની ઢીલ (પદ ૬); બેથાની-

આતું બરાબર સ્થાન (પદ ૧૮ ; યહુદીઓની હાજરી (પદ ૧૯); ખાનગી સંદેશો તથા "ગુરૂ" એવું સંબોધન (પદ ૨૮); યહુદીઓનું ઇસુની પાછળ પાછળ ચાલવું (૩૧) અને તેમનું રડવું (૩૩); મરિયમનું પગે પડવું (૩૨); ઇસુના મનના જુદા જુદા ભાવ (૩૩, ૩૫, ૩૮); લાજરસનો દેખાવ (૪૪).

(૪) આ વર્ણનમાં જુદાં જુદાં પાત્રો તેમના વ્યક્તિગત ગુણદોષસહિત બરાબર દેખાય છે. પ્રેરિતોમાં દીદીમસ તરી આવે છે; મારથા અને મરિયમ વચ્ચેનો ભેદ બહુ સારી રીતે દેખાય છે અને યહુદીઓના મનની સ્થિતિ બરાબર જણાવવામાં આવી છે. આ ઉપરાંત ઇસુનો મનુષ્યભાવ તેમજ દિવ્યભાવ એકજ વખતે પૂર્ણતાથી પ્રકાશી રહ્યા છે, અને તેના રડવામાં તેમ તેની સજીવન કરનારી આજ્ઞામાં આપણને કંઇ અયોગ્ય લાગતું નથી.

(૫) આ ચિહ્ન વિષે બીજી સુવાર્તાઓમાં કંઇ કહેવામાં આવ્યું નથી, એ ઉપરથી કેટલાક એમ માને છે કે આ ચિહ્નની વાત કલ્પિત છે. આ લોકોનું કહેવું એમ છે કે આ ચમત્કાર ઘણો મોટો છે અને તેથી બીજી સુવાર્તાઓમાં તે વિષે કહેવામાં આવવુંજ જોઇતું હતું. આ લોકો કદાચિત એક વાત ભુલી જાય છે અને તે એ છે કે સુવાર્તાઓમાં ચમત્કારો વચ્ચે આવી જાતનો ભેદ રાખવામાં આવ્યો નથી. આ સુવાર્તામાં પણ આ ચિહ્ન બીજા કરતાં વધારે મોટું છે, એમ ખાસ જણાવવામાં આવ્યું નથી.

(૬) આ ચમત્કાર પુનરૂત્થાનસૂચક હતો ખરો, તોપણ યોહાન સુવાર્તિક એ વાત બરાબર સ્પષ્ટ કરે છે કે, લાજરસને પાછો ઉઠાડીને ઇસુએ જે જીવન તેને આપ્યું તે જીવન અને ઇસુ મુએલાંમાંથી ઉત્થાન પામ્યા પછી જે જીવન પામ્યો એ બેમાં બહુ મોટો તફાવત છે. લાજરસને તો પાછું વિનાશીજ જીવન મળ્યું હતું, પણ ઇસુનું પુનરૂત્થાન પછીનું જીવન મહિમાવાન કે અવિનાશી જીવન છે.

૧. ચમત્કાર પહેલાંની વાત (૧-૧૬).

[1]હવે મરિયમ તથા તેની બહેન મારથાના ગામ બેથાનીઆનો લાજરસ નામે એક જણ માંદો હતો.

ઇસુ પેરીઆ પ્રાંતમાં ગયો હતો અને ત્યાંથી તેને કેમ આવવું પડયું તે અહીં જણાવવામાં આવ્યું છે.

**મરિયમ તથા તેની બહેન મારથાના ગામ બેથાનીઆ.** આ બે બહેનોમાં મારથા મોટી હતી, છતાં મરિયમનું નામ પહેલું મૂકવામાં આવ્યું છે એનું કારણ એ છે કે મરિયમ બીજા પદમાં જે વાત કરવામાં આવી છે તે માટે અને વળી ૧૨મા અધ્યાયમાં તેના વિષે જે વાત આવે છે તેને લઇને વધારે જાણીતી

થઇ હતી. આ બેથાનીઆ ગામ અથવા ગામડું યરૂશાલેમથી બેએક માઇલ દૂર હતું.

**લાજરસ.** આ "એલીઆઝાર" નામનું ટુંકું રૂપ છે. આ લાજરસને કોઇ કોઇ લુકની સુવાર્તામાંના પેલા દૃષ્ટાંતમાંના લાજરસ સાથે (લુક ૧૬ : ૨૦) અથવા ઇસુની પાસે આવેલા એક ધનવાન યુવક (માત્થી ૧૯; ૧૬. માર્ક ૧૦; ૧૭. લુક ૧૮; ૧૮) સાથે એક ગણે છે, પણ તેમ કરવાને કશું પણ પ્રમાણ નથી. વળી અહીં એ પણ કહેવું યોગ્ય છે કે આ મરિયમ અને પેલી મરિયમ માગદાલેણ એ બન્ને એક નથી, પણ જુદી જુદી બાઇએ છે.

[2]જે મરિયમે પ્રભુને અત્તર ચોળ્યું હતું, અને તેના પગ પોતાને ચોટલે લુછયા હતા, તેનો ભાઈ લાજરસ માંદો હતો.

આ વાત બીજી સુવાર્તાઓમાં આપી છે અને યોહાન ઇસુની આજ્ઞાને અનુસરીને (જુઓ માત્થી ૨૬ ; ૧૩) તેનું સ્મરણ કરાવવા માટેજ અહીં આટલું કહે છે. વિશેષમાં તે એ જણાવે છે આ મરિયમનું ગામ બેથાનીઆ હતું અને બેથાનીઆમાં જે અત્તર ચોળવામાં આવ્યું હતું તે મરિયમે કર્યું હતું. લુક ૭મા અધ્યાયમાં જે સ્ત્રીની વાત કરવામાં આવી છે તે આ મરિયમ નહોતી.

[3]એ માટે બહેનોએ તેને કહેવડાવી મોકલ્યું કે, પ્રભુ, જેના પર તું પ્રેમ રાખે છે, તે માંદો છે.

લાજરસ સખત માંદો હતો અને આ બન્ને બહેનોને આશા હતી કે ઇસુ તેને નક્કી સાજો કરશે અને તેથીજ તેઓ તેને બોલાવી રહી હતી.

તેઓ તેમના સંદેશામાં ફક્ત લાજરસની માંદગી વિષેની હકીકત જણાવે છે, અને એટલું બસ છે, એમ ધારે છે ; કંઇ માગણી કરતી નથી.

[4]પણ ઇસુએ એ સાંભળીને કહ્યું કે, જેથી મરણ થાય એવો આ મંદવાડ નથી; પણ તે દેવના મહિમાને અર્થે છે કે તેથી દેવના દીકરાનો મહિમા થાય.

ઇસુએ આ શબ્દો ઉત્તરના રૂપમાં કહ્યા નથી, પણ ત્યાં હાજર રહેલા સર્વ માણસોને કહ્યા છે; એટલે તેમાં સંદેશાઆને માટે જવાબ છે, તેમજ પોતાના શિષ્યોને માટે એક પ્રકારનો ઉપદેશ પણ છે. ઇસુના આ વચનનો અર્થ તેના શિષ્યો બરાબર સમજ્યા હતા કે નહિ એ એક પ્રશ્ન છે. અહીં જે વચન આપવામાં આવ્યું છે તેથી એમ સમજાય છે કે લાજરસના મંદવાડનું છેવટનું પરિણામ કેવળ મોત નહિ, પણ એથી વિશેષ કે તે દ્વારે દેવનો તથા દેવપુત્રનો મહિમા પ્રગટ થાય.

**દેવના દીકરાનો મહિમા થાય.** આમાં ઇસુના દુઃખભોગનો પણ સમાવેશ થાય છે એ આગળ કહેવામાં આવ્યું છે (જુઓ ૭; ૩૯) અને હવે પછી કહેવામાં આવશે (જુઓ ૧૨; ૧૬, ૨૩: ૧૩; ૩૧, ૩૨), અને આ દીકરાના મહિમાવાન થવાથી બાપનો મહિમા પણ થાય છે (૫; ૨૩: ૧૦; ૩૦, ૩૮). ૯; ૩માં કહેવામાં આવેલ આંધળા માણસનું આંધળાપણું તેમ આ મંદવાડ દેવનો મહિમા પ્રગટ કરવા માટે છે.

[૫] હવે માર્થા તથા તેની બહેન તથા લાજરસ ઉપર ઈસુ પ્રેમ રાખતો હતો.

ત્રીજા પદમાં "પ્રેમ" માટે મૂળમાં જે શબ્દ વાપરવામાં આવ્યો છે તે અહીં જે વાપરવામાં આવ્યો છે તેથી જુદો છે. ત્યાં "વ્હાલ" એટલે સગાંસંબંધી પરસ્પર જે હેત રાખે છે તે એ અર્થમાં છે અને અહીં "પ્રેમ" એટલે મિત્રો એક બીજા પ્રત્યે જે લાગણી ધરાવે છે તે શબ્દ વાપર્યો છે (જુઓ ૨૧; ૧૫, ૧૭ પરની ટીકા).

[૬] તે માંદો છે, એવી તેને ખબર મળી ત્યારે પોતે જ્યાં હતો, તેજ ઠેકાણે બે દહાડા રહ્યા.

ઇસુ જ્યાં હતો ત્યાં ને ત્યાંજ બે દિવસ શા માટે રહ્યો એનું કારણ એ હોવું જોઇએ કે તે પોતાના દરેક કાર્યમાં ઇશ્વરના આદેશની રાહ જોતો હતો અને તે પ્રમાણેજ બધું કરતો હતો, અને વળી તેને બોલાવવામાં આવ્યો કે તરતજ તે ગયો નહિ, કેમકે આખા કુટુંબ ઉપર તેને ખરો પ્રેમ હોવાને લીધે જે પળે તેનું આવવું વિશેષ હિતકારી થાય તેજ પળે તે ત્યાં ગયો, વહેલો નહિ.

[૭] ત્યાર પછી તે તેના શિષ્યોને કહે છે કે, ચાલો, આપણે ફરીથી યહુદાહ જઇએ.

ઇસુ અહીં બેથાનીઆનું નામ લેતો નથી પણ યહુદાહનું લે છે, અને તેમ કરી કદાચિત યહુદાહમાં જે થવાનું હતું તે વાત ઉપર તે તેના શિષ્યોનું ધ્યાન ખેંચવા માગે છે. નીચેના પદમાં આપેલો શિષ્યોનો ઉત્તર પણ બતાવે છે કે આ વખતે તેમના બધાના મનમાં ઇસુ પ્રત્યેના યહુદીઓના દ્વેષની વાત છવાઇ રહી હતી.

[૮] શિષ્યો તેને કહે છે કે, રાબ્બી, હમણાંજ યહુદીઓ તને પત્થર મારવાની કોશીશ કરતા હતા, તે છતાં તું ત્યાં પાછો જાય છે?

ઇસુની યહુદાહમાં જવાની ઇચ્છા ઉપરથી તેમને નવાઇ લાગે છે, કારણકે યહુદીઓએ થોડાજ વખત પહેલાં ઇસુ પ્રત્યે સખ્ત વિરોધ દર્શાવ્યો હતો અને તેઓ તેને મારવાને પણ તૈયાર થયા હતા (૧૦; ૩૧). શિષ્યો લાજરસના મંદવાડની વાત ભૂલી ગયા હતા એવું આપણને ૧૧મા પદ ઉપરથી લાગે છે.

[9]ઇસુએ ઉત્તર આપ્યો કે, શું દિવસના બાર કલાક નથી? દિવસે જો કોઈ ચાલે, તો તે આ જગતનો પ્રકાશ દેખે છે, માટે ઠોકર ખાતો નથી, [10]પણ જો કોઈ રાત્રે ચાલે, તો તેનામાં પ્રકાશ નથી, માટે તે ઠોકર ખાય છે.

પુછેલા સવાલનો સીધો જવાબ ઇસુ આપતો નથી, પણ જેમાં સવાલનો જવાબ સમાઇ જાય એવી સામાન્ય ધારણરૂપ બાબત રજુ કરે છે (સરખાવો ૨ ; ૬, ૧૯ : ૩ ; ૫, ૧૦, વિગેરે). ઇસુ અહીં એવું કહેવા માગે છે કે મારા કામને માટે અમુક વખત ઠરાવેલો છે, અને જ્યાં સુધી મારો નિમેલો સમય છે ત્યાં સુધી હું કામ કરી શકું છું (સરખાવો ૯ ; ૪).

ઇસુએ અહીં પોતાના સંબંધમાં જે કાંઇ કહ્યું છે તે આખી મનુષ્યજાતિ અને ખાસ કરીને તેના શિષ્યોને લાગુ પડે એવી સત્ય વાત છે.

**તેનામાં પ્રકાશ નથી.** નવમા પદમાં જગતનો પ્રકાશ એટલે સૂર્ય, પણ દસમા પદમાં જે પ્રકાશની વાત આવે છે તે તો મનમાંનો આત્મિક પ્રકાશ હોવો જોઇએ.

[11]તેણે એ વાતો કહી, અને ત્યાર પછી તે તેઓને કહે છે કે, આપણો મિત્ર લાજરસ ઉંઘી ગયો છે; પણ હું તેને ઉંઘમાંથી જગાડવા સારૂ જવાનો છું.

**ઉંઘી ગયો છે.** ઇસુ એમ નથી કહેતો કે લાજરસ મરણ પામ્યો છે. ઇસુના વખત પછી નવા કરારમાં દૈહિક મૃત્યુને માટે મોટે ભાગે આજ શબ્દો વપરાયા છે (જુઓ માત્થી ૨૭ ; ૫૨. પ્રે. કૃ. ૭ ; ૬૦ : ૧૩ ; ૩૬. ૧ કોરીં. ૭ ; ૩૯ : ૧૧ ; ૩૦ : ૧૫ ; ૬, ૧૮. ૧ થેસ્સા. ૪ ; ૧૩. ૨ પીતર ૩ ; ૪).

[12]ત્યારે શિષ્યોએ તેને કહ્યું કે, પ્રભુ, જો તે ઉંઘી ગયો હોય તો તે સાજો થશે.

શિષ્યો ઇસુનું વચન શબ્દાર્થમાં સમજે છે અને તેથી તેઓ આ પ્રમાણે કહે છે. વળી ચોથા પદમાંના વચનની ગેરસમજુત પણ તેમના મનમાં હતી અને તેથી તેઓ લાજરસ મરી ગયો હશે એમ માની શક્યા નહિ. આ ઉપરાંત તેઓ એમજ ઇચ્છતા હતા કે ઇસુ કોઇ પણ કારણથી યહુદાહમાં જતો અટકે તો સારૂં, અને તેથી ડુબતો માણસ તરણાને બાઝે તે કહેવતને અનુસરીને તેઓ કોઇ પણ બ્હાનાનો લાભ લેવા તૈયાર હતા. આ તેમનો ઇસુ પરનો મોટો પ્રેમ બતાવે છે. વળી તેઓ એમ પણ માનતા હોય કે ઇસુએ લાજરસના સંબંધમાં પોતાને જે કાંઇ કરવાનું હતું તે તેને ઉંઘ આપી કર્યું છે અને તેથી હવે તેને જવાની જરૂર નથી, એ પણ સંભવિત છે. આ ઉપરાંત ઇસુએ લાજરસને "જગાડવા સારૂ"

જવાનું કહ્યું હતું અને તેથી તેમને માંદા માણસને તેની નિદ્રામાંથી જગાડવાનું યોગ્ય લાગ્યું નહોતું એમ પણ કહેવાય. ટુંકામાં ઇસુ ઉપર તેઓનો પ્રેમ એટલો બધો હતો કે તેઓ તેને કોઇ રીતે યહુદીઓના હાથમાં જતો જોવા ઇચ્છતા નહોતા.

[13]ઇસુએ તો તેના મરણ વિષે કહ્યું હતું, પણ તેઓને એવું લાગ્યું કે તેણે ઉંઘમાં વિસામો લેવા વિષે કહ્યું હતું. [14]ત્યારે ઇસુએ તેઓને સ્પષ્ટ કહ્યું કે, લાજરસ મરી ગયો છે.

પોતાના શિષ્યો તેનું કહેવું બરાબર સમજ્યા નહોતા, તેથી ઇસુ તેમને ખુલ્લે-ખુલ્લું કહે છે કે લાજરસ મરી ગયો છે. ઇસુને પોતાને લાજરસના મૃત્યુ સંબંધી જે જ્ઞાન થયું હતું તે દિવ્ય રીતે થયું હતું, કારણ કે ઇસુને લાજરસના મરણની ખબર આપવાને બેથાનીઆમાંથી બીજો સંદેશો આવ્યો નહોતો.

[15]અને હું ત્યાં નહોતો, માટે તમારી ખાતર હર્ષ પામું છું, એટલા સારૂ કે તમે વિશ્વાસ કરો ; પણ ચાલો, આપણે તેની પાસે જઇએ.

અહીં ઇસુ પોતાનું ત્યાં જવાનું તેમ તે આટલો બધો મોડો જાય છે તેનું પણ કારણ આપે છે. ઇસુનું પોતાનું મૃત્યુ થોડાજ વખતમાં થવાનું હતું અને તે વખતે તેના શિષ્યોની ઘણી મોટી કસોટી થવાની હતી, એવે પ્રસંગે તેમનો વિશ્વાસ દૃઢ કરવાની જરૂર હતી અને તે ઇસુ પોતાના આ ચમત્કાર કે ચિન્હથી કરે છે, તેને તેમ કરવાની આ તક મળી તેથી તે હરખાય છે.

**તમે વિશ્વાસ કરો.** શિષ્યોમાં વિશ્વાસ તો હતોજ, પણ આ વિશ્વાસ પૂર્ણ કરવાની જરૂર હતી, કારણ કે જે પ્રસંગ અથવા કસોટી આવવાની હતી તેમાં પૂર્ણ વિશ્વાસનીજ જરૂર હતી. વળી વિશ્વાસ એ જીવંત વસ્તુ છે અને તે દિનપ્રતિદિન વધનોજ રહેવો જોઇએ. જે વિશ્વાસ વધતો જતો નથી તે વિશ્વાસજ નથી. લુથર યોગ્યજ કહે છે કે, "જે ખ્રીસ્તી છે તે ખ્રીસ્તી નથી." આનો અર્થ એ છે કે ખરેખરો ખ્રીસ્તી હમેશાં થતો રહે છે, નહિ કે તે થઇ ગયો, અને જાણે હવે વધારે થવાની જરૂર નથી. ઇસુએ શિષ્યોનો વિશ્વાસ દૃઢ કર્યો હતો એ તેના દુ:ખભોગના પ્રસંગે શિષ્યોના સંબંધમાં જે કંઇ બન્યું હતું તે યાદ કરતાં આપણને યોગ્યજ લાગે છે.

**પણ ચાલો, આપણે તેની પાસે જઇએ.** ઇસુ હવે વાતોમાં વધારે વખત નહિ ગુમાવતાં બેથાનીઆમાં અને તે પણ લાજરસની પાસે જવાનું કહે છે. ઇસુની દૃષ્ટિમાં તો લાજરસ ઉંઘી ગએલો હતો, તેથી જાણે કે તે હજી હયાત હોય તેમ તેની મુલાકાત કરવા જવાનું કહે છે.

[16]ત્યારે થોમા, જે દીદીમસ કહેવાય છે, તેણે પોતાના શિષ્ય-બંધુઓને કહ્યું કે, આપણે પણ જઇએ, અને તેની સાથે મરી જઇએ.

આ પદ ઉપરથી આપણને ખાતરી થાય છે કે શિષ્યો ઇસુ જાય તે માટે રાજી નહોતા એનું કારણ એ હતું કે તેમના મનમાં ચોક્કસ એમ હતું કે તેને યહુદીઓ મારી નાખ્યા વગર રહેશે નહિ. થોમા પણ એવુંજ ધારતો હતો, તોપણ હિમ્મત ધરીને એવું બોલવા જાય છે કે આપણે બધા ઇસુ પર પ્રીતિ રાખીએ છીએ, માટે તે જ્યાં કહીં જાય ત્યાં આપણે પણ જઇએ, પછી ગમે તે થાય.

**જે દીદીમસ કહેવાય છે.** થોમા શબ્દ હેબ્રી છે, અને ગ્રીકમાં તેને દીદીમસ કહે છે. થોમા એટલે જોડભાઇ. આ સુવાર્તિક થોમાની ઓળખાણ બીજી જગાએ પણ આ રીતેજ આપે છે ( ૨૦; ૨૪ : ૨૧; ૨ ). આ પ્રેરિતના સંબંધમાં કહેવાય છે કે તે ઇરાનમાં થઇને હિન્દુસ્તાનમાં આવ્યો હતો, અને તેણેજ દક્ષિણ હિન્દુસ્તાનમાં જે મોટી ખ્રીસ્તી મંડળી સિરિયન ચર્ચને નામે ઓળખાય છે તેની સ્થાપના કરી હતી. આ બાબતને લગતું ચોક્કસ પ્રમાણ નથી. બીજી સુવાર્તાઓમાં થોમાનું કેવળ નામ આવે છે, પણ આ સુવાર્તામાં તો તેનાં ગુણલક્ષણ પણ દર્શાવેલાં છે ( જુઓ ૧૪; ૫ : ૨૦; ૨૫, ઇત્ય. )

૨. બેથાનીઆમાં જે બન્યું તે (૧૭-૩૨).

[૧૭] હવે જ્યારે ઇસુ [ત્યાં] આવ્યો ત્યારે તેને માલમ પડયું કે, તેને કબરમાં મૂક્યાને ચાર દહાડા થઈ ગયા છે.

ઇસુને જ્યાં તે હતો ત્યાંથી બેથાનીઆ આવતાં લગભગ એક આખો દિવસ લાગ્યો હતો. આ ઉપરાંત તેને લાજરસના મંદવાડની ખબર મળ્યા પછી તે બે દિવસ ત્યાંજ રહ્યો હતો. આથી આપણને એમ માલમ પડે છે કે જે દિવસે ઇસુને ખબર મળી તે દિવસેજ લાજરસ ગુજરી ગયો હતો.

[૧૮] હવે બેથાનીઆ યરૂશાલેમની નજીક, એટલે ગાઉએકને છેટે હતું.

આ પદ તેમ નીચેના પદમાંની હકીકત આ સ્થળ વગેરેનું ચિત્ર આબેહુબ આપે છે એ ધ્યાનમાં લેવાનું છે.

**હતું.** અહીં ભૂતકાળ વાપરવામાં આવ્યો છે એથી એમ અનુમાન કરવામાં આવે છે કે જ્યારે આ સુવાર્તા લખવામાં આવી ત્યારે આ જગાનો યરૂશાલેમની સાથે નાશ થઇ ગયો હતો, કારણ કે નવા કરારમાં જુદી જુદી જગાઓના સંબંધમાં ભૂતકાળ ભાગ્યેજ વાપરવામાં આવે છે. વળી આ સુવાર્તામાં પણ જે જગાઓને યરૂશાલેમની સાથે નાશ થયો હતો તેમને માટે ભૂતકાળ વાપરવામાં આવે છે ( જુઓ ૧૮; ૧ : ૧૯; ૪૧ ).

[૧૯] મારથા તથા મરિયમની પાસે તેમને તેઓના ભાઈ સંબંધી દિલાસો દેવા સારૂ ઘણાએક યહુદીઓ આવ્યા હતા.

આ બન્ને બહેનો પાસે ઘણા યહુદીઓ આવ્યા હતા તેનું એક કારણ એ હતું કે બેથાનીઆ યરૂશાલેમ પાસે હતું, અને બીજું કારણ એ પણ હતું કે તેમની આબરૂ લોકોમાં ઘણી સારી હતી.

**દિલાસો દેવા સારૂ.** દિલાસો દેવાનો રિવાજ સહુ લોકોમાં છે તેમ યહુદીઓમાં પણ હતો અને અત્યારે પણ છે. જુના કરારમાં આવી રીતે દિલાસો આપવા જવાની વાત ઘણી વખત કરવામાં આવી છે (જુઓ ૧ શમૂ. ૩૧; ૧૪. ૧ કાળ. ૧૦; ૧૨. અયુબ ૨; ૧૩). યહુદીઓમાં એવો રિવાજ હતો કે મરણ પછી સાત દિવસ સુધી મિત્રો દિલાસો આપવાને ઘેર જતા હતા.

[૨૦] ઇસુ આવ્યો છે, એ સાંભળીને મારથા તેને મળવા ગઈ; પણ મરિયમ ઘરમાં બેઠી રહી.

ઇસુ યહુદાહમાં બહુ સારી રીતે પ્રસિદ્ધ થયો હતો અને તેથી તેના આવવાની ખબર લોકોમાં એકદમ સ્વાભાવિક રીતે ફેલાઇ ગઇ. આ વાત મારથાને પણ માલમ પડી. અને તે સાંભળી તે ઉઠીને ઇસુને સામી લેવા ગઇ. આ બન્ને બહેનોનાં જે જુદાં જુદાં લક્ષણો અહીં જણાવવામાં આવ્યાં છે તેજ આપણુને લુકની સુવાર્તામાં પણ દેખાય છે (જુઓ લુક ૧૦; ૩૮).

**ઇસુ આવ્યો છે.** જ્યાં સુધી આશા હતી એટલે લાજરસ મરી ગયો નહોતો ત્યાં સુધી ઇસુની રાહ જોવામાં આવતી હતી, એટલુંજ નહિ પણ આશા રાખવાની જરૂર નહોતી એટલે લાજરસ મરી ગયો હતો, તોપણ ઇસુની રાહ જોવાનું ચાલુજ હતું.

[૨૧] ત્યારે મારથાએ ઇસુને કહ્યું કે, પ્રભુ, જો તું અહીં હોત, તો મારો ભાઈ મરત નહિ.

આ વચન મારથાનું છે, પણ તેની સાથે જે વિશ્વાસ હતો તે બન્ને બહેનોને હતો, કારણ કે મરિયમ ૩૨મા પદમાં ઇસુને એજ શબ્દો કહે છે. આ વચનમાં ઇસુ તરત નહિ આવ્યો એ માટે તેઓ તેનો જરા પણ દોષ કાઢે છે એમ નથી: એ તો માત્ર તેમનો તેના પર રહેલો વિશ્વાસ અને પ્રેમ પ્રત્યક્ષ કરે છે. તેઓનો વિશ્વાસ જે હતો તે વધતો જાય માટે આ ચિન્હ કે ચમત્કાર કરી બતાવવામાં આવે છે.

[૨૨] અને હજુ પણ તું દેવ પાસે જે કંઈ માગશે, તે દેવ તને આપશે, એ હું જાણું છું.

પદ ૨૧ ને ૨૨ સાથે વાંચતાં આપણે જોઇ શકીએ છીએ કે ઇસુમાં કેટલું બધું પરાક્રમ હતું તે વિષે મારથાના મનમાં કેટલો બધો વિશ્વાસ હતો!

**માગશે.** મૂળમાં જે શબ્દ વાપરેલો છે તે ઘણું કરીને માણસ જે પ્રાર્થના કરે છે તેના સંબંધમાં વાપરવામાં આવે છે, અને તેનો અર્થ એવો થાય છે કે પોતાને માટે કંઇ માગવું. ઇસુ પોતે પોતાની પ્રાર્થનાના સંબંધમાં આ શબ્દ કદી વાપરતો નથી, તેમ સુવાર્તિકો પણ તેના સંબંધમાં તે શબ્દનો ઉપયોગ કરતા નથી. મારથા તેનો ઉપયોગ કરે છે તેથી જણાઇ આવે છે કે ઇસુ અને તેના બાપ વચ્ચે જે કાર્યની એકતા હતી તે તે બરાબર સમજી શકી નહોતી.

**હજુ પણ.** મરણથી બધી આશા વગેરે રદ ગઇ ત્યારે પણ. વિશ્વાસની પહોંચ કેટલી લાંબી છે. ચોથા પદમાં ઇસુએ કહેલી જે વાત આવે છે તે જાણે મારથાના સાંભળવામાં આવી હોય, અને તે વિષે તે ઇસારો કરતી હોય, એમ લાગે છે.

[૨૩]ઇસુ તેને કહે છે કે, તારો ભાઈ પાછો ઉઠશે.

મારથાનો વિશ્વાસ ઘણો હતો પણ તે પૂર્ણ તો નહોતોજ, તેમ વળી તેને ઇસુના દિવ્ય સામર્થ્યનું પુરૂં જ્ઞાન નહોતું. આથી ઇસુનો જવાબ પણ તેના વિશ્વાસ પ્રમાણેજ આપવામાં આવ્યો છે. તેણે ઇસુને જે કાંઇ કહ્યું હતું તે બિલકુલ શંકારહિત નહોતું, અને તેથી તેને ઇસુ માત્ર એક વાતની ખાતરી આપે છે અને તે એ છે કે લાજરસ પાછો ઉઠશે.

[૨૪]મારથા તેને કહે છે કે, છેલ્લે દહાડે પુનરૂત્થાનમાં પાછો ઉઠશે એ હું જાણું છું.

મારથામાં તેનો ભાઇ પુનરૂત્થાનમાં પાછો ઉઠશે એવો જે વિશ્વાસ હતો તે તેના ઇસુ પરના વિશ્વાસને લઇને હતો, કારણ કે જુના કરારમાં એ વિષે થોડીજ વાત લખેલી છે અને યહુદીઓમાં આ વાતના સંબંધમાં ઘણો મતભેદ હતો. સાદુકીઓ પુનરૂત્થાનની વાત માનતાજ નહોતા અને ફરોશીઓને એ મતનું સમર્થન જુના કરાર બહારની વાતોથી કરવું પડતું હતું (જુઓ માર્ક ૧૨; ૧૮. પ્રેરિતોનાં કૃત્યો ૨૩; ૮).

**છેલ્લે દહાડે.** જુઓ ૬: ૩૯ની ટીકા.

[૨૫]ઇસુએ તેને કહ્યું કે, પુનરૂત્થાન તથા જીવન હું છું; જે મારા પર વિશ્વાસ કરે છે તે જો કે મરી જાય તો પણ જીવતો થશે.

અહીં ઇસુ પુનરૂત્થાન અને પોતા વચ્ચેનો સંબંધ વધારે સ્પષ્ટ કરે છે. તે કહે છે કે, પુનરૂત્થાન એ કંઇ ભવિષ્યની વસ્તુ નથી, પણ વર્તમાનકાળની

અથવા શાશ્વતકાળનીજ વસ્તુ છે, અથવા એજ જીવન છે અને એ જીવન તે પોતે છે (સરખાવો ૧૪; ૬. કોલો. ૩; ૪). અહીં પુનરૂત્થાનને એક રીતે જીવનના અંશરૂપેજ ગણવામાં આવ્યું છે અને તે યોગ્યજ છે. ખરી રીતે જોતાં પુનરૂત્થાન એ અખંડ જીવનનો ભાગ છે અને આ અખંડ જીવન ઇસુ પોતે છે. માણુસો તેના પર વિશ્વાસ રાખી તેની સાથે આત્મિક એકતા પામે છે અને તે વતીજ તેઓ પુનરૂત્થાન પામે છે. જેમનામાં આ આત્મિક જીવન આવ્યું હોય, અથવા ઇસુ સાથેની આત્મિક એકતા થઇ હોય તે ખરી રીતે મરતોજ નથી, અથવા મરી ગયો છે એમ ઘડીભર કોઇ માને તો પણ તે જીવતોજ છે. ઇસુએ અત્યાર સુધીમાં પોતાના સંબંધમાં આટલું બધું ઉંચું સત્ય કોઇને જણાવ્યું નહોતું, અને એ સત્યને તે અહીં લાજરસને ઉઠાડવાના કાર્યરૂપ ચિન્હ બતાવીને સિદ્ધ કરી આપે છે.

[૨૬] અને જે કોઈ જીવે છે, અને મારા પર વિશ્વાસ રાખે છે, તે કદી મરશે નહિજ; તું શું એવો વિશ્વાસ રાખે છે?

**તે કદી મરશે નહિજ.** આ લોકોને ખરૂં મૃત્યુ અડી શકતું નથી, તેમ તેમના આત્મિક જીવનમાં કોઇ પણ જાતની ત્રુટ આવતી નથી. એ તો અખંડજ રહે છે. પોતાના સંબંધમાં આટલું કહી ઇસુ તેને પૂછે છે કે, શું તું આ વાત માને છે?

[૨૭] તે તેને કહે છે કે, હા, પ્રભુ, મેં વિશ્વાસ રાખ્યો છે કે તું દેવનો દીકરો ખ્રીસ્ત, જે જગતમાં આવનાર છે, તેજ છે.

માર્થા પોતાના આ ઉત્તરથી ઇસુએ પોતાના સંબંધમાં જે કાંઇ કહ્યું હતું તે બધું સ્વીકારે છે, અને તે એમ કહેતી દેખાય છે કે, પ્રભુ, હું ક્યારનીયે માનતી આવી છું કે તું મસીહ પોતે છે. એટલે માર્થા એવું કહેવા માગે છે કે મસીહ જેના વિષે પ્રબોધકો પ્રબોધ કરતા આવ્યા છે અને દેવનો દીકરો જે પરમેશ્વર તથા પતિત માણસજાત વચ્ચેનો તુટેલો સંબંધ ફરીથી જોડવા સમર્થ છે અને જેના આવવાની અપેક્ષા માણુસો રાખતા આવ્યા છે તે તુંજ છે.

**જે જગતમાં આવનાર** (જુઓ ૬; ૧૪. માત્થી ૧૧; ૩. લુક ૭; ૧૯). આ મસીહની ત્રીજી સંજ્ઞા તરીકે અહીં મૂકવામાં આવેલ નથી, પણ જે દેવના દીકરા અને ખ્રીસ્ત વિષે કહેવામાં આવ્યું તેના વિશેષણ તરીકે મુકવામાં આવેલ છે.

[૨૮] એમ કહીને તે ચાલી ગઇ, અને પોતાની બહેન મરિયમને છાની રીતે બોલાવીને કહ્યું કે, ગુરૂ આવ્યો છે, અને તને બોલાવે છે.

આટલી વાતચીત થયા પછી કંઇ વિશેષ વાત થઇ હોય અને ઇસુએ મારથાને મરિયમને તેડી આવવાનું કહ્યું હોય એ સંભવિત છે. મારથા મરિયમને બોલાવીને છાની રીતે કહે છે એવું કારણ એ છે કે તેને ત્યાં ઘણા યહુદીઓ આવ્યા હતા અને તેઓ ઇસુ ઉપર દ્વેષ રાખતા હતા એ સહુ કોઇ જાણતું હતું. ઇસુ આવ્યો છે એ વાતની તેમને ખબર પડતાંજ કાંઇક કોલાહલ થવાનોજ હતો, અને આ બન્ને બહેનો અત્યારે શોકમાં હોવાથી તેમને તે ગમે નહિ તેમ તેઓ ઇસુને કોઈ રીતે ઇજા પામેલો જોવા ઇચ્છે નહિ એ સ્વાભાવિક છે.

[29] એ સાંભળીને તે જલદીથી ઉઠીને તેને પાસે ગઇ. [30] (ઇસુ તો હજી ગામમાં આવ્યો નહોતો, પણ જ્યાં મારથા તેને મળી હતી તે જગાએ હતો).

ઇસુના ચરણ આગળ બેસીને તેનું સાંભળવું મરિયમને બહુ ગમતું હતું તેથી તે ઇસુનું આમંત્રણ સાંભળતાંજ ઉઠી અને તેની પાસે જવા નીકળી. ઇસુ ગામમાં આવ્યો નહોતો એનું કારણ એ હશે કે તેને એ બહેનો સાથે શાંતપણે વાત કરવાનો પ્રસંગ મળે.

[31] ત્યારે જે યહુદીઓ તેની સાથે ઘરમાં હતા અને તેને દિલાસો આપતા હતા, તેઓએ જોયું કે મરિયમ જલદી ઉઠીને બહાર ગઈ, ત્યારે તે કબર આગળ વિલાપ કરવાને જાય છે, એવું ધારીને તેઓ તેની પાછળ ગયા.

**વિલાપ કરવાને.** આ પદમાં તેમ ૩૩મા પદમાં જે શબ્દ વપરાયો છે તેનો અર્થ પોક મૂકીને મોટેથી રડવું થાય છે.

૩૫મા પદમાં જુદો શબ્દ વાપરવામાં આવ્યો છે.

[32] માટે જ્યાં ઇસુ હતો ત્યાં મરિયમે આવીને તેને જોયો, ત્યારે તેણે તેને પગે લાગીને તેને કહ્યું કે, પ્રભુ, જો તું અહીં હોત, તો મારો ભાઈ મરત નહિ.

મરિયમ ઇસુને પગે પડે છે પણ મારથાના સંબંધમાં એવું કંઈ કહેવામાં આવ્યું નથી (પદ ૨૧); આ કાર્ય પણ તેમની વચ્ચેનો ભેદ બતાવે છે. વળી તે રડે છે (પદ ૩૩). આ બધું બતાવે છે કે તેનો સ્વભાવ વધારે પ્રેમાળ અને વિનયશીલ હતો, તેમ તેની ભક્તિ પણ ગાઢ હતી. મરિયમ મારથાના બોલેલા શબ્દોજ બોલે છે અને તેથી એમ ચોક્કસ માલમ પડે છે કે એ બે બહેનોએ વારંવાર એ વચન પરસ્પર કહ્યું હશે. કદાચિત પહેલાં મરિયમેજ એ વચનનો ઉપયોગ કર્યો હશે. આટલું કહી તે રડી પડે છે એવું આપણને નીચેના પદ ઉપરથી દેખાય છે.

૩. ચિહ્ન ૩૩–૪૭.

[૩૩] ત્યારે તેને રડતી જોઈને, તથા જે યહુદીઓ તેની સાથે આવ્યા હતા તેઓને પણ રડતા જોઈને, ઇસુએ મનમાં નિસાસો મૂક્યો, ને પોતે વ્યાકુળ થયો.

**ઇસુએ મનમાં નિસાસો મૂક્યો.** તેમાં માત્ર દુ:ખનીજ લાગણી બતાવવામાં આવી નથી પણ સાથે એક પ્રકારના ક્રોધની કે નાખુશીની લાગણી પણ દર્શાવવામાં આવી છે. આ અર્થ બે ત્રણ રીતે કરવામાં આવે છે, અને તે આ પ્રમાણે છે. (૧) તેનામાં દુ:ખની લાગણી ઉત્પન્ન થાય છે અને જોર કરે છે અને તેથી નારાજ થઇ તેને તે દબાવવાની કોશીશ કરે છે. ઇસુ વિષે આપણે જે કાંઇ જાણીએ છીએ તેથી આ અર્થ ખોટો ઠરે છે. તે તેના મનુષ્યત્વથી અથવા મનુષ્યને યોગ્ય એવી લાગણીઓ વગેરેથી કોઇ પણ વખત દૂર રહેવા ખુશી નહોતો, પણ માત્ર પાપથીજ દૂર રહેવા ઇચ્છતો હતો. (૨) કોઇ એમ કહે છે કે તે યહુદીઓના રડવાનો ઢોંગ જોઇ નાખુશ થયો હતો. આ અનુમાન માટે પણ કાંઇ ખાસ પ્રમાણ નથી. (૩) કોઇ એમ કહે છે કે મૃત્યુએ લાજરસ ઉપર જે જય પ્રાપ્ત કર્યો હતો તેથી તે તેના પ્રત્યે ક્રોધે ભરાયો હતો. (૪) ગોદે નામનો ફ્રેંચ ટીકાકાર જેણે આ સુવાર્તા ઉપર ઘણીજ સારી ટીકા લખી છે તે કહે છે કે જે જાતની લાગણી અહીં જણાવવામાં આવી છે તેજ ૧૩; ૨૧માં પણ જણાવવામાં આવી છે અને તેથી એ બન્નેની સરખામણી કરતાં આનો અર્થ વધારે સ્પષ્ટ થાય છે. ત્યાં તે તેનો શિષ્ય યહુદા જે વિશ્વાસઘાત કરવા તૈયાર થાય છે તે જોઇને પોતાના મનમાં બહુ અકળાય છે. અહીં પણ તેજ પ્રમાણે પોતાના લાજરસને ઉઠાડવાના કાર્યથી તેના વિરોધીઓમાં જે દ્વેષ ભરાવાનો અને વધવાનો છે અને જેને લઇને તેઓ તેનો પ્રાણ લેવાના છે તે જોઇને તે પોતાના મનમાં અકળાય છે.

આ બધા અર્થ અનુમાનથી કરવામાં આવ્યા છે અને તેમાં જેને જે યોગ્ય લાગે તે લઇ શકે છે. પહેલો અર્થ કરતાં આ વચનનું ભાષાંતર "તેણે પોતાના આત્માને વાર્યો" એવું કંઇક થાય છે, અને બીજા ત્રણ અર્થ લેતાં "તે પોતાના આત્મામાં અકળાયો" એવું કંઇક થાય છે.

**વ્યાકુળ થયો.** તેનામાં જે લાગણી થઈ હતી તે તેણે ધ્રુજારીથી કે બીજી કોઈ પણ રીતિએ પ્રગટ થવા દીધી.

[૩૪] તેણે પૂછ્યું કે, તમે તેને ક્યાં મૂક્યો છે? તેઓ તેને કહે છે કે, પ્રભુ, આવીને જો.

ઇસુ પોતાનાં વ્હાલાંઓનું દુ:ખ જોઇ બહુ દુ:ખિત થાય છે, અને તે જોવાનું સહન કરી શકતો નથી અને તેથી તે એકદમ લાજરસની કબર

આગળ જવા ઇચ્છે છે. ઇસુ અહીં કબર શબ્દનો ઉપયોગ કરતો નથી તેમ તેને ક્યાં દાટયો છે એમ કહેતો નથી એ ધ્યાનમાં લેવું જોઇએ. "લાજરસ ઉંઘે છે" એવું જે તેણે કહ્યું હતું તે પ્રમાણેજ તે પોતાનું વર્તન રાખે છે.

[૩૫] ઇસુ રડયો.

રડવા માટે મૂળમાં જે શબ્દ અહીં વાપરવામાં આવ્યો છે તે આખા નવા કરારમાં આ એકજ સ્થળે છે. "તેણે અશ્રુ પાડ્યાં" એવો તેનો અર્થ થાય છે. લુક ૧૯; ૪૧માં ઇસુ રડયો એવું કહેવામાં આવ્યું છે, પણ ત્યાં તેમાં વિલાપનો ભાવ છે અને તેથી ત્યાં શબ્દ પણ જુદોજ વાપરવામાં આવ્યો છે. આ સુવાર્તામાં ઇસુનું સંપૂર્ણ મનુષ્યત્વ જેમ અહીં તેમ બીજે ઘણે ઠેકાણે દર્શાવવામાં આવ્યું છે (જુઓ તેની તરસ વિષે ૪; ૭: ૧૯; ૨૮: થાક લાગવા વિષે ૪; ૬: પ્રેમ રાખવા વિષે ૨૦; ૨). બીજી સુવાર્તાઓમાં તેની ભૂખ (માત્થી ૪; ૨), તેનો આનંદ (લુક ૧૦; ૨૧), તેની દિલગીરી (માર્ક ૩; ૫ માત્થી ૨૬; ૩૮), તેનો ક્રોધ (માર્ક ૩; ૫) આવે છે.

[૩૬] [એ જોઈને] યહુદીઓએ કહ્યું કે, જુઓ, તે તેના પર કેટલો બધો પ્રેમ રાખતો હતો!

વાક્યમાંનાં બન્ને ક્રિયાપદ ચાલુ ભૂતકાળમાં વાપરેલાં છે, તેથી એવો અર્થ થાય છે કે, જુઓ, તે લાજરસ પર કેટલો બધો પ્રેમ રાખતો હતો, એવું યહુદીઓ એક પછી એક કહેતા હતા.

[૩૭] પણ તેઓમાંના કેટલાએકે કહ્યું કે, જેણે આંધળાની આંખો ઉઘાડી, તેનામાં શું આ માણુસ ન મરે એવું પણ કરવાની શક્તિ ન હતી?

કેટલાક ટીકાકાર કહે છે કે આ વચન કટાક્ષરૂપે બોલવામાં આવ્યું હતું, પણ તેમ માનવાને કાંઈ ખાસ કારણ નથી. ઉપલા પદમાં જેમની વાત કરવામાં આવી છે તેમનામાંજ કેટલાક એવા લોક હોઇ શકે છે કે જેમને સ્વાભાવિક રીતે એમ લાગ્યું હોય કે આ માણુસ જેના પર તેને આટલો બધો પ્યાર હતો તેને તે મરતો બચાવી શક્યો નહિ તેનું કારણ એ હોય કે, જો કે આંધળાની આંખ તે ઉઘાડી શક્યો હતો ખરો, છતાં મરેલાને જીવંત કરવાને તેને શક્તિ નહિ હોય. ગાલીલમાં ઇસુએ મુએલા માણુસને ઉઠાડવાના જે ચમત્કાર કર્યા હતા તે યરૂશાલેમમાં બધા લોકોના જાણવામાં આવ્યા ન હોય એ સંભવિત છે.

[૩૮] તેથી ઇસુ ફરીથી નિસાસો મૂકીને કબર આગળ આવ્યો. તે તો ગુફા હતી, અને તેના પર એક પત્થર મૂકેલો હતો.

**નિસાસો મૂકીને.** ૩૩મા પદમાં જે શબ્દ વાપરવામાં આવ્યો છે તેજ અહીં છે. ૩૭મા પદમાં જે કહેવામાં આવ્યું છે તે ઇસુની મશ્કરીના રૂપમાં અથવા શંકાના રૂપમાં હતું અને એ બેમાંના કોઇ પણ કારણથી ઇસુને અકળામણ થાય એ સ્વાભાવિક છે. તેણે આગળ ઉપર ગાલીલના લોકોને કહ્યું હતું કે જ્યાં સુધી તમે ચમત્કારો નહિ જુઓ, ત્યાં સુધી તમે માનવાના નથી (૪; ૪૮), અને તેજ પ્રમાણે તેને અહીં પણ આ લોકોનો અવિશ્વાસ જોઇ અકળામણ થાય છે, અથવા કબર આગળ આવવાથી તેને મૃત્યુએ જે કેર કર્યો હતો તે જોઇ આમ થયું હોય એ પણ સંભવિત છે. આ વખતે આ લાગણી આગળના જેવી તીવ્ર નહોતી.

**ગુફા.** આ જાતની કબરો પર્વત કે ટેકરીઓમાં કોતરી કાઢેલી હતી અને તે ઉપર પત્થરનું ઢાંકણુ ઢાંકવામાં આવતું હતું. આવી જાતની કબરો સારી સ્થિતિના લોકોજ વાપરી અથવા તૈયાર કરાવી શકતા.

[૩૯] ઇસુ કહે છે કે, પત્થરને ખસેડો. મરનારની બેન મારથા તેને કહે છે કે, પ્રભુ, હવે તો તે ગંધાતો હશે; કેમકે આજ તેને ચાર દહાડા થયા.

મારથા અને મરિયમ એ બન્નેએ લાજરસના ઉઠવાની આશા છોડી દીધી હતી અથવા તેમના મનમાં એ જાતની આશા ઉત્પન્ન થઇજ નહોતી. વધારેમાં વધારે તેઓ એટલીજ આશા રાખતાં હતાં કે જો ઇસુ લાજરસના મૃત્યુ પહેલાં આવ્યો હોત તો તેને તે મરવા દેત નહિ, પણ આ બન્ને બેનોમાં મરિયમનો વિશ્વાસ વધારે ઉંડો હતો અને તેથી ઇસુ જે કાંઈ કરતો હતો તેમાં તે આડે આવવા ઇચ્છતી નહોતી. મારથાનો વિશ્વાસ તેટલો ઉંડો નહોતો, વળી તે વ્યવહારકુશળ હતી અને તેથી તે ઇસુને આ પ્રમાણે કહે છે.

**મરનારની બેન.** મારથાની આ હકીકત અહીં કરવામાં આવી છે તેનું કારણ એ છે કે આ વખતે તેની બ્હેન તરીકેની લાગણીથીજ તે લાજરસનું મુડદું તેની આવી સ્થિતિમાં લોકોની નજરે ન ચઢે અને તેના હાલહવાલ ન થાય એ ઇચ્છતી હતી અને તેથીજ તે આવો વાંધો લે છે.

[૪૦] ઇસુ તેને કહે છે કે, જો તું વિશ્વાસ કરશે, તો તું દેવનો મહિમા જોશે, એવું મેં તને નથી કહ્યું?

૨૫ અને ૨૬મા પદમાં ઇસુનાં જે વચન છે તેનો આવોજ કંઇક અર્થ છે એ વાતની ઇસુ મારથાને ફરી યાદ દેવડાવે છે. વળી તેણે આગળ ઉપર પણ આ બન્ને બેનોને આવા પ્રકારનાં વચનો કહ્યાં હોય એ સંભવિત છે. વળી ચોથા પદમાંની વાત જેમાં તેણે દેવનો મહિમા પ્રગટ થવા વિષેનું વચન આપ્યું હતું તે સંદેશો લાવનારે મારથાને જણાવી હશે.

[૪૧] ત્યારે તેઓએ પત્થર ખસેડયો, અને ઈસુએ આંખો ઉંચી કરીને કહ્યું કે, હે બાપ, તેં મારૂં સાંભળ્યું છે, માટે હું તારો ઉપકાર માનું છું.

આ ઉપરથી આપણને માલૂમ પડે છે કે લાજરસને ઉઠાડવાની પ્રાર્થના ઇસુએ પોતાના મનમાં કરેલી હોવી જોઇએ, અને એ પ્રાર્થના દેવે માન્ય રાખી હતી તે માટે તે તેનો ઉપકાર માને છે. આ પ્રાર્થના કોઇ અનિશ્ચિત દાન માટે નહોતી. પણ તેમાં દેવપુત્ર દેવપિતાની ઇચ્છા શી છે તે જાણીને તેની ઈચ્છાને માથે ચઢાવે છે. દેવની ઇચ્છા એ હતી કે લાજરસ ઉઠે અને તે દ્વારા તેના પુત્રનો મહિમા પ્રગટ થાય અને તેને લઇને તેનો પોતાનો મહિમા પણ પ્રગટ થાય. આ ઇચ્છા તેણે પુત્રને જણાવી હતી અને પુત્રે એ આદેશ સ્વીકારી લીધો હતો. ઇસુની દરેક પ્રાર્થના આ જાતનીજ હતી ( સરખાવો ૧ યોહાન ૩ ; ૨૨ ).

[૪૨] અને તું નિત્ય મારૂં સાંભળે છે, એ હું જાણતો હતો; પણ જે લોક આસપાસ ઉભા રહેલા છે, તેઓ વિશ્વાસ કરે કે, તેં મને મોકલ્યો છે, માટે તેઓને લીધે મેં એ કહ્યું.

ઇસુ દેવનો આવી જાહેર રીતે ઉપકાર માને છે તેનું કારણ તેના પોતાના કહેવા પ્રમાણે એ છે કે લોકો માને કે તે જે કંઇ કરે છે તે દેવની સહાયતાથી અથવા તેના સહકારથી કરે છે. ઇસુની પ્રાર્થના સાંભળવામાં આવી માટે જે ઉપકાર અહીં માનવામાં આવ્યો છે તે તેની પાસે ઉભેલા લોકોને બતાવી આપે છે કે દેવે તેને પોતાના કાર્યને માટે મોકલ્યો છે. ઇસુ અહીં આવી રીતે ઉપકાર માને છે એ ખુલ્લી રીતે બતાવી આપે છે કે તેને પૂર્ણ ખાતરી હતી કે લાજરસે ઉઠવુંજ જોઇએ. જે કાર્ય હજી થયું નહોતું તે જરૂર થશેજ એવી ઇસુને પૂર્ણ ખાતરી હતી, તે એવું બતાવી આપે છે કે ઇસુ માત્ર દેવપિતાનો સંદેશીઓ હતો કેવળ એમ નહિ, પણ તેને દેવપિતાની સાથે અખંડ તથા ગાઢ સંબંધ હતો.

[૪૩] એમ બોલ્યા પછી તેણે ઉંચે સ્વરે પોકાર્યું કે, લાજરસ, બહાર આવ.

**ઉંચે સ્વરે પોકાર્યું.** અહીં જે શબ્દ મૂળમાં છે તે ઇસુના સંબંધમાં આખા નવા કરારમાં આ એકજ સ્થળે વાપરવામાં આવ્યો છે. ઇસુ આવી રીતે હાંક મારે છે એ માટે કે બધા લોકો બરાબર સાંભળે.

[૪૪] ત્યારે જે મરી ગએલો હતો તે કફનથી હાથે ને પગે વિંટાળેલો બહાર આવ્યો, અને તેના મોં પર રૂમાલ બાંધેલો હતો. ઈસુએ તેઓને કહ્યું, એનાં બંધન છોડી નાખો, અને તેને જવા દો.

લાજરસ હાથે પગે બાંધેલો હતો, છતાં કેવી રીતે બહાર આવ્યો એ સમજવામાં કેટલાકને મુશ્કેલી લાગી છે. ઇસુ આટલું કરી શક્યો હતો તો પછી આટલું વધારે કરવામાં એટલે બાંધેલા માણસને ચાલતો કરવામાં તેને કશી મુશ્કેલી નડે તેમ નહોતી એ સહેલાઇથી સમજી શકાય તેવું છે. વળી કોઇ કોઇનું એવું કહેવું છે કે યહુદીઓમાં મિસરી લોકોની માફક જુદાં જુદાં અંગો છુટાં બાંધવામાં આવતાં હતાં.

**એનાં બંધન છોડી નાખો, અને તેને જવા દો.** આ સાદી આજ્ઞા આપીને ઈસુ લોકોનાં મન જે આ ચમત્કારથી આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયાં હતાં તેમને બીજી દિશામાં વાળી સ્વસ્થ અને શાંત કરતો દેખાય છે. સ્વાભાવિક રીતે આવી જાતના બીજા ચમત્કારોમાં પણ તે તેજ પ્રમાણે કરે છે (જુઓ લુક ૭; ૧૫ : ૮; ૫૫).

સદરહુ બિનાનું જે ચિત્ર આપવામાં આવ્યું છે તે આબેહુબ લાગે છે અને આ સુવાર્તાનો લેખક જાતે તે વખતે હાજર હતો એવું માનવાજોગ છે.

૪૫–૫૭ આ ચિન્હનાં તાત્કાલિક પરિણામ.

[૪૫] આથી જે યહુદીઓ મરિયમની પાસે આવ્યા હતા, અને તેણે જે કર્યું તે જોયું હતું, તેઓમાંના ઘણાએ તેના પર વિશ્વાસ કર્યો.

આ ચમત્કાર એવો હતો કે તે જોઇને સારા માણસોમાં ઇસુ પર વિશ્વાસ ઉપજ્યા વગર રહેજ નહિ, અને તેજ પ્રમાણે અહીં પણ થાય છે. આ સાથે બીજું પરિણામ એ થાય છે કે ભુંડા માણસોની ભુંડાઇ પણ તેથી વધે છે અને તેમનો ઇસુ પ્રત્યેનો દ્વેષ વધે છે. ઇસુના પ્રત્યેક ચમત્કારનું આ બે જાતનું પરિણામ આવ્યું હતું, અને તેની તરફેણના માણસો અને તેના વિરોધીઓ ધીમે ધીમે વધતા જતા હતા તેમ એક બીજાથી છુટા પડતા જતા હતા.

[૪૬] પણ તેઓમાંના કેટલાએક ફરોશીઓની પાસે ગયા, અને ઈસુએ જે કામ કર્યાં હતાં, તે તેઓને કહી સંભળાવ્યાં.

અમુક માણસો જ્યારે ઇસુ ઉપર વિશ્વાસ કરે છે ત્યારે બીજા તેના ઉપર શંકાની નજરે જુએ છે. આ બીજા વર્ગના લોકોમાં કેટલાએક એવા પણ હોઇ શકે કે જેમના મનમાં ઇસુ વિષે માત્ર શંકા નહોતી, પણ સાથે સાથે દ્વેષ પણ હતો. આ બધા લોકો પોતાના મનની શંકાનું નિવારણ કરવા માટે અથવા ચાડી કરવા માટે પોતાના ધર્માચાર્યો પાસે જાય છે.

[૪૭] એ માટે મુખ્ય યાજકોએ તથા ફરોશીઓએ સભા બોલાવીને કહ્યું કે, આપણે શું કરીએ? કેમકે એ માણસ તો ઘણા ચમત્કારો કરે છે.

ઇસુના આ કાર્યથી તેના શત્રુઓ વિશેષ ચોંકી ગયા અને તેમણે એકદમ કંઇ ચોક્કસ ઉપાય લેવાનો નિશ્ચય કર્યો. અત્યાર સુધીમાં જે કંઇ થયું હતું તેથી તેમને ઘણોજ ભય ઉત્પન્ન થયો હતો અને આ કાર્યથી તેમાં ઘણો વધારો થયો હતો. યહુદીઓના ધર્મગુરૂઓને એમ પક્કી ખાતરી થઇ કે જો ઇસુને કોઇ પણ રીતે ખસેડવામાં નહિ આવે તો બધા લોકો તેના ઉપર વિશ્વાસ રાખશે અને અમારો પોતાનો અધિકાર નાશ પામશે.

**મુખ્ય યાજકો તથા ફરોશીઓ.** ઇસુના ચમત્કાર જોઇને તેના શત્રુઓમાંના એટલે યહુદીઓમાંના ઘણા તેના પર વિશ્વાસ કરવા લાગ્યા, ત્યારે યાજકો, કે જેઓ ઘણે ભાગે સાદુકીપંથના હતા તેઓ અને ફરોશીઓ, જેઓ ઘણી બાબતમાં પરસ્પર વિરૂદ્ધ હતા તેઓ હવે સંપીલા થઇને ઇસુને અટકાવવા ઉભા થાય છે.

**એ માણસ.** એટલે "આવો આ." આ શબ્દ વાપરી તેઓ ઇસુ પ્રત્યેનો પોતાનો તિરસ્કાર બતાવે છે ( જુઓ ૯ ; ૧૬ ).

**ઘણા ચમત્કારો કરે છે.** ઇસુના કટ્ટા શત્રુઓ જેઓ અગાઉ ઇસુના ચમત્કાર માન્ય રાખતા નહોતા તેઓ હવે ખુલ્લી રીતે કબુલ કરે છે કે તે ઘણા ચમત્કાર કરે છે, એ વાત ધ્યાનમાં લેવા જેવી છે. પરંતુ આ ચમત્કારો જે ચિહ્નરૂપ હતા તેમાં શો અર્થ સમાએલો છે તે જાણવા ચહાતા નથી, પણ તેનું કામ કેમ કરીને અટકે એટલુંજ શોધે છે.

[૪૮] જો આપણે તેને એમનોએમજ રહેવા દઇએ, તો સઘળા તેના પર વિશ્વાસ કરશે, અને રૂમીઓ આવીને આપણું ઠામઠેકાણું તથા પ્રજાપણું લઇ લેશે.

અહીં ઇસુનું કાર્ય શા માટે બંધ કરવું તેનું કારણ આપવામાં આવ્યું છે. પાપ ઘણી વખત પુણ્ય કે ધર્મનો જુઠો વેશ પહેરી મનુષ્યો આગળ આવે છે તેમ અહીં પણ થાય છે. આ લોકોને પોતાનો મહિમા વધારવો હતો અને તેને અંગે તેઓ એમ સમજતા હતા કે અમે પ્રજાના હિતેચ્છુ છીએ અને તેથી જે કોઇ તેમના ધારવા પ્રમાણે પ્રજાનું હિત બગાડવા ચાહે તેને દૂર કરવો એ તેઓ પોતાનું કર્તવ્ય સમજતા હતા. ઇસુના ચમત્કારો અને તેનાં પરિણામ જોઇ આ લોકોને એમ લાગ્યું હતું કે લોકોનો મોટો સમુદાય ઇસુને મસીહ તરીકે સ્વીકારશે અને ઇસુ તેમનો નેતા થઇ રૂમીઓ સામે લડશે અને તેના પરિણામે તેમની રાષ્ટ્રિય અધોગતિ વિશેષ થશે.

**આપણું ઠામઠેકાણું તથા પ્રજાપણું.** "આપણું" શબ્દ ઉપર મૂળમાં ભાર છે અને તેથી એમ જણાય છે કે આ લોકો ખરી રીતે પોતાનોજ વિચાર કરતા હતા, અને નહિ કે આખી યહુદી કોમનો. "ઠામઠેકાણું" કોઇ ટીકાકાર

કહે છે કે આ શબ્દ યરૂશાલેમને માટે છે અને બીજા કહે છે કે એ યરૂશાલેમના મંદિર માટે છે. વળી કોઈ એમ પણ કહે છે કે એ આખા યહુદાહ દેશને માટે મૂકવામાં આવ્યો છે. કદાચિત પહેલો અર્થ વધારે યોગ્ય છે. "પ્રજાપણું" એટલે યહુદીઓના જે રાજકીય સામાજિક વગેરે અધિકાર તેઓ રૂમના સામ્રાજ્ય નીચે ભોગવતા હતા તે.

[૪૯] પણ તેઓમાંનો એક કાયાફાસ નામે તે વરસે પ્રમુખ યાજક હતો, તેણે તેઓને કહ્યું કે, તમે કંઈજ જાણતા નથી, [૫૦] અને સમજતા નથી કે લોકની વતી એક માણસ મરે, ને આખી પ્રજા નાશ ન પામે, એ તમારે સારૂ લાભકારક છે.

આ સભા જે મળેલી હતી તેનું પ્રમુખપદ તે વખતનો પ્રમુખયાજકજ લે છે, તે જે કહે છે તે આ સભાની આગળ ઉભા થએલા પ્રશ્નનું એકદમ નિરાકરણ કરે છે અને તે નિરાકરણ આ સભામાં હાજર થએલાના દૃષ્ટિબિંદુની સાથે મળતું આવે છે. આ માણસના કહેવા પ્રમાણે ઇસુને મારી નાખવો એ આખી પ્રજાને માટે લાભકારક છે, આ વાતનો આવો સહેલો અને સરલ ફડચો આ સભા તરત સ્વીકારી લે છે એમાં કંઇ નવાઈ પામવા જેવું નથી.

**કાયાફાસ.** આ પ્રમુખયાજકનું ઉપનામ હતું, અને તેનું નામ યુસફ હતું: (જુઓ માત્થી ૨૬ ; ૩). પ્રમુખયાજકની ગાદી આગળ ઉપર વંશપરંપરા ઉતરતી હતી, પણ તે રિવાજ થોડા વખત પહેલાં બંધ થયો હતો. કાયાફાસે ઇ. સ. ૧૮ થી ૩૬ સુધી આ પદવી ભોગવી હતી. આન્નાસને ગાદી ઉપરથી ઉઠાડી મૂકવામાં આવ્યો હતો તોપણ તે ગાદીપતિ છે એવું અમુક અંશે માનવામાં આવતું હતું; (જુઓ ૧૮; ૧૩. લુક ૩ ; ૨. પ્રેરિતોનાં કૃત્યો ૪ ; ૬). સભાનું અધ્યક્ષ-સ્થાન ઘણું કરીને તે લેતો હતો (જુઓ પ્રે. કૃ. ૫; ૨૧, ૨૭ : ૭; ૧ : ૯ ; ૧, ૨ વિગેરે).

**તે વરસે.** આ ઉપરથી એમ માનવાનું નથી કે પ્રમુખયાજક દર વર્ષે બદ-લાતો હતો. આનો અર્થ "આ વખતે" અથવા "આ અતિ અગત્યના વર્ષે" એમ થાય છે.

**તમે કંઇજ જાણતા નથી.** આ માણસ પોતે બીજાથી ઘણોજ ડાહ્યો છે એમ સમજીનેજ આ વચન બોલે છે, અને ખરી રીતે હતું પણ તેમજ. દુનિયાના ડહાપણમાં તે તેમનાથી ઘણો ચઢે તેવો હતો એ આપણને સારી રીતે દેખાય છે. બીજા લોકો શું કરવું અને શું ન કરવું તેનો વિચાર કરી રહ્યા હતા ત્યારે આ માણસ એકદમ ટુંકોટચ માર્ગ બતાવે છે અને બધાને પોતાના મતના કરે છે.

[51] (આ તેણે પોતાના તરફથી કહ્યું ન હતું, પણ તે વરસમાં તે પ્રમુખ યાજક હોવાથી તેણે ભવિષ્ય કહ્યું કે, લોકની વતી ઇસુ મરશે ; [52] અને એકલા આ લોકની વતી નહિ, પણ દેવનાં વિખેરાઇ ગએલાં છોકરાંઓને પણ તે એકઠાં કરીને એક કરે તે માટે).

યહુદી લોકોમાં એવી માન્યતા હતી કે યાજક અને ખાસ કરીને પ્રમુખ યાજક એ દેવનાં મુખદ્વાર હતાં અને તેમના દ્વારા દેવ ઘણી વખત પોતાની ઇચ્છા પ્રગટ કરતો હતો ( જુઓ ગણના ૨૭ ; ૨૧ ). હવે આ મુખ્ય યાજકે જે કાંઇ કહ્યું હતું તે શેતાનીયતથી ભરેલું હતું, તેમ છતાં તેના વચનમાં તેનાથી તદ્દન અજાણ્યો અને તેણે જે ધાર્યું હતું તેથી ઉલટોજ સત્યનો અંશ રહ્યો હતો, અને આ વચન દેવેજ તેના દ્વારા બોલાવ્યું હોય એમ આપણને લાગે છે. આવું કેટલીક વાર સામાન્ય જીવનમાં પણ બને છે. છેક અવળું કહેતાં અણધારી રીતે છેક સવળું કહેવાનું આ એક ઘણું ઉંચું દૃષ્ટાંત છે, અને એ જાતનાં બીજાં બે આ સુવાર્તામાં છે ( જુઓ ૭ ; ૪૧, ૪૨ : ૧૯ ; ૨૧ ).

**લોકની વતી.** અહીં ૫૦મા પદમાંનો બીજો શબ્દ એટલે " પ્રજા " શબ્દ વાપરેલો છે. યહુદીઓની આવી વર્તણુક જોઇને લેખક તેમને દેવના ખાસ લોક ગણતો નથી, અને તેથી તે તેમને માટે " પ્રજા " શબ્દ વાપરે છે, અને તેમ કરી તેમને એક રીતે બધી પ્રજાઓ સાથે મૂકે છે. આ બધી પ્રજાઓમાંથી દેવના લોક ખ્રીસ્તી મંડળીરૂપે તારવી કાઢવાના હતા.

**દેવનાં વિખેરાઇ ગએલાં છોકરાંઓ.** આ છોકરાંઓને હજુ સુધી દેવ એ બાપ છે એવું જ્ઞાન નહોતું થયું તોપણ તેઓ દેવનાંજ સંતાન હતાં ( જુઓ ૧૦ ; ૧૬ ). તેમને દેવે ધારી અને ધરી રાખ્યાં હતાં અને તેઓ તેની પાસે આવપાનાંજ હતાં. આ બધાંને એક કરીને દેવની નવી મંડળી રચવાની હતી ( ૧૨ ; ૩૨. ૧ યોહાન ૨ ; ૨ ). " વિખેરાઇ ગએલાં " એટલે છુટાં છુટાં રહેલાં અને ભિન્ન પડેલાં.

**એકઠાં કરીને એક કરે.** મૂળ તરફ જોતાં તરજુમો એવો કરવો ઘટે છે કે " એકમાં એકઠાં કરે " એટલે કોઇએક સ્થળમાં તો નહિ, પણ દિવ્ય જીવનમાં અથવા ઇસુ ખ્રીસ્ત અને તેના બાપમાં એક કરવાની વાત અહીં કહેવામાં આવી છે ( જુઓ ૧૦ ; ૧૬ : ૧૭ ; ૨૩ ).

[53] તેથી તે દહાડાથી માંડીને તેઓ તેને મારી નાખવાની મસલત કરવા લાગ્યા.

યહુદીઓની મહાસભાએ કાયાફાસની દરખાસ્ત મંજુર કરી અથવા તેમણે મુંગે મ્હોડે માન્ય કરી લીધી, અને તેઓ તે દરખાસ્ત અમલમાં મૂકવાનોજ વિચાર

કરવા લાગ્યા. તેમનો દ્વેષ પગલે પગલે આગળ વધે છે તે ધ્યાનમાં લેવા જેવું છે (૫; ૧૬ ઇત્ય. ૭; ૧, ૩૨, ૪૫ ઇત્ય. ૮; ૫૯: ૯; ૨૨: ૧૦; ૩૯).

[૫૪]તે માટે ત્યાર પછી યહુદીઓમાં ઉઘાડી રીતે ઇસુ ફર્યો નહિ, પણ ત્યારથી રાનની પાસેના પ્રાંતના એફ્રાઈમ નામના શહેરમાં ગયો, અને પોતાના શિષ્યો સાથે ત્યાં રહ્યો.

તેના ચમત્કારની યરૂશાલેમમાં શી અસર થવાની હતી તેની ઇસુને ખબરજ હતી; વળી તેને વિષે યહુદીઓની મહાસભા શો શો વિચાર કરી રહી હતી તેની પણ તેને ખબર પડી હશે. આ બધાં કારણથી તે હજુ પોતાનો સમય આવ્યો નથી એમ જાણી યરૂશાલેમથી દૂર કોઇ વધારે સહીસલામત સ્થળે જાય છે.

**રાન.** આ રાન ઘણું કરીને જે યરૂશાલેમના ઇશાનખૂણામાં આવેલું હતું તે છે.

**એફ્રાઈમ.** ૨ કાળવૃત્તાંત ૧૩; ૧૯ માં જે "એફ્રોન"ની વાત છે તે કદાપિ આ ગામ હશે.

[૫૫]હવે યહુદીઓનું પાસ્ખા પર્વ પાસે આવ્યું હતું, અને પાસ્ખા અગાઉ પોતાને શુદ્ધ કરવાને માટે ઘણા લોકો બહારગામથી યરૂશાલેમ ગયા હતા.

આ સુવાર્તિક જેમ ૨; ૧૩: ૬; ૪માં તેમ અહીં પણ "યહુદીઓનું પાસ્ખાપર્વ" કહે છે, તે એટલા માટે કે તે ખ્રીસ્તીઓના પાસ્ખાપર્વથી આ પર્વ જુદું છે એમ જણાય (૧ કોરીં. ૫; ૭).

**પોતાને શુદ્ધ કરવાને.** આ પર્વની તૈયારી કરવામાં દૈહિક વગેરે શુદ્ધિ કરવા ઉપર બહુ ભાર મૂકવામાં આવતો હતો. આને માટે મુસાની કોઇ ખાસ આજ્ઞા નહોતી ખરી, છતાં સામાન્ય રીતે તેણે એવું ફરમાવ્યું હતું એમ માનવામાં આવતું હતું (જુઓ લેવી ૭; ૨૧. ગણના ૯; ૧૦. ૨ કાળ. ૩૦; ૧૭ ઇત્યા.) યોહાન મજકુર શબ્દસમૂહ આત્મિક શુદ્ધિકરણના અર્થમાં વાપરે છે (૧ યોહા. ૩; ૩).

[૫૬]તેથી તેઓએ ઈસુની શોધ કરી, અને મંદિરમાં ઉભા ઉભા માંહોમાંહે પૂછવા લાગ્યા, કે, તમને શું લાગે છે? શું પર્વમાં તે આવવાનો નથી?

જે લોકો આ પર્વ ઉજવવા યરૂશાલેમમાં આવ્યા હતા તેમના ઉપર છેલ્લા પર્વમાં જે કંઇ બન્યું હતું (૧૦; ૨૨ ઇત્યા.) તેથી ભારે છાપ પડી હતી, અને તેથી તેઓ સ્વાભાવિક રીતે ઇસુ ક્યાં છે અથવા પર્વમાં આવવાનો છે કે નહિ એ વિષે

તપાસ કરતા રહ્યા. આ બાબતમાં તેમના મનમાં જે શક જણાય છે તેનું વિશેષ કારણ નીચેના પદ પરથી સમજાય છે.

[૫૭] હવે મુખ્ય યાજકોએ તથા ફરોશીઓએ એવો હુકમ કર્યો હતો કે, તે ક્યાં છે તેની જો કોઈ માણસને ખબર પડે તો તેણે ખબર આપવી, જેથી તેઓ તેને પકડે.

સાન્હેદ્રિન સભાએ ઇસુના સંબંધમાં જે ઠરાવ કર્યો હતો તેને તેઓએ અમલમાં મૂકવા માંડયો હતો. જો કે ઇસુ ચાલ્યો ગયો હતો તો પણ તે ઘણે ભાગે આવા પર્વવખતે નિયમિત રીતે હાજર થતો હતો એવું તેઓ જાણતા હતા, તેથી આ પ્રસંગે પણ તે હાજર રહેશે એવું ધારીને તેઓએ મજકુર હુકમ કર્યો.

**હુકમ.** વધારે વજનદાર હસ્તલેખમાં અનેકવચન એટલે "હુકમો" શબ્દ આવે છે, જે ઉપરથી એવું સમજવાનું છે કે ઇસુને પકડવા માટે ખાસ હુકમ કર્યો એટલુંજ નહિ, પણ કેવી રીતે તેને પકડવો એ વિષે બારીક સૂચના કે હુકમ પણ આપ્યો.

# અધ્યાય ૧૨.

## ખ્રીસ્તની જાહેર સેવાનો અંત.

આ અધ્યાયના ત્રણ ઉપવિભાગ કરવામાં આવે છે : (૧) જુદા જુદા માણસોની સાથે પ્રભુ ઇસુનો સંબંધ, ૧-૩૬ ; (૨) સુવાર્તિકનો ઇસુ વિષેનો અભિપ્રાય, ૩૭-૪૩ ; (૩) પ્રભુ ઇસુએ પોતા વિષે આપેલી સાક્ષી, ૪૪-૫૦.

બીજી સુવાર્તાઓ અને આ સુવાર્તા વચ્ચે જે ભેદ રહ્યો છે તે આ આખરના ભાગમાં પણ જોવામાં આવે છે, પણ આ ભેદ આ અધ્યાયમાં સ્હેજ જુદોજ છે. અત્યાર સુધી યરૂશાલેમમાં થએલા વાદવિવાદ જે વિષે આપણને આ સુવાર્તામાં આટલું બધું કહેવામાં આવ્યું છે તે સંબંધી બીજી સુવાર્તાઓમાં કશું કહેવામાં આવ્યું નથી, પણ ઇસુની યરૂશાલેમની આ છેલ્લી મુલાકાત વખતે જે તકરાર ત્યાં થાય છે તે વિષે આ સુવાર્તામાં કાંઇ પણ જણાવવામાં આવ્યું નથી. આનું કારણ આ સુવાર્તાના બંધારણમાંજ છે. યોહાને ઇસુનો યહુદીઓ સાથેનો વિરોધ કેવી રીતે ઉત્પન્ન થયો અને આગળ વધ્યો તે બહુ સારી રીતે બતાવ્યું છે, અને તેથી હવે તેને તે વિષે કંઈ વધારે કહેવાની જરૂર નથી. આ કારણથી આ અધ્યાયમાં તે ત્રણ દ્રશ્યો આપે છે, અને તેમાં ઇસુનો તેના શિષ્યો સાથેનો, સમુદાય સાથેનો અને જગત સાથેનો સંબંધ બતાવવામાં આવે છે. આ ચિત્રોની પાછળ અવિશ્વાસની ઘેરી છાયા રહી છે તે સ્પષ્ટ દેખાઇ આવે છે (૧૨ ; ૧-૩૬). પછી આ સુવાર્તિક ઇસુના કાર્યના પરિણામના સંબંધમાં એ વિચાર કે અભિપ્રાય જણાવે છે (૩૭-૫૦).

૧-૩૬ જુદા જુદા માણસોની સાથે પ્રભુ ઇસુનો સંબંધ.

[1] પાસ્ખા પર્વના છ દહાડા અગાઉ ઈસુ બેથાનીઆ આવ્યો ; લાજરસ, જેને ઈસુએ મરીગએલાંઓમાંથી ઉઠાડયો હતો, તે ત્યાં હતો.

**પાસ્ખા પર્વના છ દહાડા અગાઉ.** આ પર્વ નિસાન મહિનાના ચૌદમા દિવસે સંધ્યાકાળે શરૂ થતું હતું. ત્યાર પહેલાંના છ દિવસ એટલે એ મહિનાનો આઠમો દિવસ. હવે આ વર્ષ જો ઇ. સ. ૩૦નું હોય, તો આ દિવસ માર્ચ ૩૧, શુક્રવાર હતો, અને ઇસુ તે દિવસની સાંજે સાબ્બાથવાર શરૂ થયા પછી થોડી વખતે આવ્યો હતો. કેટલાક ટીકાકાર આ ગણત્રી બધી રીતે સ્વીકારતા નથી, અને એકાદ દિવસનો ફેર રાખે છે. અહીં બીજી એક વાત ધ્યાનમાં લેવાની છે, તે એ છે કે આ સુવાર્તિક પોતાની સુવાર્તાના આરંભમાં તેમજ અહીં

સૃજનકાળના ૭ દિવસની માફક ૭ દિવસનો હેવાલ આપે છે; તેમાં જાણે કે નવા એટલે પવિત્ર અઠવાડિઆની વાત કરતો હોય એમ લાગે છે.

**બેથાનીઆ આવ્યો.** પર્વ પાળવા માટે ગાલીલથી આવતા લોકોને યરેખો આગળ મળીને ઇસુ બેથાનીઆમાં આવ્યો (જુઓ લુક ૧૮; ૩૫). બીજી સુવાર્તાઓમાં ઇસુને બેથાનીઆમાં રોકાણ થયું હતું તે વિષે કશું કહેવામાં આવ્યું નથી, તોપણ તેમાં કંઇ નવાઇ જેવી વાત નથી. માત્થી અને માર્કમાં એમ કહેવામાં આવ્યું છે કે યરૂશાલેમમાં આવ્યા પછી ઇસુ બેથાનીઆમાં રાત્રે જતો હતો (માત્થી ૨૧; ૧૭. માર્ક ૧૧; ૧૧ સરખાવો લુક ૨૧; ૩૭).

[૨] માટે તેઓએ તેને સારૂ ત્યાં વાળુ કીધું, તે વખતે માર્થા સરભરા કરતી હતી, અને તેની સાથે જેઓ જમવા બેઠા હતા તેઓમાં લાજરસ પણ હતો.

બીજી સુવાર્તાઓના હેવાલ ઉપરથી એમ જણાય છે કે આ ખાણું માર્થા અને મરિયમને ત્યાં નહોતું, પણ સીમોન રક્તપિત્તિઆને ત્યાં હતું (માત્થી ૨૬; ૬. માર્ક ૧૪; ૩). લાજરસને ઘેર ખાણું થયું હોય તો તે હાજર હતો એમ કહેવાની શી જરૂર?

[૩] તે વેળા મરિયમે ઘણું મૂલ્યવાન જટામાંસીનું એક શેર અત્તર લઈને ઇસુને પગે ચોળ્યું, અને પોતાને ચોટલે તેના પગ લુછ્યા; અત્તરની સુગંધ આખા ઘરમાં પસરી રહી.

આ વાતના સંબંધમાં મરિયમનું નામ આ સુવાર્તામાંજ આપવામાં આવ્યું છે. મરિયમનું આ કાર્ય તેની ઉભરાતી ભક્તિ બતાવે છે. તે તેના આ કાર્યથી અજાણતાં ઇસુનો તેના છેલ્લા અને પરમ કાર્ય માટે એક પ્રકારનો અભિષેક કરતી જણાય છે.

**જટામાંસીનું એક શેર અત્તર.** આ શેર સુમારે બાર અધોળનો એટલે ત્રીસેક રૂપીઆભારનો હતો. આ અત્તર ઘણું મૂલ્યવાન હતું અને વળી આટલા મોટા પ્રમાણમાં હોવાથી તેની કિમ્મત ઘણીજ હતી. મરિયમે એ બધું અત્તર ઇસુના પગ ઉપર રેડયું એ તેનો ખરો અને બેહદ પ્રેમ બતાવે છે.

**પગ.** આ શબ્દ આ પદમાં બે વાર આપવામાં આવ્યો છે અને તેથી તેના પર ખાસ ભાર મૂકવામાં આવ્યો છે. બીજી સુવાર્તાઓમાં માત્ર માથા પર રેડવાની વાત મળી આવે છે.

**અત્તરની...પસરી રહી.** આ હકીકત આ સુવાર્તામાંજ છે, અને તેથી લેખક પોતે હાજર હતો એવું માલમ પડે છે.

[4]પણ તેના શિષ્યોમાંનો એક, યહુદા ઇસકારીઓત, જે તેને પરસ્વાધીન કરનાર હતો, તે કહે છે કે, [5]એ અત્તર ત્રણસેં દીનારે વેચીને [તે પૈસા] ગરીબોને શા માટે આપવામાં આવ્યા નહિ?

બીજી સુવાર્તાઓમાં આ જગાએ શિષ્યોએ આમ કહ્યું (માત્થી ૨૬; ૮) અથવા શિષ્યોમાંના કોઇએ આમ કહ્યું (માર્ક ૧૪; ૪) એમ કહેવામાં આવ્યું છે. આ સુવાર્તિકજ આપણને આ વચન કહેનારનું નામ આપે છે. કદાચિત શિષ્યોમાંના ઘણાને એ વિચાર આવ્યો હશે. પણ યહુદાના મનમાં એ વિચાર વધારે ઉંડો ઉતર્યો હતો અને તેથીજ તે તેને પ્રકટ કરે છે. યહુદાનો ઇસુ પ્રત્યેનો અસંતોષ ક્યારનો શરૂ થયો હતો (જુઓ ૬; ૭૦, ૭૧).

**ત્રણસેં દીનાર.** માર્ક ૧૪; ૫ માં પણ આજ રકમ આપવામાં આવી છે. આ રકમ લગભગ દોઢસોએક રૂપીઆ જેટલી ગણાય. આ અત્તરની કિમ્મત યહુદા એકદમ આંકી શકે છે તે બતાવે છે કે તે ઘણો વ્યવહારકુશળ હતો, વળી લોભી તો હતોજ.

આ બે પદ ઉપરથી આપણને માલુમ પડે છે કે ઇસુ પોતે લોકોનાં દાન ઉપર પોતાનો તેમ પોતાના શિષ્યોનો નિર્વાહ ચલાવતો હતો, તો પણ તે ગરીબોને દાન કરતો હતો (જુઓ ૧૩; ૨૯). યહુદાએ મરિયમના કાર્યની જે ટીકા કરી હતી (એક રીતે તેની આ ટીકા ઇસુને પણ તેણે મરિયમને આવું કીમતી અત્તર આવી રીતે વાપરી નાખવા દીધું તે માટે લાગુ પડતી હતી) તેનું કારણ નીચેના પદમાં આપવામાં આવ્યું છેઃ તે ગરીબ માટેની દાઝ તો નહિ, તેમ સાધારણ લોભ પણ નહિ, પણ તેની પાછળ રહેલો પોતાનોજ સ્વાર્થ જેને લઇને તે ચોરી કરતો હતો તે.

[6]હવે ગરીબોને માટે તેને દાઝ હતી એ કારણથી તેણે આમ કહ્યું નહોતું, પણ તે ચોર હતો, અને થેલી રાખતો હતો, અને તેમાં જે નાખવામાં આવતું તે તે ચોરી લેતો હતો, તે માટે કહ્યું.

**થેલી રાખતો હતો.** યહુદા જ્યારે આવી વૃત્તિવાળો હતો ત્યારે ઇસુએ તેને આ થેલી રાખવાનું કાર્ય શા માટે સોંપ્યું એ પ્રશ્ન સ્વાભાવિક રીતે ઉભો થાય છે. કદાચિત યહુદા પહેલેથીજ આવી લોભવૃત્તિ કે ચોરવૃત્તિવાળો નહિ હોય. વિશેષમાં વ્યવહારકુશળ હોવાથી તે આ જાતના કાર્ય માટે એટલે પૈસા સાચવવા અને તેનો યોગ્ય ખર્ચ કરવાના કાર્ય માટે લાયક હતો. આ તેને મળેલી કુદરતી બક્ષીસ હતી, અને ઘણે ભાગે કુદરતી બક્ષીસદ્વારાજ પરીક્ષણ આવવાનો સંભવ હોય છે. તે બક્ષીસનો સારો ઉપયોગ તેમ ખરાબ ઉપયોગ થઇ શકે તેમ હતું અને તેણે ખરાબ ઉપયોગ કર્યો.

[7]ત્યારે ઇસુએ કહ્યું કે, મને દફન કરવાના દિવસને સારૂ તેને એ રાખવા દે.

આ વચનનો અર્થ કરવામાં કેટલોક મતભેદ છે. જો બધું અત્તર પગ ઉપર ઢોળવામાં આવ્યું હતું તો પછી "રાખવા દે" એ શબ્દોનો અર્થ બરાબર સમજાતો નથી. આ કારણથી કોઈ કોઈ એમ કહે છે કે બધું અત્તર ઢોળવામાં આવ્યું નહોતું. પણ આમ માનવાને કાંઇ ખાસ કારણ નથી. વળી યહુદાની ટીકા ઘણું કરીને બતાવી આપે છે કે એ અત્તર બધુંય ઇસુના પગ ઉપર નાખવામાં આવ્યું હતું. આ સિવાયનો બીજો અર્થ એકજ રહે છે અને તે એ છે કે મરિયમ પોતે બરોબર જાણતી નહોતી, છતાં આ અત્તર ઇસુના દાટવાના દહાડાને સારૂ રાખ્યું હતું અને તે અત્યારે તેજ કાર્યની તૈયારી કરતી હતી, અને તેથી ઇસુ યહુદાને કહે છે કે તું તેની શા માટે ટીકા કરે છે અથવા દોષ કાઢે છે? આ અર્થ કરતાં "રાખવા દે"નો અર્થ "કરતી હોય તે કરવા દે" એવો કંઇક થાય છે. આગળ ઉપર કહેવામાં આવ્યું છે તે પ્રમાણે આ પણ એક જાતનો અભિષેક હતો અને તે ઇસુના વધસ્તંભ ઉપર ચઢવારૂપી પરમ કાર્ય માટે હતો. દફનક્રિયા વખતે આવી જાતનો ખર્ચ કરવો એ સામાન્ય વાત ગણાતી હતી, અને તેના સંબંધમાં કોઈ આવી ટીકા કરે એ સારૂં ગણાતું નહોતું.

[8]કેમકે ગરીબો તો સદા તમારી સાથે છે; પણ હું સદા તમારી સાથે નથી.

સરખાવો પુન. ૧૫ ; ૧૧. એજ વચન માત્થી અને માર્કમાં પણ આપેલું છે, માત્ર ભાર મૂકવામાં ફેર છે. અહીં "દરિદ્રીઓ" ઉપર અને ત્યાં "સદા" ઉપર ભાર મૂકવામાં આવ્યો છે.

[9]જ્યારે યહુદીઓમાંના ઘણા લોકોને ખબર પડી કે તે ત્યાં છે, ત્યારે તેઓ એકલા ઇસુને લીધે નહિ, પણ લાજરસ જેને તેણે મરી-ગએલાંમાંથી ઉઠાડયો હતો, તેને પણ જોવા સારૂ ત્યાં આવ્યા.

આ લોકોના મનમાં ઇસુના સંબંધમાં સ્વાભાવિક રીતે ઘણી જીજ્ઞાસા ઉત્પન્ન થઇ હતી. વળી લાજરસના ઉત્થાનની વાત પણ તેમણે સાંભળી હતી. આ કારણથી તેઓ ઇસુને અને તેની સાથે લાજરસને જોવા બેથાનીઆમાં આવ્યા. આ લોકો યહુદીઓમાંના હતા એટલે ઇસુના વિરોધીઓમાંના હતા, એ જોઇને તેમના નેતાઓ બહુ નારાજ થઇને અંત લાવે એવો ઉપાય કરવાનો ઠરાવ કરે છે.

[10]પણ મુખ્ય યાજકોએ લાજરસને પણ મારી નાખવાની મસલત કરી. [11]કેમકે તેના કારણથી ઘણા યહુદીઓ ચાલ્યા ગયા, અને ઈસુ પર વિશ્વાસ કર્યો.

મુખ્ય યાજકો તેમ ફરોશીઓ પણ ઇસુને મારી નાખવા ચાહતા હતા (જુઓ ૧૧ ; ૪૭, ૫૭). પણ અહીં મુખ્ય યાજકોનુંજ નામ આપવામાં આવ્યું છે તેનું કારણ એ હશે કે પુનરુત્થાનની વાત તેઓ માનતા નહોતા, જેને લીધે લાજરસને સજીવન કરવાની ખબર સાંભળીને તેઓ વિશેષ ઉશ્કેરાયા હતા. યહુદીઓમાંના ઘણા ઇસુ ઉપર વધારે અને વધારે વિશ્વાસ કરતા જાય છે એ તેમનાથી સંખાતું નથી અને તેથી તેઓ બને તેટલી ત્વરાથી ચાંપતા ઉપાય લેવા તૈયારી કરે છે, છતાં ઇસુ યરૂશાલેમમાં વિજયવંત પ્રવેશ કરી શકે છે. આ પ્રવેશનો હેવાલ બીજી સુવાર્તાઓમાં અહીંની માફકજ આપવામાં આવ્યો છે, માત્ર અહીં કેટલીક વિશેષ હકીકત આપી છે.

[12] બીજે દહાડે પર્વમાં આવેલા ઘણા લોકોએ સાંભળ્યું કે, ઈસુ યરૂશાલેમ આવે છે.

આ અધ્યાયના પહેલા પદમાં જે દિવસ આપવામાં આવ્યો છે તે પછીના બીજા દિવસે એટલે નિસાન મહિનાના દસમે દિવસે. યહુદીઓનો દિવસ સાંજથી શરૂ થતો હતો તેથી આ દિવસ શનિવારની સાંજથી તે રવિવારની સાંજ સુધીનો હતો.

**ઘણા લોકો.** આ લોકો યહુદીઓમાંના નહોતા, પણ મોટે ભાગે યરૂશાલેમ આવેલા યાત્રાળુઓ હતા અને ઘણું કરીને ગાલીલના વતનીઓ હતા.

**સાંભળ્યું.** જે લોકો ઇસુ અને લાજરસને જોવા બેથાનીઆ ગયા હતા તેજ આ ખબર લાવ્યા હશે. આ વખતે લોકોમાં કેટલો ઉત્સાહ હતો તે જાણવા માટે આ હેવાલ માત્થી ૨૧ ; ૧ ઇત્ય. માર્ક ૧૧ ; ૧ ઇત્ય. લુક ૧૯ ; ૨૯ ઇત્ય. માં અપાએલા હેવાલ સાથે સરખાવવો જોઇએ. ઈસુ પોતાના દુઃખભોગ પહેલાં થોડાજ કાળે લોકોના ઉત્સાહને દાબમાં રાખવાનું કરતો નથી (સરખાવો ૬ ; ૧૫).

[13] ત્યારે ખજુરીની ડાળીઓ લઈને તેઓ તેને મળવાને બહાર આવ્યા ; તેઓએ પોકારીને કહ્યું કે, હોસાન્ના ; પ્રભુને નામે ઇસ્રાએલનો જે રાજા આવે છે, તેને ધન્ય છે!

**ખજુરીની ડાળીઓ.** તે વખતે પાલેસ્તાઇનમાં ખજુરનાં ઝાડ ઘણાં હતાં અને તેથી તેની ડાળીઓ અથવા તેનાં પત્રો શણગારને માટે વપરાતાં હતાં. અત્યારે ખજુરનાં ઝાડ બહુજ થોડાં છે.

**હોસાન્ના ; પ્રભુને......ધન્ય છે.** આ વચન ગીત. ૧૧૮ ; ૨૫મા પદમાંથી લીધેલું છે. વિદ્વાનોનો એવો મત છે કે આ ગીત નવા મંદિરની પ્રતિષ્ઠા વખતે અથવા તેનો પાયો નાખતી વખતે રચવામાં આવ્યું હતું. કોઈ એમ પણ કહે છે કે યહુદીઓ પોતાના દેશમાં પાછા આવ્યા ત્યાર પછી માંડવાપર્વ માટે

આ ગીત લખવામાં આવ્યું હતું ( એઝરા ૩ ; ૧૦ ). અત્યારે પણ એજ ગીત યહુદીઓની અમાસના દિવસની ઉપાસનામાં ગાવામાં આવે છે. "હોસાન્ના" શબ્દનો મૂળાર્થ "દયા કરીને તારણ આપ" થાય છે. પણ આ પ્રસંગે "હિપ, હિપ, હુરા" એવો કંઇક અર્થ થાય છે. "પ્રભુને......ધન્ય છે" આ વચન યાજકો અને લેવીઓ ઉપાસકમંડળને મંદિરમાં પધારવાની વિનંતી કરતાં ગાતા હતા. લોકોએ આ વખતે આ એકજ જાતની જયઘોષણા કરી હતી એમ નહોતું. આ જયઘોષણા ઇસુને મસીહ તરીકે સ્વીકારતી હતી, એવું જણાય છે.

[14] ઇસુને એક ગધેડાનો વછેરો મળી આવ્યો, અને તેના પર તે બેઠો, જેમ લખ્યું છે તેમ, એટલે કે, [15] 'ઓ સિયોનની દીકરી બી મા ; જો, તારો રાજા ગધેડાના વછેરા પર બેસીને આવે છે.'

આ વછેરો કેવી રીતે મળ્યો હતો, તેના સંબંધમાં બીજી સુવાર્તાઓમાં કહેવામાં આવેલું હોવાથી આ સુવાર્તિક કશું કહેતો નથી. ઇસુનું આ કાર્ય તેની દીનતા સ્પષ્ટ રીતે સૂચવે છે. તે લોકોથી ઉંચે સ્થાને હતો ખરો, પણ તે સ્થાન સ્હેજજ ઉંચું હતું. યહુદી લોકોમાં ઘોડા તથા ખચ્ચરનો ઉપયોગ આવા પ્રસંગે થતો હતો, પણ ઇસુ ગધેડાનો વછેરો મંગાવી તેનો ઉપયોગ કરે છે. જે વચન અહીં શાસ્ત્રમાંથી ટાંકવામાં આવ્યું છે તે ઝખાર્યાહ ૯ ; ૯માં છે. આ વચન અક્ષરસ: ઉતારેલું નથી, પણ તેનો ભાવાર્થ લીધેલો છે.

**સિયોનની દીકરી.** આ નામ સિયોન કે યરૂશાલેમ શહેરને આપવામાં આવતું હતું, તેમ તેમાં જે પ્રજા રહેતી હતી તેને પણ આપવામાં આવતું હતું.

[16] પ્રથમ તેના શિષ્યો એ વાતો સમજ્યા ન હતા, પણ ઇસુ મહિમાવાન થયો, ત્યારે તેઓને યાદ આવ્યું કે, તેના સંબંધી એ વાતો લખેલી છે, અને તેજ પ્રમાણે તેઓએ તેને માટે કર્યું હતું.

**એ વાતો સમજ્યા ન હતા.** એટલે મજકુર બધી વાતો, પણ ઇસુએ પોતાની સ્વારી માટે ગધેડાનો વછેરો પસંદ કર્યો હતો એ ખાસ વાતથી તે વખતે તેના શિષ્યોને નવાઇ લાગી. પણ તેનો અર્થ તેમને પાછળથી સમજાયો હતો. ઇસુના જીવનમાં આપણે એવું ઘણું જોઇએ છીએ કે જે તેના શિષ્યો તેની હૈયાતિમાં સમજી શક્યા નહોતા, પણ તેના ઉત્થાન પછીજ સમજી શક્યા હતા ( જુઓ ૧૪; ૨૬).

**મહિમાવાન થયો.** સરખાવો ૭ ; ૩૯ : ૧૧ ; ૪: ૧૨ ; ૨૩.

**તેઓએ તેને માટે કર્યું હતું.** અહીં શિષ્યોની વાત કરવામાં આવી છે. શિષ્યોએ આ પ્રસંગે શું શું કર્યું હતું તે બીજી સુવાર્તાઓમાં વર્ણવેલું હોવાથી આ લેખક તે વિષે કંઇ કહેતો નથી.

[૧૭] તેણે લાજરસને કબરમાંથી બોલાવ્યો, અને મરી ગએલાંઓ-માંથી ઉઠાડયો, તે વખતે જે લોક તેની સાથે હતા, તેઓએ સાક્ષી આપી. [૧૮] તેણે એ ચમત્કાર કર્યો હતો એવું તેઓએ સાંભળ્યું હતું, તે કારણથી પણ લોકો તેને મળવા ગયા.

આ સુવાર્તિક આ પ્રવેશના સંબંધમાં આપણને મુદ્દાની વાતજ કહે છે, અને આ વાતમાં લાજરસને ઉઠાડવાનું કાર્ય બહુ અગત્યનું સ્થાન ધરાવતું હતું.

**સાક્ષી આપી.** જે લોકો ઇસુ સાથે હતા તેઓ જે લોક શહેરમાંથી આવતા હતા તેમને ખબર આપતા હતા. તેઓ માત્ર આ ચમત્કારનું વર્ણન કરતા હતા એટલુંજ નહિ પણ તેનો કંઇ અર્થ કે ખુલાસો કરવાનું કરતા હતા એવું આ શબ્દો પરથી લાગે છે. લાજરસને "બોલાવ્યો" અને "ઉઠાડયો" એમ કહેવામાં આવ્યું છે તેથી કાનોકાનની અને નજરોનજરની સાક્ષી આપવામાં આવી છે એવું સમજવાનું છે.

[૧૯] તે માટે ફરોશીઓએ માહોમાંહે કહ્યું કે, જુઓ, તમારૂં તો કંઈ વળતું નથી; જુઓ, આખું જગત તેની પાછળ ગયું છે.

ઇસુને ઘણા લોક માનતા થયા છે એવું જોઇને ફરોશીઓ નિરાશ થાય છે ને ગભરાઇને અતિશયોક્તિ કરીને બોલી ઉઠે છે કે આખું જગત (અમને મુકીને) તેની પાછળ ગયું છે. સરખાવો ૪; ૪૨.

**ગયું છે.** મૂળમાં જે શબ્દ છે તેનો અર્થ "ચાલ્યું ગયું છે" એવો કંઇક થાય છે. તેઓ એમ કહેતા દેખાય છે કે સહુ લોકો અમને છોડી ઇસુ પાસે ચાલ્યા ગયા છે. હવે પછી ફરોશીઓ સાદુકીઓની સાથે રહીનેજ કાર્ય કરતા જોવામાં આવે છે.

ત્યાર પછી પદ ૨૦-૩૬ માં યરૂશાલેમમાં પ્રવેશ કર્યા પછી છેલ્લા ખાણા પહેલાં જે બધું ત્યાં બન્યું હતું તેમાંના એકજ બનાવની હકીકત આ સુવાર્તિક આપણને આપે છે અને તે એ કે ગ્રીક લોક કે હેલેનીઓની વિનંતી ને આકાશ-વાણી વિષેની ધાણુંકરીને આ વાત છેક આખરના ભાગમાં બની હતી એમ આપણે ૩૬મા પદ ઉપરથી જોઇ શકીએ છીએ, અને તે ઇસુના જાહેર કાર્યનો છેલ્લો ભાગજ હોય એમ આપણને લાગે છે. તેમાં નવાજ લોકો દૃષ્ટિગોચર થાય છે, અને ઇસુનું ભવિષ્યનું દિવ્ય સાર્વભૌમત્વ સ્પષ્ટ રીતે પ્રગટ કરવામાં આવે છે.

[૨૦] હવે જેઓ પર્વમાં ભજન કરવાને આવ્યા હતા, તેઓમાંના કેટલાએક ગ્રીક લોકો હતા.

આ ગ્રીક લોકો (હેલેનીઓ) પાલેસ્તાઇનની બહાર વસતા યહુદીઓ નહોતા, પણ યહુદીઓ સિવાયની અન્ય પ્રજાઓમાંના જે લોકો અમુક અંશે યહુદી ધર્મ

પાળતા હતા તે હતા. આવી રીતે ઘણા લોકો દુનિયાના જુદા જુદા ભાગોમાં જ્યાં જ્યાં યહુદીઓ વસેલા હતા ત્યાં ત્યાં મુસાના શિષ્ય થતા હતા અને તેમાંના કેટલાએક પર્વો પાળવાને યરૂશાલેમમાં આવતા (જુઓ ૭ ; ૩૫. પ્રેરિતોનાં કૃત્યો ૮; ૨૭ : ૧૦; ૧ : ૧૭; ૪)

ઇસુની જીંદગીની શરૂઆતે માગી લોક તેની પાસે આવ્યા હતા તેમ તેના અંતકાળે આ ગ્રીક લોક આવે છે એ ધ્યાનમાં લેવા લાયક છે, તેથી ઇસુનો આખી મનુષ્યજાત સાથેનો સંબંધ સૂચવાય છે. આ વાતચિત મંદિરમાં આવેલા "વિદેશીઓના આંગણા"માં થઇ હતી એમ ઘણા ટીકાકારોનું માનવું છે.

[૨૧] માટે તેઓએ ગાલીલના બેથસાઈદાના ફીલીપની પાસે આવીને તેને વિનંતી કરી કે, સાહેબ, અમે ઇસુનાં દર્શન કરવા ચાહીએ છીએ.

તેઓ ફીલીપની પાસે આવ્યા તેનું કારણ ઘણું કરીને એ હતું કે તેનું નામ ગ્રીક હતું, ને વળી જે ભાગમાં તે રહેતો હતો ત્યાં ગ્રીક લોકોની વસ્તી સારી હતી. અહીં ફીલીપના ગામનું નામ આપવામાં આવ્યું છે તે કદાચિત આવું કંઇક સૂચવવા માટે છે.

**અમે ઇસુનાં દર્શન કરવા ચાહીએ છીએ.** ફીલીપ જે વ્યવહાર-કુશળ હતો તેણે તેમની આવી ચાહના જોઇને તેઓ પ્રત્યે સહાનુભૂતિ દર્શાવી હશે, અને ઘણી ખુશીથી તેણે તેમની વિનંતીને કાન દીધો (સરખાવો ૧ ; ૪૬ : ૧૪ ; ૮).

**દર્શન કરવા.** તેની હજુરમાં આવીને તેની આગળ અમારા વિચારો રજુ કરવા ચાહીએ છીએ.

[૨૨] ફીલીપ આવીને આંદ્રયાને કહે છે ; અને આંદ્રયા તથા ફીલીપ આવીને ઇસુને કહે છે.

ઇસુ જેને તે મસીહ તરીકે માનતો હતો તેની ઓળખાણ વિદેશીઓને કરાવતાં (માત્થી ૧૫ ; ૨૪) ફીલીપને આચકો આવે એ સ્વાભાવિક છે ; તેથી જે શિષ્ય ઇસુની પાસે અનેક જણને લાવ્યો હતો (૧ ; ૪૧ : ૬ ; ૮, ૯) તેની પાસે જઇને તેની સલાહ લે છે. વળી તે આંદ્રયા પાસે જાય છે તેનું કારણ એ પણ હોય કે તે બન્ને પહેલેથીજ શિષ્યોની એક જોડી છે. તે બન્ને બેથસાઇદાના હતા, બન્ને શિષ્યો પણ સાથે થયા હતા અને આ સુવાર્તામાં સાથે સાથેજ જોવામાં આવે છે (જુઓ ૧ ; ૪૪ : ૬ ; ૭, ૮. માર્ક ૩ ; ૧૮). આ વખતે બન્ને ભેગા થયા પછી આંદ્રયાએ પહેલું પગલું ભર્યું અથવા ઇસુ પાસે જવાની પહેલાં હિમ્મત કરી એવું તેનું નામ પહેલું મુકવામાં આવ્યું છે તે ઉપરથી સૂચવાય છે એ ધ્યાનમાં લેવાનું છે.

[૨૩] ત્યારે ઇસુ તેઓને ઉત્તર આપે છે કે, માણસના દીકરાને મહિમાવાન થવાની ઘડી આવી છે.

આ ગ્રીક લોકોને ઇસુની મુલાકાત થઇ કે નહિ તે વિષે આપણને કશું કહેવામાં આવ્યું નથી. તો પણ સદરહુ બે શિષ્યો તેમને ઇસુ પાસે લઈ ગયા એવું માનવાજોગ છે, અને આ પ્રસંગે ઇસુ જે બોલ્યો તે તેમને જોઇને તથા તેમના સાંભળતાં બોલ્યો, અને પોતે જે ધર્મસેવા બજાવવા આવ્યો હતો તેમાં રહેલી જે સર્વોત્કૃષ્ટ બાબત કે રહસ્ય તે તેઓની તથા સમુદાયની આગળ જાહેર કર્યું.

**મહિમાવાન થવાની.** આગળ કહેવામાં આવ્યું છે તેમ આમાં ઇસુના દુઃખભોગનો તેમ ઉત્થાનનો સમાવેશ કરવામાં આવે છે. દુઃખસહન તથા મરણ તથા ઉત્થાનથી ઇસુ સ્વર્ગમાંના મહિમામાં પાછો જાય એ અગત્યનું હતું (જુઓ ૭; ૩૯: ૧૧; ૪).

**ઘડી આવી છે.** જુઓ ૧૩; ૧ પરની ટીકા.

[૨૪] હું તમને ખચીત ખચીત કહું છું, જો ઘઉંનો દાણો ભોંયમાં પડીને મરી નહિ જાય, તો તે એકલો રહે છે; પણ જો તે મરી જાય, તો તે ઘણાં ફળ આપે છે.

એકલા યહુદીઓને તો નહિ પણ આખી મનુષ્યજાતિને ઇસુ આકર્ષી શકે માટે એ જરૂરનું હતું કે તે મૃત્યુ પામે અને પાછો પોતાનો દિવ્ય દેહ લઇને ઉઠે. તે દેવનો દીકરો છે એ વાતનું પૂર્ણ પ્રમાણ પણ ત્યારેજ મળે તેમ હતું અને દેવના દીકરા તરીકેજ તે સમગ્ર મનુષ્યજાતિને પોતા પ્રત્યે ખેંચી શકે તેમ હતું. આ તેના જીવનનું મુખ્ય રહસ્ય હતું અને તે તે સામાન્ય કુદરતના નિયમદ્વારા પોતાના શિષ્યોને અને સહુને શિખવે છે. આત્મભોગથીજ આત્મપ્રાપ્તિ અથવા દેવપ્રાપ્તિ થાય છે એ તેના કહેવાનું તાત્પર્ય છે. મરણદ્વારે ખરૂં જીવન પ્રાપ્ત થાય છે તેમ આત્મભોગથી મહિમા પ્રાપ્ત થાય છે એવું ખ્રીસ્ત ત્રણ દાખલા પરથી બતાવે છે, એટલે કુદરત પરથી (પદ ૨૪), શિષ્યના અનુભવ પરથી (પદ ૨૫, ૨૬), અને પોતાના સેવાકાર્યથી (પદ ૨૭, સરખાવો ૧૦; ૧૭).

**હું તમને ખચીત ખચીત**...જીવનનું પ્રત્યેક ચઢતું રૂપ કે ચઢતી સ્થિતિ તે પ્રાપ્ત કર્યા પૂર્વેની હલકી સ્થિતિના ક્ષયથી થાય છે.

[૨૫] જે કોઈ પોતાના જીવ પર પ્રીતિ રાખે છે, તે તેને ખુએ છે; અને જે આ જગતમાં પોતાના જીવ પર દ્વેષ કરે છે, તે અનંતજીવનને સારૂ તેને બચાવી રાખશે.

જે કોઇ આ જગતનાં વાનાં પર ચિત્ત લગાડીને પોતાનું કલ્યાણ કરવાનું કરે છે તે જગતની સાથે નાશ પામે છે, જે કોઇ આ જગતમાંનાં વાનાં પર હદ

ઉપરાંત ધ્યાન નથી આપતો પણ તેની યોગ્ય તુલના કરીને આકાશી વાનાંમાં પોતાનું મન પરોવે છે તેજ ખરૂં ટકાઉ જીવન પ્રાપ્ત કરી શકે છે એવું ઇસુ અહીં શિખવે છે. આવો બોધ સુવાર્તાઓમાં ઘણી જગાએ નજરે પડે છે (માત્થી ૧૦; ૩૯: ૧૬; ૨૫. માર્ક ૮; ૩૫. લુક ૯; ૨૪: ૧૭; ૩૩).

**દ્વેષ કરે છે.** તેને પોતાના પરમ કલ્યાણના માર્ગમાં વિઘ્નકર્ત્તા માની તેને પોષતો નથી એટલુંજ નહિ પણ જો જરૂર પડે તો તેનો ત્યાગ કરવા તત્પર રહે છે (સરખાવો લુક ૧૪; ૨૬).

[૨૬] જો કોઇ મારી સેવા કરતો હોય, તો તેણે મારી પાછળ ચાલવું; અને જ્યાં હું છું, ત્યાં મારો સેવક પણ હશે; જો કોઇ મારી સેવા કરતો હોય, તો બાપ તેને માન આપશે.

૨૪ અને ૨૫મા પદમાં જે સામાન્ય નિયમ દર્શાવવામાં આવ્યો છે તે અહીં ઇસુ પોતાના શિષ્યોને અને સેવકોને લાગુ પાડે છે. તેના પોતાના જીવનમાં એ નિયમ પૂર્ણ થાય છે અને તેજ પ્રમાણે એ તેના શિષ્યોના જીવનમાં પૂર્ણ થવો જોઇએ.

**જ્યાં હું છું, ત્યાં મારો સેવક પણ હશે.** આ શબ્દોથી ઇસુ એમ કહેવા માગે છે કે જે કોઇ તેની ખરી સેવા કરશે તે સર્વદા આ લોકમાં તેમ પરલોકમાં તેની સાથે ને સાથે રહેવા પામશે (કોલોસી. ૩; ૩. સરખાવો ૧૪; ૩: ૧૭; ૨૪).

**બાપ તેને માન આપશે.** આ શબ્દોથી ઇસુ એમ કહેવા માગે છે કે જે લોકો તેની સેવા કરે છે તેઓ શાશ્વત જીવન પામે છે એટલુંજ નહિ પણ દેવના માનીતા થાય છે. મૂળમાં પહેલા એ ઉપવચનમાં "મારા" શબ્દ ઉપર ભાર મૂકવામાં આવ્યો છે, અને છેલ્લા ઉપવચનમાં "કોઇ" શબ્દ ઉપર ભાર મૂકવામાં આવેલ છે.

[૨૭] હવે મારો જીવ વ્યાકુળ થયો છે; હું શું કહું? હે બાપ મને આ ઘડીથી બચાવ. પણ એજ કારણને લીધે તો હું આ ઘડી સુધી આવ્યો છું. [૨૮] હે બાપ, તારા નામનો મહિમા [પ્રગટ] કર.

આ પદનો અર્થ કરવામાં પહેલેથીજ મતફેર છે, તો પણ મતલબ સ્પષ્ટ છે કે, મારો જીવ વ્યાકુળ થયો છે. મારે શું કહેવું? શું એ કે, હે બાપ, મને આ ઘડીથી બચાવ? ના, એમ તો નહિ; કેમકે એજ કારણને લીધે (દુઃખ સહન કરવા સારૂ) તો હું આ ઘડી સુધી આવ્યો છું. તે માટે, હું એમજ કહીશ કે, હે બાપ, તારા નામનો મહિમા પ્રગટ કર.

**મારો જીવ.** નવા કરારમાં ઘણે સ્થળે "જીવ" અને "આત્મા" વચ્ચે ભેદ કરવામાં આવ્યો છે. "જીવ" શબ્દથી મનુષ્યના જીવાત્માના જે ભાગ વડે તે સુખદુઃખ વગેરે અનુભવે છે, તે અને આત્મા એટલે જે ભાગ વત તે ઇશ્વર સાથે સંબંધ ધરાવી શકે છે તે. ઇસુને સાધારણ માણસની માફ સુખદુઃખ થતું હતું એવું જે કેટલીક જગાએ આ સુવાર્તામાં કહેવામાં આવ્યું છે તેમાંની આ પણ એક છે.

**વ્યાકુળ થયો છે.** જે આત્મભોગની વાત ઇસુએ ઉપલાં પદોમાં કરી છે તે આપવાનો વખત તેને માટે આવી પહોંચ્યો છે અને તેથી તેનો જીવ જે વાસ્ત વિક રીતે માનવી હતો તે સ્વાભાવિક રીતે વ્યાકુળ થાય છે.

**હે બાપ, મને આ ઘડીથી બચાવ.** કેટલાક ટીકાકારો પ્રશ્ન ચિહ્ન આ વાક્યની આખરે મૂકે છે. એમ કરવામાં આવતાં તેનો અર્થ એવો થાય છે કે ઇસુ આવી જાતની પ્રાર્થના કરવાની ના પાડે છે, અને એ અર્થ વાજબી લાગે છે. તો પણ પ્રશ્નાર્થ ચિહ્ન અહીં મુકવામાં ન આવે તો આ ઇસુની એક પ્રાર્થનાજ થાય છે અને તે બીજી સુવાર્તાઓમાં ગેથસેમાનેની વાડીમાં કરેલ પ્રાર્થના સાથે મળતી છે ( જુઓ માત્થી ૨૬ ; ૩૯ ).

**આ ઘડીથી.** એ શબ્દનો અર્થ મૂળમાં એવો છે કે ઇસુ એ દુઃખની ઘડીમાં ઉતરવાની ના પાડે છે એમ નથી, પણ તેમાં ઉતર્યા છતાં તેમાંથી સહી સલામત નીકળવાની વિનંતી કરે છે ( હેબ્રી. ૫ ; ૭ ).

**હે બાપ, તારા નામનો મહિમા [પ્રગટ] કર.** ઇસુ બાપની ઇચ્છાને પૂરેપૂરી રીતિએ આધીન થઇને એવી યાચના કરે છે કે, "બાપ" એ તારૂં નામ જે તેં મારી મારફતે જણાવ્યું છે તે હવે તેની સંપૂર્ણ મહત્ત્વતા સુધી સર્વ માણસને હોય તેઓ યહુદી કે હોય તેઓ ગ્રીક, પ્રગટ કર.

[૨૮] ત્યારે એવી આકાશવાણી થઇ કે, મેં તેનો મહિમા [પ્રગટ] કર્યો છે, અને ફરી કરીશ.

**આકાશવાણી થઈ.** સરખાવો ૧ રાજા. ૧૯ ; ૧૨, ૧૩. દાની. ૪ ૩૧. માર્ક ૧ ; ૧૧ : ૯ ; ૭. પ્રે. કૃ. ૯ ; ૪, ૭ : ૨૨ ; ૯.

**મેં તેનો મહિમા પ્રગટ કર્યો છે.** ઇસુએ પોતાના જીવનમાં જે જે કાર્ય કર્યાં હતાં અને જે જે ચિહ્નો બતાવ્યાં હતાં તે બધામાં દેવે પોતાનો બાપ તરીકેનો મહિમા પ્રગટ કર્યો હતો. આ મહિમા દેવ વિશેષ અંશે તેના એટલે ઇસુના મૃત્યુ, ઉત્થાન અને તેનાં પરિણામદ્વારા કરવાનો હતો, અને તેથીજ તે કહે છે કે હું "ફરી કરીશ."

[૨૯] ત્યારે જે લોકોએ પાસે ઉભા રહીને તે સાંભળ્યું હતું, તેઓએ કહ્યું કે, ગર્જના થઈ; બીજાઓએ કહ્યું કે, દૂતે તેની સાથે વાત કરી

બાઇબલમાં જે આકાશવાણી વિષે કહેવામાં આવ્યું છે તેના સંબંધમાં ઘણી વખત લોકોના મનમાં આ જાતની શંકા ઉભી થએલી જોવામાં આવે છે. આના વિષે ટીકાકારોનું કહેવું એમ છે કે આવી આકાશવાણી સાંભળવા અને સમજવા માટે લોકોમાં અમુક પ્રકારની આત્મિક લાયકાત કે શક્તિ હોવી જોઇએ અને તે ન હોવાથી તેઓને આ પ્રકારની શંકા થાય. સરખાવો પાઉલના ખ્રીસ્તી થવાની હકીકત. પ્રે. કૃ. ૯ ; ૭ : ૨૨ ; ૯ : ૨૬ ; ૧૩ ઇત્ય.

[૩૦] ઈસુએ ઉત્તર આપ્યો કે, એ વાણી મારે સારૂ નહિ, પણ તમારે સારૂ થઈ છે.

ઇસુના આ વચનનો અર્થ એવો છે કે જે આકાશવાણી થઈ હતી તે લોકોના વિશ્વાસની પરીક્ષા કરવા તથા તેમાં વધારો કરવા માટે થએલી હતી ( જુઓ ૧૧ ; ૪૨ ).

[૩૧] હવે આ જગતનો ન્યાય કરવામાં આવે છે ; હવે આ જગતના અધિકારીને કાઢી નાખવામાં આવશે.

ઇસુના મૃત્યુદ્વારે તમામ જગતનો એટલે યહુદી અને વિદેશી બન્નેનો ન્યાય કરવામાં આવે છે, એટલે તેથી કરીને જણાઇ આવે છે કે ખ્રીસ્ત પ્રત્યે તથા દેવ પ્રત્યે લોકોના મનનો ભાવ તથા વિચાર કેવો છે ( જુઓ લુક ૨ ; ૩૪, ઇત્ય.).

**આ જગતના અધિકારી.** આ નામ જુના યહુદી લેખકોમાં ઘણે ઠેકાણે જોવામાં આવે છે અને તે મૃત્યુના દૂત માટે વપરાએલું છે. તેમની માન્યતા પ્રમાણે આ દૂતનો અધિકાર યહુદી સિવાયની બધી જાતિ પર હતો (હેબ્રી. ૨ ; ૧૪). ઇસુ પોતે આ નામ કંઇક અંશે જુદા અર્થમાં એટલે સર્વ અવિશ્વાસીના અધિકારીના અર્થમાં વાપરતો હોય તો નવાઇ જેવું નથી. કેટલાક ટીકાકારો કહે છે કે આ દૂતને સેતાનની સાથે કશો સંબંધ નથી, અને બીજા તેમને બન્નેને એકજ ગણે છે. આ સુવાર્તામાં આ શબ્દ માત્ર બીજાં બે સ્થળે મળી આવે છે, એટલે ૧૪ ; ૩૦ : ૧૬ ; ૧૧ માં. "આ જગતના અધિકારી " સાથે સરખાવો "જીવનનો અધિકારી " ( પ્રે. કૃ. ૩ ; ૧૫ ).

**કાઢી નાખવામાં આવશે.** તેના હાલના સત્તાપ્રદેશમાંથી. સરખાવો ૧ યોહા. ૫ ; ૧૯ અને લુક ૧૦ ; ૧૮.

[૩૨] જો મને પૃથ્વી પરથી ઉંચો કરવામાં આવશે, તો હું સર્વને મારી તરફ ખેંચીશ.

આ પદમાં " હું " શબ્દ ઉપર ભાર મૂકવામાં આવ્યો છે અને તેથી જગતના અધિકારી અને ઇસુ વચ્ચેનો મુકાબલો બને તેટલો મોટો કરવામાં આવ્યો છે.

**મને પૃથ્વી પરથી ઉંચો કરવામાં આવશે.** આ સુવાર્તામાં ઇસુના મૃત્યુને તેના સ્થાન અને સ્વર્ગારોહણથી છુટું પાડવામાં આવ્યું નથી એમ આગળ કહેવામાં આવ્યું છે અને તે પ્રમાણેજ અહીં છે (જુઓ ૩ ; ૧૪ : ૮ ; ૨૮). આ સુવાર્તિકને માટે એ ત્રણે વસ્તુઓ એક છે. પ્રેરિત પાઉલ તો ઇસુ ખ્રીસ્તના દુ:ખસહનને એક પ્રકારની હલકી અવસ્થા ગણે છે (ફિલિ. ૨ ; ૮, ૯) અને તેના ઉત્થાન તથા સ્વર્ગારોહણને ઉત્તમાવસ્થા કે મહિમાવાન સ્થિતિ ગણે છે. યોહાનને મન તો ઉંચા કરાવું એમાં મરણ અને મરણ પરનો વિજય બન્ને બાબતોનો સમાવેશ થાય છે, અને આ દૃષ્ટિએ જોતાં ઇસુનો દુ:ખસહનનો પ્રસંગ પણ તેનો મહિમાનો પ્રસંગ ગણવામાં આવેલો છે (૧૩ ; ૩૧).

**પૃથ્વી પરથી.** મૂળ શબ્દનો અર્થ "પૃથ્વીમાંથી" એવો થાય છે. આ રીતે આ શબ્દો ફક્ત તેના વધસ્તંભારોહણને લાગુ પડે છે (૩ ; ૧૪ ઇત્ય.), એટલુંજ નહિ પણ તેનું પુનરૂત્થાન પણ તેમાં સૂચવાએલું છે.

**ખેંચીશ.** પ્રભુપુત્ર જે સંબોધકને તે મોકલે છે (૧૬ ; ૭) તે દ્વારા ખેંચે છે. આવા પ્રેમમય બળની જરૂર છે, કારણ કે માણસોને સેતાનથી પાછા ખેંચી રાખવામાં આવે છે.

**સર્વને.** યહુદીઓનો, ગ્રીક લોકોનો અને સર્વ જાતિના અને દેશના મનુષ્યોનો અંહીં સમાવેશ કરવામાં આવ્યો છે. ઇસુ ખ્રીસ્તનું આકર્ષણ સાહુને થયું છે તેમ થાય છે એ તેના વખત પછીનો ઇતિહાસ અને પ્રત્યેક માણસનો પોતાનો અનુભવ સિદ્ધ કરી આપે છે. એક ભાષાંતર "સહુ વસ્તુઓને" એવું છે અને તે પ્રમાણે આ ઉપવાક્યનો અર્થ ઇસુ આખી સૃષ્ટિને પોતા પ્રત્યે આકર્ષે છે એવો થાય છે (જુઓ કોલોસીઓને પત્ર ૧ ; ૨૦).

[૩૩] પણ પોતાનું મૃત્યુ શી રીતે થવાનું છે, એ સૂચવીને તેણે આ પ્રમાણે કહ્યું.

ઇસુના વચનમાં વધસ્તંભ ઉપર તેનું મૃત્યુ થવાનું હતું એવો ભાવાર્થ છે. આ વાત તેના શ્રોતાઓ સમજી શક્યા નહિ અને તેથીજ તેઓ તેને નીચે પ્રમાણે કહે છે.

[૩૪] એ માટે લોકોએ તેને ઉત્તર આપ્યો કે, ખ્રીસ્ત સદા રહેશે, એમ અમે નિયમશાસ્ત્રમાંથી સાંભળ્યું છે ; તો માણસનો દીકરો ઉંચો કરાવો જોઇએ, એમ તું કેમ કહે છે? એ માણસનો દીકરો કોણ છે?

મસીહ સદાને માટે પૃથ્વી ઉપર રહેશે એવું જુના કરારમાં અનેક સ્થળે જણાવવામાં આવ્યું છે (જુઓ ગીત ૮૯ ; ૪, ૨૯, ૩૬ : ૧૧૦ ; ૪. યશાયાહ ૯ ; ૭. હઝકીએલ ૩૭ ; ૨૫). આ માન્યતાની પાછળ આત્મિક અર્થ રહેલો

હતો, પણ તે અર્થ તે પુસ્તકોના લેખકોને કેટલે અંશે જાણવામાં હતો એ એક મોટો પ્રશ્ન છે. ઇસુએ પોતાના જીવનથી અને મૃત્યુથી આ આત્મિક અર્થ સ્પષ્ટ કર્યો છે, પણ તે યહુદી લોકો એકદમ સમજી શકે તેમ નહોતું અને તેથીજ તેઓ આ પ્રમાણે પ્રશ્ન કરે છે. વળી ઇસુએ પોતાને માત્ર દાઉદનો પુત્ર નહિ પણ માણસનો પુત્ર કહ્યો એ વાતથી પણ તેમને નવાઇ લાગે છે. ઇસુ આ ઠેકાણે પોતાને માટે આ નામ ૨૩ મા પદમાં વાપરે છે. લોકોના મનમાં ઇસુને માટે છેક છેલ્લે સુધી જે જુદી જુદી જાતની શંકા થાય છે તેમાંની આ પણ એક છે અને એ બધી ધ્યાનમાં લેવા જેવી છે. વળી "માણસનો દીકરો" એટલે મસીહજ સમજવામાં આવતો નહોતો એ પણ આ પદ ઉપરથી સિદ્ધ થાય છે.

[૩૫] ત્યારે ઇસુએ તેઓને કહ્યું કે, હુજી થોડી વાર તમારી પાસે પ્રકાશ છે; જ્યાં સુધી તમારી પાસે પ્રકાશ છે, ત્યાં સુધી ચાલો, રખેને તમારા પર અંધકાર આવી પડે; અને અંધકારમાં જે ચાલે છે તે પોતે ક્યાં જાય છે તે તે જાણતો નથી.

ઇસુ તેમના પ્રશ્નનો જવાબ સીધી રીતે નહિ આપતાં તેમનો પ્રશ્ન તેમના જે અવિશ્વાસને લીધે ઉપસ્થિત થયો હતો તે અવિશ્વાસ દૂર કરવાને માટે તેમને આ પ્રકારની ગંભીર ચેતવણી આપે છે. તેના કહેવાનો ભાવાર્થ એવો છે કે તેમને શાશ્વત જીવનમાં પ્રવેશ કરવા માટે અથવા મસીહના રાજ્યમાં દાખલ થવા માટે દેવે જે અદ્‌ભુત તક આપી છે તે બહુજ થોડો કાળ હવે રહેવાની છે અને એ તકનો તેઓ જો બરાબર ઉપયોગ નહિ કરે તો તેઓ મસીહ સંબંધી કશું જાણવાના નથી, તેમ તેના રાજ્યમાં પ્રવેશ પણ કરવાના નથી. ઇસુ તેમને કહે છે કે, અરે, શંકાશીલ માણસો, તમે ક્યાં સુધી આવી રીતે શંકા રાખ્યા કરશો? મને જો તમે અત્યારે નહિ માનો તો તમે પાછળથી માનવાના નથી; માટે હવે તમારે ઢીલ કરવાની નથી.

[૩૬] જ્યાં સુધી તમારી પાસે પ્રકાશ છે, ત્યાં સુધી પ્રકાશ પર વિશ્વાસ રાખો, જેથી તમે પ્રકાશના દીકરા થાઓ.

એ વાતો કહીને ઇસુ ચાલ્યો ગયો, અને તેઓનાથી સંતાઈ રહ્યો.

ઇસુ તેના શ્રોતાઓને અજવાળામાં ચાલવાનું અને વિશ્વાસ કરવાનું કહે છે અને તેના ફળ અથવા પરિણામરૂપે તેઓ અજવાળાનાં સંતાન થશે એમ તેમને જણાવે છે. તેઓ જો અત્યારે ઇસુ પર વિશ્વાસ કરત તો તેમને પવિત્ર આત્માની પ્રાપ્તિ થાત અને તે દ્વારા તેઓ પૂર્ણ પ્રકાશ પામ્યા હોત.

**પ્રકાશના દીકરા.** આ જાતના શબ્દો યહુદી કવિતામાં તેમ સુવાર્તાઓમાં ઘણે સ્થળે જોવામાં આવે છે (જુઓ માત્થી ૫; ૯: ૮; ૧૨: ૯; ૧૫: ૧૩; ૩૮: ૨૩; ૧૫ માર્ક ૩; ૧૭. લુક ૧૦; ૬: ૧૬; ૮).

**ઇસુ ચાલ્યો ગયો.** ઘણું કરી ઇસુ બેથાનીઆમાં ગયો હતો (સરખાવો માત્થી ૨૧; ૧૭. માર્ક ૧૧; ૧૧. લુક ૨૧; ૩૭).

૩૭-૪૩. સુવાર્તિકનો ઇસુ વિષેનો અભિપ્રાય.

આ ઉપવિભાગમાં યોહાન યહુદીઓનો દોષ બતાવે છે અને તે દોષનું કારણ પણ બતાવે છે. ઇસુએ આવાં આવાં અદ્‌ભુત વચનો કહ્યાં અને અદ્‌ભુત કાર્યો કર્યાં, છતાં યહુદીઓએ તેના ઉપર વિશ્વાસ કેમ કર્યો નહિ એ તે અહીં જણાવે છે.

[૩૭] તેણે આટલા બધા ચમત્કારો તેઓના દેખતાં કર્યા હતા, તોપણ તેઓએ તેના પર વિશ્વાસ કર્યો નહિ.

આ સુવાર્તામાં જાણે કે વાનગી દાખલ માત્ર સાત ચમત્કારજ વર્ણવવામાં આવ્યા છે, પણ અન્ય સ્થળે કહેવામાં આવ્યું છે (૨; ૨૩ : ૪; ૪૫ : ૭; ૩૧ : ૧૧; ૪૭ : ૨૦; ૩૦) તે પ્રમાણે ઇસુએ ઘણાં અદ્‌ભુત કામો કર્યાં હતાં અને તે બધાંની વાત અહીં કરવામાં આવી છે. આ કામો લોકોની સમક્ષ કરવામાં આવ્યાં હતાં અને તેથી તેઓ તેમના સંબંધમાં અજ્ઞાન હોવાનું બ્હાનું કાઢી શકે તેમ નહોતું. ઇસુએ આટલું બધું કર્યું હતું તોપણ લોકોએ તેના ઉપર ખરો વિશ્વાસ કર્યો નહિ.

[૩૮] યશાયાહ પ્રબોધકનું વચન પુરૂં થાય કે, પ્રભુ, અમને જે કહેવામાં આવ્યું છે તે કોણે માન્યું છે? અને પ્રભુનો ભુજ કોની આગળ પ્રગટ થએલો છે? યશાયાહ પ્રબોધકનું એ વચન પુરૂં થાય [૩૯] માટે તેઓ વિશ્વાસ કરી શકયા નહિ.

ઇસુનાં કાર્યો એવાં હતાં કે તેથી લોકોના મનમાં તેના ઉપર વિશ્વાસ આવવોજ જોઇએ, અને તેમ છતાં તે નહિ આવ્યો એજ મોટી અચરતની વાત હતી. આનું કારણ શું હતું? યોહાન કહે છે કે યશાયાહ પ્રબોધકે પ્રબોધ કર્યો હતો અને તે પૂર્ણ થવો જોઇતો હતો. જે વચન અહીં ટાંકવામાં આવ્યું છે તે યશાયાહ ૫૩; ૧ છે. એ સ્થળે યશાયાહ દુઃખ ભોગવતો મસીહ બતાવી કહે છે કે લોકો તેના પર વિશ્વાસ કરવાના નથી. હવે લોકો મસીહનું આવું ચિત્ર સહન કરી શક્યા નહિ તો પછી તેઓ એ જાતના ખરા મસીહનો તો સ્વીકાર કરીજ ક્યાંથી શકે? વળી આ પ્રબોધકની પાછળ ઇશ્વરનાં જ્ઞાન તેમ ઇચ્છા પણ રહ્યાં છે એ પણ ધ્યાનમાં લેવા જેવું છે. પોતાના સેવક પ્રત્યે જગતનો વિરોધ થવોજ જોઇએ એવું ઇશ્વરે અનંતકાળથી પોતાના અનંત જ્ઞાન વડે જોઇ લીધું હતું અને તે પ્રમાણે તેણે પ્રબોધવચન કહેવડાવ્યું હતું. માત્થીની સુવાર્તામાં તેમ આ સુવાર્તામાં પ્રબોધવચન પૂરૂં થવા માટે આમ આમ થયું એમ અનેક સ્થળે કહેવામાં

આવ્યું છે (જુઓ યોહાન ૧૩; ૧૮: ૧૫; ૨૫: ૧૭; ૧૨: ૧૮; ૯, ૩૨: ૧૯; ૨૪, ૩૬. માત્થી ૧; ૨૨: ૨; ૧૫, ૧૭: ૪; ૧૪: ૮; ૧૭: ૧૨; ૧૭: ૧૩; ૩૫: ૨૧; ૪: ૨૬; ૫૪, ૫૬: ૨૭; ૯).

**પ્રભુનો ભુજ.** આનો અર્થ પ્રભુની શક્તિ થાય છે. પ્રબોધક યશાયાહના સમાચારમાં દેવનો હાથ હતો. આ પ્રબોધની નજરે જોતાં ઇસુનાં કાર્યોને પણ લાગુ પડી શકે છે (લુક ૧; ૫૧. પ્રે. કૃ. ૧૩; ૧૭).

**તેઓ વિશ્વાસ કરી શકયા નહિ.** વિશ્વાસ ન કર્યો એટલુંજ નહિ પણ વિશ્વાસ કરવો એ તેમને નૈતિક કારણોને લઇને અશક્ય થઇ પડયું હતું.

[૩૯] કેમકે યશાયાહે વળી કહ્યું હતું કે, [૪૦] તેઓ આંખોથી ન દેખે, અને અંતઃકરણથી ન સમજે, અને પાછા ન ફરે, અને હું તેઓને સારા ન કરૂં, માટે તેણે તેઓની આંખો આંધળી કરી છે, અને તેઓનાં મન જડ કર્યાં છે.

ઉપલા પદમાં જે કહેવામાં આવ્યું છે તે અહીં વિશેષ સ્પષ્ટ કરવામાં આવ્યું છે. માણસોનાં પોતાનાં પાપને લીધે તેમનાં મન ઇશ્વરની શક્તિથીજ જડ થાય છે. આ ટાંકેલું વચન યશાયાહ ૬; ૧૦ છે અને તે મૂળ વચન પ્રમાણે નથી. મૂળમાં જે પ્રબોધકનું કાર્ય જણાવવામાં આવ્યું છે તેને અહીં દેવનું કાર્ય બતાવવામાં આવ્યું છે.

[૪૧] યશાયાહે તેનો મહિમા જોયો તે કારણથી તેણે એ વાતો કહી; અને તે તેને વિષે બોલ્યો.

આ સુવાર્તિકે આપણને ઉપલાં બે ત્રણ પદમાં કહ્યું છે કે યશાયાહે પોતાનો ભવિષ્યવાદ ઇસુના સંબંધમાં કહ્યો હતો અને તેનું તે અહીં કારણ આપે છે. તેને ખ્રીસ્તનું અથવા તો જેનું અવતરણ થવાનું હતું તેનું દર્શન થયું હતું અને તે એટલે દેવનો સેવક કઇ સ્થિતિમાં આવવાનો હતો તે જોઇને તેણે આ પ્રમાણે કહ્યું હતું.

[૪૨] તોપણ અધિકારીઓમાંના પણ ઘણાએ તેના પર વિશ્વાસ કર્યો; પણ રખેને ફરોશીઓ અમને સભાસ્થાનમાંથી કાઢી મૂકે, [ એવી બીકથી ] તેઓએ તેને કબૂલ ન કર્યો.

યહુદીઓના મોટા ભાગે ઇસુનો મસીહ તરીકે સ્વીકાર કર્યો નહોતો એમ ઉપર કહેવામાં આવ્યું છે. આથી એમ સમજવાનું નથી કે તેના ઉપર કોઇ પણ માણસોએ વિશ્વાસ કર્યો ન હતો. કેટલાકે કર્યો હતો, અને તેમાં અધિકારીઓ પણ હતા, જો કે આ અધિકારીઓએ તેને જાહેર રીતે મસીહ તરીકે કબૂલ કર્યો નહોતો. આમાંના બેનાં નામ આપણે જાણીએ છીએ, તે આરમથીઆનો યુસફ અને નીકોદેમસ છે

ફરોશીઓ......[ **એવી બીકથી** ] (જુઓ ૭; ૧૩ : ૯; ૨૨).

[૪૩] કેમકે દેવ તરફથી થતી પ્રશંસા કરતાં તેઓ માણસોના તરફથી થતી પ્રશંસાને વધારે ચાહતા હતા.

આ લોકોએ ઇસુનો સ્વીકાર કર્યો નહિ તેનું કારણ એ હતું કે તેમને માણસ પાસેથી માન જોઇતું હતું અને તેઓ જો ઇસુને ખુલ્લી રીતે કબૂલ કરે તો તેઓ તે માન ખૂએ તેમ હતું. પણ માણસો પાસેથી માન પામવું એ દેવ પાસેથી મળતું માન ખોવા બરાબર હતું, અને તેમ હતું તોપણ તેઓ માણસના માનને ખોવા ઇચ્છતા નહોતા. સત્યનો સ્વીકાર કરવામાં માણુસ પાસેથી મળતું માન ખોવું પડે છે અને તેથી માણસો સત્યનો સ્વીકાર કરતાં અચકાય છે, પણ તેઓ એમ સમજતા નથી કે તેમ કરતાં તેઓ દેવ પાસેથી મળતું માન ખુએ છે. આ સુવાર્તામાં આ બે જાતનાં માનનો જે મુકાબલો કર્યો છે તે બીજા કોઇ પણ પુસ્તકમાં જોવામાં આવે છે કે નહિ એ એક પ્રશ્ન છે, અને તે મુકાબલો ખાસ ધ્યાનમાં લેવા જેવો છે. આ સુવાર્તામાં અન્ય સ્થળે પણ આ વાત કહેવામાં આવી છે (જુઓ ૫ ; ૪૪).

૪૪–૫૦. પ્રભુ ઇસુએ પોતા વિષે આપેલી સાક્ષી.

અહીં જે કહેવામાં આવ્યું છે તે ઇસુએ આજ પ્રસંગે કહ્યું હતું તેમ નથી, પણ તે તેના વચનના અથવા તેણે આપેલા ન્યાયના સાર જેવું છે, અને તે આ સુવાર્તિક આ સ્થળે એટલે ઇસુની સેવાની આખરે આપે છે.

[૪૪] ત્યારે ઇસુએ પોકારીને કહ્યું કે, મારા પર જે વિશ્વાસ રાખે છે, તે એકલા મારા પર નહિ, પણ જેણે મને મોકલ્યો છે, તેના પર વિશ્વાસ રાખે છે.

આ વચન તેમ નીચેનાં વચન ઇસુએ પોકારીને કહ્યાં હતાં એથી એમ સમજવાનું છે કે આ બધું તેણે જાહેર રીતે સમજાવ્યું હતું. આ પદનો અર્થ એ છે કે ઇસુ ઉપર વિશ્વાસ કરવો એ દેવ ઉપર વિશ્વાસ કરવા બરાબર હતું. આગળ ઉપર આજ વચન કહેવામાં આવ્યું નથી, પણ તે જાતનો વિચાર પ્રગટ કરવામાં આવેલો છે ( જુઓ ૫ ; ૩૬ : ૮ ; ૧૯ ).

[૪૫] વળી જે મને દેખે છે, તે જેણે મને મોકલ્યો છે તેને દેખે છે.

આ પદમાં ઉપરના પદમાંના વિચારને વધારે સ્પષ્ટ કર્યો છે. ઇસુને જોવો એ દેવને જોવા બરાબર છે, આ વચનથી ઇસુ અને દેવની એકતા જણાવવામાં આવી છે.

[૪૬] જે કોઇ મારા પર વિશ્વાસ રાખે છે તે અંધારામાં ન રહે, માટે જગતમાં હું પ્રકાશરૂપે આવ્યો છું.

ઇસુનું પોતાનું ખરૂં સ્વરૂપ પ્રકાશ છે અને દેવનું સ્વરૂપ પણ તેજ હોવાથી જે કોઇ ઇસુને બરાબર જાણે છે તે પ્રકાશમાં પ્રવેશ કરે છે અથવા દેવને પામે છે. દેવને વિષે જે જ્ઞાન તે આપે છે તે ખરો પ્રકાશ છે, અને જેને તે જ્ઞાન નથી તે અંધકારમાં રહે છે. આ જ્ઞાન તેના ઉપર વિશ્વાસ રાખવાથી પ્રાપ્ત થાય છે ( જુઓ ૩ ; ૧૯ : ૮ ; ૧૨ : ૯ ; ૫ ).

**તે અંધારામાં ન રહે.** ખ્રીસ્ત રહિત માણુસની સાધારણ સ્થિતિ અંધકારમાં રહેવાનીજ છે. આમાં રહેલો વિચાર બીજા શબ્દોમાં યોહાનના પત્રોમાં જોવામાં આવે છે ( જુઓ ૧ યોહાન ૨ ; ૯, ૧૧.)

[૪૭] જો કોઈ મારી વાતો સાંભળ્યા છતાં તેમને પાળતો નથી, તો હું તેનો ન્યાય કરતો નથી ; કેમકે હું જગતનો ન્યાય કરવા માટે નહિ, પણ જગતનો ઉદ્ધાર કરવા માટે આવ્યો છું.

ઉપલાં ત્રણ પદમાં ઇસુએ પોતા સંબંધી કહ્યું છે અને તેના પર વિશ્વાસ કરવાની વાત કરવામાં આવી છે, અને અહીં તેમ નીચેનાં પદોમાં તે પોતાનાં વચનની અને અવિશ્વાસની વાત કરે છે. લોકોના મનમાં તેના પર જે વિશ્વાસ થાય છે તે તેની જાત માટે થાય છે, પણ અવિશ્વાસ તેની વાતો આગળજ અટકે છે, અને તેથી અહીં આ જાતનો ભેદ કરવામાં આવ્યો છે.

**હું તેનો ન્યાય કરતો નથી.** આગળ ઉપર ૩ ; ૧૭ અને ૮ ; ૧૫માં આ પ્રમાણેજ કહેવામાં આવ્યું છે. જો કે ઇસુ પોતે માણુસનો ન્યાય કરતો નથી, તોપણુ માણુસનો ન્યાય સ્વાભાવિક રીતે થઇ જાય છે. તેના પર વિશ્વાસ કરતાં ઉદ્ધાર થાય છે, અને અવિશ્વાસીને એ ઉદ્ધાર પ્રાપ્ત થતો નથી. આજ તેનો ન્યાય અથવા દંડ છે.

[૪૮] જે મારો ઇનકાર કરે છે, અને મારી વાતો માનતો નથી, તેનો ન્યાય કરનાર એક છે; જે વાત મેં કહી છે, તેજ છેલ્લે દહાડે તેનો ન્યાય કરશે.

જે લોકો ઇસુનો ઇનકાર કરે છે તેમનો ન્યાય સ્વાભાવિક થઇ જાય છે એમ ઉપલા પદની ટીકામાં કહેવામાં આવ્યું છે. આ ન્યાય કરનાર ઇસુની વાણીજ છે. તેણે જે કંઇ કહ્યું છે તેનો માણુસે શો જવાબ આપ્યો અથવા તેઓ તેને અનુસર્યા કે નહિ એ વાત ઉપરથીજ તેમનો ન્યાય થવાનો છે, અને તેથીજ ઇસુ અહીં કહે છે કે મારી વાત છેલ્લે દિવસે માણુસનો ન્યાય કરશે.

**જે વાત મેં કહી છે.** અહીં "વાત" શબ્દ એકવચનમાં છે તે એટલા માટે છે કે ઇસુનાં બધાં વચનોમાં એક જાતનું આત્મિક ઐક્ય રહ્યું છે.

**છેલ્લે દહાડે.** આ શબ્દો આ સુવાર્તામાંજ જોવામાં આવે છે (જુઓ ૬ ; ૩૯, ૪૦, ૪૪, ૫૪: ૧૧ ; ૨૪) સરખાવો "છેલ્લું રણશિંગડું" (૧ કોરીંથી. ૧૫; ૫૨), "છેલ્લી ઘડી" (૧ યોહા. ૨ ; ૧૮).

[૪૯] કેમકે મેં મારા પોતાના તરફથી કહ્યું નથી, પણ મારે શું કહેવું, અને મારે શું બોલવું, એ વિષે જે બાપે મને મોકલ્યો છે તેણે મને આજ્ઞા આપી છે.

ઇસુના વચનમાં ઉપર જણાવી એવી શક્તિ કેમ છે તેનું તે અહીં કારણ આપે છે. તેનાં વચન બાપનાંજ વચન છે અને તેથીજ તે ન્યાય કરવાની શક્તિ ધરાવે છે.

**મારે શું કહેવું, અને મારે શું બોલવું.** આમાંના પહેલા ઉપવાક્યમાં ઇસુ તેણે પોને શિખવેલા સત્યની વાત કરતો જણાય છે અને બીજામાં તે પ્રગટ કરવાની જુદી જુદી રીત વિષે બોલતો દેખાય છે. આ બન્નેનો અર્થ એવો થાય થાય છે કે ઇસુએ જે કંઇ સત્ય જણાવ્યું છે તે તેમજ તેના શબ્દો પણ દેવ તરફથીજ તેને મળેલા છે.

[૫૦] તેની આજ્ઞા અનંતજીવન છે, એ હું જાણું છું; તે માટે જે કંઈ હું બોલું છું, તે જેવું બાપે મને કહ્યું છે તેવુંજ હું બોલું છું.

દેવે ઇસુને જે કંઇ કહેવાની આજ્ઞા કરી હતી તે માણસ અનંતજીવન પામે તે માટે આપવામાં આવી હતી; અથવા દેવની આજ્ઞાજ અનંતજીવન હતી. આ આજ્ઞા ઇસુના જીવનમાં ઉતરી હતી અને તેના વચનદ્વારા તે માણસમાં ઉતરતી હતી; માત્ર તે પામવા માટે માણસને વિશ્વાસની જરૂર છે.

**તે માટે......તેવુંજ હું બોલું છું.** આ વચનદ્વારા ઇસુ અને દેવની જે આત્મિક એકતા પ્રગટ થાય છે તે ધ્યાનમાં લેવા જેવી છે.

અહીં ઇસુએ જગત આગળ પોતાના સ્વરૂપનું કરેલું પ્રકટીકરણ પૂરૂં થાય છે. હવે બાકીના અધ્યાયોમાં ઇસુ પોતાના શિષ્યોની આગળ પોતાનું પ્રકટીકરણ કરે છે, એવું બતાવવામાં આવ્યું છે. આ ઉત્તરાર્દ્ધના બે મુખ્ય વિભાગ પડે છે:—

૧. ઇસુનાં પ્રીતિજન્ય છેલ્લાં સેવાકાર્ય (અ. ૧૩–૧૭).

૨. મૃત્યુદ્વારા વિજય (અ. ૧૮–૨૦).

છેલ્લા અધ્યાયમાં એટલે ૨૧મામાં પુસ્તકનો ઉપસંહાર આવે છે.

# અધ્યાય ૧૩.

આ અધ્યાયથી માંડીને સુવાર્તાની આખર સુધી જે કંઇ કહેવામાં આવ્યું છે તે બધું આ સુવાર્તાનો બીજો મુખ્ય ભાગ બને છે. બારમા અધ્યાય સુધીમાં ખ્રીસ્તની જાહેર સેવાની હકીકત જણાવવામાં આવી છે, ત્યાર પછી તેની ખાનગી સેવા (૧૩-૧૭) અને મૃત્યુ ઉપરનો વિજય (૧૮-૨૦) જણાવવામાં આવ્યાં છે. ૨૧મા અધ્યાયમાં ઉપસંહાર કરવામાં આવ્યો છે.

આ બીજા મુખ્ય વિભાગનો પહેલો ઉપવિભાગ જે ૧૩થી ૧૭ અધ્યાયનો છે તેના સાધારણ રીતે નીચે પ્રમાણે ત્રણ ભાગ પાડવામાં આવે છે:—

૧. ૧૩ ; ૧–૩૦. પ્રેમ અને ન્યાયકરણનાં છેલ્લાં કાર્ય.

૨. ૧૩ ; ૩૧–૧૬ ; ૩૩. છેલ્લાં બોધવચનો.

૩. ૧૭. ખ્રીસ્તની મધ્યસ્થ તરીકેની પ્રાર્થના.

### ૧૩ ; ૧–૩૦. પ્રેમ અને ન્યાયકરણનાં છેલ્લાં કાર્ય.

આ ઉપવિભાગના બે વિભાગ પાડવામાં આવે છે. ઇસુના આત્મભોગરૂપ પ્રેમનું પ્રદર્શન (૧–૨૦), તથા ગુરૂદ્રોહી અને સ્વાર્થી શિષ્યને રજા (૨૧–૩૦).

આ ઉપવિભાગમાં જે કંઇ કહેવામાં આવ્યું છે તેમાંનું ઘણુંખરૂં આ સુવાર્તામાંજ જોવામાં આવે છે, તોપણ તેમાંની કેટલીક વાતોનો બીજી સુવાર્તાઓમ આપેલી વાતો સાથે કશો સંબંધ નથી એમ નથી. શિષ્યોના પગ ધોવાનું જે કાર્ય અહીં વર્ણવવામાં આવ્યું છે તેને લુક ૨૨ ; ૨૪, ઇત્ય.માં આપવામાં આવેલી વાત સાથે સંબંધ છે, તેમજ યહુદાના સંબંધમાં જે કંઇ કહેવામાં આવે છે તે માત્થીમાં તેમ માર્કમાં જોવામાં આવે છે (જુઓ માત્થી ૨૬ ; ૨૧. માર્ક ૧૪ ; ૧૮ અને યોહાન ૧૩ ; ૨૧ ). શિષ્યોમાંનો એક દ્રોહી થશે એવું જાહેર થતાં શિષ્યોમાં જે અચંબો ઉત્પન્ન થાય છે તે પણ બધી સુવાર્તામાં જોવામાં આવે છે ( માત્થી ૨૬ ; ૨૨. માર્ક ૧૪ ; ૧૯. લુક ૨૨ ; ૨૩. યોહાન ૧૩ ; ૨૨ ). માત્થીમાં એ ઉપરાંત ચોક્ખું એમ બતાવવામાં આવ્યું છે કે પરસ્વાધીન કરનાર તે યહુદાજ છે ( માત્થી ૨૬ ; ૨૫ ).

આ સુવાર્તામાં પ્રભુભોજન વિષે કંઈ કહેવામાં આવ્યું નથી, પણ તેનું કારણ તો આ સુવાર્તાની રચનાની યોજના છે. બીજીમાં જે કંઇ કહેવું રહી ગયું હોય તે આ સુવાર્તામાં આપવું એવી આની યોજના છે, અને તે પ્રમાણે પ્રભુભોજન સંબંધી પણ છે. આ સુવાર્તાના લેખકને પ્રભુભોજન વિષે કંઇ પણ માહિતી ન હોય એ બનવા જેવું નથી, પણ આ સુવાર્તા પ્રમાણે પ્રભુભોજનનું સ્થાન ક્યાં છે તે

જાણવું મુશ્કેલ છે. કોઇ કોઇ કહે છે કે આ પગ ધોવાનું કાર્ય અને તે વખતે કરવામાં આવેલું ભોજન બેથાનીઆમાં કરવામાં આવ્યું હતું, અને પ્રભુભોજન યરૂશાલેમમાં બીજે દિવસે કરવામાં આવ્યું હતું. આમ થવું તે ૧૩; ૩૮ પ્રમાણે અને લુક ૨૨; ૨૪ જેમાં સેવા વિષે આ અધ્યાયમાંના શિક્ષણની માફકજ કહેવામાં આવ્યું છે તે પ્રમાણે અશક્ય છે.

હવે જો આ બન્ને ભોજન એટલે સંદર્શક સુવાર્તિકોએ જણાવેલું ભોજન અને આ અધ્યાયમાંનું ભોજન એક હોય, તો પછી પ્રભુભોજનની સ્થાપના ક્યારે થઇ? યહુદાના ગયા પછી કે તે પહેલાં (૧૩; ૩૦)? આ કહેવું મુશ્કેલ છે. માત્થી અને માર્કના વર્ણનમાં એવું કંઇ નથી કે જે પરથી આ વિષે કાંઇ નિર્ણય કરી શકાય. માત્ર લુકમાં પહેલાં રોટલી આપવામાં આવે છે. પછી યહુદાના દ્રોહની વાત જાહેર કરવામાં આવે છે, અને તે ગયા પછી ભોજનને અંતે પ્રભુ-ભોજનમાંનો દ્રાક્ષરસ આપવામાં આવે છે. બીજા શબ્દોમાં કહીએ તો પ્રભુ-ભોજનમાંની રોટલી યોહાનની સુવાર્તાના ૧૩મા અધ્યાયના ૩૦મા પદ પહેલાં અને દ્રાક્ષરસ ત્યાર પછી આપવામાં આવે છે.

ઇસુના આત્મભોગરૂપ પ્રેમનું પ્રદર્શન (૧૩; ૧-૨૦). આમાં પદ ૨-૧૧માં પ્રેમનું કાર્ય, અને ૧૨-૨૦માં તે કાર્યનો ખુલાસો આવે છે.

[૧] હવે પાસ્ખા પર્વ અગાઉ પોતાનો આ જગતમાંથી બાપની પાસે જવાનો સમય આવ્યો છે એ જાણીને ઇસુએ જગતમાંના પોતાના લોક, જેઓના ઉપર તે પ્રેમ રાખતો હતો, તેઓ પર અંત સુધી પ્રેમ રાખ્યો.

આ પદ ૧૩થી ૧૭ અધ્યાયનો જે ઉપવિભાગ બનેલો છે તેની પ્રસ્તાવનારૂપ છે.

**હવે પાસ્ખાપર્વ અગાઉ.** આ શબ્દો "જાણીને" કે "પ્રેમ રાખતો હતો" એ સાથે નહિ, પણ "પ્રેમ રાખ્યો" એ સાથે લેવાના છે. જે કાળ અહીં સૂચવવામાં આવ્યો છે તે આ પ્રેમપ્રદર્શનનો ખાસ સમય હતો. આ બધું નીસાન મહિનાની ૧૪મી તારીખે થયું હતું.

**આ જગતમાંથી બાપની પાસે જવાનો સમય આવ્યો છે એ જાણીને.** આ સમય ઇસુને પોતાને માટે મહિમાનો સમય હતો, પણ તેના શિષ્યો માટે દિલગીરીનો સમય હતો, અને તેથી તેણે પોતાના શિષ્યોથી છુટા પડયા પહેલાં તેમને પોતાના પ્રેમનું એવું એક ચિહ્ન આપ્યું કે જે સદાને માટે તેમના સ્મરણમાં રહે.

જોકે દુઃખ વિષેના અગમજ્ઞાનથી દિલગીરી વધે છે, તોપણ પોતાના શિષ્યોને જે દુઃખ લાગતું હતું, અને જે તેઓના પર દુનિયામાં વીતવાનું હતું તેના વિચારમાં ઇસુ ખ્રીસ્ત પોતાનું દુઃખ ભુલી જાય છે.

**સમય આવ્યો છે.** જુઓ ૨; ૪: ૭; ૬: ૯; ૪: ૧૧; ૯ ઇત્યા. ઇસુના જીવનના સંબંધમાં જેમ બીજી કેટલીક વાત નક્કી થઇ છે તેમ તેના કાર્યનો જુદો જુદો સમય પણ નક્કી થયો છે. જ્યાં સુધી આ છેલ્લી ઘડી આવી નથી ત્યાં સુધી તેના દુશ્મનો પણ કંઇ કરી શકતા નથી (જુઓ ૭: ૩૦: ૮; ૨૦).

**પોતાના લોક.** એટલે જેઓ દેવ તરફથી તેના પ્રત્યે ખેંચાએલા હતા તે. (જુઓ ૧; ૧૧, ૧૨: ૧૭; ૧૧. પ્રેરિતોનાં કૃત્યો ૪; ૨૩: ૨૪; ૨૩. ૧ તીમો. ૫; ૮).

**અંત સુધી.** આ શબ્દોના બે અર્થ કરવામાં આવે છે: (૧) આખર સુધી, અને (૨) પૂર્ણપણે. અહીં આ બીજો અર્થજ બરાબર છે. ઇસુના પ્રેમની આ વખતે પરાકાષ્ટા હતી.

[૨] હવે શેતાને અગાઉથી સીમોનના દીકરા યહુદા ઇસકારીઓતના મનમાં તેને પરસ્વાધીન કરવાની પ્રેરણા કરી હતી. તેઓ જમતા હતા તેવામાં, [૩] બાપે સઘળાં વાનાં મારા હાથમાં સોંપ્યાં છે, અને હું દેવની પાસેથી આવ્યો છું, અને દેવની પાસે જાઉં છું, એ જાણીને [૪] [ઈસુ] જમણ પરથી ઉઠે છે, અને પોતાનાં લુગડાં ઉતારીને તેણે રૂમાલ લીધો, અને તેને પોતાની કમરે બાંધ્યો.

પહેલું પદ જેમ આ આખા વિભાગને પ્રસ્તાવનારૂપ છે તેમ ૨જું અને ૩જું પદ આ પગ ધોવાના કાર્યને પ્રસ્તાવનારૂપ છે. જે પ્રેમની ઉપર વાત કરવામાં આવી છે તે પ્રેમ હવે પ્રગટ થાય છે.

**ઇસકારીઓત.** એટલે કીરીઓથ ગામનો માણુસ. આ શબ્દ જે રીતે મૂકવામાં આવ્યો છે તે યહુદાનું વિશેષ નામ નહિ પણ તેના ગામનું કે એવું કોઇ સ્થાનિક નામ સૂચવે છે. ૬; ૭૧માં એજ નામ (સીમોન ઇસકારીઓતના [દીકરા] યહુદા) વિશેષણ તરીકે જોવામાં આવે છે.

**બાપે.........એ જાણીને.** આ ત્રીજું પદ ઇસુનું ગૌરવ બતાવે છે અને તે ગૌરવ તે જે કાર્ય કરવાનો હતો તેની સાથેનો મુકાબલો કરવા માટે બતાવવામાં આવ્યું છે. ઇસુ પોતે દિવ્ય હતો અને તેનું ઐશ્વર્ય અને તેની શક્તિ અનંત હતાં, છતાં તેણે પોતાના શિષ્યોના પગ ધોયા.

**[ઇસુ]..............બાંધ્યો.** જે રીતે આ વર્ણન તેમ નીચેનું વર્ણન આપવામાં આવ્યું છે તે લેખક તે વખતે હાજર હોય એમ બતાવે છે. આ પ્રેમની સેવાનું દરેક કૃત્ય તે છુટું છુટું આપે છે, જેમકે જમણ પરથી ઉઠે છે, લુગડાં ઉતારે છે, રૂમાલ લે છે, કમરે બાંધે છે, વાસણમાં પાણી રેડે છે, પગ ધુએ છે, લુછે છે. ઇસુ જ્યારે સેવા કરે છે, ત્યારે પુરેપુરી કરે છે, કંઇજ બાકી રાખતો નથી. ઇસુએ આ કાર્ય કર્યું તે ૨૨; ૨૪માં જણાવેલા શિષ્યો વચ્ચેના વાદવિવાદના

જવાબરૂપે કર્યું હોય એ સંભવિત છે. લુક એ વાદવિવાદ ભોજન થઇ રહ્યા પછી મૂકે છે, પણ લુક પ્રત્યેક બનાવ યોગ્ય સમયેજ જણાવતો હોય એમ માનવાને કંઇ ખાસ કારણ નથી.

[5] ત્યાર પછી વાસણમાં પાણી રેડીને, શિષ્યોના પગ ધોવા તથા કમરે બાંધેલા રૂમાલથી તે લુછવા લાગ્યો.

આ કાર્ય સાધારણ રીતે યહુદીઓમાં ગુલામ અથવા દાસ કરતા હતા, કદાચિત કોઈ માણસ પોતાના પરોણાના પગ ધુએ તો તે બહુ નવાઇ ભરેલું લાગે નહિ, પણ ગુરૂ પોતાના શિષ્યોના પગ ધુએ, અને તેમાંએ જે ગુરૂએ આવા આવા અદ્ભુત ચમત્કારો કર્યા હતા તે આવું કામ કરે એ તો ખરેખર ઘણુંજ નવાઇ જેવું હતું. ઇસુના શિષ્યો તો આ કાર્યથી આભાજ બની ગયા હશે.

[6] એ પ્રમાણે તે સીમોન પીતરની પાસે આવે છે. તે તેને કહે છે કે, પ્રભુ, શું તું મારા પગ ધુએ છે?

બીજા શિષ્યોમાં જે કહેવાની હિમ્મત નહોતી તે પીતરમાં હતી અને તેથી તે આ વખતે પોતાના તેમ બીજા શિષ્યોના મનની વાત પણ કહી નાખે છે. કોઇ ટીકાકાર કહે છે કે ઇસુએ યહુદાના પગ પહેલાં ધોયા હતા, બીજા કહે છે કે પીતરથી શરૂઆત કરી હતી; આ બન્ને માત્ર અનુમાન છે. પણ બીજું અનુમાન વિશેષ સંભવિત છે. "તું" અને "મારા" એ બે સર્વનામ મૂળમાં એવી રીતે મૂકવામાં આવ્યાં છે કે તેથી ગુરૂ તરીકે ઇસુ અને શિષ્ય તરીકે પીતરનો મુકાબલો બહુ તીવ્ર રીતે કરવામાં આવ્યો છે. ઇસુ જે સેવા કરે છે તે સેવા કેટલા હલકા પ્રકારની છે, એ વિચાર પીતરના મનમાં પ્રધાન નથી, પણ ઇસુ ગુરૂ થઇને શિષ્યના પગ ધુએ એજ પીતરને તો બહુ અયુક્ત લાગે છે.

[7] ઇસુએ ઉત્તર આપ્યો કે, હું જે કરૂં છું, તે તું હમણાં જાણતો નથી; પણ હવે પછી તું સમજશે.

આ પદમાં પણ "હું" અને "તું" નો મુકાબલો ઉપરની માફકજ તીવ્ર છે. "તે તું હમણાં જાણતો નથી, પણ હવે પછી સમજશે." ઇસુએ આ શબ્દો કહ્યા છે તે કેટલાક ટીકાકારો ઇસુના ઉત્થાન પછી તેના શિષ્યોને જે જ્ઞાન થયું હતું તેના સંબંધમાં છે એમ કહે છે. અને બીજા એમ કહે છે કે આ વાતનું જ્ઞાન ઇસુ તેમને ૧૨ થી ૧૭ પદમાં આપે છે. ખરૂં અને સંપૂર્ણ જ્ઞાન તો પચાસમાના દિવસથી શરૂ થયું.

[8] પીતર તેને કહે છે કે, હું તને કદી મારા પગ ધોવા દઇશ નહિ. ઇસુએ તેને ઉતર આપ્યો કે, જો હું તને ન ધોઉં તો મારી સાથે તારો કંઈ લાગભાગ નથી.

પીતર અન્ય સ્થળે તેમ અહીં પણ પોતાના ઉતાવળીઆ તેમ હઠીલા સ્વભાવ પ્રમાણે વર્તે છે. તે ઇસુને કહે છે કે તમે ગમે તેમ કહો, પણ હું તો તમને મારા પગ ધોવા દઇશ નહિ. ઇસુ પ્રત્યે તેનો જે વિનયી પ્રેમ હતો તે હવે હઠીલાઇનું રૂપ લે છે (માત્થી ૧૬; ૨૨). તેના જવાબમાં ઇસુ તેને કહે છે કે આ પગ ધોવાનું કાર્ય તેને માટે તેમ શિષ્યોને માટે પૂરી અગત્યનું હતું અને તે દ્વારા તેમનો પરસ્પર સંબંધ પૂર્ણ રીતે પ્રકટ થતો હતો.

**તને ન ધોઉં.** આ પગ ધોવાના કાર્યમાં એક રીતે આખી શુદ્ધિ રહી હતી અને તેથી ઇસુ અહીં "પગ" શબ્દ ઉમેરતો નથી.

ભલે તું આ કાર્યમાં મારો હેતુ સમજી શકતો ન હોય, તોપણ હાલમાં હું જે સેવા કરવા માગું છું તે તું સ્વીકારે નહિ, તો મારી સાથે તારો કંઇ લાગભાગ નથી. શિષ્યત્વની પ્રથમ ફરજ સંપૂર્ણ આત્મત્યાગ છે. મમત છોડવો જોઇએ.

[૯] સીમોન પીતર તેને કહે છે કે, પ્રભુ, એકલા મારા પગજ નહિ, પણ મારા હાથ તથા માથું પણ ધો.

અહીં પણ પીતરનો ઉતાવળીઓ સ્વભાવ પ્રગટ થાય છે. આ વર્ણન પણ એક એવું ચિહ્ન છે કે જે આ સુવાર્તામાંની વાત ખરી છે એ બતાવવામાં સહાયભૂત થાય છે. પહેલાં જેમ તે ઇસુએ શું નહિ કરવું જોઇએ તે કહેતો હતો, તેમ હવે, જ્યારે તેને માલમ પડયું કે આ ક્રિયા જરૂરની છે, ત્યારે તે કેવી રીતે કરવી તે બતાવવા લાગે છે.

[૧૦] ઇસુ તેને કહે છે કે, જે નાહેલો છે, તેના પગ સિવાય બીજું કંઇ ધોવાની અગત્ય નથી, તે પૂરો શુદ્ધ છે; અને તમે શુદ્ધ છો, પણ બધા નહિ.

આ પદનો અર્થ તદન સ્પષ્ટ નથી. કદાચિત ઇસુ એવું કહેવા માગે છે કે તેના શિષ્યો એક વખત શુદ્ધ થયા હતા, પણ તેમને સહેજ વિશેષ શુદ્ધિની જરૂર હતી, અને તેથી તેણે પોતે આ કાર્ય કર્યું હતું. અહીં સેવા ઉપરાંત શુદ્ધિનો વિચાર દાખલ કર્યો છે તે ધ્યાનમાં લેવાનું છે. શિષ્યોએ ઇસુના સમાગમરૂપી સ્નાન કર્યું હતું, પણ જેમ સ્નાન કર્યા પછી હાથ કે પગ ધોવાની જરૂર પડે છે તેમ જીંદગીની સફરમાં શુદ્ધ થએલાને પણ પાપરૂપી ડાઘ લાગે છે, અને તે ધોઇ નાખવાની જરૂર છે.

**અને તમે શુદ્ધ છો, પણ બધા નહિ.** વ્યક્તિગત્ સંપૂર્ણ શુદ્ધતામાં જે ન્યૂનતા હતી, તે પરથી ઇસુ હવે શિષ્યમંડળની શુદ્ધતામાં જે જે ન્યૂનતા છે તે પર વિચાર દોડાવે છે. એક આખા શરીર તરીકે શિષ્યસમુહ શુદ્ધ હતો ખરો,

પણ તે સમુહમાં એક ગુરૂદ્રોહી શિષ્યની હાજરી કલંકરૂપે હતી, અને તે ધોઇ નાખવાની, એટલે તેને દૂર કરવાની જરૂર હતી. જેમ સ્નાન કરેલા શરીરનો એકાદ અવયવ મેલો થાય તો તેથી આખા શરીરની શુદ્ધિને કંઇ હરકત આવતી નથી, કારણ કે તે ડાઘેલ ભાગ ધોઇ નાખવાથી તે શરીરના જેવોજ થાય છે; તેમ એક શિષ્ય ખરાબ નીવડયો તેથી આખા શિષ્યસમુહની શુદ્ધતાને કંઇ વાંધો આવતો નથી. માત્ર જે કરવાનું તે એટલુંજ કે એવા શિષ્યને દૂર કરવો જોઇએ.

દરેક મંડળીની પવિત્રતાના સિદ્ધાંત પર આ વાતથી સારો પ્રકાશ પડે છે.

[11] કેમકે પોતાને પરસ્વાધીન કરનારને તે જાણતો હતો; માટે તેણે કહ્યું કે, તમે બધા શુદ્ધ નથી.

યહુદા શું કરવાનો છે તેની ઇસુને ખબર હતી અને તેથી તેણે "તમે બધા શુદ્ધ નથી" એમ કહ્યું હતું, તેના આ શબ્દોથી શિષ્યોનું ધ્યાન ખેંચાયું હતું, પણ તેમાં રહેલો અર્થ ચોકખો થયો નહોતો, અને એ પાછળથી સ્પષ્ટ થયો તેથી સુવાર્તિકે આ પદ અહીં મૂક્યું છે. આ પદ પણ આ સુવાર્તાનો લેખક યોહાન હતો એ સિદ્ધ કરવામાં સહાયભૂત થાય છે.

[12] એ પ્રમાણે તેઓના પગ ધોઈ રહ્યા પછી તેણે પોતાનાં લુગડાં પહેર્યાં, અને ફરીથી બેસીને તેઓને કહ્યું કે, મેં તમને શું કર્યું છે, તે તમે સમજ્યા છો?

ઇસુએ આ પગ ધોવાનું કાર્ય કર્યું હતું તેનો મતલબ અથવા તેનું રહસ્ય તે તેના શિષ્યોને હવે સમજાવવાને પ્રયત્ન કરે છે.

[13] તમે મને ગુરૂ તથા પ્રભુ કહો છો, એ તમે ખરૂંજ કહો છો, કેમકે હું એજ છું.

ઇસુના શિષ્યો તેને આ બે નામથી બોલાવતા હતા એમ આપણે ચારે સુવાર્તા ઉપરથી જાણીએ છીએ. આ નામ સામાન્ય રીતે યહુદીઓના ધર્મગુરૂઓને આપવામાં આવતાં હતાં, પણ ઇસુના શિષ્યો તેને તેજ નામથી બોલાવતા, છતાં તેના પ્રત્યે ઘણા વધારે ભક્તિભાવથી જોતા હતા એમાં કશો શક નથી.

[14] માટે મેં પ્રભુએ તથા ગુરૂએ જો તમારા પગ ધોયા, તો તમારે પણ એક બીજાના પગ ધોવા જોઇએ.

ઇસુ અહીં એ કહેવા માગે છે કે, પોતે શિષ્યો કરતાં એટલો બધો મોટો હતો, છતાં તેણે તેમના પગ ધોવાનું ક્ષુદ્ર કામ કર્યું, તો પછી તેમણે પરસ્પર એ કાર્ય કરવું એ તેમની ફરજજ છે. આ કાર્યમાં દીનતા રહેલી છે અને તેથી તે કાર્ય કરનારની તેમજ જેના સંબંધમાં તે કરવામાં આવે છે તેની પણ શુદ્ધિ રહી છે.

[15] કેમકે જેવું મેં તમને કર્યું, તેવું તમે પણ કરો, એ માટે મેં તમને નમુનો આપ્યો છે.

એક બીજાની સેવા કેવી રીતે અને કેવા ભાવથી કરવી જોઇએ તેનો ઇસુએ પોતે દાખલો આપ્યો છે. કોઇ પણ જાતના સ્વનકારમાં ખ્રીસ્તનો નમુનો હમેશાં કામ આવે છે, તે જોવા જેવું છે. ખ્રીસ્તી મંડળીમાં આ પગ ધોવાનું કાર્ય જુદા જુદા રૂપમાં જુદે જુદે વખતે જોવામાં આવે છે. સાતમા સૈકામાં સ્પેઇન દેશમાં ભરાએલી એક ખ્રીસ્તી મહાસભાએ ફ્રાન્સ અને સ્પેઇનનાં દેવળોમાં વર્ષમાં એક દિવસે પગ ધોવાનો રિવાજ ચાલુ કર્યો હતો, આજે પણ કેથોલીક સંપ્રદાયનો વડો પોપ વર્ષમાં એક વખત અમુક જણના પગ ધુએ છે, કોઇ કોઇ પ્રોટેસ્ટન્ટ મંડળીએ પણ આ રિવાજ ચાલુ રાખ્યો છે. આ રિવાજ માત્ર ખ્રીસ્તીઓમાં જોવામાં આવે છે એમ નથી, પણ હિન્દુઓમાં પણ જોવામાં આવે છે. આજે પણ ઘણે ઠેકાણે સ્ત્રીઓ કન્યાઓને અમુક સંખ્યામાં પોતાને ત્યાં જમવા નોતરી તેમના પગ ધુએ છે અને પછી તેમને મિષ્ટાન્ન પકવાન્ન વગેરે ખવડાવે છે.

[16] હું તમને ખચીત ખચીત કહું છું કે, ચાકર પોતાના શેઠ કરતાં મોટો નથી; અને જે મોકલાએલો તે પોતાના મોકલનાર કરતાં મોટો નથી.

**ખચીત ખચીત** શબ્દોનો ઉપયોગ કરી ઇસુ અહીં એક નવું સત્ય જાહેર કરે છે. પોતાના શિષ્યોને ઇસુ ચાર વખત આ પ્રમાણે કહે છે: (૧) ઇસુ પ્રત્યે જગતે જે વર્તન રાખ્યું હતું તેથી વધારે સારૂં પામવાની શિષ્યોએ આશા રાખવી નહિ (માત્થી ૧૦; ૨૪). (૨) શિષ્યોએ શિક્ષક તરીકેની જવાબદારી બરાબર સમજવી જોઇએ (લુક ૬; ૪૦). (૩) આ સ્થળે. (૪) અહીં કહેવામાં આવ્યું છે એવુંજ કંઇક, પણ જુદા સંબંધમાં માત્થી ૧૦; ૨૪માં કહેવામાં આવ્યું છે.

[17] જો તમે એ વાતો જાણીને તેઓને પાળો, તો તમને ધન્ય છે.

ઇસુ અહીં પગ ધોવાના કાર્યના રહસ્યની વાત કરે છે. તે કહે છે કે મારા આ કાર્યમાં જે અર્થ રહ્યો છે તે તમે બરાબર જાણો અને તેને તમારા જીવનમાં ઉતારો તો તમને ધન્ય છે. કાર્ય કરવાને મદદરૂપે જ્ઞાન એ એક જાતનો આશીર્વાદ છે. એક યહુદી કહેવત એવી છે કે, "જે કોઇ માણુસ નિયમશાસ્ત્ર જાણતો હોય છતાં તે પ્રમાણે કરતો ન હોય તો તેના કરતાં તે દુનિયામાં આવ્યોજ ન હોત તો ઠીક."

[18] આ હું તમારા સર્વના સંબંધમાં નથી કહેતો; જેઓને મેં પસંદ કર્યા છે તેઓને હું ઓળખું છું; પણ જે મારી [[સાથે]] રોટલી

ખાય છે, તેણે મારી સામે લાત ઉગામી છે, એ [શાસ્ત્ર]લેખ પૂરો થવા સારૂ [ એમ થવું જોઈએ ].

ઈસુ અહીં એમ સૂચવે છે કે શિષ્યોમાં એક એવો છે કે જે આ બધી વાતો જાણે છે છતાં પાળવાનો નથી ; પણ તેથી એટલે યહુદાના દ્રોહથી તેને કંઇ નવાઇ લાગી નહોતી. તેણે તેને પસંદ કર્યો હતો એ ખરૂં છે, પણ તેમાં તેમ તેના ગુરૂદ્રોહમાં દેવનો હાથ હતો. જે પસંદગીની અહીં વાત કરવામાં આવી છે તે શિષ્યોની પ્રેરિત તરીકેની પસંદગી છે, તારણને માટેની પસંદગીની વાત નથી.

**[શાસ્ત્ર]લેખ.** આ લેખ ગીત. ૪૧ ; ૯ પદમાં છે. ઇસુ અહીં આ પદમાંનું "મારો ખાસ મિત્ર, જેનો મને ભરોસો હતો" એ વચન છોડી દે છે, તેનું કારણ એ છે કે તેને યહુદા કેટલામાં છે એ વાતની ખબર હતી, અને તેથી તે તેના પર વિશ્વાસ રાખતો નહોતો.

**મારી [[સાથે]] રોટલી ખાય છે.** આ વચનનો ખરો અર્થ એ છે કે, જે મારી સાથે બહુજ ઘાડા સંબંધમાં જોડાયો છે તે આ પ્રમાણે મારા પ્રત્યે દ્રોહ કરે છે.

[૧૯] જ્યારે એ થાય, ત્યારે તમે વિશ્વાસ કરો, કે હું તે છું, એ માટે અત્યારથી તે થયાની અગાઉ હું તમને એ કહું છું.

ઇસુએ અત્યાર સુધી તેના શિષ્યોને આ દ્રોહની વાત આટલી સ્પષ્ટ રીતે કરી નહોતી અને તે એક રીતે વાજબી હતું, કારણ કે યહુદાને સુધરવાની તક આપવી એ પણ તેનો એક મુખ્ય હેતુ હતો. પણ હવે એ વખત ગયો હતો, અને ઇસુ તેના શિષ્યોને યહુદાના ગુરૂદ્રોહ વિષે કહે નહિ, તો તેમને તેની માણસને પારખવાની શક્તિ વિષે શંકા ઉત્પન્ન થાય તમ હતું. તે તેમને આ વાત આગળથી કહે છે એથી ઉલટો તેમનો વિશ્વાસ વધારે ઉત્તેજિત થાય છે. ઇસુ યહુદા તેને પકડાવવાનો છે એટલુંજ જાણતો હતો એમ નહિ, પણ તે કેવી કેવી રીતે એ કામ કરવાનો હતો, તે બધું તે વિગતવાર જાણતો હતો.

[૨૦] હું તમને ખચીત ખચીત કહું છું કે, જે કોઇને હું મોકલું છું તેનો અંગીકાર જે કરે છે, તે મારો અંગીકાર કરે છે; અને જે મારો અંગીકાર કરે છે તે મારા મોકલનારનો અંગીકાર કરે છે.

આ પદનો ઉપલા પદ સાથેનો સંબંધ શો છે તે નક્કી કરવું સહેલું નથી. કદાચિત ઇસુ પોતાના શિષ્યોને એમ કહેવા માગે છે કે તમારામાંનો એક આવો દ્રોહી નીવડયો તેથી તમારૂં મારા પ્રેરિત તરીકેનું ગૌરવ કાંઇ રીતે ઓછું થતું નથી. તમે મારા પ્રેરિત છો તેવાને તેવાજ છો, અને હું પણ તેવોજ છું, અને જે તમારો સ્વીકાર કરે છે તે મારો તેમજ દેવનો પણ સ્વીકાર કરે છે.

પદ ૨૧-૩૦. દ્રોહી શિષ્યનું દૂર થવું.

[૨૧] એમ કહ્યા પછી ઈસુ મનમાં વ્યાકુળ થયો ; અને ગંભીરતાથી કહ્યું કે, હું તમને ખચીત ખચીત કહું છું કે, તમારામાંનો એક મને પરસ્વાધીન કરશે.

પોતાના શિષ્યોમાંનો એક પોતા પ્રત્યે આવો મહાદ્રોહ કરવાનો છે એ વાતનો વિચાર થવાથી ઇસુને ઘાણું દુ:ખ થઇ આવે છે. આ તેનો મનુષ્ય તરીકેનો ભાવ છે અને તે આ સુવાર્તામાં જેમ બીજે સ્થળે તેમ અહીં પણ જોવામાં આવે છે (જુઓ ૧૧ ; ૩૩, ૩૫, ૩૮ : ૧૨ ; ૨૭). ઉપલાં એટલે ૧૮ અને ૧૯ વગેરે પદોમાં ઇસુએ યહુદાના દ્રોહ વિષે માત્ર સૂચન કર્યું હતું, પણ તે હવે અહ તે વાત વધારે સ્પષ્ટ કરે છે.

[૨૨] તે કોને વિષે એમ કહે છે, એ સંબંધી શિષ્યોએ સંદેહમાં એક બીજા તરફ જોયું.

ઇસુએ જ્યારે આવી રીતે વધારે સ્પષ્ટ રીતે કહ્યું ત્યારે શિષ્યોના મનમાં એક પ્રકારનો ગભરાટ ઉત્પન્ન થયો અને તેઓ એક બીજા તરફ જોવા લાગ્યા. લુકમાં કહેવામાં આવ્યું છે કે તેઓ માહોમાંહે પૂછવા લાગ્યા. બીજા બે સુવાર્તિકો લખે છે કે તેઓ ઇસુને પૂછવા લાગ્યા કે તે શું હું છું ? આ તેમનો પરસ્પર વિશ્વાસ બતાવે છે. તેઓ એમ સમજતા હતા કે ઇસુના કહેવા પ્રમાણે તેમનામાંનો કોઇ આવું ઘોર કૃત્ય કરશે તો ખરોજ, પણ તે કરનાર કોઇ બીજો હોવાને બદલે પોતેજ હોઇ શકે છે.

[૨૩] હવે જમતી વેળાએ તેના શિષ્યોમાંનો એક, જેના પર ઈસુ પ્રેમ રાખતો હતો, તે ઈસુની છાતીને અઢેલીને બેઠેલો હતો.

યહુદી લોકો આ વેળાએ જમતી વખતે આજે પણ મુસલમાન લોકો કેટલેક ઠેકાણે કરે છે તેમ ગાદીતકીઆ ઉપર બેસી જમતા હતા. આ રિવાજ તેમણે રૂમી અને ઇરાની લોકો પાસેથી લીધેલો હોય એમ લાગે છે.

**જેના પર ઇસુ પ્રેમ રાખતો હતો.** આ સુવાર્તિક પહેલીજ વાર આવી રીતે પોતા વિષે કાંઇ પણ જણાવે છે. ઇસુ બીજા શિષ્યો ઉપર પ્રેમ રાખતો નહોતો એમ સમજવાનું નથી, પણ ઇસુનો પ્રેમ પોતાના આ શિષ્ય પર વિશેષ હતો. આથીજ તે તેની પાસે આવી રીતે બેઠેલો હતો અને ઇસુ યહુદાના દ્રોહ વિષે તેને એકનેજ વધારે ખુલ્લી રીતે કહે છે.

[૨૪] માટે સીમોન પીતર તેને ઈસારો કરીને કહે છે કે, તે કોને વિષે કહે છે, તે [અમને] કહે.

આ વચન બતાવે છે કે બીજા શિષ્યોની માન્યતા પ્રમાણે યોહાન તેમના કરતાં ઇસુના મનની વાત વધારે જાણતો હતો. પીતર કદાચિત યોહાનથી દૂર બેઠેલો હતો અને તેથી તેને ઇસારો કરવો પડે છે.

[૨૫] ત્યારે તે જેમ ઈસુની છાતીને અઢેલીને બેઠો હતો તેમ ને તેમજ તેને પૂછે છે કે, પ્રભુ, તે કોણ છે?

મૂળ શબ્દોનો અર્થ "ત્યારે તે ઇસુની છાતી પરથી સ્હેજ માથું ઉંચું કરીને તેને કહે છે કે, પ્રભુ, તે કોણ છે?" એવો કંઇક થાય છે. આ પદમાં તેમ આ આખા ઉપવિભાગમાં જે બધી નાની નાની વિગત આપી છે તે ખાસ ધ્યાનમાં લેવા જેવી છે. તે નજરે જોનારજ આપી શકે છે અને તેથી આ બધું આ સુવાર્તાનો લેખક યોહાન છે એ સિદ્ધ કરવામાં સારી રીતે સહાયભૂત થાય છે.

[૨૬] માટે ઈસુ ઉત્તર આપે છે કે, હું કોળિયો બોળીને જેને આપીશ, તેજ તે છે. પછી કોળિયો બોળીને તે સીમોન ઈસ્કારીઓતના દીકરા યહુદાને આપે છે.

પોતાના વ્હાલા શિષ્યની આ વિનંતી ઇસુએ સ્વીકારી એ તેનો તેના ઉપરનો પ્રેમ બતાવે છે. આ કોળિયો આપવો એ પણ એક પ્રેમનું ચિહ્ન હતું. કોઇ કોઇ ટીકાકાર એમ કહે છે કે ઇસુએ તેના પ્રત્યે પોતાનો પ્રેમ છેલ્લી ઘડી સુધી દર્શાવ્યો અને તેને છેક આખરની વખતે પણ આવી રીતે કોળિયો આપી સુધરવાની તક આપી; આ એક અનુમાન છે.

[૨૭] અને કોળિયો [લીધા] પછી તરત તેનામાં શેતાન પેઠો, માટે ઈસુ તેને કહે છે કે, તું જે કરવાનો છે, તે જલદી કર.

આ પદના સંબંધમાં જુઓ લુક ૨૨; ૩. ત્યાં યહુદાની યોજનાની શરૂઆત જોવામાં આવે છે, ત્યારે અહીં તેની પરિપક્વ અવસ્થા દેખાય છે. ગમે તે કારણથી આ કોળિયો લીધા પછી યહુદાનો નિશ્ચય વધારે દૃઢ થયો. આ જોઇ ઇસુએ તેને જવાની રજા આપી. તેણે તો પોતાનું કાર્ય આરંભ્યુંજ હતું અને તેથી ઇસુને તેને અહીં વધારે વખત રાખવો યોગ્ય લાગ્યું નહિ, કારણ કે તેને પોતાના આખર સુધી વિશ્વાસુ રહેલા શિષ્યોને ઘણું કહેવાનું હતું. વળી પોતાના સંબંધમાં જે થવાનું હતું તે પણ હવે જલદી પૂરૂં થાય તો ઠીક એમ તેની ઇચ્છા હતી.

[૨૮] હવે તેણે તેને શા માટે એમ કહ્યું એ જમવા બેઠેલાઓમાંનો કોઇ સમજ્યો નહિ. [૨૯] કેમકે કેટલાએકે ધાર્યું કે, યહુદાની પાસે થેલી છે તેથી ઈસુએ તેને પર્વને સારૂ આપણને જેની જેની અગત્ય છે તે ખરીદવાને અથવા ગરીબોને કંઈ આપવાને કહ્યું.

ઈસુના ઉપર જે કંઇ વીતવાનું છે તે આટલું બધું નજદીક હશે તેનો ખ્યાલ સરખો કોઇ પણ શિષ્યને નહોતો અને તેથી યોહાન સુદ્ધાં તેમનામાંનો કોઇ પણ ઇસુના કહેવાની મતલબ સમજી શક્યો નહિ. યહુદાની પાસે આ મંડળના પૈસા રહેતા હતા એવું આપણને આગળ ઉપર પણ કહેવામાં આવ્યું છે ( જુઓ ૧૨ ; ૬ ).

**પર્વને......ખરીદવાને.** આ શબ્દો બતાવે છે કે આ વખતે કરવામાં આવેલું ભોજન પાસ્ખા પર્વનું મોટું ભોજન નહોતું. વળી તે મુખ્ય ભોજન હોત તો યહુદા વચમાંથી ઉઠી જાત નહિ.

**ગરીબોને કંઈ આપવાને** ( જુઓ ૧૨ ; ૫ ઇત્યા. ગલાતી. ૨ ; ૧૦ ).

[૩૦] ત્યારે કોળિયો લઇને તે તરત બહાર નીકળ્યો; તે વેળા રાત હતી.

અહીં કોળિયાની યાદ ફરીથી આપી છે. એ બતાવ છે કે એ એક પ્રેમનું ચિહ્ન હતું અને આ સુવાર્તિકની નજરમાં તે અગત્યનું સ્થાન ધરાવે છે. અહીં તેમ ઉપલા પદમાં યહુદાને માટે મૂળમાં જે સર્વનામ વાપરવામાં આવ્યું છે તે યહુદા આ મંડળીની બહારનો માણસ છે એમ સૂચવે છે.

**તે વેળા રાત હતી.** આ શબ્દોથી સુવાર્તિક બાહ્ય અંધકાર સૂચવે છે તેમજ નૈતિક અને આત્મિક અંધકાર પણ સૂચવે છે. તેનો કહેવાનો અર્થ આવો કંઇક છે કે ઇસુ એ જગતનો પ્રકાશ હતો અને તેને છોડીને યહુદા જાય છે તો તે અંધકારમાંજ જાય છે તેમાં કંઇ શંકા નથી ( ૯ ; ૪: ૧૧ ; ૧૦. લુક ૨૨ ; ૫૩. ૧ થેસ્સા. ૫ ; ૫. પ્રકટી. ૨૧ ; ૨૫ : ૨૨ ; ૫ ). આ વિગત તેમ આ આખા ઉપવિભાગની સર્વ વિગતો નજરે જોઇને કહેવામાં આવી હોય એમ લાગે છે.

૧૩ ; ૩૧—૧૬. છેલ્લાં બોધવચનો.

આ વચનોના બે વિભાગ કરવામાં આવે છે.

૧. ઉપલા ઓરડામાં થએલાં બોધવચનો, ૧૩ ; ૩૧—૧૪ ; ૩૧.

૨. માર્ગમાં કહેલાં બોધવચનો, ૧૫, ૧૬.

આ પહેલા વિભાગનાં બોધવચનોમાં મોટે ભાગે જુદા જુદા પ્રેરિતોના પ્રશ્નોના ઉત્તર છે. બીજા વિભાગમાં તેથી જુદું છે. તેમાં શિષ્યો ઉપર એક પ્રકારનું ગાંભીર્ય છવાઇ રહે છે અને તેથી તેઓ ઇસુને પ્રશ્ન પૂછવાની હિમ્મત ધરતા નથી ( ૧૬ ; ૧૭ ). તેઓ તેને જે કંઇ કહે છે તે સહુ મળીને કહે છે ( ૧૬ ; ૨૯, ૩૦ ). કદાચિત્ આ બાહ્ય તફાવતના કારણરૂપ એક આંતરિક તફાવત પણ છે અને તે એ છે કે પહેલામાં શિષ્યો અને ઇસુ જુદા પડવાના છે તેના ઉપર વિશેષ ભાર આપવામાં આવે છે અને બીજામાં તેમના આત્મિક ઐક્ય ઉપર વધારે ભાર મૂકવામાં આવે છે.

[૩૧] તેના બહાર ગયા પછી ઈસુ કહે છે કે, હવે માણસનો દીકરો મહિમાવાન થયો છે, અને તેનામાં દેવ મહિમાવાન થયો છે.

યહુદાના જવાથી આ શિષ્યમંડળી શુદ્ધ થાય છે એટલુંજ નહિ પણ ઇસુના દુ:ખભોગ, ઉત્થાન વગેરેનો સમય પણ શરૂ થાય છે. ઇસુને પોતાને માટે તો જ્યારથી યહુદા પોતાનો દુષ્ટ નિશ્ચય દૃઢ કરી બહાર ગયો ત્યારથી તેનો આત્મિક વિજય થઇ ચૂક્યો હતો અને તેથીજ તે કદાચિત પોતાના સંબંધમાં "માણસનો દીકરો મહિમાવાન થયો છે" એમ પૂર્ણ વર્તમાનકાળ વાપરી વાત કરે છે. ઇસુ અહીં પોતાને માણસના દીકરા તરીકે ઓળખાવે છે એ ધ્યાનમાં લેવું જોઇએ.

**મહિમાવાન થયો છે.** આ મહિમાવાન થવાનું કાર્ય તેને દેવે જે કાર્ય કરવા માટે આપ્યું હતું તે પૂરૂં કરવામાં હતું. વળી જેટલે અંશે તેણે આ કાર્ય કરી પોતાને મહિમાવાન કર્યો તેટલેજ અંશે તેણે દેવને પણ મહિમાવાન કર્યો હતો. જુઓ ૧૪; ૧૩ : ૧૭; ૪.

[૩૨] દેવ તેને પોતામાં મહિમાવાન કરશે, અને તેને વહેલો મહિમાવાન કરશે.

ઇસુ અહીં માણસના દીકરા તરીકે મહિમાવાન થયા પછી દેવ પાસે તેના દીકરા તરીકે મહિમાવાન થવાનો હતો, અને તેને વિષે અહીં વાત કરવામાં આવી છે.

**પોતામાં.** એટલે પોતાના જીવનનો ભાગીદાર બનાવી તેને મહિમાવાન કરશે.

**વહેલો.** ખ્રીસ્તનું દુ:ખ તથા તે પછીનો મહિમા (૧ પીતર ૧; ૧૧) આ બધું એક પછી એક થવાને કંઇ વાર નહોતી અને તેથી ઇસુ આ શબ્દ વાપરે છે (૧૨; ૨૩).

[૩૩] ઓ નાનાં બાળકો, હવે હું થોડીજ વાર તમારી સાથે છું; તમે મને શોધશો, અને જેમ મેં યહુદીઓને કહ્યું હતું કે, જ્યાં હું જાઉં છું ત્યાં તમે આવી શકતા નથી, તેમ હું હમણાં તમને પણ કહું છું.

ઇસુ અત્યાર સુધી પોતાના શિષ્યોને જે કંઇ કહેતો હતો તે તેમને સ્પષ્ટ સમજાયું હશે કે નહિ એ એક પ્રશ્ન છે. પણ હવે તેના જવાની વેળા આવી છે અને તેથી તે પોતાના શિષ્યોને વધારે ખુલ્લી રીતે વાત કરે છે.

**ઓ નાનાં બાળકો.** પોતાના શિષ્યોને માટે ઇસુ આ નામ માત્ર અહીંજ વાપરતો દેખાય છે. તેઓ તેના જવાથી નિરાધાર થવાના છે એ જાણીને તેને તેમના પર દયા આવે છે અને એ દયાથી તે તેમને માટે આવું વહાલનું વચન

વાપરે છે. આ નામ યોહાનના મનમાં રમી રહ્યું હતું અને તેથીજ તે પોતાના પત્રોમાં હરવખત વાપરે છે. વળી આ નામ વાપરતાં ઇસુ એમ સૂચવે છે કે, જેવો મારો મારા સ્વર્ગી પિતા સાથે સંબંધ છે તેવો તમારો મારી સાથે સંબંધ છે (૧૦; ૧૪: ૧૪; ૨૦: ૧૭; ૨૧, ૨૩).

**તમે મને શોધશો.** ઇસુ ખ્રીસ્તને તેના શિષ્યોએ જ્યારે જ્યારે તેમને જરૂર પડી છે ત્યારે ત્યારે શોધેલ છે (જુઓ લુક ૧૭; ૨૨) અને તેના સંબંધમાં આ કહેવામાં આવ્યું હોય તો પણ તે નવાઇ જેવું નથી. યહુદીઓને પણ ઇસુએ આ પ્રમાણે કહ્યું હતું, પણ તેની સાથે તેણે તેમને એમ પણ કહ્યું હતું કે "હું તમને નહિ જડીશ" (૭; ૩૪) અથવા તમે તમારાં પાપમાં મરશો. તે પોતાના શિષ્યોને આ પ્રમાણે અહીં નથી કહેતો એ ધ્યાનમાં લેવાનું છે.

[૩૪] હું તમને નવી આજ્ઞા આપું છું, કે તમે એક બીજા પર પ્રેમ રાખો; જેવો મેં તમારા પર પ્રેમ રાખ્યો તેવો તમે પણ એક બીજા પર પ્રેમ રાખો.

પોતે જવાનો છે એ વાત જાહેર કરીને ઇસુ પોતાના શિષ્યોને તેના ગયા પછી કેમ વર્તવું તે જણાવે છે. તે આ શિખામણ એક આજ્ઞાના રૂપમાં આપે છે. એ આજ્ઞા એવી છે કે તેથી તે શિષ્યો તેની સાથે આત્મિક એકતા પામે છે તેમજ પરસ્પર પણ આત્મિક એકતા પામે છે. આને તે એક નવી આજ્ઞા કહે છે, અને તે એક રીતે નવીજ છે. આગળ ઉપર મુસાએ "જેમ પોતા પર તેમજ પોતાના પાડોસી પર પ્રીતિ રાખ" (લેવીય ૧૯; ૧૮) એવી આજ્ઞા આપી હતી, પણ તેમાં પ્રીતિનો જે આદર્શ જોઇએ તે બરાબર દેખાતો નહોતો. આ આદર્શ ઇસુના જીવન અને મૃત્યુથી મળે છે અને તેથીજ તે પોતાની માફકજ પ્રીતિ કરવાનું કહે છે (જુઓ ૧ યોહાન ૨; ૭ ઇ૦૧૦). વિશેષમાં ઇસુ જે પ્રીતિ કરે છે તે તેના શિષ્યોની પ્રીતિના કારણ અથવા હેતુરૂપ પણ છે એ ધ્યાનમાં લેવું જોઇએ.

[૩૫] જો તમે એક બીજા પર પ્રેમ રાખો તો તેથી સર્વ માણસો જાણશે કે તમે મારા શિષ્યો છો.

ઇસુના ખરા શિષ્યો કોણ છે તે જાણવાનું એક માત્ર ચિહ્ન અહીં ઇસુ પોતે જણાવે છે. ખરા શિષ્યોનું ખરૂં અને મુખ્ય કર્તવ્ય આજ છે કે તેમણે પરસ્પર પ્રીતિ કરવી. આ પ્રીતિથી જગતના લોકો તેમના પ્રત્યે આકર્ષાય છે અને આકર્ષાઇને તેઓ ખ્રીસ્ત પાસે આવે છે. પ્રેમ એજ પ્રભુ છે એવું આ સુવાર્તિક પોતાના પત્રોમાં કહે છે, અને તેજ ખ્રીસ્તનું તેમજ ખ્રીસ્તના ખરા શિષ્યોનું જીવન છે. ખ્રીસ્તી ધર્મનું ખરૂં લક્ષણ આજ છે. પહેલાં સૈકાંઓમાં આ લક્ષણ સારી રીતે જોવામાં આવતું અને તેથીજ જગતના લોકો ઉપર ખ્રીસ્તી ધર્મની છાપ સારી પડતી હતી. ટર્ટુલીઅન કહે છે કે, "વિધર્મીઓ આશ્ચર્ય પામીને

માહોમાંહે કહે છે કે, અમે એક બીજાનો દ્વેષ કરીએ છીએ, અને આ ખ્રીસ્તીઓ એક બીજા પર પ્રેમ રાખે છે. અમે એક બીજાને મારી નાખવાને તૈયાર છીએ, પણ ખ્રીસ્તીઓ એક બીજાને વાસ્તે મરવાને તૈયાર છે." આજે ખ્રીસ્તીઓ વિષે અન્ય ધર્મીઓ એવું કહેતા નથી, એવું કારણ એ છે કે માત્ર નામધારી ખ્રીસ્તીઓ, જેની સંખ્યા ઘણી મોટી છે, તેઓ આ પ્રેમનો ગુણ ધરાવતા નથી, પણ ઉલટું તેમનામાં મોટી મોટી લડાઇઓ વગેરે જોવામાં આવે છે.

[૩૬] સીમોન પીતર તેને પૂછે છે કે, પ્રભુ, તું ક્યાં જાય છે? ઈસુએ તેને ઉત્તર આપ્યો કે, જ્યાં હું જાઉં છું, ત્યાં તું મારી પાછળ હમણાં આવી શકતો નથી; પણ પછી તું મારી પાછળ આવીશ.

ઇસુએ જે કંઇ ઉપર કહ્યું છે તેમાં તેના જવાની વાત મુખ્ય છે એવું તેના શિષ્યો સહજ રીતે જોઇ શક્યા હતા, પણ તે ક્યાં જવાનો છે તે તેઓ જાણતા નહોતા. તેઓ યહુદીઓની માફક કદાચિત એમજ સમજતા હતા કે ઇસુ સદાને માટે યરૂશાલેમમાં રાજ કરશે. આ કારણથી તેમના મનમાં શંકા ઉત્પન્ન થઇ હતી, પણ એ શંકાને માત્ર પીતરજ પોતાના હમેશના સ્વભાવ મુજબ પ્રગટ કરે છે. આ પ્રશ્નનો જવાબ ઇસુ તેના શબ્દોને અનુસરીને નહિ પણ જે વિચારથી એ શબ્દો ઉપજ્યા હતા તેને અનુસરીને આપે છે. આ વિચાર નીચેના પદમાં આપેલો છે.

[૩૭] પીતર તેને કહે છે કે, પ્રભુ, હું હમણાંજ તારી પાછળ કેમ આવી નથી શકતો? તારે સારૂ હું મારો જીવ આપીશ.

ઇસુ જે માર્ગે જવાનો છે તે જોખમવાળો છે એવું પીતરને લાગેલું હતું અને તેથીજ તે કહે છે કે એ માર્ગે તારી સાથે જતાં મારે મારો જીવ આપવો પડશે તોપણ હું આપીશ. ઇસુની પાછળ ચાલવામાં માત્ર જીવ આપવાનીજ વાત નથી, પણ તે યોગ્ય રીતે આપવાની વાત છે અને તે પીતરને જાણવાને હજુ વાર હતી. કદાચિત તે બરાબર સમજવા માટે ઇસુ પોતે પોતાનો પ્રાણ આપે એ અવશ્યનું હતું (૨૧; ૧૮, ૧૯).

[૩૮] ઈસુ ઉત્તર આપે છે કે, શું તું મારે સારૂ તારો જીવ આપશે? હું તને ખચીત ખચીત કહું છું કે, મરઘો બોલ્યા અગાઉ તું ત્રણ વાર મારો નકાર કરશે.

ઇસુ તેને એમ કહેવા માગે છે કે પીતર હજુ પોતાના દિલને બરાબર જાણતો નથી. તે તેને કહે છે કે તું મારે માટે મરવાને તૈયાર છે, પણ જ્યારે અણીનો વખત આવશે ત્યારે તું મને તજીને જતો રહીશ એટલુંજ નહિ પણ મને ખુલ્લી રીતે નકારીશ. પીતર સાથે આ વાત ક્યાં થઇ તેના સંબંધમાં માર્ક અને માત્થીની સુવાર્તા અને લુક અને યોહાનની સુવાર્તામાંની હકીકત વચ્ચે સહેજ ફેર છે (જુઓ લુક ૨૨; ૩૧ ઇત્ય. માત્થી ૨૬; ૩૦-૩૫. માર્ક ૧૪; ૨૬-૩૦).

# અધ્યાય ૧૪.

## ૧૪; ૧-૧૧. ખ્રીસ્ત અને પિતા.

હજુ ખ્રીસ્તની વિદાયગીરીની વાત ચાલુજ છે. આ વિદાયગીરી પ્રભુ પિતા પાસે જવા માટે છે એવું અહીં વિશેષ કહેવામાં આવ્યું છે, અને તે ત્યાં જાય છે તે પોતાના શિષ્યો માટે સ્થાન તૈયાર કરવા માટે તથા ત્યાંથી પાછો આવવા માટે છે એમ પણ અહીં જણાવવામાં આવ્યું છે.

[૧]તમારાં હૃદયોને વ્યાકુળ થવા ન દો; તમે દેવ પર વિશ્વાસ રાખો છો, મારા પર પણ વિશ્વાસ રાખો.

ઇસુની ઉપરની વાત (૧૩; ૨૧ ઇત્ય. ૩૩, ૩૬, ખાસ કરીને ૧૩; ૩૮) પરથી શિષ્યોને એટલું તો ચોક્કસ માલુમ પડયું હતું કે ઇસુ તેમને છોડીને જવાનો છે અને તેથી તેઓ સ્વાભાવિક રીતે ઘણાજ દિલગીર થયા હતા. આ જોઇને ઇસુ તેમના સાંત્વન અર્થે તેમને આ બધું કહે છે.

**હૃદય.** લાગણી અને વિશ્વાસનું સ્થાન (રૂમી. ૧૦; ૧૦).

**તમે દેવ પર......વિશ્વાસ રાખો છો.** આ ઉપવાક્યનો તરજુમો ચાર રીતે કરવામાં આવે છે. તેમાંનાં બન્ને ક્રિયાપદ આજ્ઞાર્થ અથવા નિશ્ચયાર્થ લઇ શકાય છે, અથવા તેમાંનું કોઇ પણ એક આજ્ઞાર્થ અને બીજું નિશ્ચયાર્થ લઇ શકાય છે. જુદા જુદા ટીકાકારો આમાંનો જુદો જુદો તરજુમો પસંદ કરે છે. અહીં લેવામાં આવેલા તરજુમા પ્રમાણે ઇસુ પોતાના શિષ્યોને કહે છે કે તમે દેવ પર વિશ્વાસ રાખો છો તો મારા પર પણ વિશ્વાસ રાખો. આનો અર્થ એવો કંઇક થાય છે કે જેવો વિશ્વાસ તમે દેવ પર રાખો છો તેવોજ મારા પર રાખો, અને તેથી હું જે કંઇ કહું તે પૂરી રીતે માનો અને તેથી તમને સાંત્વન મળશે.

[૨]મારા બાપના ઘરમાં રહેવાનાં ઠેકાણાં ઘણાં છે, નહિ તો હું તમને કહેત; કેમકે હું તમારે માટે જગા તૈયાર કરવાને જાઉં છું.

અહીં ઇસુ શું કહેવા માગે છે તે સમજવું મુશ્કેલ છે. બાપનું ઘર એટલે સ્વર્ગ જેવું કંઇક સમજવાનું છે. કદાચિત આ વાત થતી હતી ત્યારે ઇસુ મંદિરની પાસે અથવા મંદિરમાંજ હતો અને તેના જુદા જુદા વિભાગ (૧ રાજા. ૬; ૫, ૬, ૧૦. હઝકી. ૪૧; ૬) જોઇ તેણે આ પ્રમાણે કહ્યું હોય એ સંભવિત છે. બીજી સુવાર્તાંમાંના વિચાર સાથે અહીંનો વિચાર લેતાં એમ દેખાય છે કે ઇસુ પોતાના શિષ્યોને કહે છે કે તમને જગતમાં ત્રાસ પડશે અને રહેવાનું સ્થાન નહિ મળે, તોપણ સ્વર્ગમાં સ્થાન મળશે.

**રહેવાનાં ઠેકાણાં.** આ શબ્દનો અર્થ પણ જુદી જુદી રીતે લેવામાં આવ્યો છે. કોઇ કહે છે કે આ બધાં રહેવાનાં સ્થાન ઉંચીનીચી કોટીનાં છે, અને કોઇ કહે છે કે એમાં એવો અર્થ નથી.

**ઘણાં.** સર્વને માટે પૂરતી જગા. આ જગતમાં તમને આશ્રય ન મળે ( ૧૬ ; ૧, ૨ ) તો પણ મારા પિતા પાસે તમારે માટે પુષ્કળ જગા છે.

**નહિ તો હું તમને કહેત.** ઇસુ કહે છે કે મેં તમારાથી કશું છાનું રાખ્યું નથી તેમ આ વાત પણ છાની રાખત નહિ. જો તમારે માટે ત્યાં જગા ન હોત તો તે હું તમને જરૂર કહી દેત.

**હું તો..... જાઉં છું.** ઘણા ટીકાકારોનો એવો મત છે કે આ ઉપવચન પહેલાં "કારણ કે" શબ્દ મૂકવો જોઇએ.

**જગા તૈયાર કરવાને** ( સરખાવો ગણના ૧૦ ; ૩૩ ). ઇસુ ખ્રીસ્તે પોતાના મરણ અને પુનરૂત્થાનથી સ્વર્ગ ખોલ્યું છે, અને તેના મનુષ્યત્વની ઉત્તમાવસ્થાથી માણસોને માટે જગા તૈયાર કરી છે ( હેબ્રી. ૬ ; ૨૦ ).

[3]અને જો હું જઈને તમારે માટે જગા તૈયાર કરીશ, તો હું પાછો આવીશ, અને તમને મારી પાસે લઈ જઈશ, જેથી જ્યાં હું છું ત્યાં તમે પણ [રહો].

ઇસુનો કહેવાનો ભાવાર્થ આ ત્રીજા પદમાં વધારે સ્પષ્ટ થાય છે. તે કહે છે કે હું તમારાથી અત્યારે છુટો પડવાનો છું એ ખરૂં છે પણ એ થોડાજ કાળને માટે છે, કારણ કે હું સ્વર્ગમાં જઇ તમારે માટે સ્થાન તૈયાર કરવાનો છું અને તે તૈયાર કરી રહીશ એટલે પાછો આવી તમને હું તેડી જઇશ અને ત્યાં આપણે હમેશને માટે સાથે રહીશું. હાલનો સંબંધ થોડા વખતને માટે બંધ થાય તેમાંજ ખ્રીસ્ત તથા તેના શિષ્યોની સંપૂર્ણ એકતાનું પ્રથમ પગથિયું છે.

**તો હું પાછો આવીશ.** આ પાછા આવવાની વાતથી ઇસુ શું કહેવા માગે છે તે સમજવું સહેલું નથી. કેટલાક ટીકાકાર કહે છે કે તે અહીં પોતાના બીજા અથવા છેલ્લા આગમનનીજ વાત કરે છે. પણ આ સુવાર્તામાં રહેલું રહસ્ય જે ઇસુના આત્મિક આગમન ઉપર ભાર મૂકે છે તે જોતાં અહીં તેના છેલ્લા આગમનની વાત જે બીજી સુવાર્તાઓમાં મોટે ભાગે કરવામાં આવી છે તે કરવામાં આવી હોય એ માનવુ મુશ્કેલ છે. સંત ઓગસ્તીન નામનો મહાન લેખક અને ટીકાકાર કહે છે કે અહીં જે "જવાની" અને "આવવાની" વાત કરવામાં આવી છે તે સ્થાનિક નહિ પણ આત્મિક અર્થમાં સમજવાની છે.

**જ્યાં હું છું.....રહો.** ખ્રીસ્તની સાથે રહેવાથી તેના મહિમાનું દર્શન થાય છે ( ૧૭ ; ૨૪ ) અને તેના સ્વભાવના પણ ભાગીદાર થવાય છે ( ૧૨ ; ૧૬. ૧ યોહા. ૩ ; ૨ ).

[4] જયાં હું જાઉં છું ત્યાંનો માર્ગ તમે જાણો છો.

આનો અર્થ પણ જોઇએ તેટલો સ્પષ્ટ નથી. કદાચિત ઇસુ એમ કહેવા માગે છે કે હું કયાં જાઉં છું એ સ્થાનની તમને ખબર નથી, પણ ત્યાં જવા માટે કયો રસ્તો છે તે તો તમે જાણોજ છો. તેનું આખું જીવન આ માર્ગદર્શક છે.

[5] થોમા તેને કહે છે કે, પ્રભુ, તું કયાં જાય છે, તે અમે જાણતા નથી; ત્યારે અમે માર્ગ કેમ કરીને જાણીએ?

ઇસુનું કહેવું શિષ્યો બરાબર સમજ્યા નહિ અને કદાચિત થોમા વધારે અંશે નહિ સમજ્યો હોય અને તેથીજ તે આવો પ્રશ્ન કરે છે. સાધારણ રીતે માણસો જ્યાં જવાનું છે તે સ્થાન નક્કી ન હોય તો ત્યાં જવાનો રસ્તો જાણી શકતા નથી, પણ આત્મિક રાજ્યમાં એ પ્રમાણે હોવાની કંઇ જરૂર નથી. તેમાં તો એકેક પગલું ભરી શકાય તો પણ ઘણું છે (જુઓ ૨૦: ૨૯). કાર્ડિનલ ન્યુમેનનું "દોર, દોર તું પ્રેમાળ જ્યોતિ" (Lead, Kindly Light) નામનું એક ઘણું સુંદર ભજન છે, જેમાં તે વારંવાર પ્રભુને કહે છે કે, મારે માટે એકજ પગલું બસ છે અને તે મને તું બતાવ.

[6] ઇસુ તેને કહે છે કે, માર્ગ તથા સત્ય તથા જીવન હું છું; મારા આશ્રય વિના બાપની પાસે કોઇ આવતું નથી.

થોમા અને બીજા શિષ્યોના મનમાં જે કાંઇ પાર્થિવ વિચાર હોય તે ઇસુ પોતાના આ જવાબથી દૂર કરે છે. કદાચિત્ આ કારણથીજ તે પોતાનો જવાબ બને તેટલો પૂરો કરે છે. તે કહે છે કે હું આત્મિક રાજ્ય અને વસ્તુઓની વાત કરું છું અને તે પામવા માટે જે માર્ગ જોઇએ તે હું પોતે છું. એ માર્ગ સત્ય અને જીવન છે અને તે હું પોતે છું. વિશેષમાં તે એમ પણ કહે છે કે જ્યાં જવાનું છે તે બાપ પાસે છે અને તેને માટે ઇસુજ માત્ર માર્ગ છે. બીજો કોઇ નહિ.

**માર્ગ.** ધર્મને માટે 'રસ્તો' કે માર્ગ શબ્દ સામાન્ય રીતે ઘણે ઠેકાણે વપરાયો છે. ખ્રીસ્તી ધર્મને માટે પહેલેથીજ 'માર્ગ' શબ્દ વપરાવા લાગ્યો હતો એવું આપણે પ્રેરિતોનાં કૃત્યોમાં વાંચીએ છીએ (પ્રે. કૃ. ૯; ૨ : ૧૯; ૯, ૨૩ : ૨૨; ૪ : ૨૪; ૨૨). હિન્દુસ્તાનમાં ધર્મને માટે "માર્ગ" કે "પંથ" શબ્દ સામાન્ય છે. ચીન દેશમાં પણ આ પ્રમાણે એ શબ્દનો ઉપયોગ કરવામાં આવે છે. પણ કદાચિત્ અહીં જે કંઇ વિશેષ છે તે એ છે કે અહીં આ શબ્દ ઇસુ ખ્રીસ્તને પોતાને માટે વપરાયો છે. આનું કારણ જાણવું સહેલું છે. ખ્રીસ્તી ધર્મ એ કોઇ એક સામાન્ય ધર્મ નથી, પણ ઇસુ ખ્રીસ્ત સાથે પ્રાપ્ત થએલી આત્મિક એકતા છે, અને તેથી તેમાં જે કંઇ સાર છે તે આ દિવ્ય જીવનમાં છે. આને લીધે તેમાં ખ્રીસ્ત સિવાય બીજી કોઇ ક્રિયા કે કર્મ વગેરે નથી. આ "માર્ગ" બન્ને દુનિયાને જોડનાર છે, અને તે માર્ગે જવાથી માણસો એક દુનિયામાંથી

બીજીમાં પ્રવેશ કરી શકે છે ( હેબ્રી. ૯ ; ૮ : ૧૦ ; ૨૦. એફે. ૨ ; ૧૮ ).

**સત્ય તથા જીવન.** ખરી રીતે આ બન્ને શબ્દોનો અર્થ એક છે, અથવા એ બન્ને એકજ વસ્તુનાં બે પાસાં છે. ઇસુ કદાચિત્ એમ કહેવા માગે છે કે જ્ઞાનની તેમ અનુભવની પરમ વસ્તુ હું છું. "જીવન" માટે ૧૧ ; ૨૫ પરની ટીકા જુઓ.

**મારા......આવતું નથી.** ઉપર કહેવામાં આવ્યું છે તે બધું એટલે માર્ગ, સત્ય અને જીવન આખર બાપ પાસે લઇ જાય છે અને તેની પાસે જવા માટે તે અવશ્યનાં છે.

[૭] તમે જો મને ઓળખત તો મારા બાપને પણ ઓળખત; હવેથી તમે તેને ઓળખો છો અને તેને જોયો છે.

કદાચિત ઇસુ અહીં એમ કહેવા માગે છે કે શિષ્યો તેના સંબંધમાં હજુ અજ્ઞાત છે અને તેથીજ તેઓ દેવને પણ જાણતા નથી. તે કહે છે કે હવે તમે મને બરાબર જાણો છો એટલે મારામાંજ તમને દેવ જણાશે. આ ઠેકાણે તે પોતાનો વિશેષ પરિચય આપે છે. જો કે દેવ પોતે અદૃશ્ય છે ( ૧ ; ૧૮ ), તોપણ જેઓએ ખ્રીસ્તને જોયો છે અને ઓળખ્યો છે તેઓએ દેવને પણ જોયો છે.

[૮] ફીલીપ તેને કહે છે કે, પ્રભુ, અમને બાપ દેખાડ, એટલે અમારે બસ છે.

ઇસુનું ઉપર આપેલું વચન તેના શિષ્યો બરાબર સમજ્યા નહોતા અને તેઓ તે સહેલાઇથી સમજી શકે તેમ પણ નહોતું. આ કારણથીજ ફીલીપ તેને આમ કહે છે. ઇસુના શિષ્યોની સ્વાભાવિક રીતે મોટામાં મોટી ઇચ્છા બાપને જોવાની હતી અને તે પુરી કરવા તે ઇસુને કહે છે. યહુદી લોકોમાં આગળ દેવે કોઇ કોઇ વખત દર્શન દીધું હતું, અને પ્રબોધકોદ્વારા પોતાના સ્વરૂપનું વિશેષ દર્શન દેવનું વચન આપ્યું હતું ( યશા. ૪૦ ; ૫ ). ઇસુના શિષ્યોને તે મસીહ છે એવી ખાતરી થઇ હતી અને તેથી તેઓ એમ પણ માનતા હતા કે તે તેમને દેવનું આ વિશેષ દર્શન કરાવશે. મસીહના સંબંધમાં તેમના વિચાર ધીમે ધીમે આત્મિક થતા હતા અને અહીં ફીલીપ જે વિનંતી કરે છે તે બતાવે છે કે તેઓ તેમના આત્મિક વિચારમાં ઘણા આગળ વધ્યા હતા. તે કહે છે કે અમે બાપને જોઇશું એટલે બસ છે; આથી વિશેષ અમારે કાંઇ જોઇતું નથી. આમાં જે કાંઈ અનાત્મિક હતું તે ઇસુ પોતાના ઉત્તરથી દૂર કરે છે. ફીલીપ આ સુવાર્તામાં માત્ર ચારજ વખત જોવામાં આવે છે ( જુઓ ૧ ; ૪૬, ૪૭ : ૬ ; ૭ : ૧૨ ; ૨૧ ઇત્ય. અને અહીં ).

**અમારે બસ છે.** અમારી માગણી પૂર્ણ કરવામાં આવે તો તે પછી અમે એકલા પણ રહીશું. અમારે જે જોઇએ તે અમે તેની પાસેથી માગી લઇશું, અને અમને કશી અછત પડશે નહિ.

[૯] ઇસુ તેને કહે છે કે, ફીલીપ, આટલી મુદત સુધી હું તમારી સાથે રહ્યો છું, તોપણ શું તું મને ઓળખતો નથી? જેણે મને જોયો છે તેણે બાપને જોયો છે; તો તું શા માટે કહે છે કે, અમને બાપ દેખાડ?

બાપનું દર્શન એકજ રીતે થઇ શકે તેમ હતું અને તે ઇસુના પુત્ર તરીકેના જીવન અને મૃત્યુ અને ઉત્થાનદ્વારાજ હતું. તેના જીવનમાં, તેના ઉપદેશ અને કાર્યમાં પણ બાપના પ્રેમનો પરિચય પૂર્ણ રીતે જોવામાં આવતો હતો અને આજ બાપનું દર્શન હતું. પણ ઇસુના શિષ્યો તેના જીવનનું આ રહસ્ય હજુ સુધી બરાબર સમજી શક્યા નહોતા અને તેથી ઇસુને અહીં એ બધું વધારે સ્પષ્ટ રીતે બતાવવું પડે છે. ઇસુના જીવનની પ્રત્યેક ક્ષણ બાપના પ્રેમની તેમજ તેના જીવનની સાક્ષી અને તેનો પરિચય આપતાં હતાં અને તે વાત ઇસુ પોતાના આ ઉત્તરમાં જણાવે છે. ઇસુએ ફીલીપને તેના નામથી કરવામાં આવેલા સંબોધનમાં જે મૃદુભાવ છે તે ધ્યાનમાં લેવાનો છે.

**જેણે...બાપને જોયો છે.** દેવને તેના પોતાના સંપૂર્ણ સ્વરૂપમાં જોવો એ માણસને માટે અશક્ય છે (જુઓ ૧; ૧૮). તે બાપ તરીકે માત્ર ઇસુ ખ્રીસ્તમાંજ પ્રગટ થાય છે (જુઓ ૧૨; ૪૫: ૧૫; ૨૪. કોલોસીઓ ૧; ૧૫. હેબ્રી. ૧; ૩.)

[૧૦] હું બાપમાં છું ને બાપ મારામાં છે, એવો વિશ્વાસ તું કરે છે કે નહિ? જે વાતો હું તમને કહું છું તે હું મારા પોતાના તરફથી નથી કહેતો, પણ બાપ મારામાં રહીને પોતાનાં કામ કરે છે.

પોતાની અને બાપની વચ્ચેનો સંબંધ બહુજ ગાઢો છે અને તે બન્ને એક બીજામાં છે એવું ઇસુએ આગળ પણ પોતાના શિષ્યોને જણાવ્યું હતું (૧૦; ૩૮), અને તે વાતની તે અહીં ફરીથી યાદ આપે છે. આ સંબંધ એટલો બધો નજદિકનો છે કે ઇસુનાં બધાં કાર્યો અને તેનું આપેલું શિક્ષણ બાપ પાસેથીજ તેને પ્રાપ્ત થએલાં છે અથવા તો તેનાંજ છે.

**બાપ .....કામ કરે છે.** બાપનાં જે કામ વિષે અહીં કહેવામાં આવ્યું છે તે ઇસુના કામદ્વારા તેમજ તેની વાતોદ્વારા પ્રગટ થાય છે. એ બન્ને બાપનાંજ કામ છે. ખ્રીસ્તનું શિક્ષણ તેનું પોતાનું નથી, પણ ઉલટું તેનું આખું જીવન પ્રભુની ઇચ્છાનું પ્રકટીકરણ છે.

[૧૧] હું બાપમાં છું, અને બાપ મારામાં છે, એવો વિશ્વાસ મારા પર રાખો, નહિ તો કામોને લીધેજ મારા પર વિશ્વાસ રાખો.

અહીં "વિશ્વાસ મારા પર રાખો" એ ક્રિયાપદ બહુવચનમાં છે અને તેથી આ વચન ઇસુ પોતાના બધા શિષ્યોને કહે છે. તે કહે છે કે હું તમને ક્યારનોએ

કહેતો આવ્યો છું કે મારી અને બાપની વચ્ચેનો સંબંધ બહુજ ગાઢ છે અને તે એટલે સુધી કે અમે બન્ને એક છીએ. મારી બધી વાતોનો સાર પણ આજ છે, પણ તેમ છતાં કદાચિત મારી વાતો પૂર્ણ રીતે માનતાં તમને સંકોચ થતો હોય તો પણ મારાં કામો જોઇ તમને આ વાતની શંકા રહેવી જોઇએ નહિ.

પદ ૧૨-૨૧. ખ્રીસ્ત અને શિષ્યો.

[૧૨] હું તમને ખચીત ખચીત કહું છું કે, હું જે કામો કરૂં છું તેજ મારા પર વિશ્વાસ રાખનાર પણ કરશે, અને એના કરતાં પણ મોટાં કામ કરશે. કેમકે હું બાપની પાસે જાઉં છું.

અહીં અને હવે પછીનાં કેટલાંક પદોમાં ઇસુ અને દેવ વચ્ચેની જે આત્મિક એકતાની વાતો ઉપલા પદમાં કરવામાં આવી છે તેવી તેની અને શિષ્યો વચ્ચે થશે એવું જણાવવામાં આવ્યું છે. આ એકતા પણ કામોદ્વારા પ્રગટ થશે.

**અને એના......મોટાં કામ કરશે.** અહીં ઇસુ પોતાના શિષ્યોએ પચાસમાના દિવસે અને ત્યાર પછી જે કામો કર્યાં હતાં (જુઓ પ્રે. કૃ. ૨; ૪૧) તેની વાત કરતો દેખાય છે. આ કામો ઇસુએ જે ચમત્કારો કર્યા હતા તેથી વધારે મોટા ચમત્કારો નહોતાં, પણ આત્મિક રાજ્યમાંના ચમત્કારો હતાં. વળી આ વચન ઇસુ પોતાના સાથી શિષ્યોને આપે છે એટલુંજ નહિ, પણ તેના જે જે શિષ્યો છેલ્લાં બે હજાર વર્ષમાં થાય છે તે બધાને એ તેજ વચન આપે છે. આ ટીકાના લેખકને પંડિતા રમાબાઇ જ્યારે પહેલવહેલાં મળ્યાં ત્યારે તેણે ઇસુનું આ વચન તેની (લેખકની) આગળ બોલી બતાવ્યું હતું, અને એ વચન પંડિતાના જીવનમાં સિદ્ધ થયું હોય એવું કંઇક ભાન તેને થયું હતું. આ વચનમાં પ્રે. કૃ. ૧૯; ૧૨માં જણાવેલા કે એવા બીજા ચમત્કારોની વાત રહેલી નથી, પણ શિષ્યોના ઉપદેશદ્વારા જે મહાભારત આત્મિક પરિણામ નીપજવાનાં હતાં તેજ "મોટાં કામ" છે.

**કેમકે હું બાપની પાસે જાઉં છું.** પોતાના શિષ્યો વધારે મોટાં કામો કરી શકશે તેનું અહીં કારણ આપવામાં આવ્યું છે. અહીં જે વિચાર છે તે એ નથી કે ખ્રીસ્તની ગેરહાજરી દરમિયાન શિષ્યો કામ કરશે, પણ એ બતાવવામાં આવ્યું છે કે ખ્રીસ્તના જવાથી શિષ્યોને વધારે આત્મિક શક્તિ મળશે (૧૬; ૭ સરખાવો એફેસી. ૪; ૮ ઇત્ય. ફિલિપી. ૪; ૧૩). આનો અર્થ નીચેના પદમાં વધારે સ્પષ્ટ થાય છે.

[૧૩] અને જે કંઈ મારે નામે તમે માગશો, તે હું કરીશ, જેથી બાપ દીકરામાં મહિમાવાન થાય.

ઇસુના શિષ્યો મોટાં કામો કરી શકશે તેનું કારણ એ છે કે ઇસુ પોતે મહિમાવાન થશે અને તેથી તેઓ જે કંઇ માગશે તે તે પોતે પુરૂં પાડશે. અત્યાર

સુધી ઇસુના મહિમાનો નહિ પણ દીનતાનો કાળ હતો, પણ હવે તે કાળ પુરો થવા આવ્યો છે અને તેથી શિષ્યોના જીવનમાં એક નવોજ યુગ પ્રવર્તવાનો છે.

**જે કંઈ.** આનો અર્થ સર્વ કંઇ નથી. ઇસુના ખરા શિષ્યો એવું કંઇ પણ માગી ન શકે જે તેની અથવા દેવની ઇચ્છાથી વિરૂદ્ધ હોય.

**મારે નામે.** ઇસુ પોતા માટે આ શબ્દો અહીં પહેલી વાર વાપરે છે, અને હવે પછી એ શબ્દો વારંવાર વાપરવામાં આવે છે (જુઓ ૧૫; ૧૬: ૧૬; ૨૩, ૨૪, ૨૬). આનો અર્થ કરવામાં ટીકાકારો વચ્ચે મતભેદ છે, પણ તે કંઇ ખાસ મુદ્દાનો નથી. ખરો અર્થ કંઇક એવો થાય છે કે મારૂં જે સ્વરૂપ મેં પ્રગટ કર્યું છે તેની સાથે એકતા પામીને, અથવા મારા દીકરા તરીકેના ખરા સ્વરૂપની સાથે એક થઇને ઘણા ખ્રીસ્તીઓ પોતાની પ્રાર્થનાની આખરે માત્ર ઇસુનું નામ લે છે અને તેથી એમ માને છે કે તેમની પ્રાર્થના પુરી થશે. આ માન્યતા તદ્દન મિથ્યા છે એમ કહેવાની પણ જરૂર નથી. ઇસુ જે પ્રાર્થનાની વાત અહીં કરે છે તે માટે ઇસુ સાથે આત્મિક એકતા પામવી જોઇએ, એટલે હરેક વાતમાં દેવની ઇચ્છા પૂર્ણપણે પાળવા તૈયાર થવું જોઇએ.

**જેથી......થાય.** આ પ્રાર્થના પુરી કરવામાં આવે છે તેમાં ખ્રીસ્તનો દીકરા તરીકે તેમજ દેવનો બાપ તરીકે મહિમા જોવામાં આવે છે. ખ્રીસ્તનો મહિમા એ તેના બાપનોજ મહિમા છે.

[૧૪] જો તમે મારે નામે કંઈ મારી પાસે માગશો તો તે હું કરીશ.

અહીં "મારી પાસે" એ શબ્દો વધારી ઉપલા પદ કરતાં વિશેષ વિચાર મૂકવામાં આવ્યો છે. પ્રાર્થના માત્ર ઇસુના નામે કરવાની છે એટલુંજ નહિ પણ તે ઇસુને કરવાની છે, જો ઇસુ પ્રાર્થનાનો ઉત્તર આપી શકે છે તો પછી પ્રાર્થના તેને કરવામાં કશી હરકત રહેતી નથી.

[૧૫] જો તમે મારા પર પ્રેમ રાખો છો તો મારી આજ્ઞાઓ પાળશો;

પોતાની સાથે આત્મિક એકતા પામવા માટે અથવા કાયમ રહેવા માટે શી શી વસ્તુની જરૂર છે તે અહીં ઇસુ જણાવે છે. જ્યાં પ્રેમ છે ત્યાં આજ્ઞાપાલન છે અને તેથી ઇસુ પોતાની આજ્ઞા પાળવા ઉપર અહીં ભાર મૂકે છે.

**જો તમે......** વિશ્વાસ (પદ ૧૨) પછી પ્રેમની વાત આવે છે. વિશ્વાસથી પરાક્રમી કાર્યો થાય છે; પ્રેમથી ભક્તિકાર્ય થાય છે.

**મારી આજ્ઞાઓ.** આમાં ઇસુનો ઇશ્વરી દાવો છે. ખ્રીસ્તદ્વારા મળેલી ઇશ્વરની આજ્ઞાઓ પાળવી એ વિચાર યોહાનકૃત પુસ્તકોમાં ઠેકાણે ઠેકાણે મળી આવે છે (૧૫; ૧૦. ૧ યોહા. ૨; ૩ ઇત્ય. ૩; ૨૪: ૫; ૨ ઇત્ય. ૨ યોહા. ૬. પ્રકટી. ૧૨; ૧૭).

[16] અને હું બાપને વિનંતી કરીશ, ને તે તમને બીજો સંબોધક તમારી પાસે સદા રહેવા માટે આપશે, [17] એટલે સત્યનો આત્મા, જેને જગત પામી નથી શકતું તે, કેમકે તેને તે જોતું નથી, અને તેને ઓળખતું નથી; [પણ] તમે તેને ઓળખો છો; કેમકે તે તમારી સાથે રહે છે, અને તમારામાં વાસો કરશે.

શિષ્યોએ પોતાનું કર્તવ્ય કરવાનું છે અને ઇસુ તેમના પ્રત્યે પોતાનું કર્તવ્ય કરશે એવી તે અહીં તેમને આશા આપે છે. આ કર્તવ્ય બાપને વિનંતી કરી સંબોધક મોકલવાનું છે.

**સંબોધક.** આ શબ્દ મૂળ ગ્રીક ભાષાનો છે અને તેનો અર્થ "વકીલ" એવો કંઇક થાય છે. "પોતાનો પક્ષ લેવા માટે બોલાવેલો કોઇ" એ તેના અર્થનું વિશેષ સ્પષ્ટીકરણ છે. આ સુવાર્તામાં "સંબોધકને" જે કાર્ય કરવાનું છે તે આવાજ પ્રકારનું છે (જુઓ ૧૪; ૧૬, ૨૬ : ૧૫; ૨૬ : ૧૬; ૭). તે સત્યનો પક્ષ લે છે અને ઇસુ ખ્રીસ્તે જે કંઇ કર્યું છે તેનું સત્ય અથવા રહસ્ય સમજાવે છે. આ સુવાર્તિક પોતાના પત્રમાં ઇસુ માટે પણ એક સ્થાને (૧ યોહાન ૨; ૧) આજ શબ્દ વાપરે છે. ત્યાં ઇસુ સ્વર્ગમાં દેવ પાસે પોતાના શિષ્યોનો પક્ષ લે છે. પાઉલ "સંબોધક" શબ્દ વાપરતો નથી, છતાં તેના કહેવા પ્રમાણે તેમ પવિત્ર આત્મા બન્ને જે કાર્ય અહીં સંબોધક કરતો દેખાય છે તેજ કરે છે એ ધ્યાનમાં લેવાનું છે.

**સદા રહેવા માટે.** ઇસુ ખ્રીસ્ત પોતે પૃથ્વી પર સદા રહી શકે તેમ નહોતું. તે આત્મિક રીતેજ અને તે પવિત્ર આત્મા જે તેનો પોતાનોજ આત્મા છે તે દ્વારા બની શકે તેમ હતું (જુઓ માત્થી ૨૮; ૨૦).

**સત્યનો આત્મા.** જેના વડે સત્ય પ્રગટ થાય છે અને માણસના આત્મામાં પ્રવેશ થાય છે તે (૧૫; ૨૬ : ૧૬; ૧૩. ૧ યોહાન ૪; ૬). યોહાનના એક પત્રમાં તેનો "ભ્રાંતિના આત્મા" સાથે મુકાબલો કરવામાં આવ્યો છે (જુઓ ૧ યોહાન ૪; ૬ સરખાવો ૧ કોરીં. ૨; ૧૨ ઇત્ય.). આ આત્માને જગત પામી શકતું નથી તેનું કારણ એ છે કે જગતમાં એટલે પાર્થિવ લોકોમાં સત્યને માટે જોઇએ તેટલી ઇચ્છા નથી.

**કેમકે તે તમારી સાથે રહે છે.** શિષ્યોને સંબોધકને ઓળખી શકશે એમ કહેવામાં આવ્યું છે એનું કારણ એ છે કે તેમનામાં સત્ય ઉપર પ્રીતિ હતી, અને લીધેજ તેઓ ઇસુને ખરી રીતે ઓળખી શક્યા હતા. અહીં સંબોધકના સંબંધમાં વર્તમાનકાળ વાપરવામાં આવ્યો છે તે એમ બતાવે છે કે આ સત્યનો આત્મા ઇસુમાં હતો, તેનોજ આત્મા હતો અને તેથી કંઇક અંશે શિષ્યોને તેનો પરિચય થયો હતો, જો કે તેઓ તે વાત જાણતા નહોતા. એક ભરોસાદાર હસ્તલેખિત

પુસ્તક પ્રમાણે "તમારામાં વાસો કરશે" ને બદલે "તમારામાં વસે છે" એમ કહેવામાં આવ્યું છે.

પચાસમાના દિવસ પહેલાં પવિત્ર આત્મા ખ્રીસ્તમાં હતો, અને પચાસમાના દિવસથી માંડીને આજ સુધી અને હવે પછી ખ્રીસ્ત પવિત્ર આત્મામાં છે, તેની હાજરી મંડળીમાં છે, તેમજ દરેક વ્યક્તિમાં પણ છે.

આ બે પદમાં સંબોધક દિવ્ય પુરૂષ તરીકે બતાવવામાં આવ્યો છે તે ધ્યાનમાં લેવું જોઇએ.

**[18] હું તમને અનાથ નહિ મૂકીશ; હું તમારી પાસે આવીશ. [19] થોડીવાર પછી જગત મને ફરીથી જોશે નહિ, પણ તમે મને જોશો; હું જીવું છું, માટે તમે પણ જીવશો.**

ઇસુએ આગળ પોતાના શિષ્યોને "નાનાં બાળકો" કહ્યાં હતાં (૧૩; ૩૩); ૨૦; ૧૭માં "ભાઇઓ" કહે છે (સરખાવો હેબ્રી. ૨; ૧૧, ઇત્ય.) તેજ પ્રમાણે તે અહીં તેમને 'અનાથ' ન મૂકી જવાનું કહે છે.

**હું તમારી પાસે આવીશ.** અહીં ઉત્થાનની વાત કરવામાં આવી હોય એ સંભવિત છે. તોપણ વિશેષમાં તો પવિત્ર આત્માદ્વારા તે પોતાના શિષ્યો સાથે સદા રહે છે એનીજ વાત છે. કેટલાક મૂળ હસ્તલેખિત પુસ્તકમાં "હું તમારી પાસે આવું છું" એમ છે.

**થોડી વાર પછી.** એટલે વધસ્તંભ ઉપર ઇસુનું મૃત્યુ થયા પછી. સ્વાભાવિક રીતે જગતના લોકો આગળ તેનું કાર્ય ત્યારે સમાપ્ત થયું હતું અને તેઓ તેને ફરીથી જોઇ શકવાના નહોતા (જુઓ ૧૩; ૩૩).

**તમે મને જોશો.** અહીં પણ પચાસમાના દિવસે જે થયું હતું તે ઉપરાંત ઉત્થાનની વાત કરવામાં આવી હોય એમ લાગે છે. આ ઉત્થાનદ્વારા શિષ્યો ઇસુને અનંતજીવન પામેલો જુએ છે અને તે જોઇ તેમનો વિશ્વાસ દૃઢ થાય છે અને તેથી તેઓ પણ તે જીવન પ્રાપ્ત કરે છે. કદાચિત્ આને લીધેજ ઇસુ કહે છે કે, "હું જીવું છું માટે તમે પણ જીવશો."

**[20] તે દહાડે તમે જાણશો કે હું મારા બાપમાં છું, અને તમે મારામાં છો, અને હું તમારામાં છું.**

ઇસુના ઉત્થાન અને પચાસમાના પર્વે પવિત્ર આત્માના આગમન પછી ઇસુ ખરેખર કોણ હતો તેની શિષ્યોને ખરેખરી પ્રતીતિ થાય છે અને તેજ વિષે અહીં કહેવામાં આવ્યું છે. આ વખતે તેઓ ઇસુને તેના બાપમાં જુએ છે એટલુંજ નહિ પણ તેઓ પોતાને પણ તેનામાં જુએ છે. આ આત્મિક એકતા, જેમાં ઇસુ, દેવ અને તેઓ એક થઇ રહ્યા છે તેજ અનંતજીવન છે અને તે જીવન તેઓ પ્રાપ્ત કરે છે. એ પરમ જ્ઞાન છે તેમ પરમ જીવન પણ છે (જુઓ ૧૭; ૨૧,

૨૩, ૨૬. ૧ યોહાન ૩ ; ૨૪ : ૪ ; ૧૩, ૧૫, ૧૬ ).

[21] જેની પાસે મારી આજ્ઞાઓ છે, અને જે તેઓને પાળે છે, તેજ મારા પર પ્રેમ રાખે છે ; અને જે મારા પર પ્રેમ રાખે છે, તેના પર મારો બાપ પ્રેમ રાખશે, અને હું તેના પર પ્રેમ રાખીશ, અને તેની આગળ હું પોતાને પ્રગટ કરીશ.

**જેની પાસે મારી આજ્ઞાઓ છે,** એટલે જેણે મારી આજ્ઞાઓ પોતાના હૃદયમાં ધરી છે.

**તેની આગળ......કરીશ.** ઇસુ ખ્રીસ્ત ફરીથી પોતાના ખરા અથવા આત્મિક સ્વરૂપમાં કોની પાસે પ્રગટ થશે તે આ પદમાં તે પોતે જણાવે છે. તેના પ્રગટ થવા માટે તેની આજ્ઞાઓ પાળવી અવશ્યની છે એ અહીં જણાવવામાં આવ્યું છે.

પ્રકટીકરણનો નિયમ અને તેની વૃદ્ધિ ( ૨૨-૩૧ ).

[22] યહુદા, જે ઇસ્કારીઓત ન હતો, તે તેને પૂછે છે કે, પ્રભુ, તું અમારી આગળ પોતાને પ્રગટ કરશે, અને જગતની આગળ નહિ, એનું શું કારણ છે ?

ઇસુની આત્મિક વાતો તેના શિષ્યો હજુ સમજી શક્યા નહોતા તેનું આ પ્રશ્ન દૃષ્ટાંત આપે છે. યહુદીઓમાં મસીહ સંબંધી એવી માન્યતા પણ હતી કે તે આકાશમાંથી પોતાના મહિમા સહિત નીચે ઉતરશે અને આખા જગતને પોતાનું દર્શન દેશે. શિષ્યોની પણ આવીજ કંઇક માન્યતા હતી અને તેથી ઇસુ જ્યારે કહે છે કે હું જગત આગળ પ્રગટ નહિ થાઉં, ત્યારે તેમના મનમાં આવી શંકા ઉત્પન્ન થાય છે.

**યહુદા, જે ઇસકારીઓત ન હતો, તે** (જુઓ માત્થી ૧૦ ; ૩. માર્ક ૩ ; ૧૮. લુક ૬ ; ૧૬. પ્રેરિતોનાં કૃત્યો ૧ ; ૧૩.)

**અમારી આગળ.** મૂળમાં "અમારી" એ સર્વનામ એવી રીતે મૂકવામાં આવ્યું છે કે તેનો અર્થ અમારીજ એવો કંઇક થાય છે. અમારીજ આગળ પ્રગટ થઇશ અને જગત આગળ નહિ થા તેનું શું કારણ છે એમ યહુદા ઇસુને પૂછવા માગે છે.

**જગત** તો પ્રભુના પ્રેમનું પાત્ર ( ૩ ; ૧૬ ) અને મસીહનો વારસો ( ગી. શા. ૨ ; ૮ ) હતું. પ્રભુના ભાઇઓએ જે પ્રશ્ન આગળ પૂછ્યો હતો ( ૭ ; ૪ ) તેજ પ્રશ્નનું બીજું રૂપ છે.

[23] ઇસુએ ઉત્તર આપ્યો કે, જો કોઈ મારા પર પ્રેમ રાખતો હશે તો તે મારૂં વચન પાળશે ; અને મારો બાપ તેના પર પ્રેમ રાખશે અને અમે તેની પાસે આવીને તેની સાથે રહીશું.

ઇસુ આગળ કેટલેક ઠેકાણે કરે છે (જુઓ ૩; ૫-૮: ૪; ૧૪: ૬; ૪૪-૫૧, ૫૩-૫૮) તેમ અહીં પણ તે આ પ્રશ્નનો જવાબ તેના મૂળમાં ઉંડો ઉતરીને આપે છે, અને તેમ કરી તેના શિષ્યોના વિચાર વધારે આત્મિક કરે છે. તે પ્રગટ થાય એ માટે એ આવશ્યક છે કે માણસો તેના પર પ્રેમ કરે. વિશેષમાં તેનું પ્રકટીકરણ આત્મિક છે પણ બાહ્ય નથી એ વાત અહીં તે પોતાના શિષ્યોને જણાવે છે. આ પદમાં ઇસુ જે કંઇ આગળથી વિશેષ કહે છે તે એ છે કે તેના ભક્તો પાસે માત્ર તે એકલો નહિ પણ તેનો બાપ પણ સાથે આવી રહેશે. પ્રકટીકરણ ૩; ૨૦ માં આજ વિચાર સ્હેજ જુદી રીતે બતાવવામાં આવ્યો છે.

**તેની સાથે રહીશું.** ખ્રીસ્તના ખરા શિષ્યો અને ભક્તોના હૃદયમાં અહીં દેવ અને તેનો પુત્ર વાસ કરે છે, અને પરલોકમાં તેઓ દેવ અને તેના પુત્રની સાથે વાસ કરે છે. એટલું ખરૂં છે કે અહીં ખરા ખ્રીસ્તીઓને દેવનો તેના પુત્રનો જે સહવાસ પ્રાપ્ત થાય છે તે પરલોકમાં થનાર સહવાસની વાનગીરૂપ છે. અહીંનો સહવાસ અધુરો છે અને સ્વર્ગમાંનો સહવાસ પૂર્ણ છે, અથવા જેની અહીં શરૂઆત થાય છે તે ત્યાં પૂર્ણતા પ્રાપ્ત કરે છે.

[24] જે મારા પર પ્રેમ રાખતો નથી તે મારાં વચન પાળતો નથી, અને જે વચન તમે સાંભળો છો તે મારૂં નથી, પણ બાપ જેણે મને મોકલ્યો છે તેનું છે.

જગત આગળ ઇસુ ખ્રીસ્ત પ્રગટ શા માટે નહિ થાય તે અહીં જણાવ્યું છે. જગત ઇસુનો અનાદર કરે છે અને તેની સાથે દેવનો પણ અનાદર કરે છે, અને તે કારણથી જગતના લોકો ઇસુ ખ્રીસ્તને તેના આત્મિક સ્વરૂપમાં જોવાનો અધિકાર ગુમાવે છે.

[25] હજી હું તમારી સાથે રહું છું તે દરમ્યાન મેં તમને એ વચનો કહ્યાં છે. [26] પણ સંબોધક, એટલે પવિત્ર આત્મા, જેને બાપ મારે નામે મોકલી દેશે, તે તમને બધું શિખવશે, અને મેં જે જે તમને કહ્યું તે બધું તે તમારા સ્મરણમાં લાવશે.

જ્યાં સુધી ઇસુ માત્ર મનુષ્યદેહમાં હતો ત્યાં સુધી એવી ઘણી વસ્તુઓ હતી, જે તેના શિષ્યો તેના સંબંધમાં જાણી ન શકે. એક રીતે તેનો મનુષ્યદેહ તેના આત્મિક જીવન ઉપર પડદારૂપ હતો, અને એ પડદો ઉપાડયા પછીજ તેમને તેના સંબંધમાં અધિક અથવા પૂર્ણ જ્ઞાન થાય તેમ હતું. ઇસુ તેમની સાથે કેવી રીતે તેના આત્મિક સ્વરૂપમાં રહેવાનો હતો એ વાતનું જ્ઞાન તો તેમને તેના મૃત્યુ અને ઉત્થાન પછીજ અને ખાસ કરીને પવિત્ર આત્માના આગમન પછી થવાનું અને થઇ શકે તેમ હતું.

**એ વચનો.** એટલે ઉપર જે બધું કહ્યું તે.

**પવિત્ર આત્મા.** આ સુવાર્તામાં આ નામ માત્ર ત્રણજ વાર દેખાય છે તે સૌથી વિશેષ લુકની સુવાર્તા અને તેના પ્રેરિતોનાં કૃત્યોમાં જોવામાં આવે છે.

**સંબોધક...મોકલી દેશે.** ખ્રીસ્તની સાથે સરખાવતાં સંબોધક બે કામ કરે છે. એક તો તે શિખવે છે, અને બીજું, તે ખ્રીસ્તનું શિક્ષણ યાદ કરાવે છે. ઇસુ ખ્રીસ્તના બોધની લોકોને ખાતરી થાય એવી રીતે તેમને શિખવવું એજ પવિત્ર આત્માનું ખરેખરૂં કામ છે. ખ્રીસ્ત પોતે જે હતો તે દ્વારા અને તેનાં કામદ્વારા તેણે જે પ્રકટીકરણ કર્યું તે સંપૂર્ણ હતું ખરૂં, તોપણ પવિત્ર આત્માની સહાય વિના તે સંપૂર્ણ રીતે સમજાય નહિ એવું હતું (૧૬ ; ૧૩. ૧ યોહા. ૨ ; ૧૦, ૨૭).

**મારે નામે,** એટલે મારા પ્રતિનિધિ તરીકે. ઇસુ ખ્રીસ્ત પોતાના બાપને નામે ( ૫ ; ૪૩ : ૧૦ ; ૨૫ ) આવ્યો હતો અને તેનું કાર્ય બાપને પ્રગટ કરવાનું હતું. તેમ પવિત્ર આત્મા ખ્રીસ્તને નામે મોકલવામાં આવે છે, અને તેનું કાર્ય ખ્રીસ્તને પ્રગટ કરવાનું છે.

**બધું શિખવશે.** જે કંઇ ઇસુ અત્યારે કહી શક્યો નહોતો તે બધું પવિત્ર આત્મા શિષ્યોને શિખવવાનો હતો ( જુઓ ૧૬; ૧૩). આ ઉપરાંત પવિત્ર આત્માનું કાર્ય ઇસુએ જે કંઇ કહ્યું હતું અને જે તેના શિષ્યોથી સમજી શકાયું નહોતું તે બધું ફરીથી યાદ કરાવી તેનો અર્થ સ્પષ્ટ કરવાનું હતું. આ સુવાર્તામાં આપણે આવાં દૃષ્ટાંત ઠેરઠેર જોઇએ છીએ (જુઓ ૨; ૨૨ : ૧૨ ; ૧૬. લુક ૯ ; ૪૫ : ૧૮ ; ૩૪ : ૨૪; ૮ ).

[૨૭] હું તમને શાંતિ આપીને જાઉં છું; મારી શાંતિ હું તમને આપું છું; જેમ જગત આપે છે તેમ હું તમને આપતો નથી. તમારાં હૃદયોને વ્યાકુળ થવા ન દો, અને બીવા પણ ન દો.

અહીં ઇસુ પોતાના શિષ્યોને છેલ્લી સલામ કરે છે અને તે યહુદીઓની રીત પ્રમાણે કરે છે, જો કે તે રીતને તે જુદુંજ સ્વરૂપ આપે છે. આ પદ ઉપરથી આપણને એક વિશેષ વાત માલુમ પડે છે અને તે એ છે કે અસાધારણ શાંતિ એ ઇસુના જીવનનું એક ખાસ લક્ષણ હતું.

**આપીને જાઉં છું.** આ તે વસિયત તરીકે આપી જાય છે, અને તેમની પાસે રહેવા માટે છે ( ૧ યોહાન ૩ ; ૧ ).

**જેમ જગત આપે છે.** જગતના લોકો જ્યારે કંઇ દાન કે ભેટ આપે છે ત્યારે ઘણું કરીને તેમાં તેમનો સ્વાર્થ રહેલો હોય છે, અને તેથી ઇસુ કદાચિત્ અહીં તેમનો અને પોતાનો એ વાતમાં મુકાબલો કરે છે. જગતની ભેટ શરૂ-આતમાં આનંદ આપે છે, જે આનંદ કાયમ રહેતો નથી. પણ ખ્રીસ્તની ભેટ આગળ જતાં વધારે ને વધારે આનંદ તથા આશીર્વાદ આપનારી છે.

**તમારાં હૃદયોને વ્યાકુળ થવા ન દો.** આ વાતની શરૂઆત આ શબ્દોથીજ થઇ હતી ( જુઓ ૫દ ૧ ).

[૨૮] હું જાઉં છું, ને તમારી પાસે પાછો આવું છું, એમ મેં તમને કહ્યું તે તમે સાંભળ્યું છે. જો તમે મારા પર પ્રેમ રાખતા હોત, તો હું બાપની પાસે જાઉં છું, એથી તમને આનંદ થાત; કેમકે મારા કરતાં બાપ મોટો છે.

ઇસુ પોતાના શિષ્યોને ઉપર વ્યાકુળ ન થવાનું કહે છે એટલુંજ બસ નથી, તે તેમને અહીં હરખાવાનું કહે છે, અને તેનું કારણ આપે છે, આ કારણ તેમના તેને માટેના પ્રેમમાંજ છે. ઇસુ બાપ પાસે જાય છે એ જાણી તેમને હર્ષ થવોજ જોઇએ, વળી આ હર્ષનું વિશેષ કારણ એ છે કે ઇસુ તેમની પાસે પાછો આવવાનો છે, અને બાપ જે તેના કરતાં વધારે મોટો છે તેની પાસે જઇને પાછો આવવાનો છે એટલે તેના પોતાના વધારે ઉંચા સ્વરૂપમાં આવવાનો છે, અને એ ઐક્યથી તે તેનાં બાળકોને માટે વધારે સાર્થક રીતે કામ કરી શકવાનો છે.

**તમે મારા પર પ્રેમ રાખતા હોત.** શિષ્યોને ઇસુ માટે પ્રેમ નહોતો એમ સમજવાનું નથી, પણ તેમનો આ પ્રેમ તદન વિશુદ્ધ નહોતો અને તેમાં સ્વાર્થનો અંશ હતો, આ કારણથીજ તેઓ ઇસુના જવા પછી તેમનું શું થશે તે જાણી ગભરાતા હતા.

**મારા કરતાં બાપ મોટો છે.** આ શબ્દો ઇસુ માત્ર મનુષ્ય તરીકે બોલે છે અને તેથી તે તેના મનુષ્યત્વની દેવના દેવત્વની સાથે સરખામણી કરતાં કહેવામાં આવ્યા છે એમ સમજવાનું નથી. શબ્દ તરીકે પણ ખ્રીસ્ત દેવને આધીન છે, અને દેવ પોતાના શબ્દ કરતાં અધિક અથવા મોટો છે એ આ વચનનો અર્થ છે. વળી પિતા અને પુત્ર એવા શબ્દો દેવ અને ખ્રીસ્તના સંબંધમાં વાપરવામાં આવે છે એ પણ એજ સૂચવે છે. ઇસુ અહીં જે કહેવા માગે છે તે એ છે કે બાપ તેના કરતાં બધી રીતે વધારે મોટો હોવાથી તેને પોતાને જે કંઇ કરવાનું છે તે તે પોતે તેની પાસે જઇને વધારે સારી રીતે કરી શકશે, અને તેથી શિષ્યોએ ગભરાવું જોઇએ નહિ.

[૨૯] જ્યારે એ થાય ત્યારે તમે વિશ્વાસ રાખો માટે તે થયા અગાઉ મેં હમણાંથી તમને કહ્યું છે.

ઉપરનાં પદોમાં ઇસુએ પોતાના જવાની અને પાછા આવવાની જે બધી વાત કહી છે તેના સંબંધમાં તે આ વચન કહે છે. જે રીતે તેનું મૃત્યુ થવાનું હતું તે તેના શિષ્યોનો વિશ્વાસ દૂર કરે એવી હતી. આ કારણથી ઇસુ તે કસોટીના પ્રસંગમાં તેમનો વિશ્વાસ દૃઢ કરવા માટે તેમને કહે છે કે હું તમને આ ભવિષ્ય કહું છું ( જુઓ ૧૩ : ૧૯)

[૩૦] હવેથી તમારી સાથે હું ઘણી વાતો કરીશ નહિ, કેમકે આ જગતનો અધિકારી આવે છે, અને મારામાં તેનું કંઈ નથી.

ઇસુ અહીં એ કહે છે કે, હવે વાતનો વખત પૂરો થયો છે અને શેતાનની સાથે યુદ્ધ હમણાંજ શરૂ થવાનું છે. અહીં શેતાન પોતાના હથિયારરૂપ માણસોદ્વારા કામ લે છે.

**મારામાં તેનું કંઇ નથી.** મારામાં એવું કશું પણ નથી કે જેના ઉપર શેતાન અધિકાર ભોગવી શકે. ઇસુના મનમાં એક પણ પાપનો વિચાર હોત તો તેના ઉપર શેતાનનો અધિકાર ચાલત, પણ તેનામાં તેવું કંઇ નહોતું. આ શબ્દોથી ઈસુની નિષ્પાપાવસ્થા સાબીત થાય છે, અને મરણની સત્તા તેના પર નથી એ પણ સાબીત થાય છે.

[૩૧] પણ જગત જાણે કે હું બાપ પર પ્રેમ રાખું છું, અને બાપે મને આજ્ઞા આપી છે, તેમ હું કરૂં છું [એ માટે આ થાય છે]. ઉઠો, અહીંથી આપણે જઇએ.

ઇસુ કદાચિત અહીં એમ કહેવા માગે છે કે શેતાનને મારા પર કશો અધિકાર નથી છતાં હું તેને અને મૃત્યુને વશ થાઉં છું તેનું કારણ એ છે કે મને તેમ કરવાની બાપ તરફથી આજ્ઞા મળી છે. વળી દુષ્ટતાના કરતાં પ્રેમનું બળ કેટલું મોટું છે તે જગત જાણે, અને તે પરથી શેતાનનું રાજ્ય હવે ઉથલાવી નાખવામાં આવ્યું છે, એવું સમજે.

**ઉઠો, અહીંથી આપણે જઇએ.** આમ કહી ઇસુ અને તેના અગીયાર શિષ્યો ઉઠી ગેથસેમાને વાડી તરફ જવા નીકળે છે. માટે હવે પછીનાં બોધવચનો જે ૧૫-૧૭ સુધીમાં સમાએલાં છે તે માર્ગમાં થાય છે, અને વાત કરતાં કરતાં તેઓ કિદ્રોન નાળા આગળ આવી પહોંચે છે (૧૮; ૧).

## ૨. માર્ગમાં કહેલાં બોધવચનો (અ. ૧૫, ૧૬).

## અધ્યાય ૧૫.

આ અધ્યાયના ત્રણ ભાગ કરવામાં આવે છે:

૧. શિષ્યોની ઇસુ સાથેની એકતા (૧–૧૦).

૨. ઇસુમાં તેમની પરસ્પર એકતા (૧૧–૧૬).

૩. જગતનો તેના અને તેમના પ્રત્યે દ્વેષ (૧૭–૨૭).

પદ ૧–૧૦. શિષ્યોની ઇસુ સાથેની એકતા.

દ્રાક્ષવેલાનું રૂપક.

આ રૂપક દસમા અધ્યાયમાંના દ્વાર અને ઉત્તમ ઘેટાંપાળકના રૂપક જેવું છે, જો કે તે બે વચ્ચે ફેર છે અને તે એ છે કે આ રૂપકમાં આંતરિક એકતા દર્શાવવામાં આવી છે ત્યારે પેલામાં બાહ્ય એકતા દર્શાવેલ છે. આ રૂપક ઇસુને આ વખતે કેવી રીતે યાદ આવ્યું તેના સંબંધમાં ટીકાકારો જુદાં જુદાં અનુમાન કરે છે. કોઇ કહે છે કે ઇસુ અને તેના શિષ્યો જતા હતા ત્યારે તેમના માર્ગમાં જે દ્રાક્ષવેલો હતો તે જોઇને ઇસુના મનમાં આ રૂપક સ્ફુરી આવ્યું. બીજા વળી એમ કહે છે કે આ વાત ઘણું કરી મંદિરના કોઇ એક ચોગાનમાં થઇ હતી અને ત્યાંના દરવાજા પર કોરેલી સોનાની દ્રાક્ષવેલ જોઇ ઇસુને આ વિચાર આવ્યો હતો. આ ઉપરાંત દ્રાક્ષવેલનું રૂપક જુના કરારના પ્રબોધકોએ ઘણી વાર વાપર્યું હતું અને યહુદી લોકોના ઇસ્રાએલના પ્રતિરૂપ તરીકે તેઓના મનમાં તે રમી રહ્યું હતું, અને એ કારણથીજ તેનો અહીં ઉપયોગ કરવામાં આવ્યો હોય એ વધારે સંભવિત છે.

[1]હું ખરો દ્રાક્ષવેલો છું, અને મારો બાપ માળી છે.

ઉપર કહેવામાં આવ્યું છે તેમ જુના કરારમાં 'દ્રાક્ષવેલો' એ નામ ઇસ્રાએલને ઘણી વાર આપવામાં આવ્યો હતું (જુઓ હોશી. ૧૦; ૧. યશા. ૫; ૧ ઇત્ય. યિર્મે. ૨; ૨૧. હઝ. ૧૫; ૨ ઇત્ય. ૧૯; ૧૦ ઇત્ય. ગીત ૮૦; ૮ ઇત્ય.) ઇસુ પોતાને "ખરો" વિશેષણ લગાડી કહેવા માગે છે કે હું પોતે આદર્શ વેલો છું. આ શબ્દનો આગળ પણ એજ અર્થમાં ઉપયોગ કરવામાં આવ્યો છે (જુઓ ૧; ૯: ૬; ૩૨).

**માળી.** અહીં દેવ દ્રાક્ષવેલાનો ધણી તેમજ તેની સંભાળ રાખનાર છે એમ સમજવાનું છે, જો કે કદાચિત અહીં તેની સંભાળ ઉપર વધારે ભાર મૂકવામાં

[2] મારામાંની હરેક ડાળી જેને ફળ આવતાં નથી તેને તે કાપી નાખે છે, અને હરેક [ડાળી] જેને ફળ આવે છે, તેને વધારે ફળ આવે માટે તે તેને શુદ્ધ કરે છે.

અહીં "ડાળી" ઇસુના શિષ્યો તેમ ભક્તો સૂચવે છે. જેમ ડાળીઓ અને વેલો પરસ્પર જોડાએલાં છે તેવીજ રીતે ઇસુ અને તેના શિષ્યો એક થઇ રહ્યા છે એમ આ રૂપક ઉપરથી સમજવાનું છે. પાઉલ તેના એફેસીઓને અને કોલોસીઓને લખેલા પત્રમાં ઇસુ અને તેની મંડળીનો પરસ્પર સંબંધ દર્શાવવા શરીરનું રૂપક વાપરે છે તે પણ આના જેવુંજ છે. માત્ર ફેર એટલો છે કે અહીં ફળ આપવા ઉપર મુખ્યત્વે કરીને ભાર મૂકવામાં આવ્યો છે. ખ્રીસ્ત પૂર્વેના જમાનામાં ઇસ્રાએલ સાથેની એકતામાં જીવન રહેલું હતું; નવા જમાનામાં ખ્રીસ્ત, જેની ઇસ્રાએલ ઉપમા હતો, તેની સાથેની એકતામાં જીવન છે.

**મારામાંની......આવતાં.** કોઇ ઇસુનો શિષ્ય હોય અને તેમ છતાં તે ફળ લાવનો ન હોય તો તેને દૂર કરવામાં આવે છે. કદાચિત ઇસુ અહીં એમ કહેવા માગે છે કે મારા ખરા શિષ્યને ફળ આવેજ આવે, અને જો કોઇને ન આવે તો એમ સમજવું કે એ મારો શિષ્ય નથી.

**મારામાંની.** નિષ્ફળ ડાળીઓ તે પણ ખરીજ ડાળીઓ છે. તેઓ પણ "ખ્રીસ્તમાં" છે, ભલે તેઓને ફક્ત પાંદડાંજ આવે, તે એ ઉપરાંત બીજું કંઇ નહિ (માત્થી ૨૧ ; ૧૯). એવી ડાળીઓને મહાન માળી કાપી નાખે છે (માત્થી ૧૩ ; ૨૮ ઇત્ય. ૪૭ ઇત્ય.). કોઇ માણસ ખ્રીસ્તમાં હોય છતાં ફળ ન આવવાને લીધે તેને જુદો કરવામાં આવે, એ એક બહુ મોટો મર્મ છે. પણ તેની સાથે એ વિચારવાનું છે કે પ્રભુએ માણસને નિર્દોષ ઉત્પન્ન કર્યું છતાં તે પતિત થયું, એ એથી કંઇ ઓછું ભેદિક નથી.

**ફળ.** એટલે પ્રેમ અને પ્રેમનાં કાર્ય. કોઇને ઇસુ પર ખરો વિશ્વાસ હોય તો તે તેના પર પ્રેમ કરવાનોજ, અને જો તે તેના પર ખરો પ્રેમ કરે તો તે તેની આજ્ઞાઓ પાળવાનોજ, અને એ આજ્ઞાઓમાંની મુખ્ય આજ્ઞા બીજા પર ઇસુની માફકજ પ્રેમ કરવાની છે ( ૧૩ ; ૩૪, ૩૫ ). આજ ફળ છે અને તેના પરિણામ-રૂપે પણ બીજું ફળ ઉત્પન્ન થાય છે.

**શુદ્ધ કરે છે.** તેને ઝાડી સાફ કરે છે એટલે તેમાં સુકાં પાનરૂપી જે કંઇ નડતર હોય તે દૂર થાય છે. દેવનું કાર્ય એજ છે કે તેના પુત્રરૂપી દ્રાક્ષવેલો નિરંતર નવાં નવાં ફળ આપતો રહે અને તેને માટે તે નિરંતર પ્રયત્ન કરતો રહે છે.

[3] જે વચનો મેં તમને કહ્યાં છે તે વડે તમે હવે શુદ્ધ થઈ ગયા છો.

ઇસુના આ શિષ્યોને માટે ઉપર જણાવ્યું તે શુદ્ધિકાર્ય થઇ ગયું હતું અને તેથી તેઓ તાજું અને પુષ્કળ ફળ આપશે એમ તે તેમને કહે છે. ઇસુનું શિક્ષણ તેમના જીવનમાં ઉતર્યું હતું અને તેને લીધે તેઓ શુદ્ધ થયા હતા.

[4]તમે મારામાં રહો, ને હું તમારામાં [રહીશ]; જેમ ડાળી વેલામાં રહ્યા વિના પોતાની મેળે ફળ આપી નથી શકતી, તેમ તમે પણ મારામાં રહ્યા વિના [ફળ] આપી શકતા નથી.

આ શિષ્યોને હવે જે કંઇ કરવાનું બાકી રહે છે તે એ છે કે તેમણે ઇસુ ખ્રીસ્ત સાથેની આત્મિક એકતા જાળવી રાખવી, અને ઇસુ અહીં તેમને એજ કહે છે. શિષ્યો આટલું કરે તો પછી તેના પરિણામરૂપે ખ્રીસ્ત સાથેનો તેમનો સંબંધ કાયમ રહે છે અને તેઓ ફળ પણ ઘણું આપે છે. અહીં જે વાત ધ્યાનમાં રાખવાની છે તે એ છે કે આત્મિક માર્ગમાં ઇસુનો કોઇ પણ શિષ્ય ઘણો આગળ જાય તોપણ તેને જાગૃત રહેવાની તેમ ઇસુ ખ્રીસ્ત સાથેનો પોતાનો સંબંધ જારી રાખવાનો પ્રયત્ન કરવાની જરૂર રહે છે.

[5]હું તો દ્રાક્ષવેલો છું, ને તમે ડાળીઓ છો; જે મારામાં રહે છે, અને હું તેનામાં, તેજ ઘણાં ફળ આપે છે; કેમકે મારાથી નિરાળા રહીને તમે કંઈ કરી શકતા નથી.

ઉપર જે કંઇ કહ્યું તેનો સાર ઇસુ અહીં ફરીથી આપે છે. "તમે ડાળીઓ છો" એ અહીં પહેલીજ વાર કહેવામાં આવ્યું છે, જો કે ઉપલાં પદોમાં તે ગર્ભિત રીતે તો કહેવાયું છેજ. વળી અહીં ફળને "ઘણાં" એ વિશેષણ પહેલીજ વાર લગાડવામાં આવ્યું છે, અને ઇસુથી નિરાળા રહીને "કંઇ" પણ કરી શકાતું નથી એમજ કહેવામાં આવ્યું છે તે પણ ધ્યાનમાં લેવાનું છે. જેમણે ઇસુનો એક વખત સ્વીકાર કર્યો હોય અને તે પછી તેનો ત્યાગ કરે તો તેઓ ખરેખર કંઇજ કરી શકતા નથી. આ લોકોની સ્થિતિ નીચેના પદમાં વર્ણવવામાં આવી છે.

[6]જો કોઈ મારામાં રહેતો નથી, તો ડાળીની પેઠે તેને બહાર ફેંકી દેવામાં આવે છે, અને તે સુકાઈ જાય છે; પછી લોક તેઓને એકઠી કરીને અગ્નિમાં નાખે છે, ને તેઓ બળી જાય છે.

ઇસુ ખ્રીસ્તમાં દાખલ થઇ જે લોકો પાછા તેનાથી છુટા થાય છે તેમની સ્થિતિ સુકી ડાળીઓ જે માત્ર બાળવાનાજ કામમાં આવે છે તેમના જેવી થાય છે. ઇસુ સાથેની તેમની આત્મિક એકતા ખુટે છે કે તરતજ તે તેમનાથી દૂર થાય છે, અને તેઓમાં આત્મિક જીવનનો પ્રવાહ જતો અટકે છે. આ પરિણામ દૂરનું નથી, પણ તાત્કાલિકજ છે.

**પછી લોક.........બળી જાય છે.** દ્રાક્ષવેલની ખરી પડેલી કે ઝાડી નાખેલી ડાળીઓ નકામી છે અને તેથી તેમને બાળી નાખવામાં આવે છે. તે પ્રમાણે ઇસુથી નિરાળા થએલા શિષ્યો છેક નકામા થઇ જાય છે અને તેમનું નામ-નિશાન પણ રહેતું નથી.

[૭] જો તમે મારામાં રહો, અને મારાં વચન તમારામાં રહે, તો જે કંઈ તમે ચાહો તે માગો, એટલે તે તમને મળશે. [૮] તમે બહુ ફળ આપો, એમાં મારા બાપને મહિમા મળે છે, અને [ એથી ] તમે મારા શિષ્ય થશો.

ઇસુ આ બે પદમાં તેના શિષ્યોને વચન આપે છે કે જો તમે મારા ખરા શિષ્યો થશો તો તમે બહુ ફળ આપી શકશો; અથવા કહે છે કે તમે જેમ જેમ વધારે ફળ આપશો તેમ તેમ વધારે અંશે તમે મારા શિષ્યો થશો.

**મારી વાતો તમારામાં રહે.** ચોથા પદમાં "હું તમારામાં રહું" એમ કહેવામાં આવ્યું છે. આ બન્નેનો અર્થ એકજ છે. અહીં પ્રાર્થના કરવાનું કહેવામાં આવ્યું છે અને તેથી કદાચિત્ "વચન" જે પ્રાર્થનાની દિશા, વસ્તુ વગેરે બતાવે છે તેને વિષે કહેલ છે.

**જે કંઈ તમે ચાહો તે માગો.** જે ઇસુ સાથે આત્મિક એકતા પામ્યો હોય તે કંઇ એવું તો નજ માગે કે જે યોગ્ય ન હોય. તે ઇસુના શિક્ષણ પ્રમાણેજ પોતાની પ્રાર્થના કરે એ સમજવું જરા પણ મુશ્કેલ નથી. પ્રાર્થના પૂરી થવા માટે એટલે પ્રાર્થનાનું ફળ પ્રાપ્ત કરવા માટે ઇસુ ખ્રીસ્ત સાથે આત્મિક એકતાની પૂર્ણ જરૂર છે એવું બીજી સુવાર્તાઓ પણ કહે છે (જુઓ માત્થી ૧૮: ૧૯, ૨૦).

**એમાં મારા બાપને મહિમા મળે છે.** ઇસુના શિષ્યો ઘણું ફળ આપે એટલે ઇસુનુંજ કાર્ય જગતમાં ફેલાય એજ દેવના મહિમાના પ્રચારનું કારણ છે. ઇસુનું કાર્ય એ દેવના રાજ્યની સ્થાપના અને તેનો વિસ્તાર છે, અને એથીજ દેવ મહિમાવાન થાય છે. વળી આ કાર્ય શિષ્યો જેમ જેમ વધારે કરે છે તેમ તેમ તેઓ શિષ્યત્વ અધિકાધિક પ્રાપ્ત કરતા જાય છે.

[૯] જેમ બાપે મારા પર પ્રેમ રાખ્યો છે, તેમ મેં પણ તમારા પર પ્રેમ રાખ્યો છે; તમે મારા પ્રેમમાં રહો. [૧૦] જેમ હું મારા બાપની આજ્ઞાઓ પાળીને તેના પ્રેમમાં રહું છું, તેમ જો તમે મારી આજ્ઞાઓ પાળો તો તમે મારા પ્રેમમાં રહેશો.

ઉપલાં પદોમાં ઇસુએ વારંવાર કહ્યું છે કે તમે મારામાં રહો. અહીં તે તેનું વિશે સ્પષ્ટીકરણ કરે છે. તે કહે છે કે મારામાં રહો એટલે મારા પ્રેમમાં રહો અને

મારા પ્રેમમાં રહો એટલે મારી આજ્ઞાઓ પાળો. વળી આ બધાંનું દૃષ્ટાંત તે પોતે આપે છે, અને તે દૃષ્ટાંતને અનુસરવાનું શિષ્યોને કહે છે. વિશેષમાં એ બધા પ્રેમનો આદર્શ તેમ તેનું મૂળ દેવમાં છે એ પણ ધ્યાનમાં લેવાનું છે.

**જો તમે......રહેશો.** ૧૪મા અધ્યાયના ૧૫મા પદમાં જે કહેવામાં આવ્યું છે તેથી આ ઉલટુંજ છે. આજ્ઞાનું પાલન આ શિષ્યોનો ઇસુ પરનો પ્રેમ બતાવે છે એટલુંજ નહિ પણ ઇસુનો તેમના ઉપરનો પ્રેમ કાયમ રાખવાનું સાધન પણ છે.

## ૧૧-૧૬. ઇસુમાં શિષ્યોની પરસ્પર એકતા.

[૧૧] તમારામાં મારો આનંદ રહે, અને તમારો આનંદ સંપૂર્ણ થાય, એ માટે મેં તમને એ વચનો કહ્યાં છે.

છેલ્લા અધ્યાયમાં ઇસુ પોતાના શિષ્યોને પોતાની શાન્તિ આપી જવાની વાત કરે છે. અહીં તે એક પગલું આગળ વધે છે અને પોતાનો આનંદ આપવાનો પ્રયત્ન કરે છે. આ પદ આ ઉપવિભાગ (૧-૧૦) ની આખરનું છે અને તે માટેજ તેમાં "મેં તમને એ વચનો કહ્યાં છે" એમ કહેવામાં આવ્યું છે.

**મારો આનંદ.** ઇસુનો આનંદ પોતાના બાપની આજ્ઞા પાળી તેન પ્રેમનો અનુભવ કરવામાં છે. આ પરમાનંદ છે અને એ આનંદ તે પોતાન શિષ્યોને આપવા માગે છે, તેમને તે આનંદ જોઈતો હોય તો તેમણે તેની આજ્ઞ પાળી તેના પ્રેમમાં રહેવું જોઇએ.

**આનંદ સંપૂર્ણ થાય.** વળી જેમ જેમ શિષ્યો ઇસુની આજ્ઞા પાળત જાય છે તેમ તેમ તેઓ તેના પ્રેમનો વિશેષ ને વિશેષ અનુભવ કરતા જાય છે અને એ અનુભવમાં તેમનો આનંદ પણ અધિકાધિક થતો જાય છે. "આનં સંપૂર્ણ થાય" એ વચન યોહાનનાં લખાણોમાંજ જોવામાં આવે છે (જુઓ ૩ ; ૨૯ ૧૬ ; ૨૪: ૧૭; ૧૩. ૧ યોહાન ૧ ; ૪. ૨ યોહાન ૧૨).

## ૧૨-૧૭. ખ્રીસ્તમાં શિષ્યોનું પરસ્પર ઐક્ય.

[૧૨] મારી આજ્ઞા એ છે કે, જેમ મેં તમારા પર પ્રેમ રાખ્યો છે તેમ તમે એક બીજા પર પ્રેમ રાખો. [૧૩] પોતાના મિત્રોને સા જીવ આપવો, તે કરતાં મોટો પ્રેમ કોઈનો નથી.

ઇસુની બધી આજ્ઞાઓ (જુઓ પદ ૧૦) આ એક આજ્ઞામાં સમાઇ જાય (જુઓ ૧૩ ; ૩૪). બીજી સુવાર્તા પ્રમાણે તેણે આ છેલ્લા દિવસોમાં યહુદીઓ ભાર દઇને કહ્યું હતું કે મુસાની આપેલી પહેલી બે આજ્ઞાઓમાં બધી આજ્ઞાઓન તેમ નિયમશાસ્ત્રનો અને પ્રબોધકોના બોધનો સમાવેશ થઇ જાય છે. આ સુવ ર્તામાં તે આ બે આજ્ઞાઓને પણ આ એક આજ્ઞામાં સમાવી દે છે (જુઓ

૧ યોહાન ૪; ૨૦). આ આજ્ઞાને આજે ઘણા અગીઆરમી આજ્ઞા તરીકે ઓળખાવે છે. અહીં ઇસુ પોતાનો પ્રેમ આદર્શ તરીકે મૂકે છે. હવે એ પ્રેમનું ખાસ લક્ષણ શું છે? પૂર્ણ આત્મભોગ! જે પ્રેમ આત્મભોગરૂપે દેખાતો નથી તે માત્ર નામનોજ પ્રેમ છે. માતાનો પ્રેમ ખરામાં ખરો પ્રેમ છે અને તેનું ખાસ લક્ષણ આત્મભોગ છે એ આપણે સહુ જાણીએ છીએ. તેમજ પતિપત્નીનો પ્રેમ, મિત્ર મિત્રનો પ્રેમ વગેરે આત્મભોગરૂપેજ દેખાઇ આવે છે. ઇસુમાં આ જાતના નિ:સ્વાર્થ પ્રેમની પરાકાષ્ટા જોવામાં આવે છે. જગતમાં કોઇએ કેવળ નિ:સ્વાર્થ પ્રેમને માટે પ્રાણ આપ્યો હોય તો તે તેણેજ છે. યહુદીઓનો ધર્મ જેને તે લોકો વિશુદ્ધમાં વિશુદ્ધ લેખતા હતા અને જેમાં આધ્યાત્મિક અને નૈતિક ઘણા ઉંચા ગુણો હતા તે માણસના સાર્વજનિક પ્રેમની આડે પાળો બાંધી દેતો હતો અને મોટે ભાગે એ પાળો દૂર કરવા માટેજ ઇસુને પોતાનો પ્રાણ આપવો પડયો હતો. આ ઇસુના જીવનની તેમજ તેના ધર્મશિક્ષણની વિશેષતા છે.

[14] જે આજ્ઞાઓ હું તમને આપું છું તે જો તમે પાળો તો તમે મારા મિત્ર છો.

આ પદ અને તેની ઉપરનું પદ એક પ્રશ્ન ઉભો કરે છે અને તે એ છે કે ઇસુએ પોતાનો પ્રાણ કોને માટે આપ્યો? પાઉલ પોતાના રૂમીઓને લખેલા પત્રમાં (૫; ૬–૮) કહે છે તે પ્રમાણે અને ખ્રીસ્તી મંડળી આજ સુધી માનતી આવી છે તે પ્રમાણે ઇસુએ પોતાનો પ્રાણ આખી મનુષ્યજાતિ માટે આપ્યો છે. તોપણ એટલું તો સ્વત સિદ્ધ છે કે એનો લાભ જેઓ ઇસુ પરના વિશ્વાસદ્વારા લઇ શકે છે તેમને માટે તે ભોગ વિશેષ કરીને છે. આ લોકોને ઇસુ પોતાની આજ્ઞા પાળનારા એટલે પોતાના મિત્રો કહે છે. ઇબ્રાહીમ જે યહુદીઓમાંનો પ્રથમ વિશ્વાસી પુરૂષ છે તે "દેવનો મિત્ર" (યશા. ૪૧; ૮. યાકૂબ ૨; ૨૩) કહેવાયો છે, એ વાત આના સંબંધમાં ધ્યાનમાં લેવા જેવી છે.

[15] હવેથી હું તમને દાસ કહેતો નથી; કેમકે પોતાનો શેઠ જે કરે છે તે દાસ જાણતો નથી; પણ મેં તમને મિત્ર કહ્યા છે; કેમકે જે વાતો મેં મારા બાપ પાસેથી સાંભળી હતી તે બધી મેં તમને જણાવી છે.

કોઇને મિત્ર કરવામાં બે બાજુ છે: એક તો એ છે કે આપણે તેના પર પ્રેમ કરવો અને બીજી એ છે કે તે આપણા ઉપર પ્રેમ કરે. જ્યાં સુધી આ બન્ને બાજુ હોતી નથી ત્યાં સુધી ખરો પ્રેમ અથવા ખરી મિત્રતા જામતી નથી. ઉપલા પદમાં ઇસુએ શિષ્યોએ તેના મિત્ર થવા માટે જે કરવાનું છે તે કહ્યું છે. અહીં તે પોતે તેમને માટે પહેલેથી જે કંઇ કરતો આવ્યો છે અને અત્યારે ખાસ કરીને જે કંઇ કરે છે તે જણાવે છે. પોતાના જીવનની છેલ્લી ઘડીએ ઇસુ પોતાથી તેમને જેટલું જણાવાય તેટલું જણાવે

છે. જુના કરારમાં દેવ અને માણસનો સંબંધ પ્રભુ ( એટલે શેઠ કે સ્વામી ) અને દાસ ( કે નોકરનો ) સંબંધ બતાવવામાં આવ્યો છે, અને આજ સુધી ઇસુએ પણ પોતાનો અને શિષ્યોનો સંબંધ લગભગ એવોજ બતાવ્યો હતો ( જુઓ માત્થી ૧૦ ; ૨૪ ઇત્ય. માત્થી ૧૩ ; ૨૭ ઇત્ય. ૧૮ ; ૨૩ ઇત્ય. ૨૨ ; ૪ ઇત્ય. ૨૪ ; ૪૫ ઇત્ય. માર્ક ૧૩ ; ૩૪. લુક ૧૨ ; ૩૭ ઇત્ય. ૧૪ ; ૧૭. ઇત્ય. ૧૭ ; ૧૦ : ૧૯ ; ૧૩ ઇત્ય યોહાન ૧૩ ; ૧૬ : ૧૨ ; ૨૬ ). ઇસુએ પોતાના શિષ્યોને આવી રીતે મિત્રો કહ્યા છતાં તેઓ તો પોતાને ઇસુના દાસ અથવા સેવકજ કહેતા રહ્યા અને તે ઉચિતજ હતું. તો પણ ખ્રીસ્તી ધર્મના ઇતિહાસમાં કોઇ કોઇ વખતે ઇસુના શિષ્યોએ પોતાને "દેવના મિત્રો" તરીકે ઓળખાવ્યા છે અને તેરમા અને ચૌદમા સૈકામાં જરમની અને તેની આજુબાજુના પ્રદેશમાં એવા માણસોનું એક છુપું મંડળ ઉભું થયું હતું. આ મંડળે તે વખતના લોકોમાં ઘણી ધાર્મિક જાગૃતિ ઉપજાવી હતી અને લુથરે જે મોટી ધર્મસુધારણા કરી તેનું બીજ તેઓએજ રોપ્યું હતું એમ કહીએ તો તેમાં જરા પણ અતિશયોક્તિ નથી. આ લોકોએ ખ્રીસ્તી સાહિત્યમાં પણ ઘણો સારો ફાળો આપ્યો છે.

[16] તમે મને પસંદ કર્યો નથી, પણ મેં તમને પસંદ કર્યા છે, ને તમને નીમ્યા છે, કે તમે જઇને ફળ આપો, અને તમારાં ફળ કાયમ રહે; જેથી તમે મારે નામે જે કંઈ બાપની પાસે માગો તે તમને તે આપે

ઇસુ અને તેના શિષ્યો વચ્ચેની મિત્રતામાં ઇસુનું કાર્ય પહેલું છે એટલે એ મિત્રતાની શરૂઆત તેનાથી થઇ છે. અથવા તેનું મૂળ તેના પોતામાં છે અને તેથી એ દિવ્ય મિત્રતા પરિપૂર્ણતા પામવાનીજ અને તેનું ફળ પણ દિવ્ય આવવાનુંજ એમ તે અહીં પોતાના શિષ્યોને જણાવે છે. અહીં એક બીજો વિચાર પણ ગર્ભિત રહેલો લાગે છે અને તે એ છે કે આ શિષ્યોને ઇસુના પ્રેમરૂપી જે દાન મળેલું તે તેમની યોગ્યતાને લીધે નહોતું પણ માત્ર તેની અને દેવની કૃપાથીજ પ્રાપ્ત થએલું હતું ( જુઓ ૧ યોહાન ૪; ૧૦ ).

**મેં તમને પસંદ કર્યા છે.** આથી માત્ર શિષ્યો તરીકેજ નહિ પણ પ્રેરિત તરીકે પણ પસંદ કીધા છે એમ સમજવાનું છે ( જુઓ ૬ ; ૭૦ : ૧૩ ; ૧૮. પ્રે. કૃ. ૧ ; ૨ ).

**તમને નીમ્યા** છે, એટલે તમને કંઇ ખાસ કામ કરવાનું આપ્યું છે ( હેબ્રી. ૧ ; ૨. રૂમી ૪ ; ૧૭. ૨ તીમોથી ૧ ; ૧૧ ).

**તમે જઇને ફળ આપો.** આમાંનો "જઇને" શબ્દ કંઇ ખાસ સૂચવતો નથી, કદાચિત આનો અર્થ એમ પણ હોય કે મેં સોંપેલું કામ કરી તમે ફળ આપો.

શિષ્યોની પ્રવૃત્તિમાં ત્રણ બાબત ધ્યાનમાં લેવા જેવી છે, પહેલી એ તેઓને સ્વતંત્ર રીતે કામ કરવાનું છે ; બીજી, તેઓનું કામ સાર્થક થાય છે ત્રીજી, તેઓના કામની અસર કાયમની છે. આ બધામાં ખ્રીસ્તી મંડળીની સ્થ પના અને તેના સ્થાયીત્વનું વચન રહેલું છે. વળી એ ઉપરાંત એ ધ્યાનમાં લે જોઇએ કે દેખીતા જુદાપણામાં પણ શિષ્યના બળનો આધાર તેના ગુરૂની સાથે તેની એકતામાંજ રહેલો છે.

**જેથી.** આ શબ્દોને કેટલાક ટીકાકારો "મેં તમને પસંદ કીધા અને નીમ્યા છે" તેની સાથે લે છે અને તે બરાબર લાગે છે.

**જે કંઇ બાપની પાસે માગો** (જુઓ પદ ૭ અને ૧૪ ૧૩, ૧૪).

**૩. પદ ૧૭-૨૭. એકતાનાં પરિણામ, શિષ્યોનો જગત સાથેનો સંબંધ.**

[17] તમે એક બીજા પર પ્રેમ રાખો માટે હું તમને એ આજ્ઞાએ આપું છું.

ઇસુએ આગળ જે કંઇ કહ્યું તેનો તે અહીં સાર આપે છે અને તે એ છે શિષ્યોએ પરસ્પર પ્રેમ રાખવો. "તમે મારામાં રહો" એ ચોથા પદમાં આજ્ઞાનું વિશેષ નિરૂપણ કરતાં જે કંઇ કહેવામાં આવ્યું છે તે બધાનો આ પદમાં આજ્ઞાઓમાં સમાવેશ થતો હોય એમ લાગે છે.

૧૮-૨૫. જગતનો તેના અને તેમના પ્રત્યે દ્વેષ.

અત્યાર સુધી ઇસુએ પોતાના શિષ્યો માટેના પોતાના પ્રેમની વાત કહી અને તેમને પરસ્પર પ્રેમ કરવાની આજ્ઞા વારંવાર આપી છે. હવે તે તેમને જગ તેમના પ્રત્યે કેવી રીતે વર્તશે તેને વિષે કેટલુંક કહે છે.

[18] જો જગત તમારા પર દ્વેષ રાખે છે તો તમારા અગાઉ તે મારા પર દ્વેષ રાખ્યો છે, એ તમે જાણો છો. [19] જો તમે જગત હોત તો જગત પોતાનાંના ઉપર પ્રેમ રાખત; પરંતુ તમે જગત નથી, પણ મેં તમને જગતમાંથી પસંદ કીધા છે, તે માટે જગ તમારા પર દ્વેષ રાખે છે.

જગતના લોકોએ ઇસુના શિષ્યો ઉપર દ્વેષ કર્યો છે એવું અહીં મા લેવામાં આવ્યું છે અને તે યોગ્યજ છે. શિષ્યોને આ દ્વેષનો અનુભવ ક્યારનો થયો હતો અને એ વાત ઇસુના જાણવામાં હતી. વળી શિષ્યો સારી રીતે જાણ હતા કે જગત ઇસુ પ્રત્યે દ્વેષી છે અને જગતનો દ્વેષ તેના ઉપર તેમના પોતા કરતાં વિશેષ હતો. વળી આ દ્વેષની શરૂઆત ઇસુ પ્રત્યે થઇ હતી, અને તેને લીધે તેના શિષ્યો પ્રત્યે જગતનો દ્વેષ થયો હતો. આ બધા પ્રત્યે જગતનો દ્વેષ હતો અ

ઇસુના ખરા શિષ્યો પ્રત્યે આજે પણ જગતનો દ્વેષ છે એનું એ કારણ છે કે જગત અને દેવ વચ્ચે વિરોધ રહ્યો છે અને તેથી જે કોઇ દેવનો પક્ષ લે છે અથવા દેવની આજ્ઞા પાળે છે અને તેની સેવા કરે છે તે જગતની વિરૂદ્ધ ચાલે અને આને લીધે જગત તેના પ્રત્યે દ્વેષિલું બને. આ વાત એટલે સુધી સાચી છે કે જેમ માણસજાત ઉપર પ્રેમ રાખવો એ ઇસુના ખરા શિષ્યત્વનું ચિન્હ છે તેમજ જગતનો દ્વેષ ઉત્પન્ન થાય એ પણ એક ચિન્હ છે. ઇસુનું વધસ્તંભ ઉપર મૃત્યુ થયું એનું કારણ પણ આ દ્વેષમાંજ છે અને આજે બે હજાર વર્ષને આંતરે યુરોપમાં તેમજ અહીં ખરા શિષ્યોને દુઃખ ભોગવવું પડે છે એ પણ એનેજ લીધે છે.

**જગત...પ્રેમ રાખત.** જગતના લોકોમાં એક જાતનો પ્રેમ જોવામાં આવે છે, પણ આ પ્રેમ કેવળ નિઃસ્વાર્થ અને દિવ્ય નથી એ ખાસ ધ્યાનમાં લેવાનું છે.

[20] દાસ પોતાના શેઠથી મોટો નથી, એવી જે વાત મેં તમને કહી તે યાદ રાખો. જો તેઓ મારી પૂઠે પડયા, તો તેઓ તમારી પૂઠે પણ પડશે; જો તેઓએ મારાં વચન પાળ્યાં, તો તેઓ તમારાં પણ પાળશે.

ઇસુ અહીં પોતાના શિષ્યોને કહે છે કે, જગત તમારો દ્વેષ કરશે એટલુંજ નહિ પણ તમને સતાવશે અને હેરાન કરશે. જગતનો દ્વેષ માત્ર વિચાર કે વચનમાંજ સમાપ્ત થતો નથી, પણ તે કાર્યમાં ઉતરે છે. એ દ્વેષનું પરિણામ માનસિક તેમજ કાયિક હિંસા છે.

**દાસ......નથી.** આ વચન ઇસુએ ક્યારે કહ્યું હતું એ જાણવું મુશ્કેલ છે. કોઇ કહે છે કે ૧૩; ૧૬માં જે કહેવાયું છે તે ઇસુ અહીં ફરીથી કહે છે, અને બીજા કહે છે કે તેમ નથી. માટેથી ૧૦; ૨૪માંના શબ્દોની યાદ ઇસુ અહીં ફરીથી આપતો હોય એ સંભવિત છે.

[21] પણ એ બધું મારા નામની ખાતર તેઓ તમને કરશે, કેમકે તેઓ મારા મોકલનારને ઓળખતા નથી.

શિષ્યોને જે બધું જગત પાસેથી ખમવું પડશે તે ઇસુને માટે અને દેવને માટે છે અને તેથી તેમણે જગતનાં દ્વેષ અને હિંસા સહન કરતાં સાંત્વન પામવું જોઇએ. વળી જગતના લોકોએ પણ એ વાત ધ્યાનમાં રાખવી જોઇએ કે તેઓ ઇસુના શિષ્યો પ્રત્યે જે કંઇ અત્યાચાર કરે છે તે તેના અને દેવ પ્રત્યેજ કરે છે.

**મારા નામની ખાતરે** (સરખાવો પ્રેરિતોનાં કૃત્યો ૫; ૪૧: ૨૧; ૧૩. ૨ કોરીંથીઓ ૧૨; ૧૦. ૧ પીતર ૪; ૧૪). શિષ્યોને જગતના લોકો પાસેથી જે કંઇ ખમવું પડયું હતું તે ઇસુના ખ્રીસ્ત તરીકે કરેલા પ્રચાર માટે હતું. આ ઇસુનું "નામ" હતું.

**કેમકે.** દેવ વિષેના ખરા જ્ઞાનમાં ખ્રીસ્ત વિષેની જાણનો સમાવેશ થઇ જાય છે (૮; ૪૨. ૧ યોહા. ૫; ૧), અને ખ્રીસ્ત વિષેના જ્ઞાનથી દેવ વિષેનું જ્ઞાન પ્રાપ્ત થાય છે (૧૨; ૪૪. લુક ૨૩; ૩૪).

**તેઓ......નથી.** ઇસુ ખ્રીસ્તને ઓળખવો એ તેને દેવના મોકલાએ તરીકે ઓળખવાનું કાર્ય છે. આ કારણથી તેઓ ઇસુને બરાબર ન જાણે દેવને પણ જાણતા નથી.

[22] જો હું આવ્યો ન હોત, અને તેઓને કહ્યું ન હોત, તો તેઓ પાપ ન લાગત; પણ હવે તેઓનાં પાપ સંબંધી તેઓને કંઇ બહાનું રહ નથી. [23] જે મારા પર દ્વેષ રાખે છે, તે મારા બાપ પર પણ દ્વેષ રાખે છે

ઇસુ અને તેના શિષ્યો પ્રત્યે જગત જે દ્વેષ કરે છે તે મહા પાપ છે એટલુંજ નહિ પણ સૌથી મોટું પાપ છે એમ કદાચિત ઇસુ અહીં કહેવા માગે છે. કે સૌથી મોટું પાપ છે એવું કારણ એ છે કે એ પાપમાંથી બીજાં બધાં પાપોનો જન્મ થાય છે. બીજાં પાપો ક્ષમ્ય છે, કારણ કે તે પ્રકાશની વિરૂદ્ધ નથી, પણ આ પ્રકાશનીજ વિરૂદ્ધ છે અને તેથી તેમાં સુધારવાનું સ્થાન નથી. આ પ્રકાશની સાક્ષી ઇસુએ બે રીતે આપી હતી. એક પોતાના વચનથી અને બીજી પોતાના કાર્યથી (જુઓ ૧૪ ; ૧૦, ૧૧. સરખાવો માત્થી ૧૩ ; ૧૬ ઇત્ય. લુક ૧૦ ; ૨ ઇત્ય). વચન વિષે આ બે પદમાં અને કાર્ય વિષે નીચેનાં બે પદમાં કહેવામાં આવ્યું છે

[24] જે કામો બીજા કોઇએ કર્યાં નથી, તે જો મેં તેઓ મધ્યે ન કર્યા હોત, તો તેઓને પાપ ન લાગત; પણ હવે તેઓએ મને તથા મારા બાપને પણ જોયો છે, અને દ્વેષ રાખ્યો છે.

ઇસુનાં કામો જોવાં એ તેના બાપનાં કામો જોવા બરાબર છે, અને આ જોયા છતાં તેમણે એટલે જગતના લોકોએ તેનો દ્વેષ કર્યો છે. આ દ્વેષ તેના તેમજ બાપના પ્રત્યે છે.

**પાપ ન લાગત.** ઉપલા પદમાંના તેમ અહીંના આ શબ્દો માત્ર યોહાનના લખાણોમાંજ જોવામાં આવે છે ( જુઓ ૯ ; ૪૧ ).

[25] પણ તેઓના નિયમશાસ્ત્રમાં લખ્યું છે કે, તેઓએ વિના કારણ મારા પર દ્વેષ રાખ્યો છે, તે પૂર્ણ થવા સારૂ [ એમ થયું ].

અહીં ઇસુ કહે છે કે જગતના લોકો મારા પ્રત્યે આવા દ્વેષિલા છે તેથી હું કંઇ નવાઇ પામતો નથી. એવું દેવે ક્યારનુંએ જોઇ રાખ્યું હતું અને ભવિષ્ય પણ કહ્યું હતું જે શાસ્ત્રલેખની અહીં વાત કરવામાં આવી છે તે ગીત. ૩૫ ; ૧૯ અથવા ૬૯ ; ૪ છે

**વિનાકારણ.** ખ્રીસ્ત જે તદ્દન પવિત્ર અને પ્રેમાળ હતો તેના પર યહુદીઓને દ્વેષ રાખવાનું કારણ કશું પણ નહોતું. તે દ્વેષનો જન્મ એમના પોતાના હૃદયમાંથીજ હતો.

[26] પણ સંબોધક, એટલે સત્યનો આત્મા, જે બાપની પાસેથી નીકળે છે, તેને હું બાપની પાસેથી તમારી પાસે મોકલી દઇશ ; તે

જ્યારે આવશે, ત્યારે તે મારા સંબંધી સાક્ષી આપશે. [૨૭] અને તમે પણ સાક્ષી આપશો, કેમકે તમે આરંભથી મારી સાથે છો.

જગતનો દ્વેષ ગમે તેટલો હોય તોપણ શિષ્યોએ તેથી મુંઝાવાનું નથી, કારણ કે જગતની સામે થવા માટે તેમને દેવ તરફથી શક્તિ મળવાની છે અને એ શક્તિ ઇસુનું કાર્ય ચાલુ રાખશે. શિષ્યોએ જે કંઇ કરવાનું છે તે એ છે કે તેઓ આ શક્તિ જે પવિત્ર આત્મા પોતે છે તેની સાથે બધાં કાર્યમાં જોડાય. પવિત્ર આત્મા દેવ પાસેથી નીકળે છે અને તેમ છતાં ઇસુ તેને મોકલવાનો છે એવું જે કહ્યું છે તે ઇસુનું પોતાનું દેવત્વ બતાવે છે.

**સત્યનો આત્મા.** જેનું સ્વરૂપ સત્ય છે તે, અથવા જેનું કાર્ય સત્યનું નિરૂપણ કરવાનું છે તે (જુઓ ૧૪; ૧૭: ૧૬; ૧૩. ૧ યોહા. ૪; ૬).

**બાપની પાસેથી.** બાપમાંથી નહિ, પણ બાપ આગળથી એવું કંઇક આ શબ્દોથી સમજવાનું છે.

**નીકળે છે.** ઉપરના શબ્દો સાથે આ ક્રિયાપદ લેતાં તેનો અર્થ એવો થાય છે કે પવિત્ર આત્મા પોતાના કાર્ય માટે નીકળે છે, અને નહિ કે તે અમુક સ્થાનમાંથી નીકળે છે. આ શબ્દોએ આગળના કાળમાં ગ્રીક અને રોમન ચર્ચ વચ્ચે મોટી તકરારનું કારણ આપ્યું છે, પણ અહીં એ ચર્ચામાં ઉતરવાની જરૂર નથી.

**હું...મોકલી દઇશ.** ૧૪; ૧૬ માં કહેવામાં આવ્યું છે કે બાપ દીકરાની પ્રાર્થનાના ઉત્તરમાં પવિત્ર આત્માને મોકલે છે. ૧૪; ૨૬ માં બાપ દીકરાના નામમાં તેને મોકલે છે. આ બધું બાપ અને દીકરા વચ્ચેની એકતા બતાવે છે.

**મારા સંબંધી સાક્ષી આપશે.** પવિત્ર આત્માનું કાર્ય ઇસુ ખ્રીસ્ત વિષે સાક્ષી આપવાનું છે. ઇસુનું કાર્ય બાપને વિષે સાક્ષી આપવાનું હતું. આ બેના કાર્ય વચ્ચે જે ભેદ છે તે ધ્યાનમાં લેવાનો છે. પવિત્ર આત્મા જે શાહેદી આપવાનો હતો તે માત્ર શિષ્યોદ્વારાજ (માત્થી ૧૦; ૧૯, ૨૦) આપવાની નહોતી, પણ પોતાની હાજરીથી તેમ તેના પોતાના આપેલા ખાસ અનુભવથી આપવાની હતી (જુઓ પ્રેરિતોનાં કૃત્યો ૫: ૩૨). આ ઉપરાંત શિષ્યોને સાક્ષી આપવાની હતી, તેમની સાક્ષીમાં જે કંઇ વિશેષ હતું તે ઇસુના સંબંધમાં તેમના અંગત અનુભવને લઇને હતું. તેઓ ઇસુની સાથે પહેલેથી હતા અને તેથી તેમને ઇસુના સંબંધમાં બધી માહિતી હતી. તેઓની સાક્ષી ઐતિહાસિક હતી અને પવિત્ર આત્માની સાક્ષી આત્મિક હતી. ઇસુ પોતાના શિષ્યોને "તમે પણ સાક્ષી આપશો" એવું જે કહે છે તે કોઇ આજ્ઞાર્થે તો કોઇ નિશ્ચયાર્થે લે છે, જો કે ગમે તે રીતે લેતાં અર્થમાં બહુ ફેર પડતો નથી.

**તમે આરંભથી મારી સાથે છો.** એટલે ઇસુએ પોતાનું કાર્ય શરૂ કર્યું ત્યારથી (જુઓ પ્રેરિતોનાં કૃત્યો ૧; ૨૨. લુક ૧; ૨).

# અધ્યાય ૧૬.

પવિત્ર આત્મા આપવા વિષેનું વચન અને ખ્રીસ્તનું પુનર્ગમન.

આ અધ્યાયના ચાર વિભાગ કરવામાં આવે છે :—

૧. જગત અને પવિત્ર આત્મા (૧-૧૧).
૨. શિષ્યો અને પવિત્ર આત્મા (૧૨-૧૫).
૩. ખ્રીસ્તના ગમનથી થતા શોકનું તેના પુનર્ગમનથી આનંદમાં પરિવ (૧૬-૨૪).
૪. પરાજય પછી વિજય (૨૫-૩૩).

પદ ૧-૧૧. જગત અને પવિત્ર આત્મા.

[૧] કોઈ તમને ઠોકર ખવડાવે નહિ માટે મેં તમને એ વચ કહ્યાં છે.

જગતનો દ્વેષ જોઇ ઇસુના શિષ્યોને ઇસુના સંબંધમાં શંકા ઉત્પન્ન થાય સ્વાભાવિક છે. થોડાજ વખત પછી તેમણે મોટી ઠોકર ખાધી હતી એ આપ જાણીએ છીએ. આ કારણથી ઇસુ તેમને આગળથી ચેતવે છે.

**ઠોકર ખવડાવે નહિ** (સરખાવો ૬; ૬૧). આ શબ્દ બી સુવાર્તાઓમાં બહુ સાધારણ છે, પણ આ સુવાર્તામાં તે બે જગાએજ વાપરે જોવામાં આવે છે. આ ઠોકર ખાવાનું વિશેષ કારણ એ છે કે જે યહુદી ઇસુના શિષ્યો થવા જોઈતા હતા તે થયા નહિ એટલુંજ નહિ પણ તેના મોટા મોટા શત્રુઓ થયા હતા.

**એ બધી વાતો.** આમાં ૧૫; ૧૭-૨૭માં જે બધું કહ્યું છે તેનોજ સમાવેશ થતો નથી, પણ આગળ જે કહેવાઇ ગયું છે તે બધું સમજવાનું છે.

[૨] તેઓ તમને સભાસ્થાનોમાંથી કાઢી મૂકશે; હા, એવો સ આવે છે કે જે કોઈ તમને મારી નાખે તે દેવની સેવા કરે છે, એમ લાગશે.

ઉપર કહેવામાં આવ્યું છે તેથી પણ ઠોકર ખાવાનું વધારે કારણ એ છે જગતના માણસો શિષ્યોનો દ્વેષ કરશે, અને તેમ કરતાં તેઓ એમ સમજશે અમે દેવની આજ્ઞા પાળીએ છીએ; આવી રીતે ધર્મની એક માન્યતા બીજી મા તાની વિરૂદ્ધ થશે. આવું થાય તોપણ શિષ્યોએ ચલાયમાન થવું જોઇએ નહિ ઇસુનું કહેવું છે. શિષ્યોને સભાસ્થાનમાંથી કાઢી મૂકવામાં આવે તો તેથી તે

બહુ ગભરાય અને ઇસુના સંબંધમાં તેમને સંદેહ ઉત્પન્ન થાય એમાં નવાઇ પામવા જેવું નથી, કારણ કે એ તેમને મન એક મોટી શિક્ષા હતી ઇસુ કહે છે કે મારે માટે તમારે એ ખમવું પડશે, એટલુંજ નહિ પણ પોતાનો પ્રાણ પણ આપવો પડશે. ઇસુના આ બધા શબ્દો તેના પોતાના વખતના શિષ્યોનેજ લાગુ પડે છે એમ નથી. પણ છેલ્લાં બે હજાર વર્ષમાં જે જે ખરા શિષ્યો થયા છે તેમને બધાને માટે એ ખરા પડે છે. ખ્રીસ્તીઓને ખ્રીસ્તીઓનેજ હાથે કંઇ ઓછું ખમવું પડયું નથી અને ભરોસાપાત્ર ઇતિહાસકારો કહે છે કે એક પક્ષના ખ્રીસ્તીઓએ બીજા પક્ષ ઉપર જેટલો સિતમ ગુજાર્યો છે તેટલો અન્ય લોકોએ ખ્રીસ્તીઓ ઉપર ગુજાર્યો નથી. આનું કારણ શોધવું મુશ્કેલ નથી. ખ્રીસ્તીઓને મળેલો પ્રકાશ જેટલે અંશે અધિક ઉજ્જવળ છે તેટલેજ અંશે તેઓ જ્યારે તે પ્રકાશથી વિમુખ થાય છે ત્યારે તેમનો અંધકાર અધિક ગાઢ થાય છે.

**દેવની સેવા કરે છે.** એટલે દેવને પ્રિય કાર્ય કરે છે. ખ્રીસ્તીઓએ જ્યારે સતાવણી કરી છે ત્યારે તેઓ પોતાનાં સતાવણીનાં કાર્ય ખ્રીસ્તને પ્રિય છે એમ માને છે.

[3] તેઓ બાપને તથા મને ઓળખતા નથી, માટે તેઓ એ કામો કરશે.

યહુદીઓ વગેરે જે કોઇ આવાં કાર્ય કરે છે તે તેમના ઇસુ તેમ બાપના સંબંધમાં અજ્ઞાનને લીધે છે. આ અજ્ઞાન તેમને ક્ષમ્ય નથી, કારણ કે તેમને ખરૂં જ્ઞાન પામવાની તક દેવે આપી હતી પણ તે તકનો તેમણે જાણીજોઇને લાભ લીધો નહિ.

[4] પણ જ્યારે તેમનો સમય આવે ત્યારે તમે યાદ કરો કે મેં તે તમને કહ્યું હતું, માટે એ વચનો મેં તમને કહ્યાં છે. પહેલાંથી એ વચનો મેં તમને કહ્યાં ન હતાં, કેમકે હું તમારી સાથે હતો.

ઇસુ વાતને ટુંકી કરે છે અને તેથી પોતાના શિષ્યોને ફરીથી ચેતવણી આપે છે.

**તેમનો સમય.** એટલે ઉપર કહી તે બધી સતાવણીનો સમય.

[5] પણ હવે હું મારા મોકલનારની પાસે જાઉં છું: અને તું ક્યાં જાય છે એમ તમારામાંનો કોઈ મને પૂછતો નથી.

ઇસુએ ઉપર કહ્યું છે કે હું તમારી જોડે હતો તેના અનુસંધાનમાંજ આ પદ કહેવામાં આવ્યું છે, અને સાથે સાથે ઇસુ બીજો વિષય પણ ઉપાડી લે છે. તેના શિષ્યો હજુ તે જવાનો છે તે વાતના વિચારથી શોકમાં છે અને તેના સંબંધમાં ઇસુ તેમને વધારે કહેવા માગે છે.

**પણ હવે......જાઉં છું......** અત્યાર સુધી ઇસુએ પોતેજ બધી સતાવણી અને શત્રુતા વેઠી લીધી હતી, અને શિષ્યોને તેણે રક્ષ્યા હતા. પણ હવે તો તેનું કામ પૂરૂં થવા આવ્યું હતું તેથી તે તેમને છોડીને જવાનો છે તેથી દુશ્મનોનો કોપ હવેથી શિષ્યો ઉપર આવવાનો હતો.

**તમારામાંનો કોઈ મને પૂછતો નથી.** શિષ્યોમાંના પીતરે આજ પ્રશ્ન પૂછ્યો હતો (૧૩ ; ૩૬) અને થોમાએ તે સૂચવ્યો હતો (૧૪ : ૫). પણ તેમણે એ પ્રશ્નની એકજ બાજુ જોઇ હતી. ઇસુના જવાથી તેમનું શું થશે એ વિચાર તેમના મનમાં મુખ્ય હતો, પણ ઇસુ શા માટે જાય છે, કોની આજ્ઞાથી જાય છે, તેના જવાથી તેના પોતાના જીવનમાં તેમ તેમના જીવનમાં શો શો ફેરફાર થવાનો છે વગેરે વાતો જાણવાનીયે તેમણે પરવા કરી નહોતી.

[6] પણ મેં તમને એ વચનો કહ્યાં છે, માટે તમારાં મન શોકથી ભરપૂર છે.

આ અધ્યાયના પહેલા છ પદમાંજ "એ વચનો" એ શબ્દો ચાર વખત કહેવામાં આવ્યા છે. હવે એ બધે ઠેકાણે એનો અર્થ તદ્દન એકજ છે કે નહિ એ એક પ્રશ્ન છે. આ ઠેકાણે એના અર્થમાં ઇસુના જવાની વાત આવી જાય છે.

[7] તોપણ હું તમને સત્ય કહું છું ; મારૂં જવું તમને લાભકારક છે ; કેમકે જો હું નહિ જાઉં, તો સંબોધક તમારી પાસે આવશે નહિ ; પણ જો હું જાઉં, તો હું તેને તમારી પાસે મોકલી દઈશ.

ઇસુ પોતાના શિષ્યોને કહે છે કે મારા જવાના વિચારથી તમને શોક થાય છે અને તમે માત્ર તમને થનાર હાનિનો વિચાર કરો છો, પણ યાદ રાખજો કે મારા જવાથી તમને લાભજ છે. આ લાભ ખ્રીસ્તની પૂર્ણતાનો અનુભવ પ્રાપ્ત કરવાનો હતો. જ્યાં સુધી ખ્રીસ્ત મનુષ્યદેહમાં હતો ત્યાં સુધી તેમને આ અનુભવ થાય એ અશક્ય હતું. આ અનુભવ પવિત્ર આત્માદ્વારા થવાનો હતો. એ અનુભવને અંગે તેમને તથા જગતને બીજો અનુભવ પણ થવાનો હતો, જેનું વર્ણન નીચેનાં પદોમાં આપવામાં આવ્યું છે.

[8] જ્યારે તે આવશે ત્યારે તે પાપ વિષે, ન્યાયીપણા વિષે તથા ન્યાય ચુકવવા વિષે, જગતને ખાતરી કરી આપશે;

ધાર્મિક જીવનમાં અથવા મનુષ્યજીવનમાં આ ત્રણ વસ્તુઓ મુખ્ય છે અને તેના ઉપરજ મનુષ્યના આત્માની ગતિનો આધાર રહ્યો છે. ઇસુએ પોતે આજ કાર્ય કર્યું હતું પણ પવિત્ર આત્મા તે કાર્ય વિશેષ અંશે કરે છે, કારણ કે જ્યાં સુધી ઇસુ વધસ્તંભે ચઢી દેવ પાસે ગયો નહોતો ત્યાં સુધી તે પોતાનું કાર્ય

પૂરી રીતે કરી શક્યો નહોતો અને તેણે જે કાર્ય અધુરૂં રાખ્યું હતું તેજ પવિત્ર આત્મા જે તેનોજ આત્મા છે તે પૂરૂં કરે છે. પવિત્ર આત્માના આ કાર્યનો અનુભવ શિષ્યોને પચાસમાને દિવસે ઘણી સારી રીતે થયો હતો અને થોડે કે વધારે અંશે એ અનુભવ ખ્રીસ્તીઓને અને બીજાઓને છેલ્લાં બે હજાર વર્ષથી એક રીતે કે બીજી રીતે થયાંજ કરે છે. પ્રેરિતોનાં કૃત્યોના પુસ્તકમાં પણ આપણે પવિત્ર આત્માનું આ કાર્ય જોઇએ છીએ. વિશેષમાં આ સુવાર્તા પણ પવિત્ર આત્માના આ ત્રણ પ્રકારનાં કાર્યોનોજ ઇતિહાસ છે. તેમાં કરવામાં આવેલી જગતના પાપની ખાતરી માટે જુઓ (૩; ૧૯-૨૧: ૫; ૨૮ ઇત્ય. ૩૮-૪૭: ૮; ૨૧ ઇત્ય. ૩૪-૪૭: ૯; ૪૧: ૧૪; ૨૭: ૧૫; ૧૮-૨૪.) ન્યાયીપણાની ખાતરી માટે જુઓ (૫; ૩૦: ૭; ૧૮, ૨૪: ૮; ૨૮, ૪૬, ૫૦, ૫૪: ૧૨; ૩૨: ૧૪; ૩૧: ૧૮; ૩૭.) ન્યાય ચુકવવાની ખાતરી માટે જુઓ (૧૨; ૩૧: ૧૪; ૩૦: ૧૭; ૧૫). આ ત્રણ જાતનાં કાર્ય વિષે નીચે કેટલુંક વધારે કહેવામાં આવ્યું છે.

**ખાતરી કરી આપશે.** પવિત્ર આત્માનું કામ વકીલનું છે એવું જે આગળ કહેવામાં આવ્યું છે તે આ શબ્દ ઉપરથી સિદ્ધ થાય છે. પવિત્ર આત્માને જે કંઇ કહેવાનું છે તે તે એવી સ્પષ્ટ રીતે જણાવે છે કે સામા માણસને તેનું સત્ય સ્વીકારવુંજ પડે. આટલુંજ થયા પછી આ માણસને માટે માત્ર બેજ રસ્તા રહે છે, એક તો તેણે એ સત્ય પ્રમાણે ચાલવું અથવા એ સત્યનો જાણીજોઇને ત્યાગ કરવો. જ્યારે કોઇ માણસ આ બીજો રસ્તો લે છે ત્યારે તેને માટે કંઈ બહાનું રહેતું નથી અને તે દોષિત ઠરે છે. આ શબ્દ પત્રોમાં વારંવાર વાપરવામાં આવ્યો છે (જુઓ ૧ કોરીંથીઓ ૧૪; ૨૪. તીતસ ૧; ૯, ૧૩: ૨; ૧૫. યાકૂબ ૨; ૯.)

[૯] પાપ વિષે, કેમકે તેઓ મારા પર વિશ્વાસ કરતા નથી;

ઇસુના આવી ગયા પછી લોકોને માત્ર એકજ કાર્ય કરવાનું રહે છે અને તે તેના પર વિશ્વાસ કરવાનું છે. મોટે ભાગે લોકો આ કાર્ય કરતા નથી અને તેથી પવિત્ર આત્મા તેમનું આ અકાર્ય પાપરૂપ છે એમ તેમને જણાવે છે. ઇસુએ આગળ ઉપર વારંવાર કહ્યું છે કે, મારાં વચનો સાંભળી અને મારાં કાર્યો જોઇ મારા ઉપર વિશ્વાસ ન લાવવો એજ પાપ છે અથવા બધાં પાપનું કારણ છે (જુઓ ૮; ૨૧: ૯; ૪૧: ૧૫; ૨૨, ૨૪). પવિત્ર આત્મા આ કાર્ય ઇસુના મૃત્યુ પછી વધારે સારી રીતે કરી શકે છે, કારણ કે જગત આગળ ઇસુનું આખું જીવન અને તેનું મૃત્યુ જે તેનું સહુથી મોટામાં મોટું કાર્ય છે તે રહ્યાં છે અને તે કારણથી જગતના લોકોને હવે તો બિલકુલ બ્હાનું રહ્યું નથી.

[૧૦] ન્યાયીપણા વિષે, કેમકે હું બાપની પાસે જાઉં છું, અને તમે હવેથી મને જોશો નહિ;

પુણ્યશાળીપણાનું પૂર્ણ દૃષ્ટાંત ઇસુએ પોતે આપ્યું હતું. તેના મૃત્યુથી આ દૃષ્ટાંત પરિપૂર્ણ થયું હતું. હવે જગતના લોકો આગળ આ દૃષ્ટાંત કાયમને માટે રહેવું જોઇએ, અને તેમ કરવું એ પવિત્ર આત્માનું કાર્ય છે. તે ઇસુ ખ્રીસ્ત વિષે સાક્ષ્ય આપી જગતના લોકોને પુણ્યશાળી જીવન ક્યાં છે અને શામાં છે તે જણાવે છે. આ જાણવું અને પછી ઇસુ પર વિશ્વાસ કરવો એ ન્યાયીપણું પામવા બરાબર છે એવું આપણને પાઉલે પોતાના પત્રોમાં વારંવાર કહ્યું છે.

**ન્યાયીપણા વિષે.** આ સુવાર્તામાં આ એકજ સ્થાને "ન્યાયીપણું" એ શબ્દ વાપરવામાં આવ્યો છે, અને તે તેના બહુજ વિશાળ અને સૂક્ષ્મ અર્થમાં છે.

**હું બાપની પાસે જાઉં છું.** આમાં ઇસુનું સ્વર્ગારોહણ થવાથી તેનું પુણ્યશાળીપણું પૂર્ણ રીતે સિદ્ધ થયું હતું એમ કહેવાની મતલબ હોય એ સંભવિત છે.

[11] ન્યાય ચુકવવા વિષે, કેમકે આ જગતના અધિકારીનો ન્યાય ચુકવવામાં આવ્યો છે.

ઇસુના જીવન અને મૃત્યુથી દેવનો વિજય થયો છે અને શેતાનની હાર થઇ છે, અથવા બીજા શબ્દોમાં કહીએ તો પુણ્યે પાપ ઉપર ખુલ્લો વિજય પ્રાપ્ત કર્યો છે. આ વખતથી એક રીતે જગતનું ન્યાયકરણજ શરૂ થાય છે અને એ કાર્ય પવિત્ર આત્મા કરે છે. તે પાપની અને પુણ્યની ખાતરી કરી આપે છે અને તેનાજ અંગમાં આ કાર્ય રહ્યું છે.

**આ જગતના અધિકારી.** જુઓ ૧૨ ; ૩૧ : ૧૪ ; ૩૦.

**ન્યાય ચુકવવામાં આવ્યો છે.** એટલે તેના ઉપર વિજય પ્રાપ્ત થયો છે (જુઓ ૧૩ ; ૩૧. સરખાવો ૧૨ ; ૩૧).

૧૨-૧૫. શિષ્યો અને પવિત્ર આત્મા.

ઉપર કહેવામાં આવ્યું છે તે પ્રમાણે જગતને ખાતરી કરી આપવી એટલુંજ પવિત્ર આત્માનું કાર્ય નથી પણ તેથી વિશેષ છે, એટલે શિષ્યોને ખ્રીસ્તના સંબંધમાં વિશેષ જ્ઞાન આપવાનું તેમજ તેણે જે જે કહ્યું હતું તે બધાનો અર્થ સ્પષ્ટ કરવાનું છે.

[12] હજી મારે તમને ઘણી વાતો કહેવાની છે, પણ હમણાં તે તમે ખમી શકતા નથી. [13] તોપણ જે સત્યનો આત્મા, તે જ્યારે આવશે, ત્યારે તે તમને સર્વ સત્યમાં દોરી જશે ; કેમકે તે પોતાના તરફથી બોલશે નહિ ; પણ જે કંઇ તે સાંભળશે તેજ તે બોલશે ; અને જે જે થનાર છે તે તમને કહી દેખાડશે.

આગળ કહેવાયું છે તેમ ઇસુનું મૃત્યુ એ તેના જીવનનો એક મુખ્ય ભાગ હતું, અથવા બીજા શબ્દોમાં કહીએ તો એ તેના જીવનની અને શિક્ષણની ચાવી-

રૂપ હતું. આ કારણથીજ તે પોતાના શિષ્યોને પોતાના સંબંધમાં બધું કહી શકતો નહોતો, તેમ જે કંઇ થોડુંઘણું કહેતો હતો તે તેઓ સમજી શકતા નહોતા. આ બધું તેના મૃત્યુ અને ઉત્થાન પછીજ તેમને અનુભવગમ્ય હતું અને તે કાર્ય પવિત્ર આત્માદ્વારા થવાનું હતું.

**સત્યનો આત્મા.** જુઓ ૧૪; ૧૭.

**સર્વ સત્યમાં.** માણસ જે કંઇ સત્ય જાણી શકે છે તે બધામાં, અથવા ખ્રીસ્ત એકલોજ જે સંપૂર્ણ સત્ય છે તેમાં.

**દોરી જશે.** ખ્રીસ્ત જે "માર્ગ" છે તે પર ચાલવાથી માણસો સત્ય ભણી જાય છે. પવિત્ર આત્માની પાછળ જેઓ ચાલે છે તેઓને તે દોરે છે, પોતાને જે કંઇ કહેવાનું છે તે તે કહી દેતો નથી, પણ તેઓની શક્તિઓને તે ઉત્તેજિત કરે છે.

**તે પોતાના તરફથી બોલશે નહિ.** જેમ ઇસુ પોતે પોતાથી કંઇ બોલતો નહોતો પણ પોતે જે કંઈ બાપ પાસેથી સાંભળતો હતો તેજ તે કહેતો હતો (જુઓ ૮; ૨૬, ૪૦: ૧૫; ૧૫) તેમજ પવિત્ર આત્મા પણ કરે છે. આ કારણથીજ તેને સત્યનો આત્મા કહેવામાં આવે છે અને તે સર્વ સત્યમાં દોરી લઇ જાય છે.

**જે જે થનાર છે.** ઈસુએ સ્થાપેલા આત્મિક રાજ્યના સંબંધમાં જે કંઈ થવાનું છે તે બધું. આ શબ્દો આખા નવા કરારમાં અહીંજ જોવામાં આવે છે અને તે લુક ૭; ૧૯ ઇત્ય.માંના "જે આવનાર છે" અથવા લુક ૧૮; ૩૦માંના "આવનાર યુગમાં" તે શબ્દોની માફક છે, આ કારણથી એનો અર્થ દેવના રાજ્યના સંબંધમાં જે કંઇ થવાનું છે તે બધું છે.

[૧૪] તે મને મહિમાવાન કરશે, કેમકે મારૂં જે છે તેમાંનું લઇને તે તમને કહી દેખાડશે.

પવિત્ર આત્માનું કાર્ય અહીં વિશેષ સ્પષ્ટ કરવામાં આવ્યું છે, એ કાર્ય ખ્રીસ્તને મહિમાવાન કરવાનું છે એટલે ખ્રીસ્તને તેના ખરા અને દિવ્ય સ્વરૂપમાં પ્રગટ કરવાનું છે. પવિત્ર આત્માનું પ્રભુપુત્રના સંબંધમાં જે કામ છે તે પ્રભુપુત્રના પ્રભુપિતાના સંબંધના કામના જેવું છે (૧૪; ૨૬: ૧૭; ૪). ઉપર જે "સર્વ સત્ય" કહેવામાં આવ્યું છે તે પણ આજ છે, કારણ કે ઇસુએ પોતે આગળ ઉપર કહ્યું છે કે હું સત્ય છું (૧૪; ૬). અહીં ઇસુના અને પવિત્ર આત્માના કાર્ય વચ્ચે જે સમરૂપતા છે તે ધ્યાનમાં લેવી જોઇએ. ઇસુનું કાર્ય બાપને મહિમાવાન કરવાનું હતું (જુઓ ૧; ૧૮: ૧૭; ૪).

**મારૂં જે છે તેમાંનું લઇને.** એટલે મારા સંબંધમાં જે કંઈ જાણવાનું છે તે જાણીને. પવિત્ર આત્મા અહીં દેવના હાથમાં માત્ર સાધન તરીકે નહિ પણ

સ્વતંત્ર વ્યક્તિ તરીકે બતાવવામાં આવ્યો છે તે ધ્યાનમાં લેવાનું છે. ખ્રીસ્તને જે બને તેમ વધારે સારી રીતે ઓળખાવવો એજ તેનો મહિમા ફેલાવવો છે.

[15] જે બાપનાં છે, તે સર્વ મારાં છે; અને તેટલા માટે મેં કહ્યું મારૂં જે છે તેમાંનું લઈને તે તમને કહી દેખાડશે.

પવિત્ર આત્મા સર્વ સત્યમાં લઈ જશે એવું જે આગળ કહેવામાં આવ્યું તેજ અહીં વિશેષ સ્પષ્ટ થાય છે. ઇસુ પોતે સર્વ સત્ય છે તેમ તેનામાં સર્વ જ્ઞ પણ છે. બીજા શબ્દોમાં કહીએ તો જે સર્વ બાપનું છે તે તેનું છે (સરખા ૧૭; ૧૦). આ કારણથી પવિત્ર આત્મા જે કંઈ કહે છે તે તેના સંબંધમાં છે.

૧૬-૨૪. શિષ્યોની દિલગીરીનું આનંદમાં પરિવર્તન.

[16] થોડી વાર પછી તમે મને જોશો નહિ; અને ફરી થોડી વ પછી તમે મને જોશો.

ઇસુ આ વિભાગમાં પોતાના શિષ્યોને છેલ્લી વારની સલામ કરે છે અ તેમની પાસેથી વિદાયગીરી લે છે. તે કહે છે કે હું થોડી વારમાંજ તમારા વિખુટો પડવાનો છું પણ એ થોડાજ કાળને માટે છે, કારણ કે તમે મને તરત પાછો જોશો. ઇસુ પોતે ફરીથી પોતાના શિષ્યોને દેખાશે પણ તે તે આત્મિક સ્વરૂપમાં. આ દર્શન ખરી રીતે તો ઇસુના ઉત્થાન પછી શરૂ થ હતું, જો કે પચાસમાના દિવસ પછીજ એ કેવળ આત્મિક અને સ્થાયી બન્યું હ

[17] એથી તેના શિષ્યોમાંના કેટલાએકે માહોમાંહે કહ્યું, થો વાર પછી તને મને જોશો નહિ, અને ફરી થોડી વાર પછી તમે મ જોશો, કેમકે હું બાપની પાસે જાઉં છું; એવું તે આપણને કહે છે શું હશે?

ઇસુનાં આ જાતનાં વચનોનો મર્મ શિષ્યો છેક છેલ્લે સુધી જાણી શક નહોતા એ આપણે જાણીએ છીએ. એ તો માત્ર અંગત અનુભવથીજ તે સમજી શકે તમ હતું અને તેથી સ્વાભાવિક રીતે તેઓ આ વાતના સંબંધમાં એ બીજાને પ્રશ્ન કરવા લાગ્યા.

**માહોમાંહે.** એટલે એકબીજાને. મૂળમાં ૪; ૩૩ અને ૧૯; ૨૪ આજ શબ્દ છે, પણ ૧૨; ૧૯ માં જુદો શબ્દ વાપરવામાં આવ્યો છે.

**હું......જાઉં છું.** આ વચન કેટલાંક મૂળ હસ્તલિખિત પુસ્તકો ઉપલા પદમાં પણ જોવામાં આવે છે, જો કે તે બધામાં નથી. ઇસુ કદાચિત આ વખતે બોલ્યો પણ ન હોય, પણ તે બાપ પાસે જાય છે એવું તેણે અનેક વ કહ્યું હતું અને તેથી શિષ્યો એ વાતનો વિચાર પણ અહીં કરે એ સ્વાભાવિક

[18] તેથી તેઓએ કહ્યું કે, થોડી વાર પછી, એમ તે કહે છે તે શું છે? તે શું કહે છે એ આપણે સમજતા નથી.

શિષ્યોને જે મુશ્કેલી લાગી હતી તે "થોડી વાર પછી" જે બે વખત બોલાયું હતું તેના સંબંધમાં હતી.

[19] તેઓ મને પૂછવા ચાહે છે, એ ઇસુએ જાણ્યું, તેથી તેણે તેઓને કહ્યું કે, થોડીવાર પછી તમે મને જોશો નહિ, અને ફરી થોડીવાર પછી તમે મને જોશો, એ જે મેં કહ્યું, તે વિષે તમે માંહોમાંહે પૂછો છો?

પોતાના શિષ્યો અંદર અંદર વાત કરતા હતા અને તેમના મનમાં કંઇ શંકા હતી એ જાણવું ઇસુને કંઇ મુશ્કેલ નહોતું. આ જાણવા માટે તેણે પોતાની દિવ્ય શક્તિનો ઉપયોગ કર્યો હતો એમ માનવાને પણ કંઇ ખાસ કારણ નથી (જુઓ ૫; ૬ : ૬; ૧૫). જ્યાં તેણે પોતાની દિવ્ય શક્તિનો ઉપયોગ કર્યો હતો ત્યાં મૂળમાં "જાણવા" માટે બીજોજ શબ્દ વાપરવામાં આવ્યો છે (જુઓ ૬; ૬૧, ૬૪ : ૧૩; ૧, ૩ : ૧૮; ૪ : ૧૯; ૨૮).

[20] હું તમને ખચીત ખચીત કહું છું કે, તમે રડશો ને શોક કરશો પણ જગત આનંદ પામશે; તમે દિલગીર થશો, પણ તમારી દિલગીરી આનંદરૂપ થઇ જશે.

ઇસુ અહીં પોતાનો અર્થ વિશેષ સ્પષ્ટ કરે છે. તે અહીં તેને થોડીવાર પછી નહિ જોવાનું અને વળી થોડીવાર પછી જોવાનું પરિણામ બતાવે છે. આ ઉપરાંત ૧૪; ૧૯ માં જે તેણે કહ્યું હતું તેનો અર્થ પણ સ્પષ્ટ કરે છે. ઇસુ પોતાની આ બધી વાતમાં ભવિષ્ય ભાખે છે એ ધ્યાનમાં લેવાનું છે. પોતાના શિષ્યો ઉપર ઘણી મોટી વિપત્તિ આવી પડવાની છે અને તે વખતે તેઓ તેના સંબંધમાં બધું ભૂલી જશે એવી ઇસુને બીક હતી, અને તેથી તે તેની આ તેમના સાથેની છેલ્લી વાતચીતમાં બને તેટલું વિગતવાર ભવિષ્ય ભાખે છે કે જેથી તેમને તેમની અનાથ સ્થિતિમાં આત્મિક આધાર રહે.

**તમે રડશો ને શોક કરશો.** ઇસુના મૃત્યુ પછી તરતજ શિષ્યોને ઘણું દુઃખ થયું હતું અને તે દુઃખ ખુલ્લા રૂદન અને શોકદ્વારા પ્રકાશિત થયું હતું (જુઓ ૨૦; ૧૧. લુક ૨૩; ૨૭ ઇત્ય.). જ્યારે શિષ્યોને આ જાતનું દુઃખ થયું હતું ત્યારે જગતના લોકોને તેમનાં પાપ પ્રગટ કરનાર દૂર થયો હતો તે માટે હર્ષ થયો હતો.

**તમે દિલગીર થશો.** પહેલું તીવ્ર દુઃખ દૂર થઇ તેને બદલે દિલગીરી જે દુઃખનું વધારે શાંત સ્વરૂપ છે તે શિષ્યોના ચિત્તમાં આવી હતી. કદાચિત ઉત્થાન પછીની તેમની અવસ્થા વિષે આ કહેવામાં આવ્યું હોય એમ લાગે છે.

**તમારી દિલગીરી આનંદરૂપ થઇ જશે.** આ પચાસમાના દિવસ પછીની શિષ્યોની અવસ્થાને લાગુ પડે છે.

[21] જ્યારે સ્ત્રી પ્રસવવેદનામાં હોય છે ત્યારે તેને શોક થાય છે, કેમકે તેનો વખત આવ્યો છે; પણ બાળકનો જન્મ થયા પછી, જગતમાં એક માણસ જનમ્યું છે તેના આનંદથી તે દુઃખ તેને ફરીથી યાદ આવતું નથી.

ઇસુએ ૧૨ ; ૨૪માં કહ્યું છે કે ઘણાને મારા પ્રત્યે ખેંચવા માટે ઘઉંના દાણાની માફક મારે મરી જવાની જરૂર છે. તેજ પ્રમાણે તે પોતાના શિષ્યોને અહીં કહે છે કે તમારો આનંદ પરમાનંદ થાય એ માટે તમારે તીવ્ર દુ:ખ સહન કરવું જોઇએ. તોપણ એટલું તો ચોક્કસ છે કે તેમનું દુ:ખ થોડા કાળ માટે છે, પણ તેમનો આનંદ સ્થાયી અને નિત્ય છે. જે રૂપક અહીં વાપરવામાં આવ્યું છે તે નવા કરારમાં તેમ જુના કરારમાં મસીહના રાજ્યની સ્થાપનાને લગાડવામાં આવ્યું છે (જુઓ માત્થી ૨૪; ૮. માર્ક ૧૩; ૮. રૂમી. ૮; ૨૨. યશાયાહ ૬૬; ૬ ઇત્ય. હોશીઆ ૧૩; ૧૩).

[22] તેમ હમણાં તો તમને દિલગીરી થાય છે ખરી ; પણ હું ફરીથી તમને મળીશ ત્યારે તમે તમારાં મનમાં આનંદ પામશો, અને તમારો આનંદ તમારી પાસેથી કોઇ લઈ લેનાર નથી.

**તેમ હમણાં તો તમને**… આ રૂપકમાં ફક્ત દિલગીરી આનંદરૂપ થઇ જશે એટલોજ અર્થ રહેલો નથી, એથી કંઇક વિશેષ છે. પ્રસવવેદનાનો ખરો અર્થ માત્ર દુ:ખનીજ સ્થિતિમાંથી આનંદ કે સુખની સ્થિતિમાં પલટાવાનો નથી, પણ એ છે કે પ્રસવવેદના તો આનંદનું કારણ, મૂળ કે તૈયારી છે. આ દૃષ્ટિએ જોતાં શિષ્યો કંઇક અર્થે મા જેવા છે. ખ્રીસ્તની મંડળીના પ્રતિનિધિ તરીકે તેમનું કામ એ હતું કે, પુનરૂત્થાન પામેલા ખ્રીસ્તને જાણવો અને તેને દુનિયાની આગળ ધરવો (પ્રકટી. ૧૨ ; ૨ ઇત્ય.). તેઓની હાલની સ્થિતિ અને ભવિષ્યની સ્થિતિ વચ્ચેનો કાળ પ્રસવની વેદના જેવો હતો, તેથી ખ્રીસ્ત કહે છે કે, "હમણાં તો… થાય છે ખરી." પણ આ રૂપકનો અર્થ આટલેથીજ ખલાસ થતો નથી. તે તો ખ્રીસ્તને પોતાને લાગુ પડતું હોય એમ પણ દેખાય છે. તેનું મૃત્યુ તે તેને પ્રસવ-વેદના જેવું હતું, અને તેમાંથી નવું જીવન નીપજવાનું હતું (પ્રે. કૃ. ૨ ; ૨૪). તે કબરમાં રહ્યો તે દરમિયાનમાં અતિશય વેદનાદ્વારે મનુષ્યજાતની નવી ઉત્પત્તિ થઇ.

શિષ્યોની દિલગીરી અત્યારથીજ શરૂ થઇ હતી અને તેથી ઇસુ તેમને શાંત્વન આપતાં વચન આપે છે કે આ દિલગીરી પરમાનંદમાં પરિણમશે.

**હું ફરીથી તમને મળીશ.** ૧૬ અને ૧૯મા પદમાં "તમે મને જોશો" કહેવામાં આવ્યું છે. આ તેની બીજી બાજુ છે (સરખાવો ૧ કોરીંથીઓ ૮ ; ૩. ગલાતીઓ ૪ ; ૯ ).

**તમારો આનંદ......લેનાર નથી.** શિષ્યોનાં શોક, દુઃખ, દિલગીરી વગેરે થોડા વખતનાં હતાં ; પણ આનંદ હમેશને માટે છે. તેમને માથે દુશ્મનો રહેશે ખરા પણ તેઓ ફાવશે નહિ, એમ ઇસુનું કહેવું છે.

[૨૩] તે દહાડે તમે મને કંઈ પૂછશો નહિ. હું તમને ખચીત ખચીત કહું છું કે, જો તમે બાપ પાસે કંઈ માગશો તો તે તમને મારે નામે તે આપશે. [૨૪] હજી સુધી મારે નામે તમે કંઈ માગ્યું નથી ; તમારો આનંદ સંપૂર્ણ થાય માટે માગો, ને તમને મળશે.

ઇસુ અહીં એ કહેવા માગે છે કે જ્યારે શિષ્યો ફરીથી તેને જોશે ત્યારે તેમની સર્વ શંકાઓ દૂર થશે. તેમને આત્મિક રાજ્યના સંબંધમાં પૂર્ણ જ્ઞાન પ્રાપ્ત થશે, તેમનો આનંદ પરિપૂર્ણ થશે, અને તેમની પ્રાર્થનાઓ પૂરેપૂરી માન્ય કરાશે.

**તે દહાડે.** આ દહાડો ખરી રીતે પચાસમાના દિવસે શરૂ થાય છે.

**તમે મને કંઈ પૂછશો નહિ.** એ વખતે તેઓ ઇસુની જે સ્થિતિનો અનુભવ કરશે તેજ તેમની બધી શંકાઓ દૂર કરશે અને તેથી તેમને ઇસુને કંઇ પૂછવાનું રહેશે નહિ. વળી તે વખતે તેઓ બાપને બરાબર ઓળખવા લાગશે, કારણ કે તેના મોકલેલા પુત્રને તેઓ બરાબર તો ત્યારેજ **ઓળખી** શકશે. આને લીધે તેઓ બાપને ખરી પ્રાર્થના તો ત્યારેજ કરી શકે છે અને તેથી ઇસુ તેમને પોતાને નામે બાપ પાસે પ્રાર્થના કરવાનું કહે છે.

**બાપ પાસે.** પ્રભુની સાથેનો માણસનો સંબંધ તુટી ગયો હતો, પણ ખ્રીસ્ત બાપની પાસે પાછો ગયો ત્યારથી તે સંબધ સંપૂર્ણ રીતે પુનઃસ્થાપિત થયો છે.

**મારે નામે તે આપશે.** જેમ પ્રાર્થના ઇસુના નામે કરવાની છે ( પદ ૨૪ : ૧૫, ૧૬ ) તેમ પ્રાર્થના ફળીભૂત પણ તેનાજ નામથી થાય છે. દેવ સાથેનો માણસનો બધો સંબંધ ઇસુ ખ્રીસ્તદ્વારાજ છે એવું જે અહીં સૂચવવામાં આવ્યું છે તે ધ્યાનમાં લેવા જેવું છે.

**હજી સુધી......નથી.** શિષ્યોએ હજુ સુધી આવી રીતે પ્રાર્થના કરી નહોતી એનું કારણ એ હતું કે તેઓ ઇસુ ખ્રીસ્તને ખરી રીતે ઓળખી શક્યા નહોતા.

**સંપૂર્ણ થાય માટે.** શિષ્યોની પ્રાર્થનાનું મોટું પરિણામ તેમને જે પરમાનંદ પ્રાપ્ત થવાનો હતો તે છે. આ આનંદજ તેમની મુક્તિની દશા સૂચવે છે ( સરખાવો ૧૭ ; ૩. ૧ યોહાન ૧ ; ૪. ૨ યોહાન ૧૨ ).

પદ ૨૫-૩૩. પરાજય પછી વિજય.

[25] એ વચનો મેં તમને દૃષ્ટાંતોમાં કહ્યાં છે; એવો સમય આ છે કે જ્યારે દૃષ્ટાંતોમાં હું તમારી સાથે બોલીશ નહિ, પણ હું તમ બાપ સંબંધી સ્પષ્ટ રીતે કહી દેખાડીશ.

અત્યાર સુધી ઇસુએ પોતાનું શિક્ષણ રૂપકદ્વારા કે દૃષ્ટાંતોમાં આપ્યું હ તેને જે બધું કહેવાનું હતું તે તે તેથી વધારે સારી રીતે સ્પષ્ટ કરી શકે ં નહોતું.

**એ વચનો.** કેટલાક કહે છે કે આ "વચનો" માત્ર ૧૯-૨૪ પ લાગુ પડે છે. બીજા કહે છે કે એ ૧૫ ; ૧—૧૬ ; ૨૪ને લાગુ પડે છે. વ કોઇ કહે છે કે એ ઇસુના બધા શિક્ષણના સંબંધમાં કહેવાયું છે. આ છેલ્લું અ માન કેટલીક રીતે ખરૂં લાગે છે, જો કે કદાચિત અહીં ઇસુ પોતાની છેલ્લી વા નાજ સંબંધમાં કહેવા માગે છે.

**એવો સમય આવે છે.** (૪ ; ૨૧ પરની ટીકા જુઓ) પચાસમાના ( સથી માંડીને, ખ્રીસ્તે પવિત્ર આત્માદ્વારા પ્રભુ પિતાનો માણસો સાથેનો સં સ્પષ્ટ રીતે જણાવ્યો છે ( પદ ૧૩ ઇત્ય : ૧૪ ; ૨૬ ).

**દૃષ્ટાંતોમાં.** જુઓ ૧૦ ; ૬ પરની ટીકા.

[26] તે દહાડે મારે નામે તમે માગશો ; ને હું તમને એમ ન કહેતો કે હું તમારે સારૂ બાપને વિનંતી કરીશ ; [27] કેમકે બાપ પે તમારા પર પ્રેમ રાખે છે, કેમકે તમે મારા પર પ્રેમ રાખ્યો છે, ચ હું દેવની પાસેથી આવ્યો છું, એવો વિશ્વાસ પણ તમે કર્યો છે.

ઇસુ અહીં એમ કહે છે કે જ્યારે શિષ્યો બાપને બરાબર ઓળખશે ( તેઓ બાપને બરાબર પ્રાર્થના કરી શકશે અને બાપ તેમની પ્રાર્થના પૂરી કરશે.

**તે દહાડે.** ૧૪ ; ૨૦ની તેમ આ અધ્યાયના ૨૩મા પદની માફક ૨ પચાસમા દિવસનીજ વાત કરવામાં આવી છે.

**હું તમને...વિનંતી કરીશ.** જ્યારથી શિષ્યો બાપને બરાબર ઓ ખવા લાગે છે ત્યારથી તેઓ બાપને બરાબર પ્રાર્થના કરી શકે છે. કારણથી મધ્યસ્થીની કંઇ ખાસ જરૂર રહેતી નથી, તોપણ જ્યારે જ્યારે તે પાપમાં પડી જાય ત્યારે ત્યારે એ મધ્યસ્થીની જરૂર રહે છે (જુઓ ૧ યો ૨ ; ૧. રૂમીઓને પત્ર ૮ ; ૩૪). "વિનંતી કરીશ" આ શબ્દો ઇસુની પ્રાર્થ માટે આ સુવાર્તામાં વાપરવામાં આવેલ છે (જુઓ ૧૧ ; ૨૨).

**કેમકે તમે મારા પર પ્રેમ રાખ્યો છે.** શિષ્યોનો ઇસુ ઉપરનો પ્રેમ બાપના તેમના પરના પ્રેમનું કારણ છે તેમજ ચિહ્ન પણ છે (જુઓ ૧૪ ;

૨૩ ). તેના પ્રેમને લીધે તેમનામાં પ્રેમ આવ્યો અને આ પ્રેમના પરિણામે પાછો બાપનો પ્રેમ તેમના પર થયો (૧ યોહાન ૪ ; ૧૦).

**હું દેવની પાસેથી આવ્યો છું.** કેટલાક મૂળ હસ્તલેખિત પુસ્તકોમાં "દેવની" શબ્દને બદલે "બાપની" છે, અને તે બરાબર લાગે છે. શિષ્યો ઉપર બાપ બરાબર પ્રેમ કરે અથવા તેઓ બાપની સાથે બરાબર સંબંધથી જોડાય તેને માટે બે વસ્તુઓ જરૂરની છે; ૧. ઇસુ દેવ પાસેથી આવ્યો છે એવો વિશ્વાસ; અને ૨. તેના પર પ્રેમ કરવો.

[૨૮] હું બાપ પાસેથી નીકળીને જગતમાં આવ્યો છું; વળી હું જગતને છોડીને બાપની પાસે જાઉં છું.

આ પદમાં ઇસુ પોતા વિષે અદ્ભુત સત્ય જાહેર કરે છે અને તે તેણે પહેલીજ વાર કર્યું હોય એમ લાગે છે. અત્યાર સુધી શિષ્યોના મનમાં ઇસુના સંબંધમાં કેટલીક પાર્થિવ માન્યતા હતી, પણ આ વચનથી તેમને ઇસુનું મૂળ તેમ દિવ્યસ્થાન શું છે તેની ખબર પડી અને તે સાથે તે માત્ર અમુક કાર્ય કરવાજ જગતમાં આવ્યો હતો અને તે કાર્ય પૂરૂં થતાં તે બાપ પાસે તરત જાય છે એ પણ ભાન થયું. આ વચન ખ્રીસ્તનું આખું કાર્ય, તેના જન્મથી સ્વર્ગારોહણ સુધી, સંક્ષેપમાં જણાવે છે.

**બાપ પાસેથી નીકળીને** ( સરખાવો ૮ ; ૪૨ ટીકા). મૂળમાં જે શબ્દો છે તે બાપ અને દીકરા વચ્ચે તત્ત્વની એકતા સૂચવે છે.

[૨૯] તેના શિષ્યો કહે છે કે, જો, તું હવે સ્પષ્ટ રીતે બોલે છે, અને કંઈ દૃષ્ટાંત કહેતો નથી. [૩૦] હવે અમે જાણીએ છીએ કે તું સઘળી વાતો જાણે છે, ને કોઈ માણસ તને પૂછે એવી તને અગત્ય નથી; એ ઉપરથી અમે વિશ્વાસ કરીએ છીએ કે તું દેવ પાસેથી આવ્યો છે.

ઇસુના ઉપલા વચનથી શિષ્યોના મન ઉપર ઘણો પ્રકાશ પડે છે અને તેથી જો કે તેમનો આ ઉત્સાહ ક્ષણિક હતો, તોપણ તેઓ ઉત્સાહમાં ને ઉત્સાહમાં આ પ્રમાણે બોલી નાખે છે. તેમના મન ઉપર આ વખતે પ્રકાશ પડયો હતો એ ખરૂં છે, પણ એ પ્રકાશ સ્થાયી નહોતો.

**જો.** આ ઉદ્‌ગાર આખા નવા કરારમાં આ સુવાર્તામાંજ વિશેષ જોવામાં આવે છે.

**તું હવે...દૃષ્ટાંત કહેતો નથી.** ૨૫ મા પદમાં ઇસુએ કહ્યું હતું કે એક સમય એવો આવે છે કે જ્યારે હું દૃષ્ટાંતમાં વાત કહીશ નહિ. શિષ્યોએ અહીં એમ ધાર્યું હતું કે આ વેળા આવી પહોંચી છે.

**તું સઘળી વાતો જાણે છે.** અહીં માત્ર ૧૯મા પદમાંની વાત વિષે કહેવામાં આવ્યું છે એમ સમજવાનું નથી, કદાચિત ૨૭મા પદમાં જે કહેવામાં

આવ્યું છે કે "એવો વિશ્વાસ પણ તમે કર્યો છે" તેને પણ આ લાગુ પડતું હોય એમ લાગે છે. આ ઉપરાંત ઇસુ તેમના મનની વાત જાણે છે એનો અનુભવ શિષ્યોને અનેક વાર થએલો હોવોજ જોઇએ.

**તું દેવ પાસેથી આવ્યો છે.** આ વિશ્વાસ શિષ્યોને હતોજ (પદ ૨૭), પણ ઇસુના ઉપલા વચનથી એ અધિક દૃઢ થાય છે.

[૩૧] ઇસુએ તેઓને ઉત્તર આપ્યો કે, તમે શું હવે વિશ્વાસ કરો છો? [૩૨] જુઓ, એવી ઘડી આવે છે, હા, હમણાં આવી છે કે જ્યારે તમે દરેક માણસ પોતપોતાનાંની તરફ વિખેરાઈ જશો, અને મને એકલો મૂકશો; તોપણ હું એકલો નથી, કેમકે બાપ મારી સાથે છે.

શિષ્યોમાં ઉપર કહેલો વિશ્વાસ હતો પણ એ વિશ્વાસને હજુ એક વખત શંકાની ભયાનક પ્રસવવેદનામાંથી પસાર થવાનું હતું. આ વાત શિષ્યો જાણતા નહોતા પણ ઇસુ સારી રીતે જાણતો હતો. આ પણ ઇસુનો એક ભવિષ્યવાદજ છે, જે થોડાજ વખતમાં સાચો ઠરવાનો હતો. વળી આ વાતમાં જે કંઇ વિશેષ છે તે એ છે કે ઇસુ શિષ્યોના મનની વાત જાણે છે એટલુંજ નહિ પણ તેમના મનની સ્થિતિ જે તેઓ પોતે જાણતા નથી તે પણ જાણે છે. શિષ્યોને આ જાતનું પ્રત્યેક વચન પાછળથી ફરી ફરીને યાદ આવ્યું હશે અને તેથી ઇસુના ઉપર તેમને વિશેષ શ્રદ્ધા ઉપજી હોય એમાં કંઇ નવાઇ પામવા જેવું નથી.

**તમે શું હવે વિશ્વાસ કરો છો?** આ વચન માત્ર પ્રશ્નાર્થવાચક નથી, પણ સાથે સાથે આશ્ચર્યવાચક પણ છે. "હવે" શબ્દ માત્ર કાળ સૂચવતો નથી, પણ "આટલી બધી વાતો થયા પછી" એવું કંઇક સૂચવે છે.

**પોતપોતાનાંની તરફ.** એટલે પોતપોતાને ઘેર (૧૯; ૨૭), અથવા પોતપોતાના ધંધા તરફ.

**બાપ મારી સાથે છે.** ઇસુને પોતાના શિષ્યો પણ છોડી દે, તોપણ તેનો બાપ તેની સાથે સર્વદા હતો, અને તેથી તે એકલો નહોતો.

[૩૩] મારામાં તમને શાંતિ મળે માટે મેં તમને એ વચનો કહ્યાં છે; જગતમાં તમને સંકટ છે; પણ હિમ્મત રાખો; જગતને મેં જીત્યું છે.

ઇસુના ઉપલા વચનથી શિષ્યો ઘણાજ ગભરાટમાં પડી ગએલા હોવા જોઇએ. આથી ઇસુ તેમને સાંત્વન આપે છે અને કહે છે કે મેં તમને જે બધું કહ્યું છે તે ખરેખર થશે; અને તેથી તમને પરમ શાંતિ પ્રાપ્ત થશે; તમે થોડા વખતને માટે જગત આગળ હારી જશો પણ મેં જગત પર વિજય પ્રાપ્ત કર્યો છે અને તેથી તમે પણ તે વિજય પ્રાપ્ત કરશો.

**એ વચનો.** યહુદાના ગયા પછી જે બધું કહેવામાં આવ્યું છે તે વિષે ઇસુ અહીં કહે છે. આ વાતોની શરૂઆત "તમારાં હૃદયોને વ્યાકુળ થવા ન દો" (૧૪; ૧) એ વચનથી થઇ હતી.

**મારામાં...જગતમાં.. સંકટ છે.** વિશ્વાસ કરનારનામાં બે પ્રકારનાં જીવન છે. ખ્રીસ્તમાં તેનું જે જીવન છે તે અનંતજીવન છે, અને જગતમાંનું તેનું જીવન તે ક્ષણિક જીવન છે.

**જગતને મેં જીત્યું છે.** મૂળમાં "મેં" ઉપર બહુ ભાર મૂકવામાં આવ્યો છે. ઇસુ પોતે મૃત્યુને આધીન થાય છે તેમાંજ તેનો વિજય છે દેખીતી રીતે જગતે તેના પર વિજય કર્યો હતો. પણ ખરી રીતે તો તેણેજ જગતનો પરાજય કર્યો હતો. પ્રભુનો આ વિજય ક્યારનોએ થઇ ચુક્યો હતો પણ તેના શિષ્યોને તેની ખાતરી તેના ઉત્થાન પછી અને વિશેષે કરીને પચાસમાના દિવસે થઇ હતી. ત્યાર પછી તેઓ પણ વિજય પ્રાપ્ત કરવા લાગ્યા અને આજે પણ તેના ખરા શિષ્યો એ વિજય પ્રાપ્ત કરી શકે છે (જુઓ ૧ યોહાન ૨; ૧૩, ૧૪: ૫; ૪), અને તે તેનાજ બળથી છે. વિશ્વાસ કરનારાઓના વિજયની વાત ૧ યોહાન અને પ્રકટીકરણમાં વારંવાર આવે છે. નવા કરારમાં બીજે ઠેકાણે તો તે રૂમી. ૮; ૩૭ : ૧૨; ૨૧ માંજ આવે છે.

# અધ્યાય ૧૭.

## ઇસુની મધ્યસ્થ તરીકેની પ્રાર્થના.

આ અધ્યાયમાં જે પ્રાર્થના છે—અને આખો અધ્યાય માત્ર એક પ્રાર્થના છે—તે ઘણા જુના કાળથી “પ્રમુખયાજકની પ્રાર્થના” કહેવાય છે. તેમાં ઇસુ પ્રમુખયાજક તરીકે પોતાના શિષ્યોનાં પાપની ક્ષમા અને મુક્તિ માટે બાપને વિનંતી કરે છે. ચારેય સુવાર્તામાં આ જાતની પ્રાર્થના તો માત્ર અહીંજ જોવામાં આવે છે. ખરૂં જોતાં આનેજ “પ્રભુની પ્રાર્થના” એવું નામ આપવું જોઇએ, કારણ કે જે પ્રાર્થના “પ્રભુની પ્રાર્થના” નામે ઓળખાય છે તે ખરૂં જોતાં ઇસુની પ્રાર્થના નથી, પણ તે તો તેણે શિષ્યોને “શિખવેલી પ્રાર્થના” છે. બીજી સુવાર્તાઓમાં આપણને ઘણે ઠેકાણે એમ કહેવામાં આવ્યું છે કે ઇસુએ પ્રાર્થના કરી અને ગેથસેમાને વાડીમાંની પ્રાર્થનાનાં અમુક વચનો પણ જણાવવામાં આવ્યાં છે (જુઓ માત્થી ૧૪; ૨૩. માર્ક ૧; ૩૫. લુક ૩ : ૨૧ : ૫; ૧૬ : ૬; ૧૨ : ૯; ૧૮, ૨૮ ઇત્ય. ૧૧; ૧. માત્થી ૨૬ : ૩૬ ઇત્ય.) પણ આ જાતની પ્રાર્થના તેમાં ક્યાંય જોવામાં આવતી નથી. માત્ર તેના જેવું કંઇક માત્થી ૧૧; ૨૫ ઇત્ય. માં આપેલી ઉપકારસ્તુતિમાં જોવામાં આવે છે. આ સુવાર્તિક પોતાની સુવાર્તામાં ઇસુ ખાસ્તે પ્રાર્થના કરી એવું ભાગ્યેજ જણાવે છે અને માત્ર એકજ સ્થાને તે ઇસુની પ્રાર્થનાના થોડા શબ્દો જણાવે છે (૧૨ : ૨૭), અને ૧૧; ૪૧ માં તે ઇસુની કરેલી ઉપકારસ્તુતિ જેની પહેલાં તેણે પ્રાર્થના કરેલી હોવી જોઇએ તે જણાવે છે.

આ પ્રાર્થના ઇસુએ મોટેથી કરી હોય એમ આપણને ૧ લા પદ ઉપરથી લાગે છે, અને તેથી તે તેના પોતાને માટે પ્રાર્થના હતી તેમ તેમાં તેના શિષ્યોને માટે અતિ ઉચ્ચ અને ગંભીર શિક્ષણ રહેલું હતું (પદ ૧૩). આ પ્રાર્થના દેખાવમાં જેટલી સાદી છે તેટલીજ તે અદભુત છે અને તેમાં જે અર્થ રહેલો છે તે સાગરની માફક વિશાળ તેમજ ઉંડો છે. તેમાં ઇસુનાં જીવન અને મૃત્યુ, ઉત્થાન અને સ્વર્ગારોહણનું રહસ્ય સમાઇ ગએલું છે અને તેના હમેશના શિષ્યોને માટે તેમના જીવનનો માર્ગ દર્શાવવામાં આવ્યો છે.

આ પ્રાર્થના ક્યાં અને ક્યારે કરવામાં આવી હતી એ એક પ્રશ્ન છે. આવી પ્રાર્થના યરૂશાલેમની શેરીઓમાં કે તેના રસ્તાઓમાં કરવામાં આવે એ અશક્ય છે. ઉપર જે બધું દ્રાક્ષવેલા વિષે તેમ પવિત્ર આત્માની હાજરી વિષે કહેવામાં આવ્યું છે તે ઉપરથી કોઇ કોઇ ટીકાકારને એમ લાગે છે કે

આ વાતો તેમ આ પ્રાર્થના પણ મંદિરના ચોગાનમાં કરવામાં આવી હતી. પણ એ માત્ર એક અનુમાન છે.

આ પ્રાર્થના અને ગેથસેમાને વાડીમાં કરવામાં આવેલી પ્રાર્થના વચ્ચે જે ભેદ અથવા વિરોધ છે તે એક અતિ મહત્ત્વનો પ્રશ્ન ઉભો કરે છે. કેટલાક ટીકાકારો એમ કહે છે કે જેમ સહુ માણસોમાં જુદી જુદી અને ઘણી વખત ઉલટી અવસ્થાઓ એક પછી એક તરત જોવામાં આવે છે, તેમ અહીં પણ ઇસુમાં આ પરમાનંદની અવસ્થા પછી તીવ્ર દુ:ખની અવસ્થા આવી હતી. તેમના કહેવા પ્રમાણે ઇસુના જીવનમાં આગળ પણ બે વાર આવી જાતની લગભગ વિરૂદ્ધ અવસ્થાઓ એક પછી એક તરત જોવામાં આવી હતી. એક તો લાજરસના સંબંધમાં ( ૧૧ ; ૧૧, ૨૩, ૩૩, ૩૫, ૩૮, ૪૦ ઇત્ય.), અને બીજી ગ્રીક લોકો ઇસુને મળવા આવ્યા ત્યારે ( ૧૨ ; ૨૩, ૨૭, ૩૦ ઇત્ય. ). આ ખુલાસો માત્ર એક અનુમાન છે.

આ અધ્યાયના સાધારણ રીતે ત્રણ વિભાગ કરવામાં આવે છે :

૧. પિતા અને પુત્ર ( ૧–૫ ).

૨. પુત્ર અને તેના શિષ્યો ( ૬–૧૯ ).

૩. પુત્ર અને મંડળી ( ૨૦–૨૬ ).

પદ ૧–૫. પિતા અને પુત્ર માટે પ્રાર્થના.

પુત્રને જે કાર્ય માટે મોકલવામાં આવ્યો હતો તે પુરૂં થયું છે માટે તે પોતે મહિમાવાન કરવામાં આવે એ આ પ્રાર્થનાનો સાર છે.

[૧] એ વાતો કહી રહ્યા પછી ઇસુએ આકાશ તરફ નજર ઉંચી કરીને કહ્યું કે, હે બાપ, સમય આવ્યો છે; તું તારા દીકરાને મહિમાવાન કર. કે દીકરો તને મહિમાવાન કરે.

પોતાના શિષ્યોને જે બધું કહેવાનું હતું તે ઇસુએ કહી દીધું હતું અને તેથી હવે તે તેમની સાથે વાત કરવી પડતી મૂકી પોતાના બાપ સાથે વાત કરવી શરૂ કરે છે.

**નજર ઉંચી કરીને.** ઇસુ જે રીતે પ્રાર્થના કરે છે તે અને ગેથસેમાને વાડીમાંની રીત ( " ઉંધે મોઢે પડીને " ) વચ્ચેનો મુકાબલો ધ્યાનમાં લેવા જેવો છે ( માત્થી ૨૬ ; ૩૯. લુક ૨૨ ; ૪૧ ).

**હે બાપ.** ઇસુ અને દેવ વચ્ચેનો અતિ નિકટ સંબંધ તેના આ સંબોધનથી જોવામાં આવે છે.

**સમય** ( જુઓ ૭ ; ૩૦ : ૮ ; ૨૦ : ૧૨ ; ૨૩ : ૧૩ ; ૧ ). માણસના ઉદ્ધારના કાર્યના સર્વ સંજોગો પ્રભુના નિયમ મુજબ હતા, તેથી તેમાં કંઇ ઢીલ કે ઉતાવળ નથી.

**તારા દીકરાને મહિમાવાન કર.** આ મહિમાવાન કરવાનું કાર્ય ઇસુનાં દુઃખભોગ, ઉત્થાન અને સ્વર્ગારોહણમાં હતું (જુઓ પદ ૫ અને ફિલિપીઓને પત્ર ૨; ૯-૧૧).

**કે...મહિમાવાન કરે.** ઇસુના મહિમાવાન થવાથી તેના બાપનો મહિમા વધે છે, કારણ કે જેટલે અંશે જગત ઇસુને દેવના પુત્ર તરીકે જાણે છે તેટલે અંશે તે દેવને પિતા તરીકે જાણે છે. ઇસુ તેના ખરા સ્વરૂપમાં તેના ઉત્થાન અને સ્વર્ગારોહણ પછીજ પ્રકાશી શકતો હતો અને તેના બાપને પણ તે ત્યારેજ પૂર્ણ રીતે પ્રગટ કરી શકતો હતો. આ પ્રગટ કરવાનું કાર્યજ મહિમાવાન કરવાનું કાર્ય છે.

[૨] કારણ કે તેં સર્વ માણસો પર તેને અધિકાર આપ્યો છે કે, જેઓને તેં તેને આપ્યાં છે તે સર્વેને તે અનંતજીવન આપે.

પહેલા પદમાં જે પ્રાર્થના કરવામાં આવી છે તેનું અહીં કારણ આપવામાં આવ્યું છે. ઇસુને સર્વ જીવો ઉપર અધિકાર આપવામાં આવ્યો હતો, અને આ અધિકારને અગેજ તે અનંતજીવન આપી શકતો હતો. આ અનંતજીવન ખરી રીતે તે પૂર્ણ રીતે મહિમાવાન થયા પછી આપે તેમ હતું અને તેથી તે મહિમાવાન થવા માટે પ્રાર્થના કરે છે.

**સર્વ માણસો.** આ માટેનો મૂળ શબ્દ હેબ્રી ભાષાનો છે અને તે મનુષ્યની દુર્બળતા અને તેની ક્ષણભંગુરતા તથા તેના પતનની અવસ્થા સૂચવે છે (જુઓ ઉત્પત્તિ ૬; ૧૨. અયૂબ ૧૨; ૧૦: ૩૪; ૧૫. ગીત. ૪૫; ૨: ૬૫; ૨: ૧૪૫; ૨૧. યશાયાહ ૪૦; ૫ ઇત્ય. ૪૯; ૨૬: ૬૬; ૧૬, ૨૩, ઇત્ય. યિર્મેયાહ ૧૨; ૧૨: ૨૫; ૩૧. હઝકીએલ ૨૦; ૪૮: ૨૧; ૫. યોએલ ૨; ૨૮. વળી આ શબ્દ મનુષ્યજાતની બીજાં પ્રાણીઓ સાથેની સમાનતા પણ સૂચવે છે (ઉત્પત્તિ ૬; ૧૯: ૭; ૧૫ ઇત્ય. ૨૧: ૮; ૧૭: ૯; ૧૧, ૧૫ ઇત્ય. ગીત ૧૩૬; ૨૫. યિર્મેયાહ ૩૨; ૨૭: ૪૫; ૫. વળી જુઓ માત્થી ૨૪; ૨૨. લુક. ૩; ૬. પ્રેરિતોનાં કૃત્યો ૨; ૧૭. રૂમીઓને પત્ર ૩; ૨૦. ૧ કોરીંથી. ૧; ૨૯. ગલાતી. ૨; ૧૬. ૧ પીતર ૧; ૨૪).

અહીં જે વાત ધ્યાનમાં લેવા જેવી છે તે એ છે કે શબ્દનો અવતાર થયો એ માત્ર ઇસ્રાએલને નહિ (લુક ૨૦; ૧૦) પણ આખી મનુષ્યજાતને (માત્થી ૨૮; ૧૯) એક અધિક ઉચ્ચસ્થાને લઇ જવા માટે હતો.

**જેઓને તેં તેને આપ્યાં છે.** મૂળમાં "આપ્યું છે" એ શબ્દો છે અને તેથી બધા વિશ્વાસી જનો એક ગણવામાં આવ્યા છે (જુઓ ૬; ૩૭). ઇસુને અધિકાર તો સહુ જીવો પર છે પણ તેમાંના બધા અનંતજીવન પામવા માટે યોગ્ય નથી.

³અને અનંતજીવન એ છે કે તેઓ તને એકલા ખરા દેવને તથા ઇસુ ખ્રીસ્ત જેને તેં મોકલ્યો છે તેને ઓળખે.

આ વચન શબ્દેશબ્દ ઇસુનું પોતાનું હોય એમ લાગતું નથી. જેમ આ સુવાર્તિક બીજે કેટલેક સ્થળે કરે છે તેમ અહીં પણ તેણે પોતાના શબ્દો દાખલ કર્યા હોય એ સંભવિત છે. જે અનંતજીવનની ઉપર વાત કરવામાં આવી છે તે શામાં રહેલું છે તે અહીં બતાવવામાં આવ્યું છે. એ અનંતજીવન દેવને અને તેના મોકલેલા ઇસુ ખ્રીસ્તને ખરી રીતે જાણવામાં છે. આ જ્ઞાન નથી, પણ વિશ્વાસ વડે જે જ્ઞાન પ્રાપ્ત થાય છે તે છે. અહીં આ જ્ઞાનના વિષય બે કહેવામાં આવ્યા છે: એક દેવ અને બીજો ઇસુ ખ્રીસ્ત. ખરી રીતે આ બન્ને એક સાથેજ ઓળખાય છે, કારણ કે જ્યાં સુધી ઇસુ ખ્રીસ્ત ખરી રીતે ઓળખાતો નથી, ત્યાં સુધી દેવનું ખરૂં સ્વરૂપ માણસથી સમજાતું નથી, તોપણ તેમને અહીં જુદા જુદા મૂકવામાં આવ્યા છે તેનું કારણ કદાચિત એ છે કે ઇસુ ખ્રીસ્તની ઓળખ દેવથી છે અને દેવની ઓળખ ઇસુ ખ્રીસ્તથી છે, વળી દેવની ઓળખાણ યહુદીઓને તેમને અપાયલા ખાસ પ્રકટીકરણદ્વારા અને આખી મનુષ્યજાતને સૃષ્ટિ વગેરે દ્વારા અમુક અંશે તો થાયજ છે, પણ જે દેવનું ઓળખાણ આવી રીતે થાય છે તેનેજ ઇસુ ખ્રીસ્ત વિશેષરૂપે પ્રગટ કરે છે એ માનવું અવશ્યનું છે. ઇસુ ખ્રીસ્તે આપેલું વિશેષ જ્ઞાન દેવના પિતૃત્વનું છે અને એના અંગમાંજ ખ્રીસ્ત પોતે દેવનો પુત્ર છે એ જ્ઞાન સમાયું છે (૧ યોહાન ૫ : ૨૦).

⁴જે કામ કરવાનું તેં મને સોંપ્યું છે તે પૂરૂં કરીને મેં તને પૃથ્વી પર મહિમાવાન કર્યો છે.

ઉપર જે જ્ઞાનની વાત કરવામાં આવી છે તે જ્ઞાન (જે અનંતજીવનજ છે) મનુષ્યજાતને આપવાનું કાર્ય દેવે ઇસુને સોંપ્યું હતું અને એ કાર્ય તેણે પુરૂં કર્યું હતું અને હવે તેને તે કાર્ય માટે પોતાનો પ્રાણજ આપવો બાકી હતો. એક રીતે તે પોતે તો પોતાનો પ્રાણ આપીજ ચુક્યો હતો અને તેની પોતાની નજરમાં તેમ તેના બાપની નજરમાં તેનું કામ પૂરૂં થયું હતું. દેવને મહિમાવાન કરવાનું કાર્ય પણ આજ હતું, કારણ કે તેનું ખરૂં સ્વરૂપ માણસો જાણે એમાંજ તેના મહિમાનો પ્રચાર થતો હતો. પહેલા પદમાં કહેવામાં આવ્યું છે તે પ્રમાણે આ મહિમાનો વિશેષ પ્રચાર કરવાનો હતો, પણ તે ઇસુ દેવ પાસે રહીનેજ કરી શકે તેમ હતું.

⁵અને હવે, હે બાપ, જગત ઉત્પન્ન થયા અગાઉ તારી સાથે જે મહિમા હું ભોગવતો હતો તે વડે તું હમણાં પોતાની સાથે મને મહિમાવાન કર.

અહીં પહેલા પદમાંની પ્રાર્થના ફરી કરવામાં આવી છે, માત્ર તેને વધારે સ્પષ્ટ કરવામાં આવી છે. ત્યાં ઇસુને જે મહિમાથી મહિમાવાન કરવાનું કહેવાયું છે

તે કંઇ નવો ન હતો, પણ ઇસુનો પોતાનોજ હતો અને તે તેને પાછો આપવાની વાત છે. આ મહિમા ઇસુએ પૃથ્વી પર આવતાં છોડયો હતો એવો ભાવાર્થ પણ આ વચનમાં સહેજે સૂચવાય છે. ચોથા અને પાંચમા પદ વચ્ચે એક પ્રકારની સમરૂપતા છે તે ધ્યાનમાં લેવા જેવી છે. ઇસુ કહે છે કે, "મેં તને પૃથ્વી પર મહિમાવાન કર્યો છે" તો હવે તું મને સ્વર્ગમાં મહિમાવાન કર. ૫ મા પદ અને એ પ્રકારનાં બીજાં વચન અને પહેલા અધ્યાયના પહેલા પદ વચ્ચે જે સામ્ય છે તે પણ ધ્યાનમાં લેવા જેવું છે.

૬-૧૯. દેવપુત્ર અને તેના શિષ્યો.

**[૬] જગતમાંથી જે માણસો તેં મને આપ્યાં છે, તેઓને મેં તારૂં નામ પ્રગટ કર્યું છે; તેઓ તારાં હતાં, ને તેં તેઓને મને આપ્યાં છે; અને તેઓએ તારી વાત પાળી છે.**

ઇસુએ જગતમાં જે કાર્ય કર્યું હતું તે શું હતું તે અહીં તેમ નીચેનાં પદોમાં જણાવવામાં આવ્યું છે. વળી સાથે સાથે ઇસુ પોતાનું એ કાર્ય દિનપ્રતિદિન વધતું જાય એ માટે તેમજ પોતાના શિષ્યોને માટે પ્રાર્થના કરે છે (પદ ૧૧, ૧૭).

**જે માણસો તેં મને આપ્યાં છે.** જે બધાં માણસો ઇસુ પર વિશ્વાસ કરે છે તે દેવથીજ તેને અપાયાં છે (૬; ૪૪, ૬૫). ખ્રીસ્ત પોતે માણસોને આકર્ષે છે એવું પણ કહેવાયું છે (૧૨; ૩૨). તે પોતે માણસોને પસંદ પણ કરે છે (૬; ૭૦: ૧૫; ૧૬).

**તારૂં નામ.** દેવનું જે નામ ઇસુએ પ્રગટ કર્યું હતું તે તેનું બાપ તરીકેનું નામ અથવા તેનું પિતૃત્વ હતું. આ સહુને માટે નવું હતું.

**તેઓ તારાં હતાં.** માત્ર સૃષ્ટ જીવ અથવા યહુદીઓ તરીકે નહિ, પણ આત્મિક રીતે.

**તારી વાત.** ખ્રીસ્તે જે કંઇ દેવ વિષે જ્ઞાન આપ્યું હતું તે બધાનો આમાં સમાવેશ કરવામાં આવ્યો છે (જુઓ ૭; ૧૬: ૧૨; ૪૮, ૪૯).

**[૭] હવે તેઓ જાણે છે કે જે જે તેં મને આપ્યાં છે, તે સર્વ તારાથી છે.**

શિષ્યો ઇસુ પાસે આવ્યા અને તેનું સાંભળી તે પાળવા લાગ્યા એટલુંજ નહિ, પણ તેઓ ઇસુ ખરેખર કોણ છે એ પણ જાણવા લાગ્યા હતા. આથી તેઓ દેવને પણ જાણવા લાગ્યા છે.

**જે જે.** એટલે ઇસુ ખ્રીસ્તના જીવનની બધી વાતો. તેમાં તેનાં વચનો તેમ તેનાં કાર્યોનો સમાવેશ થાય છે. આ બધું તેને દેવ પાસેથી પ્રાપ્ત થયું હતું (જુઓ ૫; ૧૯, ૩૦: ૮; ૨૮: ૧૨; ૪૯: ૧૪; ૧૦).

[૮] કેમકે જે વચનો તેં મને આપ્યાં હતાં તે મેં તેઓને આપ્યાં છે; અને તેઓએ તે સ્વીકાર્યાં છે; અને હું તારી પાસેથી આવ્યો છું, એ તેઓએ નિશ્ચે જાણ્યું, અને તેં મને મોકલ્યો છે, એવો તેઓએ વિશ્વાસ રાખ્યો.

શિષ્યોમાં ઇસુ પર જે વિશ્વાસ ઉપજેલો છે તે તેઓએ ઇસુનું કહેવું સાંભળ્યું અને તે પાળ્યું માટે ઉપજેલો છે. છઠ્ઠા પદમાં જે "વાત" વિષે કહેવામાં આવ્યું છે તેના જુદા જુદા ભાગ જુદે જુદે વખતે કહેવામાં આવ્યા હતા અને એ માટેજ અહીં "વચનો" શબ્દ મૂકવામાં આવ્યો છે. મૂળમાં વાત અને "વચનો" માટે જે શબ્દો આ સુવાર્તિકે જુદે જુદે સ્થળે વાપર્યા છે તે આવુંજ સૂચવે છે. વળી મૂળમાં એ બંન્ને માટે તદન જુદાજ શબ્દો છે (જુઓ ૫; ૩૮, ૪૭ : ૬ ; ૬૦, ૬૩, ૬૮ : ૮ ; ૪૩, ૪૭, ૫૧ : ૧૨ ; ૪૭, ૪૮ : ૧૫ ; ૩, ૭). ઇસુની વાતો તેના શિષ્યોએ સ્વીકારી અને તેનું પરિણામ જ્ઞાન અને વિશ્વાસરૂપે ઉત્પન્ન થયું એવું અહીં કહેવામાં આવ્યું છે. કેટલાક ટીકાકારો "નિશ્ચે જાણ્યું" અને "વિશ્વાસ રાખ્યો" એ વચ્ચે અમુક ભેદ બતાવે છે, પણ ખરી રીતે તે બંન્નેનો અર્થ લગભગ એકજ છે.

[૯] તેઓને સારૂ હું વિનંતી કરૂં છું ; જગતને સારૂ હું વિનંતી કરતો નથી, પણ જેઓને તેં મને આપ્યાં છે તેઓને સારૂ ; કેમકે તેઓ તારાં છે :

ઉપલાં બે ત્રણ પદોમાં પોતાના શિષ્યો ખરી રીતે કોણ છે અથવા કોણ થઇ શકે છે અથવા શિષ્યત્વનો ખરો અર્થ શો છે એ બતાવી ઇસુ અહીં તેમને માટે પોતાની મધ્યસ્થ તરફેની પ્રાર્થના કરે છે. આ આખી પ્રાર્થનામાં મૂળમાં "હું" ઉપર ભાર મૂકવામાં આવેલ છે. ઇસુ અહીં જગતને માટે પ્રાર્થના કરતો નથી તે કદાચિત એમ સૂચવે છે કે જ્યાં સુધી જગતના લોકો તેના ઉપર વિશ્વાસ રાખે નહિ, ત્યાં સુધી તેઓ તેની મધ્યસ્થીનો લાભ લઇ શકે તેમ નહોતું. જગતને માટે તો તે આવ્યો હતો પણ તેથી જગતના લોકોને કંઇ ખાસ લાભ થયો નહોતો અને વળી કેટલાકનો તો દ્વેષ વધ્યો હતો. વળી જગતના લોકોની બુદ્ધિ જડ થઇ ગઇ હતી અને તેથી તેમને માટે બીજાં સાધનો જે વધારે સ્થૂળ હતાં તેમની જરૂર હતી.

[૧૦] અને જે મારાં તે બધાં તારાં છે, અને જે તારાં તે મારાં છે : અને હું તેઓમાં મહિમાવાન થયો છું.

સાતમા પદની માફક મૂળમાં આ વચન માત્ર માણસોને લાગુ પડતું નથી. પણ સર્વ કંઇને લાગુ પડે છે. તેનો પહેલો ભાગ લગભગ આ પ્રમાણે છે : "અને જે સર્વ મારૂં છે તે બધું તારૂં છે ને જે તારૂં તે મારૂં છે." જો કે મૂળ

શબ્દો આ પ્રમાણે છે તોપણ તેનો અર્થ શિષ્યોનેજ લગતો છે. ઇસુને જે શિષ્યો દેવે આપ્યા હતા તે દેવના હતા એમ ઉપર કહેવામાં આવ્યું છે તેનું અહીં સ્પષ્ટીકરણ કરવામાં આવ્યું છે. તેઓ દેવના હતા તેમ ઇસુના પણ હતા, અને ઇસુના હતા તેમ દેવના પણ હતા. અહીં ઇસુ ખ્રીસ્ત અને દેવ વચ્ચે જે ઐક્ય સૂચવવામાં આવ્યું છે તે ધ્યાનમાં લેવા જેવું છે.

**હું તેઓમાં મહિમાવાન થયો છું.** દેવને કે ખ્રીસ્તને બરાબર ઓળખાવવા કે જાણવા એજ તેમને મહિમાવાન કરવાનું કાર્ય છે (જુઓ ૧૨ ; ૨૮ ટીકા). શિષ્યોએ ઇસુને બરાબર જાણ્યો હતો અને તેથી તે તેઓમાં મહિમાવાન થયો હતો. અહીં પૂર્ણ વર્તમાનકાળ વાપરવામાં આવ્યો છે તે બરાબર છે, કારણ કે એ મહિમા કાયમ છે (જુઓ ૧ પીતર ૧ ; ૮. ૨ કોરીંથી. ૩ ; ૧૦).

[11] હવેથી હું જગતમાં નથી, પણ તેઓ જગતમાં છે, અને હું તારી પાસે આવું છું. હે પવિત્ર બાપ, તારૂં નામ જે તેં મને આપ્યું છે, તે [નામ]દ્વારા આપણા જેવા એક થવા સારૂ તેઓને સંભાળી રાખ. [12] હું તેઓની સાથે હતો ત્યાં સુધી તારૂં નામ જે તેં મને આપ્યું છે તેમાં મેં તેઓને સંભાળી રાખ્યાં ; અને મેં તેઓનું રક્ષણ કર્યું, અને શાસ્ત્રવચન પૂર્ણ થવા સારૂ વિનાશના દીકરા સિવાય તેઓમાંના કોઇનો નાશ થયો નથી.

ઇસુ આ મધ્યસ્થની પ્રાર્થના આ વખતે શા માટે કરે છે તેનું અહીં કારણ આપવામાં આવ્યું છે. તે તેના શિષ્યોથી વિખુટો પડવાનો છે અને તેથી તેની ગેરહાજરીમાં તેમનું રક્ષણ થાય અને તેઓ એક થઇ તેનું કાર્ય ચાલુ રાખે એજ એ કારણ છે.

**હે પવિત્ર બાપ.** આ શબ્દો આખા સુવાર્તામાં તેમજ આખા નવા કરારમાં માત્ર અહીંજ જોવામાં આવે છે (સરખાવો પદ ૨૫. ૧ યોહાન ૨ ; ૨૦. પ્રકટીકરણ ૬ ; ૧૦). આ સ્થાને ઇસુ પોતાના શિષ્યોને માટે પવિત્રતાની માગણી કરે છે અને તેથી તે દેવને આ નામથી બોલાવે એ યોગ્યજ છે. આ નામમાં દેવના ઉંચામાં ઉંચા ગુણ પવિત્રતા અને પ્રેમનો સમાવેશ થાય છે એ ધ્યાનમાં લેવા જેવું છે. બીજા કોઇ પણ ધર્મમાં દેવને આવું નામ અપાયું હશે કે નહિ એ એક મોટો અને મુદ્દાનો પ્રશ્ન છે. ખ્રીસ્તી ધર્મની જે વિશેષતા છે તે આ નામમાં જેટલી દેખાઇ આવે છે તેટલી બીજા કોઇ નામથી કે વચનથી કે વાતથી પણ દેખાઇ આવતી નથી.

**તારૂં નામ જે તેં મને આપ્યું છે** (સરખાવો પ્રકટીકરણ ૨ ; ૧૭ : ૧૯ ; ૧૨ : ૨૨ ; ૪). ઇસુ પોતાના બાપના નામમાં આવ્યો હતો

(૫; ૪૩) અને તેનું નામ પ્રગટ કરવું એજ તેનું કાર્ય હતું (૫૬ ૪ ઇત્યા.) દેવના પિતૃત્વ વિષે જે જ્ઞાન તેણે આપ્યું હતું તે જ્ઞાન વડે તેણે શિષ્યોને પાપમાંથી બચાવ્યા હતા અને હવે તેજ નામથી તે તેમને બચાવવા માટે દેવને વિનંતી કરે છે. વળી આ પ્રાર્થનાનો વિશેષ હેતુ એ છે કે દેવ તેમને એક કરે.

**આપણા જેવા એક થવા સારૂ.** જે ઐક્યની ઇસુ અહીં માગણી કરે છે તે તેના પોતાના અને બાપ વચ્ચેના ઐક્ય જેવું છે. આ ઐક્ય આત્મિક તેમજ પૂર્ણ છે. માણસ માણસ વચ્ચે જે વિરોધ અથવા ભેદ રહે છે તે તેમના પાપ અથવા સ્વાર્થને લઇને છે, પણ જો માણસો પાપરહિત થાય અને બધી રીતે દેવની ઇચ્છા પાળે તો તેમનું દેવ સાથે ઐક્ય થાય તેમજ પરસ્પર ઐક્ય પણ થાયજ.

**તેમાં મેં તેઓને સંભાળી રાખ્યાં.** ઇસુએ આમ કરવામાં જે ઉત્તમ ઘેટાંપાળકનું કામ કર્યું છે તે ધ્યાનમાં લેવા જેવું છે.

**વિનાશના દીકરા.** આ નામ આખા નવા કરારમાં માત્ર બેજ વખત જોવામાં આવે છે; અહીં યહુદાના સંબંધમાં અને ૨ થેસ્સા. ૨; ૩માં "પાપનો માણસ" બતાવવા.

**શાસ્ત્રવચન પૂર્ણ થવા સારૂ** (જુઓ ૧૩; ૧૮. ગી. શા. ૪૧; ૯).

[૧૩] પણ હવે હું તારી પાસે આવું છું, અને મારો આનંદ તેઓમાં સંપૂર્ણ થાય, માટે હું જગતમાં એ વાતો કહું છું.

ઇસુ આ પ્રાર્થના કરે છે તેનાં ઉપર બે કારણ આપવામાં આવ્યાં છે. ૧. શિષ્યો પાપથી દૂર રહે અને ૨. શિષ્યો પરસ્પર પૂર્ણ ઐક્ય પામે. અહીં તેમાં એક ત્રીજું કારણ ઉમેરવામાં આવે છે અને તે એ છે કે તેઓ પૂર્ણ આનંદ પામે.

**માટે હું...કહું છું.** આ તેણે કરેલી પ્રાર્થનાનેજ લાગુ પડે છે. એ પ્રાર્થના તે એટલા માટે મોટેથી કરતો હતો કે તેના શિષ્યો તે સાંભળીને બળ પામે.

[૧૪] તારૂં વચન મેં તેઓને આપ્યું છે, અને જગતે તેઓના ઉપર દ્વેષ કર્યો છે; કેમકે જેમ હું જગતનો નથી, તેમ તેઓ પણ જગતના નથી.

શિષ્યોનું જગતનાં પાપથી રક્ષણ કરવાનું છે, એટલુંજ નહિ પણ જગતના દ્વેષથી પણ તેઓનું રક્ષણ કરવાનું છે. શિષ્યોએ ઇસુનો સ્વીકાર કર્યો હતો અને તેથી જગત તેમનો દ્વેષ કરતું હતું. જ્યાં સુધી ઇસુ તેમની સાથે હતો ત્યાં સુધી તે તેમની ઢાલરૂપ હતો, પણ તે હવે જવાનો હતો. આ કારણથી પવિત્ર આત્મા તેમની પાસે આવે નહિ ત્યાં સુધી તે પોતાના બાપને તેમની રક્ષા કરવાને વિનંતી કરે છે.

**તારૂં વચન** (જુઓ ૫૬ ૬, ૧૭ : ૫; ૩૮ : ૮; ૩૧ ઇત્યા.)

[૧૫] તું તેઓને જગતમાંથી લઇ લે એવી વિનંતી હું કરતો નથી, પણ તું તેઓને પાપથી બચાવે એવી [વિનંતી કરૂં છું].

ઇસુ પોતાના શિષ્યોને જગતમાંથી દૂર કરવા ઇચ્છતો નથી પણ તેઓ શેતાનની અથવા પાપની જાળમાંથી બચે એ માટે પ્રાર્થના કરે છે. જો કે તેનું પોતાનું કામ જગતમાં પૂરૂં થયું હતું તોપણ શિષ્યોની જગતમાં જરૂર હતી અને હમેશને માટે ઇસુના શિષ્યોની જરૂર છે, કારણ કે તેમને જગતમાં કામ કરવાનું છે તેમજ જગતનાં દ્વેષ, પ્રલોભન વગેરે દ્વારા તેમને એવો આત્મિક અનુભવ મળે છે કે જે તેમની ઉન્નતિ માટે અવશ્યનો છે.

**પાપથી.** મૂળ શબ્દનો અર્થ જે ભુંડો છે તેમાંથી એટલે શેતાનમાંથી એવો કંઇક થાય છે (જુઓ ૧ યોહાન ૫; ૧૮, ૧૯). યોહાન માણસનો પુણ્ય અને પાપ સાથેનો સંબંધ તે કોઇ વ્યક્તિ સાથેનો સંબંધ છે એવું ઘણે ઠેકાણે બતાવે છે. પુણ્યનો સંબંધ એ તેની સાથેનો સંબંધ છે એવું આ સુવાર્તામાં તેણે અનેક સ્થળે કહ્યું છે એ આપણે જાણીએ છીએ. પાપ સાથેના સંબંધ વિષે જુઓ ૫ ; ૧૮. ૧ યોહાન ૨ ; ૧૩, ૧૪ : ૩ ; ૧૨.

[૧૬] જેમ હું જગતનો નથી, તેમ તેઓ જગતના નથી.

૧૪ મા પદમાં જે કહેવામાં આવ્યું છે તે અહીં ફરીથી કહેવામાં આવે છે, પણ તે જુદા સંબંધમાં છે એ ધ્યાનમાં લેવાનું છે. ત્યાં એ વાત છે કે તેઓ જગતના નથી માટે તેમનો જગત દ્વેષ કરે છે અને અહીં એ છે કે તેઓ જગતના નથી માટે તેમને વધારે પવિત્ર કરવા જોઇએ.

[૧૭] સત્યથી તેઓને પવિત્ર કર ; તારૂં વચન સત્ય છે.

પવિત્ર આત્માના સંબંધમાં આગળ કહેવામાં આવ્યું છે કે તે શિષ્યોને સર્વ સત્યમાં લઇ જશે (૧૬ ; ૧૩). એજ અહીં જુદા રૂપમાં કહેવામાં આવે છે. અહીં જે વિશેષ છે તે એ છે કે એ સત્યથી તેઓ પવિત્ર થવાના છે. સત્યથી જેમ જ્ઞાનની પ્રાપ્તિ થાય છે તેમ આત્મિક શુદ્ધિની પણ પ્રાપ્તિ થાય છે. જે શુદ્ધિની અહીં વાત કરવામાં આવી છે તેમાં એક બીજો વિચાર પણ રહેલો છે અને તે એ છે કે એ શુદ્ધિ અમુક કાર્યને માટે છે. એ શુદ્ધિને અંગે અમુક પ્રકારની શક્તિ પણ રહી છે, જે વડે એવી રીતે શુદ્ધ થએલા માણસો દેવનું કામ કરી શકે છે.

**સત્યથી.** જે સત્યથી શિષ્યો શુદ્ધ થાય છે તે ખ્રીસ્ત અથવા દેવ પોતે છે. માણસ જેમ જેમ ખ્રીસ્તનું જીવન વધારે અને વધારે અંશે પ્રાપ્ત કરતો જાય છે તેમ તેમ તે સત્યમાં અધિકાધિક ઉતરતો જાય છે. આ પદના બીજા ભાગમાં જણાવવામાં આવ્યું છે કે દેવનું વચન એ સત્ય છે. અહીં દેવના વચનમાં ઇસુથી

બોલાએલી કે શાસ્ત્રમાં લખાએલી વાતજ નહિ પણ સર્વ જ્ઞાનનો સમાવેશ કરવામાં આવ્યો છે.

[18] જેમ તેં મને જગતમાં મોકલ્યો છે, તેમ મેં પણ તેઓને જગતમાં મોકલ્યા છે.

શિષ્યોને પવિત્ર કરવાના છે તે શા માટે છે તે અહીં જણાવવામાં આવ્યું છે. શિષ્યોને જગતમાં અમુક કાર્ય કરવાનું છે અને તે માટે તેઓને જ્ઞાન, શુદ્ધિ અને શક્તિની જરૂર છે.

**જેમ......મોકલ્યો છે** ( સરખાવો ૧૦ ; ૩૬ ).

**તેમ......મોકલ્યા છે** ( સરખાવો ૨૦ ; ૨૧). શિષ્યોને ઇસુએ આગળથીજ મોકલ્યા હતા ( જુઓ માત્થી ૧૦; ૫-૧૫. માર્ક ૬; ૭. લુક ૯; ૨-૬ ). પણ તેઓને હવે પછી વિશેષ રીતે મોકલવાના હતા ( ૧ યોહા. ૨; ૨૦).

[19] તેઓ પોતે પણ સત્યથી પવિત્ર થાય માટે તેઓને સારૂ હું પોતાને પવિત્ર કરૂં છું.

શિષ્યોની જે શુદ્ધિની અહીં વાત કરવામાં આવી છે તે પરાર્થે છે. એનો હેતુ જગતનો ઉદ્ધાર છે. આ જાતની શુદ્ધિ ઇસુના પોતાના જીવનમાં પણ જોવામાં આવે છે. ૧૦; ૩૬માં આપણને કહેવામાં આવ્યું છે કે તેને બાપે અભિષિક્ત કર્યો હતો એટલે જગતના ઉદ્ધાર માટે તૈયાર કર્યો હતો. પણ આ કામ જેટલે અંશે બાપનું હતું તેટલેજ અંશે તેનું પોતાનું હતું. જ્યાં સુધી તે મનુષ્યના રૂપમાં હતો ત્યાં સુધી તેને પાપથી દૂર રહેવા માટે પ્રયત્ન કરવો પડતો હતો તેમજ પોતાની ઇચ્છા બધી રીતે બાપની ઇચ્છાને આધીન થાય એ માટે પણ તેને પ્રયત્ન કરવો પડતો હતો. આથીજ તે માણસજાતને માટે આદર્શરૂપ હતો. વળી તેના આ પ્રયત્નમાં તેનો હેતુ તો જગતનો ઉદ્ધારજ હતો. શિષ્યોના સંબંધમાં તેમની પાપમાંથી શુદ્ધિ કરવી અવશ્યની હતી. આ જાતની શુદ્ધિની ઇસુને જરૂર નહોતી. જો કે એમને બન્નેને માટે એકજ શબ્દ વપરાયો છે ખરો, પણ એના અર્થમાં સહેજ ફેર છે.

## ૫૬ ૨૦-૨૬. ખ્રીસ્ત અને મંડળી.

ઉપરની પ્રાર્થના કરી રહ્યા પછી ઇસુ હવે પોતાના સર્વ કાળના શિષ્યો માટે પ્રાર્થના કરે છે. એ સર્વમાં તેનુંજ કાર્ય ચાલુ રહેવાનું છે અને એ કાર્યદ્વારા જગતનો ઉદ્ધાર થવાનો છે અને એ માટેજ તે તેમને માટે પ્રાર્થના કરે છે.

[20] વળી હું એકલા તેઓને સારૂ નહિ, પણ તેઓનાં વચનદ્વારા જેઓ મારા પર વિશ્વાસ કરે છે તેઓને સારૂ પણ વિનંતી કરૂં છું કે,

[૨૧] તેઓ બધા એક થાય; હે બાપ, જેમ તું મારામાં અને હું તારામાં, તેમ તેઓ પણ આપણામાં થાય, કે તેં મને મોકલ્યો છે, એવો જગત વિશ્વાસ કરે.

જે કોઈ કાળમાં ઇસુના જે બધા શિષ્ય થાય તેમને માટે આત્મિક ઐક્યની પુરી જરૂર છે. તેણે તેના શિષ્યોને જે એકજ આજ્ઞા આપી છે તે એ છે કે તેઓ પરસ્પર પૂર્ણ પ્રીતિ કરે. જો તેઓ આ પ્રમાણે એક બીજા ઉપર પ્રેમ રાખે તો તેઓ પૂર્ણ ઐક્ય પામેજ અને અહીં તે તે માટે પ્રાર્થના કરે છે. શિષ્યો વચ્ચેના આ ઐક્યનું મૂળ તેમજ આદર્શ ઇસુ ખ્રીસ્તના પોતાના બાપ સાથેના ઐક્યમાં છે અને તેથી તે "તેઓ બધા એક થાય" એ પ્રાર્થના સાથે "તેમ તેઓ પણ આપણામાં થાય" એવી પ્રાર્થના કરે છે. વળી આ બધાનો હેતુ જગતનો ઉદ્ધાર છે અને તેથી ઇસુ જગતને પણ યાદ કરે છે. ખરા ખ્રીસ્તી જીવનમાં આ જાતનું આત્મિક ઐક્ય પૂર્ણ જરૂરનું છે અથવા તો એ જીવન મોટે ભાગે એમાંજ રહેલું છે એ આ વચનો ઉપરથી ખુલ્લેખુલ્લું દેખાઈ આવે છે. જેટલે અંશે કોઇ પણ માણસ દેવ અને તેના પુત્ર ઇસુ ખ્રીસ્તની સાથે આત્મિક એકતા સાધે છે, તેટલેજ અંશે તે ખ્રીસ્તનો ખરો શિષ્ય છે અથવા ખ્રીસ્તી છે અને તેનું જીવન દૈવી બને છે. હવે જ્યાં જ્યાં અથવા જ્યારે જ્યારે ખ્રીસ્તના આવા શિષ્યો ઉભા થાય ત્યાં ત્યાં અને ત્યારે ત્યારે તેઓ વચ્ચેનું ઐક્ય પણ આ જાતનું થવાનુંજ, કારણ કે તેમનામાં જે જીવન છે તે તેમનું પોતાનું નથી, પણ દેવ અને ખ્રીસ્તનું છે. આ ઐક્ય એ જગતને માટે એક સહુથી મોટો ચમત્કાર છે, અને એ જોઇ તે ખ્રીસ્ત તરફ વળે અને ઉદ્ધાર પામે એ સ્વાભાવિક છે.

[૨૨] જેવા આપણે એક છીએ તેવા તેઓ પણ એક થાય, એ માટે જે મહિમા તેં મને આપ્યો છે તે મેં તેઓને આપ્યો છે; [૨૩] [એટલે] હું તેઓમાં અને તું મારામાં થાય, જેથી તેઓ સંપૂર્ણ થઈને એક થાય, અને જગત જાણે કે તેં મને મોકલ્યો છે, અને જેમ તેં મારા પર પ્રેમ રાખ્યો છે, તેમ તેઓના પર પણ પ્રેમ રાખ્યો છે.

જેને માટે ઇસુ ઉપરની પ્રાર્થના કરે છે તેને માટે તેણે પ્રયત્ન પણ કરેલ છે. આ પ્રયત્નને તે મહિમા આપવાનું કાર્ય કહે છે. કેટલાક ટીકાકાર કહે છે કે આ મહિમા ઇસુના સ્વર્ગારોહણ પછીનો છે અને તે પોતે પામી ચુક્યો છે એમ માનીનેજ ઇસુ અહીં તેની વાત કરે છે, એ સંભવિત છે. પણ તેમાં ઇસુને પૃથ્વી ઉપર જે કાર્ય કરવાનું સોંપવામાં આવ્યું હતું તેનો પણ સમાવેશ થતો હોય તો તે અસંભવિત નથી. ઇસુને દેવની ઇચ્છા જાણવાનું અને તે પાળવાનું કાર્ય કરવાનું સોંપવામાં આવેલું હતું. આ પણ તેનો મહિમાજ હતો (જુઓ ૧૩; ૩૧) અને તેણે તેના શિષ્યોને તેમ કરવાને શક્તિમાન કર્યા હતા. બીજા શબ્દોમાં કહીએ તો

મનુષ્ય તરીકે દેવની સાથે એકતા પામવાનું કાર્ય એ ઇસુનો મહિમા હતો અને એ કાર્ય તે તેના શિષ્યોને સોંપી ગયો હતો અને એ તેમને તેનો મહિમા આપવા બરાબર હતું.

**હું તેઓમાં.** જેટલે અંશે ખ્રીસ્તના શિષ્યો ખરૂં શિષ્યત્વ પામે છે તેટલે અંશે ઇસુ ખ્રીસ્ત તેમનામાં છે.

વિશ્વાસ કરનારાઓના ઐક્યનો આધાર ખ્રીસ્ત તેઓનામાં છે, એજ છે; અને બાપ ખ્રીસ્તમાં છે, તેથી તેઓનું ઐક્ય દૈવી વ્યક્તિઓના ઐક્ય જેવું છે, અને તે તે દૈવી વ્યક્તિઓની સાથે છે.

**તું મારામાં.** ઇસુ ખ્રીસ્ત તેમનામાં છે અને ઇસુ ખ્રીસ્તમાં બાપ છે આથી બાપ પણ તેમનામાં છે. જ્યારે શિષ્યો આ સ્થિતિએ પહોંચે છે ત્યારે તેઓ પરસ્પર પૂર્ણ ઐક્ય પામે છે અને તેમાંજ તેમના પોતાના જીવનની પૂર્ણતા છે.

**સંપૂર્ણ થઇને એક થાય.** પ્રભુએ જે એકજ વખતમાં પૂર્ણ કરેલું છે, તે માણસે ધીરેધીરે પૂર્ણ કરતા જવાનું છે. તેથી ખરી એકતા દરેક માણસે પામવાની છે, અને જેમ દરેક માણસ પોતાનું કાર્ય કરતો જાય છે, તેમ તેમ તે સંપૂર્ણતા મેળવતો જાય છે.

**જગત જાણે.....તેઓના પર પણ પ્રેમ રાખ્યો છે.** શિષ્યોમાં જગત જે જુએ છે તે પ્રેમના ચમત્કાર છે. આ ચમત્કારનું મૂળ ઇસુના જીવનમાં છે અને એ જીવનનું મૂળ દેવના જગત પરના પ્રેમમાં છે. દેવ જગત ઉપર પ્રેમ કરે છે અને તે માટેજ તેણે પોતાના એકાકીજનિત પુત્રને જગતમાં પોતાનો પ્રાણ આપવા મોકલ્યો હતો. પણ આ વાતની ખાતરી જગતને એકદમ થઇ નહોતી. એ તો ધીમે ધીમેજ થાય તેમ હતું અને તેમાં ઇસુના આત્મભોગની અને તેના અનેક શિષ્યોના આત્મભોગની પૂરી જરૂર હતી અને આજે પણ છે. તેમના સર્વના આત્મભોગમાંજ દેવની તેમના પરની તેમ જગત પરની પ્રીતિ અને તેમની દેવ પરની તેમ જગત પરની પ્રીતિનું દર્શન થાય છે અને એથી જગતનું હૃદય પીગળે છે.

[24] હે બાપ, હું એમ ચાહું છું કે, જ્યાં હું છું ત્યાં જેઓને તેં મને આપ્યાં છે તેઓ પણ મારી પાસે રહે, કે મારો જે મહિમા તેં મને આપ્યો છે તે તેઓ જુએ; કેમકે જગતનો પાયો નાખ્યા અગાઉ તેં મારા પર પ્રેમ રાખ્યો હતો.

આ બધી વાતચિતની શરૂઆતમાંજ ઇસુએ પોતાના શિષ્યોને કહ્યું હતું કે હું તમારે માટે સ્વર્ગમાં જગા તૈયાર કરવાને જાઉં છું (૧૪; ૨, ૩). આ અધ્યાયમાંની પ્રાર્થનામાં અત્યાર સુધી તે પોતાના શિષ્યોને જગતમાં શું શું કરવાનું છે તે જણાવે છે અને હવે તે તેમની પૂર્ણતા જે તેમને માત્ર સ્વર્ગમાંજ

મળી શકે છે તેની વાત કરે છે. તેમની આ પૂર્ણતા, ઇસુનો પૂર્ણ મહિમા જે અનાદિકાળથી હતો અને જે તેના સ્વર્ગારોહણ પછી તે પાછો પ્રાપ્ત કરવાનો હતો તે જોવામાં હતી. આ મહિમા જોવાથી તેમને દેવના અપાર પ્રેમની તેમ તે પ્રેમસ્વરૂપ છે તે વાતની પૂર્ણ ખાતરી થવાની હતી અને સાથે સાથે દેવના પુત્રે જગતના ઉદ્ધાર માટે કેટલો મોટો ભોગ આપ્યો હતો એ વાતની પણ ખાતરી થવાની હતી.

**હું એમ ચાહું છું.** અહીં તે માત્ર પ્રાર્થના કરતો નથી, પણ પોતાની ઇચ્છા દર્શાવે છે (જુઓ ૨૧; ૨૨, ૨૩. માત્થી ૮: ૩: ૨૩; ૩૭: ૨૬; ૩૯. લુક ૧૨; ૪૯).

**જેઓને તેં મને આપ્યાં છે.** મૂળ શબ્દોનો અર્થ "જે સર્વ તેં મને આપ્યું છે" એવો કંઇક થાય છે. એથી બધા શિષ્યો તેમના ઐક્યમાં લેવામાં આવ્યા છે.

ખ્રીસ્તની પોતાના લોકોને માટે જે ઇચ્છા છે તેમાં બે વાતો સમાએલી છે; પહેલી એ કે જ્યાં તે છે ત્યાં તેઓ પણ રહે (૧૨; ૨૬; ૧૪; ૩), અને એમ જ્યાં તેમનાથી હમણાં જઇ શકાય એમ નથી તે પ્રદર્શનને છેવટે પામે (૧૩; ૩૬ સરખાવો ૭; ૩૪). બીજી વાત પહેલીના પર આધાર રાખે છે, અને તે એ છે કે, તેઓ તેનો મહિમા જુએ. આ બે વાતોમાં જે ખાસ અર્થ રહેલો છે તેવો એના જેવી બીજી અત્યાર સુધી વર્ણવેલી બીજી બક્ષીસોમાં સમાએલો નથી. ખ્રીસ્તની મહિમાવાન સ્થિતિમાં તેની સાથે અંગત સંબંધ રાખવો તે મંડળીની સાથેના તેના સંબંધથી જે ઐક્ય થાય છે તેના કરતાં વિશેષ છે, અને આપણી હાલની પૃથ્વી પરની શક્તિઓના પ્રમાણમાં તેનો જે મહિમા આપણે ભોગવીએ છીએ, તેના કરતાં હાલ જેઓ સ્વર્ગમાં તેના સંપૂર્ણ મહિમાનું દર્શન કરે છે તે વધારે ચઢીઆતી સ્થિતિ છે.

**મારો જે મહિમા......તેઓ જુએ** (જુઓ ૨ કોરીં. ૩; ૧૮. ૨ તીમોથી ૨; ૧૨. ૧ યોહાન ૩; ૨). જે મહિમાની અહીં વાત કરવામાં આવી છે તે માત્ર શબ્દનો મહિમા જે અનાદિકાળથી હતો તે નથી, પણ તેની સાથે પૂર્ણ મનુષ્યત્વનો મહિમા પણ છે એમ કેટલાક ટીકાકારોનું કહેવું છે. શબ્દના મહિમાના સંબંધમાં તે દેવે "આપ્યો છે" એવું નવા કરારમાં ક્યાંય પણ કહેવામાં આવ્યું નથી, તેથી ટીકાકારોનું આમ ધારવું છે.

**જગતનો પાયો નાખ્યા અગાઉ.** (સરખાવો એફેસી. ૧; ૪. ૧ પીતર ૧; ૨૦). બીજી સુવાર્તાઓમાં ઇસુના પોતાના મોઢામાંથી આ શબ્દો બે વખત નીકળેલા જોવામાં આવે છે (લુક ૧૧; ૫૦. માત્થી ૨૫; ૩૪). આ શબ્દોમાં ખ્રીસ્તના પૂર્વ અસ્તિત્વની વાત રહેલી હોય એવું સમજાય છે.

[૨૫] હે ન્યાયી બાપ, જગતે તો તને ઓળખ્યો નથી; પણ મેં તને ઓળખ્યો છે; અને તેં મને મોકલ્યો છે, એમ તેઓએ જાણ્યું છે; [૨૬] અને મેં તેઓને તારૂં નામ જણાવ્યું છે, અને જણાવીશ; જેથી જે પ્રેમથી તેં મારા પર પ્રેમ રાખ્યો છે, તે તેઓમાં રહે, અને હું તેઓમાં રહું.

આ બે પદમાં ઇસુ આ આખી પ્રાર્થનાનો સારાંશ આપે છે. વળી તે પોતાના બાપને "ન્યાયી" કહીને એ પણ જણાવે છે કે તે પોતાના શિષ્યોને માટે જે કંઇ વિનંતી કરે છે તેમાં તેનો તેમના માટેનો કશો પક્ષપાત નથી અને તે દેવના ન્યાય પ્રમાણેજ છે. જગતના લોકો કરતાં શિષ્યોની વિશેષતા એ હતી કે તેમણે ઇસુ પર વિશ્વાસ કર્યો હતો અને તેથી તેમને દેવ વિષે જેટલું જ્ઞાન થઇ શકે તેટલું થયું હતું. આ કારણથી તેઓ દેવનો પ્રેમ અથવા તેનું જીવન જે ખ્રીસ્ત પોતે છે તે પામવાને યોગ્ય થયા હતા.

**જગતે......પણ મેં......ઓળખ્યો છે.** આ વચનથી જગત અને ઇસુ વચ્ચેનો ભેદ પૂરી રીતે બતાવવામાં આવ્યો છે. ઇસુ કહે છે કે એ વાત તો સિદ્ધ છે કે જગતે તેને બિલકુલ જાણ્યો નથી, અને એ પણ સિદ્ધ છે કે મેં તને પૂરી રીતે જાણ્યો છે. આવી રીતે જે આ બે પક્ષ પડ્યા છે તેમાં શિષ્યોનું શું સ્થાન છે તે નીચે બતાવવામાં આવ્યું છે. તેમની વિશેષતા એ છે કે તેમણે ઇસુ પર વિશ્વાસ રાખ્યો છે અને એ વિશ્વાસને લીધે તેમને દેવનું જ્ઞાન પ્રાપ્ત થયું છે.

**મેં તેઓને તારૂં નામ જણાવ્યું છે.** ઇસુએ પોતાના શિષ્યોને દેવનું પિતૃત્વ જણાવ્યું હતું. આનેજ તે "નામ" કહે છે એવું આગળ કહેવામાં આવ્યું છે (જુઓ પદ ૧૨).

**અને જણાવીશ.** ઇસુનું આ કાર્ય પવિત્ર આત્મા અને તેના શિષ્યો-દ્વારા ચાલુજ છે (૧૫; ૨૬, ૨૭).

**જેથી.........હું તેઓમાં રહું.** આ બધાનું પરિણામ એ થવાનું છે કે શિષ્યો દેવનો પૂર્ણ પ્રેમ અનુભવે અને તેની સાથે ઇસુ ખ્રીસ્ત તેમજ દેવની સાથે પૂર્ણ એકતા અનુભવે.

આ પ્રાર્થનાના આખરના શબ્દો ધ્યાનમાં લેવા જેવા છે. ઇસુ ખ્રીસ્તની સાથે તેના શિષ્યોની પૂર્ણ એકતા થાય અને તે તેમનામાં સદા રહે એજ આ પ્રાર્થનાનો તેમ ઇસુના જીવનનો તેમજ તેના મૃત્યુનો સાર છે.

# અધ્યાય ૧૮.

અહીંથી આપણે આ સુવાર્તાના બીજા મુખ્ય ભાગના બીજા વિભાગમાં પ્રવેશ કરીએ છીએ. ૧૩થી ૧૭ અધ્યાયમાં આ સુવાર્તિક આપણને ઇસુ ખ્રીસ્તની પ્રીતિનું આખરનું કાર્ય બતાવે છે. તેને કોઇ કોઇ ટીકાકાર તેનું આંતરિક મહિમાવાન થવાનું કાર્ય કહે છે. આ વિભાગમાં એટલે ૧૮થી ૨૦ અધ્યાયમાં તેનો મૃત્યુ ઉપરનો વિજય બતાવવામાં આવ્યો છે. આને કેટલાક ટીકાકારો તેનું બાહ્ય મહિમાવાન થવાનું કાર્ય કહે છે. આ વિભાગના ચાર ઉપવિભાગ કરવા આવે છે :

૧. ઇસુને પરસ્વાધીન કરવાનું કાર્ય (૧૮; ૧-૧૧).

૨. ઇસુની બેવડી તપાસ (૧૮; ૧૨-૧૯; ૧૬).

૩. ઇસુનો દેહત્યાગ અને તેનું દફન (૧૯; ૧૭-૪૨).

૪. ઇસુનું ઉત્થાન અથવા નવું જીવન (૨૦).

આમાંના છેલ્લા ત્રણ ઉપવિભાગોના પણ જુદા જુદા ભાગ પાડવામાં આવે છે, જે આગળ જણાવવામાં આવશે.

આ વિભાગ (૧૮-૨૦) વિષે કેટલીક હકીકત જાણવા જેવી છે અને તે આ પ્રમાણે છે :—

૧. ઇસુના જીવનના આખર કાળના જે બનાવોનું વર્ણન આ સુવાર્તામાં અને બીજી સુવાર્તાઓમાં આપવામાં આવ્યું છે તે વચ્ચેનો ભેદ એ છે કે આ સુવાર્તાના મૂળ ઉદ્દેશ પ્રમાણે તેમાં એ બનાવોનું અને ખાસ કરીને ઇસુનાં દુ:ખભોગ અને ઉત્થાનનું રહસ્ય બતાવવામાં આવ્યું છે. વળી અહીં આપેલું વર્ણન બીજી સુવાર્તાઓનાં વર્ણનની અપૂર્ણતા દૂર કરવા માટેજ નથી, પણ આ સુવાર્તિકના દૃષ્ટિબિંદુથી સ્વતંત્ર રીતે લખાયું છે. આ કારણથી એમાં ત્રણ વાત ઉપર ખાસ ધ્યાન ખેંચવામાં આવ્યું છે અને તે આ છે :—

૧. ખ્રીસ્તનું દુ:ખ સ્વેચ્છાધીન છે (જુઓ ૧૮; ૪, ૮, ૧૧, ૩૬ : ૧૯; ૨૮, ૩૦).

૨. ખ્રીસ્તના દુ:ખભોગમાં દેવની યોજના રહી છે (જુઓ ૧૮; ૪, ૯, ૧૧ : ૧૯; ૧૧, ૨૪, ૨૮).

૩. ખ્રીસ્તના દુ:ખમાં તેનો દિવ્ય પ્રતાપ પ્રકાશે છે (જુઓ ૧૮; ૬, ૨૦ ઇત્ય., ૩૭ : ૧૯; ૧૧, ૨૬ ઇત્ય., ૩૬ ઇત્ય.).

આ રીતે આ વર્ણન આગળ કહેવાએલા કેટલાક શબ્દો ઉપર ટીકારૂપ છે :

(૧) ૧૦; ૧૭, ૧૮. (૨) ૧૩; ૧. (૩) ૧૩; ૩૧.

૨. કેટલેક ઠેકાણે યોહાને આપેલા વર્ણનનો અર્થ બીજી સુવાર્તાઓમાં આપેલા વર્ણનથી વધારે સ્પષ્ટ થાય છે. આ ઉપરથી એ પણ સિદ્ધ થાય છે કે આ સુવાર્તામાં બીજી સુવાર્તાઓમાંની કેટલીક વાત માની લઇને આગળ વાત કરવામાં આવી છે (જુઓ ૧૮; ૧૧, ૩૩, ૪૦ : ૧૯; ૪૧).

૩. કેટલીક વાતો આ સુવાર્તિક પડતી મૂકે છે. આમાંની કોઇ કોઇ બીજી ત્રણેય સુવાર્તાઓમાં જોવામાં આવે છે, જેમકે ગેથસેમાને વાડીમાં થએલું દુ:ખ, યહુદાએ કરેલું ચુંબન, ઇસુની પ્રબોધક તરીકે કરવામાં આવેલી મશ્કરી, પ્રભાતમાં મળેલી સભા, સીમોન પાસે કરાવેલી વેઠ, જોનારાઓએ અને લુટારાએ કાઢેલો દોષ, અંધકાર અને જમાદારનો એકરાર. જે બે સુવાર્તામાં (માત્થી અને માર્ક) જોવામાં આવે છે તે આ છે:—ઇસુનો બધા શિષ્યોએ કરેલો ત્યાગ, સાન્હેદ્રિમ સભા આગળ તપાસ, ખોટી સાક્ષી, શપથ, ઇસુએ કરેલો એકરાર, શિક્ષાના ફરમાન પછી કરવામાં આવેલી મશ્કરી, ૨૨મા ગીતમાંનો પોકાર અને પડદાનું ફાટવું.

જે માત્ર એક સુવાર્તામાંજ જોવામાં આવે છે તે આ છે: (માત્થી) સ્વર્ગનાં સૈન્યો ઉપર હકુમત, પીલાતની સ્ત્રીનો સંદેશો, પીલાતનું હાથ ધોવાનું કાર્ય, યહુદીઓએ કરેલો પોતાનો તિરસ્કાર અને ધરતીકંપ. (માર્ક) એક યુવકનું ભાગી જવું અને ખ્રીસ્તના મૃત્યુના સંબંધમાં પિલાતનો પ્રશ્ન. (લુક) હેરોદ આગળ તપાસ, સ્ત્રીઓનો વિલાપ, વધસ્તંભ ઉપર બોલેલી ત્રણ વાણીઓ (૨૩; ૩૪, ૪૩, ૪૬) અને લુટારામાંના એકનો પશ્ચાત્તાપ.

જે વિગત માત્ર આ સુવાર્તામાંજ જોવામાં આવે છે તે આ છે: ઇસુને પકડતી વખતે તેના અલૌકિક બળના શબ્દો, આન્નાસ આગળ તપાસ, યહુદીઓનો પીલાત સાથેનો મેળાપ અને પીલાતે કરેલી ઇસુની ખાનગી તપાસ, પહેલી મશ્કરી અને "જુઓ, આ માણસ!", વધસ્તંભ પરના લેખના સંબંધમાં પીલાતની હઠ, છેલ્લી ભલામણ (૧૯; ૨૫–૨૭), તરસ, ઇસુની કુખ વિંધવી, અને નીકોદેમસની સેવા.

૫. બીજી સુવાર્તાઓમાં આપેલી હકીકતમાં જે કેટલેક ઠેકાણે યોહાન પૂરવણી કરે છે તે આ છે:—૧૮; ૧, ૨, ૧૦, ૧૧, ૧૨, ૧૫, ૧૬, ૨૬, ૨૮: ૧૯; ૧૪, ૧૭, ૧૯, ૨૩, ૪૧. જુઓ ટીકા.

૬. બીજી સુવાર્તાઓમાં તેમ આ સુવાર્તામાં આપેલાં વર્ણનોમાં કેટલોક તફાવત છે, છતાં જે કેટલીક બાબતોમાં સરખાપણું છે તે આ છે:—

૧) ફરોશીઓ કરતાં પ્રમુખયાજકો (સાદુકીઓ) ઇસુને વધસ્તંભ ઉપર ચઢાવવામાં વધારે ભાગ લે છે.

૨) ઇસુ ઉપર મૂકવામાં આવેલાં તોહોમતોમાં એકજ ક્રમ જોવામાં આવે છે: રાજકીય તોહોમત, ધાર્મિક તોહોમત અને અંગત વગ.

૩) ઇસુ પોતા ઉપર મૂકવામાં આવેલાં તોહોમતોના સંબંધમાં મૌન્ય ધરે છે અને માત્ર એકજ વખતે તે તે મૌન્યનો ભંગ કરતો દેખાય છે (માત્થી ૨૬ ; ૬૪).

૪) મશ્કરીનું રૂપ.

૫) પીલાતના ગુણદોષ.

૭. ચારે સુવાર્તાંમાં આપેલી જે બધી હકીકત છે તે ક્યારે ક્યારે બની તેનું કંઇક અનુમાન આ પ્રમાણે છે:—

| સુમારે | |
|---|---|
| રાતના એક વાગતાં: | વાડીમાંનું દુઃખ. |
| ,, | પરસ્વાધીન થવું. |
| ,, | પ્રમુખયાજકને ઘેર ઇસુને લઇ જવામાં આવે છે. |
| રાતના બે વાગતાં | કાયાફાસની હાજરીમાં આન્નાસે કરેલી પ્રથમ તપાસ. |
| રાતના ત્રણ વાગતાં | કાયાફાસ અને સાન્હેડ્રિમની અનિયમિત બેઠક આગળ કરવામાં આવેલી તપાસ. |
| સવારના પાંચ વાગતાં | સાન્હેડ્રિમ સભાએ પોતાના સભાસ્થાનમાં કરેલો ચૂકાદો. પીલાત આગળ પહેલી તપાસ. |
| સાડા પાંચ | હેરોદ આગળ તપાસ. |
| ,, | દરબારમાં કોરડાનો માર અને પહેલી વખત કરેલી મશ્કરી. |
| સાડા છ | પીલાતે કરેલો ચૂકાદો. |
| સાત | સિપાઇઓએ કરેલી બીજી વખતની મશ્કરી. |
| નવ | વધસ્તંભ ઉપર ચઢવું, અને બોળ ભેળેલો દ્રાક્ષરસ પીવાની ના પાડી. |
| બાર | છેલ્લી ભલામણ. |
| બારથી ત્રણ | અંધકાર. |
| ત્રણ | મૃત્યુ. |

૧–૧૧. ઇસુનું પરસ્વાધીન થવું.

[1] એ વાતો કહીને ઇસુ પોતાના શિષ્યો સહિત કિદ્રોન નાળાને પેલે પાર ગયો, ત્યાં એક વાડી હતી, જેમાં પોતે તથા તેના શિષ્યો ગયા.

૧૭મા અધ્યાયની પ્રાર્થના કરી રહ્યા પછી ઇસુ પોતાના શિષ્યો સહિત શહેરના બહાર જાય છે.

**કિદ્રોન નાળાને પેલે પાર.** આ વિગત આ સુવાર્તામાંજ આપવામાં આવી છે. બીજી સુવાર્તાઓમાં તે "જૈતુનના પહાડ પર ગયો" એમ કહેવામાં આવ્યું છે. આ નાળાનું નામ જુના કરારમાં ઘણે ઠેકાણે જોવામાં આવે છે (જુઓ ૨ શમૂએલ ૧૫; ૨૩. ૧ રાજા. ૨; ૩૭: ૧૫; ૧૩. ૨ રાજા. ૨૩; ૪ ઇત્ય. ૨ કાળવૃત્તાંત ૨૯; ૧૬. નહે. ૨; ૧૫. વિર્મેયાહ ૩૧; ૪૦).

**એક વાડી.** આ જૈતુનના પર્વત પર આવેલી હતી (લુક ૨૨; ૩૯). આ વાડી એક ખેતરના ભાગરૂપ હતી અને તે ખેતરનું નામ ગેથસેમાને હતું. આ વાડીને વાડ જેવું કંઇક હશે અને તેથી "જેમાં ગયા" એ શબ્દ વાપરવામાં આવ્યા છે. યહુદાના આવ્યા પહેલાં વાડીમાં તેઓને કેટલોક વખત ગયો હશે (માત્થી ૨૬; ૪૦), અને તે દરમિયાન ઇસુને જે મહા દુઃખ થયું તે વાત બની.

[2] હવે તેને પરસ્વાધીન કરનાર યહુદા પણ તે ઠેકાણું જાણતો હતો; કેમકે ઇસુ પોતાના શિષ્યોની સાથે ઘણી વાર ત્યાં જતો હતો.

ઇસુ પોતે આ સ્થાનમાં છુપાવા નહોતો ગયો એ આ વાતથી સિદ્ધ થાય છે. યહુદા શું કરવાનો હતો અને કદાચિત આ વેળા તે શું કરતો હતો તેની ઇસુને ખબર હતી અને યહુદા આ ઠેકાણું બરાબર જાણતો હતો. આ કારણથી ઇસુની છુપાવાની ઇચ્છા બિલકુલ નહોતી એ દેખીતું છે. જો તેને મૃત્યુનો ભય હોત તો તે યરૂશાલેમમાં આવતજ નહિ, અથવા આવીને પાછો ચાલ્યો ગયો હોત.

**ઘણી વાર** (સરખાવો લુક ૨૨; ૩૯). ઇસુ માત્ર પોતાની આ છેલ્લી યાત્રામાંજ આ વાડીમાં આવ્યો હતો એમ સમજવાનું નથી. આગળ ઉપર પણ તે અહીં આવ્યો હશે એમ લાગે છે. કદાચિત્ આ વાડીનો માલિક તેનો શિષ્ય પણ હોય (માત્થી ૨૬; ૧૮). ઇસુ જ્યારે યરૂશાલેમમાં આવતો ત્યારે તે અહીં પોતાની રાત્રી ગાળતો હોય એ સંભવિત છે, અને તેથી યહુદા પાધરો ત્યાંજ આવ્યો હતો. તે ધારતો હશે કે ઇસુ અને તેના શિષ્યો વાડીમાં ઉંઘી ગયા હશે, પણ ઇસુની તો ઘણીખરી રાત્રીઓ પ્રાર્થનામાં જતી (લુક ૬; ૧૨: ૯: ૨૮ સરખાવો લુક ૫; ૧૬); અને આ વખતે પણ એમજ હતું.

[3] ત્યારે યહુદા પોતાની સાથે સૈનિકોની ટુકડી લઇને અને મુખ્ય યાજકો તથા ફરોશીઓની પાસેથી સિપાઇઓને લઇને ફાનસો તથા મશાલો તથા હથિયારો સહિત ત્યાં આવે છે.

ઇસુને પકડવા માટે આવેલી આ ટોળીમાં સિપાઇઓની એક ટુકડી હતી. આ રૂમી સિપાઇઓ હતા. જ્યારે યરૂશાલેમમાં કોઇ મોટો મેળો ભરાતો ત્યારે ત્યાં સુલેહશાંતિ રાખવા માટે રૂમી સરકાર સિપાઇઓની કેટલીક ટુકડીઓ રાખતી હતી. આમાંની આ એક હતી. ઇસુને પકડવાના સંબંધમાં યહુદીઓના આગે-

વાનોને હમેશાં બીક રહેતી હતી કે તેને પકડતાં લોકોમાં ધાંધળ થવાનુંજ. આ કારણથીજ તેમણે આ ટુકડી સાથે લીધેલી હતી. વળી એ ટોળીમાં ભાલદારો પણ હતા. આ લોકો યહુદીઓમાંનાજ હતા અને તે સાન્હેદ્રિમ સભાના નોકર હતા. તેમનું કામ મંદિરમાં બંદોબસ્ત રાખવાનું હતું. બીજી સુવાર્તાઓમાં પકડવા આવેલી ટોળીમાં સિપાઇઓ હતા એમ કહેવામાં આવ્યું નથી, પણ તે નહોતા એમ પણ તેમાં આપેલી હકીકત ઉપરથી જણાતું નથી (જુઓ માત્થી ૨૬; ૪૭. માર્ક ૧૪; ૪૩. લુક ૨૨; ૪૭). વળી આ ટોળી ફાનસ, મશાલો વગેરે લઇને આવી હતી તે એટલા માટે હતું કે ઇસુ કદાચિત્ છુપાઇ રહ્યો હોય તો તે તેને શોધવાને કામ લાગે. આ રાત પૂર્ણિમાની હતી, છતાં તેઓ ફાનસ વગેરે લાવ્યા હતા તે એટલા માટેજ હતું.

[૪] ઇસુ તો પોતાના પર જે વિતવાનું હતું તે સઘળું જાણતો હતો, તે માટે તેણે બહાર જઇને તેઓને પૂછ્યું કે, તમે કોને શોધો છો ?

એ લોકો ઇસુને શોધી કાઢે ત્યાર પહેલાં તે તેમની પાસે જાય છે. ઇસુનો "સમય" આવ્યો હતો અને તેથી હવે આગળની માફક જોખમથી દૂર નહિ જતાં (૮; ૫૯: ૧૨; ૩૬: ૫; ૧૩: ૬; ૧૫) તે તેની સામો જાય છે. ઇસુએ માણસોનો અવાજ સાંભળ્યો અને તે તેમના આવવાની વાટ જોઇ રહ્યો હતો, તેથી તે વાડીની બહાર નીકળ્યો અને તેમની આગળ પોતે જાતે છતો થયો. ઇસુ પોતે એકલો બહાર જાય છે તેમાં તેનો તેના શિષ્યોને બચાવવાનો હેતુ હતો (જુઓ પદ ૮). યહુદાએ તેને ક્યારે ચુંબન કર્યું તે નક્કી કહી શકાતું નથી, કોઇ એ ચુંબનને આ સ્થળે મૂકે છે અને કોઇ ૮ મા પદ પછી મૂકે છે.

[૫] તેઓએ તેને ઉત્તર આપ્યો કે, ઇસુ નાઝારીને. ઇસુ તેઓને કહે છે કે, હું તે છું. તેને પરસ્વાધીન કરનાર યહુદા પણ તેઓની સાથે ઉભો રહ્યો હતો.

જે લોકો પકડવા આવેલા હતા તેમની પાસે ઇસુ પોતે આવી રીતે આવશે એવું તેમણે સ્વપ્ને પણ ધાર્યું નહિ હોય. અહીં યહુદા ઇસુનો અવાજ કેમ ઓળખી શક્યો નહિ હોય એ એક વિચાર કરવા જેવો પ્રશ્ન છે. સ્વાભાવિક રીતેજ તેના મનનું પાપ તેને ડંખતું હતું અને તેથી તે ભાન ખોઇ બેઠો હોય એમાં નવાઇ પામવા જેવું નથી.

**ઇસુ નાઝારીને.** "નાઝારેથના ઇસુ" કરતાં આ શબ્દ વધારે ગ્રામ્ય છે અને તેમાં અહીં તુચ્છકારનો અંશ પણ છે. આ ભાવમાં તે બીજે કેટલેક સ્થળે પણ વપરાયો છે (જુઓ ૧૯; ૧૯. માત્થી ૨૬; ૭૧. માર્ક ૧૪; ૬૭). શરૂઆતમાં

શિષ્યોએ પણ ઇસુને માટે આ નામનો ઉપયોગ કર્યો હતો પણ ત્યારે તેમાં તુચ્છકારનો કશો પણ અંશ ન હતો (જુઓ માર્ક ૧૦ ; ૪૭: ૧૬ ; ૬. લુક ૧૮ ; ૩૭: ૨૪; ૧૯). ઇસુના ઉત્થાન પછી આજ નામ તેના શિષ્યોએ વાપરવા માંડયું હતું અને તેમ કરી તેમાં રહેલા તુચ્છકારના ડંખને મહિમાના રૂપમાં ફેરવી નાખ્યો હતો (જુઓ પ્રેરિતોનાં કૃત્યો ૨ ; ૨૨ : ૩ ; ૬ : ૪; ૧૦ : ૬ ; ૧૪). "હું તે છું" મૂળમાં આમાંનો "તે" શબ્દ નથી. આ શબ્દો ઇસુ આગળ ઘણી વાર બોલ્યો હતો અને તેમાં તેના દિવ્યત્વનું પ્રકટીકરણ હતું (જુઓ ૪ ; ૨૬ : ૬ ; ૨૦ : ૮ ; ૨૪, ૨૮, ૫૮ : ૧૩ ; ૧૯ ). આ સ્થળે એનો અર્થ માત્ર પોતાને જાહેર કરવા પૂરતોજ હતો, જો કે યહુદાને તેથી ઇસુના દિવ્ય સ્વરૂપનું પુન: સ્મરણ થયુંજ હોવું જોઇએ.

**યહુદા.........હતો.** આ વાક્યદ્વારા યહુદાની ધૃષ્ટતા પૂરેપૂરી દેખાઇ આવે છે. આટલી બોલાચાલી થવાથી શિષ્યો ત્યાં આવીજ પહોંચ્યા હોવા જોઇએ અને તેમની નજરે સ્વાભાવિક રીતે યહુદા ચઢેલો હોવો જોઇએ. એ વખતે તેમને જે નવાઇ લાગી હશે તે પણ અહીં જોવામાં આવે છે.

[૬] જ્યારે તેણે તેઓને કહ્યું કે, હું તે છું, ત્યારે તેઓ પાછા હઠયા, અને ભોંય પર પડી ગયા.

ઇસુનું વચન સાંભળી તેને પકડવા આવેલા લોકો ભોંય પર પડે છે તેને માટે ટીકાકારોએ જુદાં જુદાં કારણો આપ્યાં છે. કોઈ કહે છે કે ઇસુ તદ્દન નિર્દોષ હતો અને તેથી આ લોકોને પોતાના અન્યાયના કાર્યથી ભય ઉત્પન્ન થયો અને તેઓ પાછા હઠીને પડ્યા. બીજા કહે છે કે તેમાં ઇસુનો અલૌકિક પ્રભાવ હતો. ગમે તે કારણ હોય પણ આ સુવાર્તિક એટલું તો ચોક્કસ કહેવા માગે છે કે ઇસુ આ વખતે પકડાયો તે પોતાની સ્વેચ્છાથીજ હતું ( માત્થી ૨૬ ; ૫૩ ). તેના સાદા વચનમાં પણ એવી શક્તિ હતી કે તેના શત્રુઓ પાછા પડે ( સરખાવો ૭ ; ૪૬ ).

[૭] ત્યારે તેણે ફરીથી તેઓને પૂછયું કે, તમે કોને શોધો છો ? તેઓએ કહ્યું કે, ઇસુ નાઝારીને. [૮] ઇસુએ ઉત્તર આપ્યો કે, મેં તમને કહ્યું કે, હું તે છું ; માટે જો તમે મને શોધતા હો તો આ માણસોને જવા દો ;

પોતાને પકડવા આવેલ માણસોની માનસિક તેમજ શારીરિક સ્થિતિ આ પ્રકારની જોઇ ઇસુ પોતેજ તેમને જાગૃત કરે છે અને તેમને તેમના કર્ત્તવ્યનું પુનઃસ્મરણ કરાવે છે ; પણ તેનો આ પ્રયત્ન પણ બહુ સફળ નીવડતો નથી, કારણ કે આ માણસો એવા તો બેબાકળા થઈ ગયા છે કે તેઓ પોતાના આગળના શબ્દોજ માત્ર ફરીથી બોલે છે. આ ઉપરથી ઇસુ તેમને ફરીથી તેમના કર્ત્તવ્યનું ભાન

કરાવે છે. તે કહે છે કે તમે મને પકડવા આવ્યા છો એ હું જાણું છું અને પકડાવા ખુશી છું; માત્ર હું એટલું માગું છું કે તમે મારા આ સાથીઓને કનડશો નહિ. જો કે ઇસુના શિષ્યો ઇસુની ખાતર પાછળથી જેટલું સહન કરાય તેટલું સહેવાને તૈયાર થયા, અને સહન કર્યું પણ ખરૂં, પણ હાલને માટે તો એ જરૂરનું હતું કે ઇસુ પહેલો જાતે બધું વેઠી લે. તેનું મરણ તો બીજા શાહેદોના મરણથી તદન નિરાળું હતું. જો ઇસુ ખ્રીસ્ત પોતે પહેલો આવી રીતે મરણ પામ્યો ન હોત તો તેઓ ઇસુને લીધે મરવાને શક્તિમાન થાત નહિ. (સરખાવો યશા. ૬૩; ૩).

[૯] જેથી જેઓને તેં મને આપ્યાં છે તેઓમાંથી એકને પણ મેં ખોયું નથી, એ વચન તે બોલ્યો હતો તે પૂર્ણ થાય.

ઇસુએ ૧૭; ૧૨માં જે પ્રાર્થના કરી છે તે ક્ષેત્ર બહુ વિશાળ તેમ આધ્યાત્મિક રાજ્યમાં છે, તો પણ તે આ સ્થળે પણ અમુક અંશે લાગુ પડે છે. આ વખતે પોતાને થનાર દુઃખમાં પોતાના શિષ્યોને ભાગ લેતા કરવા એ તેમને એક મોટા પ્રલોભનમાં મૂકવા જેવું હતું, અને જો તેમ થયું હોત તો શિષ્યો પાપમાં નક્કી પડત એ આપણે તેમણે આ વખતે કરેલા ઇસુના ત્યાગ ઉપરથી જાણીએ છીએ. આ કારણથીજ ઇસુએ તેમને આ સ્થિતિમાં મૂકવા ઇચ્છયું નહોતું અને તેથી તેની પ્રાર્થનામાં આ વાતનો પણ સમાવેશ થતો હતો. પાછળના કાળમાં શિષ્યોએ અસહ્ય દુઃખ વેઠયું એ આપણે સહુ જાણીએ છીએ પણ તે વખતે તેમને ઇસુના ઉત્થાનથી વિશ્વાસ ઉપજ્યો હતો, અને પોતાના ઉત્થાનની આશા હતી.

[૧૦] ત્યારે પોતાની પાસે જે તરવાર હતી તે સીમોન પીતરે કાઢી, અને પ્રમુખ યાજકના ચાકરને મારીને તેનો જમણો કાન કાપી નાખ્યો. તે ચાકરનું નામ માલ્ખસ હતું.

આ હકીકત બધી સુવાર્તાઓમાં છે, પણ પીતર અને માલ્ખસનાં નામ તો માત્ર અહીંજ આપવામાં આવ્યાં છે. પીતર પોતાના હમેશના સ્વભાવ પ્રમાણે આ વખતે પણ પોતાની ઉગ્રતા બતાવે છે અને પકડવા આવનાર ટોળી ઇસુને બાંધવા લાગે છે અથવા બાંધવાની તૈયારી કરે છે એટલામાં માલ્ખસનો કાન કાપી નાખે છે. કદાચિત આ માલ્ખસ ઇસુ પ્રત્યે બીજા બધા કરતાં વધારે ઉદ્ધત દેખાયો હશે અને તેથી પીતરથી તેની વર્તણુક નહિ સહન થતાં તે આ પ્રમાણે કરે છે.

**પોતાની પાસે જે તરવાર હતી.** યહુદીઓમાં તહેવારને દિવસે હથિયાર રાખવાની મના હતી. કદાચિત આ તરવાર ગેથસેમાને વાડી જેમાં ઇસુ અને તેના શિષ્યોનો સામાન પડયો રહેતો હોય એ સંભવિત છે, તેમાં હતી.

ઇસુ અને તેના શિષ્યો પાસે તરવાર કેમ હોઇ શકે, એ પ્રશ્ન ઘણાને થાય છે અને તે વિચારવા જેવો પણ છે. ઇસુએ પોતાના પહાડ પરના ભાષણમાં તેમ બીજે સ્થળે પણ પૂર્ણ અહિંસાનો બોધ આપ્યો છે એ આજે સહુ કોઇ સ્વીકારે છે. હવે એ ઇસુનાજ શિષ્ય પાસે તરવાર ક્યાંથી અને તે તરવારનો ઉપયોગ કેમ કરે એ પ્રશ્નો સ્વાભાવિક છે. હવે ઇસુ જ્યારે છેલ્લી વાર યરૂશાલેમમાં આવ્યો ત્યારે તે રાજા તરીકે આવ્યો હતો અને તે વખતે તેના શિષ્યોમાંના કોઈની પાસે માત્ર રાજચિન્હ તરીકે તરવાર હોય તો તેમાં કંઇ નવાઇ પામવા જેવું નથી. આ અરસામાં આ શિષ્યમંડળ પાસે બે તરવાર હતી એ આપણે લુક ૨૨; ૩૭, ૩૮ પરથી જાણીએ છીએ, અને તેમાં જણાવ્યા પ્રમાણેજ શાસ્ત્રલેખ પુરો થવા માટેજ અહીં તેમની પાસે તરવાર હતી. આ તરવારનો ઉપયોગ પીતરે કર્યો પણ તેને ઇસુએ વાર્યો એટલુંજ નહિ પણ તેણે તેને જે કંઇ કહ્યું છે (જુઓ માત્થી ૨૬; ૫૨) તે સિદ્ધ કરી આપે છે કે ઇસુએ પૂર્ણ અહિંસાનો માત્ર બોધ આપ્યો છે એટલુંજ નહિ પણ પોતાના જીવનની આખર સુધી પાળી છે

[11] ઇસુએ પીતરને કહ્યું કે, તરવાર મ્યાનમાં ઘાલ; જે પ્યાલો મારા બાપે મને આપ્યો છે તે શું હું ના પીઉં?

ઇસુએ આ વખતે પીતરને જે બધું કહ્યું હતું તે માત્થી ૨૬; ૫૨ ઇત્ય. માં આપવામાં આવ્યું છે.

**પ્યાલો.** આ શબ્દ ઇસુએ પોતાની ગેથસેમાને વાડીમાંની પ્રાર્થનામાં ઘણીવાર વાપર્યો હતો (જુઓ માત્થી ૨૬; ૩૯ ઇત્ય. માર્ક ૧૪; ૩૬. લુક ૨૨; ૪૨). ઇસુ અહીં "જે.. ...પીઉં" એ વચન બોલે છે અને તેમ કરી કહેવા માગે છે કે મને મારી પ્રાર્થનાનો (માત્થી ૨૬; ૩૯) ઉત્તર મળી ચુક્યો છે. આ પ્યાલાનું રૂપક જુના કરારમાં પણ મળી આવે છે (જુઓ હઝકી. ૨૩; ૩૧ ઇત્ય. ગી. શા. ૭૫; ૮, વગેરે).

૧૮; ૧૨—૧૯; ૧૬. ઇસુની બેવડી તપાસ.

૧. યહુદીઓએ કરેલી તપાસ (૧૮; ૧૨-૨૭).

૨. રૂમી સરકારે કરેલી તપાસ (૧૮; ૨૮-૧૯; ૧૬).

આ બેમાંની પહેલી તપાસ માત્ર યોહાનની સુવાર્તામાંજ જોવામાં આવે છે અને તે ત્યાં હાજર હોય એમ લાગે છે (પદ ૧૫, ૧૯).

[12] ત્યારે [રૂમી] સૈનિકોએ, જમાદારે તથા યહુદીઓના સિપાઇઓએ ઇસુને પકડયો, અને તેને બાંધીને [13] પ્રથમ તેને આન્નાસની પાસે લઈ ગયા; કેમકે તે વરસના પ્રમુખ યાજક કાયાફાસનો તે સસરો હતો.

ઇસુ પોતે પકડાવાને ખુશી છે અને તે પીતરને વારે છે એ જોઇ આ ટોળી તેને પકડીને બાંધે છે. આ કાર્ય હતું તો છેક સામાન્ય પણ તેમાં આ આવેલી ટોળીમાંના બધા લોકો કેમ જાણે તેઓને કોઈ મોટું ભગીરથ કામ કરવું હોય એમ ધારી એકસામટા કામે લાગે છે.

આ આન્નાસ એ વખતના માણસોમાંનો એક બહુ પ્રસિદ્ધ માણસ છે. તે, તેના પાંચ પુત્રો અને તેનો જમાઇ પ્રમુખ યાજક થયા હતા. આ વખતે તેનો જમાઈ મુખ્ય યાજક હતો તોપણ ઇસુને તેની પાસે લઇ જવામાં આવે છે, એ વાત બતાવે છે કે તે મોટે ભાગે યહુદીઓમાં તે કાળે કર્તાહર્તા હોવો જોઇએ. વળી આથી એ પણ સિદ્ધ થાય છે કે ઇસુની તપાસ ધોરણસર ન હતી.

**પ્રથમ.** બીજી સુવાર્તાઓમાં માત્ર કાયાફાસ પાસે થએલી તપાસ વિષેજ કહેવામાં આવ્યું છે અને તેથી ઇસુની તપાસમાં પૂરી હકીકત જાહેર કરવા માટે આ તપાસની સાથે આ શબ્દ વાપરવામાં આવ્યો હોય એમ લાગે છે.

[14] હવે જે કાયાફાસે યહુદીઓને સલાહ આપી હતી કે, લોકોને સારૂ એક માણસે મરવું લાભકારક છે, તે એજ હતો.

આ વચન અહીં એ માટે કહેવામાં આવ્યું લાગે છે કે આ કાયાફાસ અને આન્નાસે ક્યારનોએ ઇસુના સંબંધમાં શું કરવું જોઇએ તેનો નિશ્ચય કર્યો હતો (૧૧; ૫૦-૫૨), અને તેઓ એ નિશ્ચયને અમલમાં લાવવાની માત્ર વાટજ જોતા હતા, તેથી ઇસુની તપાસ તેમની આગળ થાય તો તેનું એકજ પરિણામ આવે તેમ હતું.

[15] પછી સીમોન પીતર તથા બીજો એક શિષ્ય ઈસુની પાછળ પાછળ ગયા. હવે તે શિષ્ય પ્રમુખ યાજકનો ઓળખીતો હતો, તેથી તે ઈસુની સાથે પ્રમુખ યાજકના [ઘરના] ચોકમાં ગયો.

ઇસુને પકડી ગયા ત્યારે બધા શિષ્યો તેને છોડીને ભાગી ગયા એમ આપણને અન્ય સ્થળે કહેવામાં આવ્યું છે (જુઓ માત્થી ૨૬; ૫૬), તો પણ પાછળથી તેમાંના કોઇ કોઇને હિમ્મત આવી અને તેઓ ઇસુની પાછળ ગયા (જુઓ માત્થી ૨૬; ૫૮). આવી રીતે પાછળથી જનારામાં બે જણ મુખ્ય હતા અને તે યોહાન અને પીતર હતા. યોહાન આ વખતે હાજર હતો એ માત્ર આ સુવાર્તામાંજ કહેવામાં આવ્યું છે. એ વાત ખરી છે કે અહીં પણ તે પોતાનું નામ આપતો નથી, પણ નામ ન આપવાની વાતજ ચોખ્ખેચોખ્ખું બતાવી આપે છે કે તે પોતે હતો, કારણ કે પોતાના સંબંધમાં તે આ આખી સુવાર્તામાં તે પ્રમાણે કરે છે (જુઓ ૧; ૪૦: ૧૩; ૨૩-૨૫: ૧૯; ૨૬: ૨૦; ૨-૮: ૨૧; ૨૦-૨૪). આ બીજો શિષ્ય યોહાન હતો એ વાત સર્વમાન્ય નથી, જો કે તે

સિવાય બીજો કોઇ હોવાનો સંભવ ઘણોજ ઓછો છે. આ શિષ્યને પ્રમુખ યાજક સાથે શો સંબંધ હતો એ જાણવું મુશ્કેલ છે. વળી અહીં જણાવેલો પ્રમુખ યાજક કાયાફાસ હતો કે આન્નાસ એ જાણવું પણ મુશ્કેલ છે. એ બેમાંથી કોઇ પણ હોઇ શકે છે, કારણ કે જે માણસો એક વખત પ્રમુખ યાજક થઇ ગયા હતા તે પણ ઘણી વખત પાછળથી એ નામથીજ ઓળખાતા હતા. વળી આન્નાસ પ્રસિદ્ધ માણસ હતો અને પ્રમુખ યાજકપણાનો તેણે ઇજારો લીધો હોય એમ લાગતું હતું અને તેથી અહીં તેના ઘરની વાત કરવામાં આવી હોય એ પણ સંભવિત છે.

[૧૬] પણ પીતર બહાર બારણા આગળ ઉભો રહ્યો. માટે તે બીજો શિષ્ય જે પ્રમુખ યાજકનો ઓળખીતો હતો તે બહાર આવ્યો, અને દરવાજો સાચવનારીને કહીને પીતરને માંહે લઈ ગયો.

આ બધું વર્ણન નજરે જોનારનું હોય એમ લાગે છે. યોહાનની આ ઘર સાથે ઓળખાણ ઘણી સારી હશે અને તેથીજ તે પીતરને આ પ્રમાણે અંદર લઈ જવાની હિમ્મત કરે છે.

[૧૭] ત્યારે તે દરવાજો સાચવનારી દાસી પીતરને પૂછે છે કે, શું તું પણ એ માણસના શિષ્યોમાંનો છે? તે કહે છે કે, હું નથી.

યોહાન ઇસુનો શિષ્ય હતો એ વાત આ દાસી જાણતી હતી અને તેથી તે પીતરને આ પ્રમાણે પ્રશ્ન પૂછે છે. એ દાસીના પ્રશ્નમાં ઈસુ અને તેના શિષ્યો પ્રત્યે એક પ્રકારની તુચ્છકારની લાગણી રહેલી છે અને તે ઉત્તરની આશા નકારમાં રાખતી હોય એમ દેખાય છે. પીતરનું આ પહેલું **પ્રલોભન** હતું અને તે પહેલે ભડાકેજ પડયો અને તે પણ છેક સામાન્ય વ્યક્તિ આગળ. તેના હૃદયમાં ભય પેસી ગયો હતો, તેનું મન ભ્રમિત થયું હતું અને તેથી સત્યાસત્યનો વિચાર રાખી શકયો નહિ. આનું મૂળ કારણ એ હતું કે હજુ સુધી તેને પોતાના સામર્થ્ય પર એક પ્રકારનો વિશ્વાસ હતો અને તે જવાની જરૂર હતી. યોહાન જેમ બને તેમ પ્રભુની પાસે રહ્યો તેથી તેને કંઇ હરકત આવી નહિ; પીતર પ્રભુથી દૂર રહ્યો અને પ્રભુ વિષે બેપરવા રહેનાર માણસોમાં ભળ્યો, તેથી તે પાપમાં પડયો.

[૧૮] હવે ચાકરો તથા સિપાઇઓ કોયલાનો દેવતા સળગાવીને ઉભા રહીને તાપતા હતા; કેમકે ટાઢ પડતી હતી; પીતર પણ તેઓની સાથે ઉભો રહીને તાપતો હતો.

આ સિપાઇઓ રૂમી સિપાઇઓ નહોતા, પણ તેઓ તો મંદિરના ભાલદારો હતા. રૂમી સિપાઇઓ ઇસુને આ સ્થળે લાવ્યા પછી ચાલ્યા ગયા હતા. તેઓ સરકારી માણસો હતા, અને તેથી તેમની ફરજ પૂરી થવાથી તેમને ત્યાં વધારે વાર રહેવાનું કંઈ પ્રયોજન નહોતું.

[૧૯] પ્રમુખ યાજકે ઈસુને તેના શિષ્યો વિષે તથા તેના બોધ વિષે પૂછયું.

અહીં કાયાફાસની વાત કરવામાં આવી છે કે આન્નાસની એ જાણવું મુશ્કેલ છે. કદાચિત કાયાફાસ પણ આ વખતે હાજર હોય એ સંભવિત છે. આ તપાસમાં યહુદીઓના નેતાઓ ઇસુ પાસેથી બને તેટલી વિગત મેળવવા ઈચ્છતા હતા અને તેથી તેમણે તેને તેના શિષ્યો તેમ તેના બોધ વિષે પ્રશ્ન પૂછ્યા. તેઓ તેના પર મૂકવાને માટે કોઇ મોટો આરોપ શોધતા હતા અને એ કારણથી તેના શિષ્યો કેટલા હતા, તેઓ કઇ જાતના તથા કેવા હતા અને તેનો બોધ કેવા પ્રકારનો હતો, એ બધા પ્રશ્ન ઇસુને પૂછવામાં આવે એ સ્વાભાવિક હતું.

[૨૦] ઈસુએ તેને ઉત્તર આપ્યો કે, હું જગતની આગળ પ્રગટ રીતે બોલતો આવ્યો છું; સભાસ્થાનોમાં તથા મંદિરમાં જ્યાં સઘળા યહુદીઓ એકઠા થાય છે, ત્યાં હું નિત્ય બોધ કરતો હતો; અને હું ગુપ્તમાં કંઈ બોલ્યો નથી.

યાજકો વગેરેની ઇચ્છા એ હતી કે ઇસુ ખાનગી રીતે ઉપદેશ આપી શિષ્યો ભેગા કરે છે અને તેમ કરી રાજ્ય વગેરેની ઉથલપાથલ કરવાનો ઇરાદો રાખે છે એવો તેના ઉપર આરોપ મૂકવો. ઇસુ તેમના મનની વાત જાણી જાય છે અને એ પ્રમાણે પોતાનો ઉત્તર આપે છે. તે કહે છે કે મેં કંઈ છાનું રાખ્યુંજ નથી. ઇસુના આ ઉત્તરમાં તેનો અને તેના શત્રુઓ જે બધું ગુપ્ત રીતે કરતા હતા તેમની વચ્ચેનો ગર્ભિત મુકાબલો પણ રહ્યો છે.

**જગતની આગળ.** જુઓ ૮ ; ૨૬.

**પ્રગટ રીતે.** જુઓ ૭ ; ૪, ૧૩, ૨૬.

**સભાસ્થાનોમાં.** જુઓ ૬ ; ૫૯.

[૨૧] તું મને કેમ પૂછે છે? તેઓને મેં શું કહ્યું તે મારા સાંભળનારાઓને પૂછ; મેં જે વાતો કહી તે તેઓ જાણે છે.

ઇસુ કહે છે કે મારે જે કંઇ કહેવાનું હતું તે મેં જગતને જાહેર કરી દીધું છે અને કશું છાનું રાખ્યું નથી : મારો આપેલો બોધ સહુ લોકો જાણે છે અને તેમને પૂછયેજ તે શું છે તે વાતની તમને ખાતરી થશે. ઇસુનું આ વચન યહુદીઓના નેતાઓને માટે ભયકારક હતું, કારણ કે તેઓ સારી રીતે જાણતા હતા કે લોકોનો સમુદાય ઇસુથી પ્રસન્ન હતો અને તે તેને વિષે સારૂંજ સાક્ષ્ય આપવાનો હતો.

**તું મને કેમ...પૂછ.** જે તોહોમત મૂકે તેઓએજ ગુન્હેગારની મદદ વગર તોહોમત સાબીત કરવું જોઇએ.

[22] જ્યારે તેણે એમ કહ્યું ત્યારે સિપાઈઓમાંનો એક પાસે ઉભો હતો, તેણે ઇસુને તમાચો મારીને કહ્યું કે, શું, તું પ્રમુખયાજકને એવી રીતે ઉત્તર આપે છે?

ઇસુનું આ પહેલું અપમાન થાય છે અને તે કરાવવામાં મુખ્ય યાજક અથવા આન્નાસનો છુપો હાથ હોય તોપણ તેમાં કંઇ નવાઇ પામવા જેવું નથી. બીજી સુવાર્તાઓમાં આવા અપમાનની વાત આવે છે (માત્થી ૨૬; ૬૭. લુક ૨૨; ૬૩, ૬૪), પણ તે અને આ એકજ બનાવ નથી, પણ જુદા છે.

[23] ઇસુએ તેને ઉત્તર આપ્યો કે, જો મેં ખોટું કહ્યું હોય તો તે સાબીત કર; પણ જો ખરૂં [કહ્યું હોય], તો તું મને કેમ મારે છે?

જે સિપાઇએ ઇસુને તમાચો માર્યો હતો તે કદાચિત પોતાના મનમાં એમ સમજતો હતો કે ઇસુ ગુન્હેગાર છે. તેની આ સમજણને ધ્યાનમાં લઇ ઇસુ તેને કહે છે કે પહેલાં તું મારો ગુન્હો સાબીત કર, અને પછી મને કરવું હોય તે કર. આગળના કાળના ટીકાકારો ઇસુના આ શાંત પણ દૃઢ વાગ્દંડને તેના પોતાના માત્થી ૫; ૩૯ માં આપેલા ઉપદેશના ખરા અર્થ તરીકે લેખતા હતા.

[24] ત્યારે આન્નાસે તેને બાંધીને પ્રમુખયાજક કાયાફાસની પાસે મોકલ્યો.

ઇસુની આન્નાસ આગળ આવી રીતે તપાસ થઇ ન થઇ એટલામાં તો આન્નાસે તેને કાયાફાસ આગળ મોકલી આપ્યો. આ બીજી તપાસ ધોરણસર હતી અને તેથી તે કાયાફાસ પાસે થવાની જરૂર હતી. પહેલી તપાસમાં કાયાફાસ હાજર હતો કે નહિ એ એક સવાલ છે, અને તે હાજર હોય તોપણ આ તપાસમાં મુખ્ય ભાગ આન્નાસે લીધેલો લાગે છે અને વળી તે ધોરણસર તો નહોતીજ. યહુદીઓના નેતાઓને આ વખતે શું કરવું જોઇએ તે વાતની એકદમ ગમ પડી ન હોય એ પણ સંભવિત છે, કારણ કે તેમને ઇસુના સંબંધમાં લોકોનો ડર તો હતોજ. વળી આ બધું એકાએક થયું હતું અને તેથી તેમણે કંઇ યોજના કરી રાખી હોય તો પણ તે અમલમાં મૂકી શકાય તેમ નહોતું. ઇસુની આ તપાસ થતી હતી ત્યારે તેને છોડેલો હોવો જોઈએ અને તેથીજ તેને "બાંધીને" લઇ ગયા એમ કહેવામાં આવ્યું છે.

[25] હવે સીમોન પીતર ઉભો રહીને તાપતો હતો, ત્યારે તેઓએ તેને પૂછયું કે, શું તું પણ એના શિષ્યોમાંનો એક છે? તેણે નકાર કરીને કહ્યું કે, હું નથી.

પીતર દેખાવમાં વિલક્ષણ હોવો જોઇએ અને વળી ઇસુ સાથે તે ઘણો વખત રહેતો હોવો જોઇએ. આ કારણથી તે પણ લોકો આગળ જાણીતો થયો હોય એ

બહુ સંભવિત છે. આ ઉપરાંત ઇસુ જ્યારે પકડાયો ત્યારે પીતરે તેના બચાવ માટે આગળ પડતો ભાગ લીધો હતો અને જો કે તે વખતે ઇસુએ માલ્ખસનો કાન સાજો કરવાનો ચમત્કાર કર્યો હતો તેથી પકડવા આવનાર માણસોએ પીતર વગેરેને જવા દીધા હતા તો પણ આ જગાએ પીતરને આ સ્થાને જોઇને આજ લોકોને તેના પર શંકા આવી હશે. તેમને પીતર વિષે ખાતરી ન હતી એનું કારણ એ હતું કે તેમણે તેને રાત્રીએ ઝાડોની નીચે થોડાવત્તા અંધારામાં જોએલો હતો. આ અનુમાન નીચેના પદ ઉપરથી ખરૂં ઠરે છે.

[૨૬] જેનો કાન પીતરે કાપી નાખ્યો હતો તેનો સગો પ્રમુખ યાજકના ચાકરોમાંનો એક હતો તે કહે છે કે, વાડીમાં મેં તને તેની સાથે જોયો નથી ?

આ વચન ઉપરથી એક વિશેષ વાતની આપણને ખાતરી થાય છે, અને તે એ છે કે આ મકાનની અંદર આવેલો ઇસુનો બીજો શિષ્ય જે યોહાનજ હતો તે આ ઘરના માણસોને બહુ સારી રીતે ઓળખતો હતો.

[૨૭] ત્યારે પીતરે ફરીથી ના પાડી ; અને તરત મરઘો બોલ્યો.

આ પીતરે ઇસુનો કરેલો ત્રીજી વારનો ઇનકાર હતો. આ બધું તેમ મરઘાનું બોલવું ઇસુએ આગળથી ભાખી રાખ્યું હતું ( ૧૩ ; ૩૮ ) અને તે તેના કહેવા પ્રમાણેજ થયું તે જાણી પીતરના મનની સ્થિતિ શી થઇ હશે તેની તો કલ્પના કરવી પણ સહેલી નથી. માત્થી ૨૬ ; ૭૦, ૭૨, ૭૪ અને માર્ક ૧૪ ; ૭૧ માં આ છેલ્લા બે ઇનકારના સંબંધમાં કેટલીક વિશેષ હકીકત આપવામાં આવી છે પણ તે અહીં તેમ લુકમાં જોવામાં આવતી નથી.

૧૮; ૨૮—૧૯ ; ૧૬. સરકારી તપાસ.

આગળ કહેવામાં આવ્યું છે તેમ કાયાફાસ અને સાન્હેદ્રિમ આગળ થએલી તપાસ વિષે આ સુવાર્તિક આપણને કંઈ જણાવતો નથી ( જુઓ માત્થી ૨૬ ; ૫૭–૬૮. માર્ક ૧૪ ; ૫૩–૬૫). તેમ તે સાન્હેદ્રિમ સભાની નિયમિત બેઠક જ્યાં ઇસુને દેહાંતદંડની શિક્ષા ફરમાવવામાં આવી હતી તે વિષે પણ કંઇ કહેતો નથી (જુઓ માત્થી ૨૭; ૧. માર્ક ૧૫ ; ૧. લુક ૨૨ ; ૬૬-૭૧ ), પણ તે અહીં બીજી કેટલીક હકીકત આપે છે જે બીજી સુવાર્તાઓમાં જોવામાં આવતી નથી. આ પીલાત અને યહુદીઓની પરસ્પર વાતચિત ( ૨૮-૩૨ ) અને પીલાતે કરેલી ઇસુની ખાનગી તપાસ ( ૩૩-૩૮ અને ૧૯; ૮-૧૧ ) છે. સુવાર્તિક યોહાન જેમ કાયાફાસને ઘેર ગયો હતો તેમ આ દરબારમાં પણ ગયો હતો.

[૨૮] ત્યારે તેઓ ઇસુને કાયાફાસ પાસેથી દરબારમાં લઈ જાય છે; તે વખતે પરોઢિયું થયું હતું ; અને તેઓ અશુદ્ધ ન થાય, અને પાસ્ખા ખાઈ શકે, માટે તેઓ પોતે દરબારમાં ગયા નહિ.

સાન્હેદ્રિમ સભાએ ઇસુને દેહાંતદંડની સજા ફરમાવી હતી પણ એ જાતની સજા જ્યાં સુધી રૂમી સરકાર બહાલ ન કરે ત્યાં સુધી અમલમાં મૂકાતી નહોતી. વળી એવી સજા કરવાનું કામ રૂમી સરકારના હાથમાંજ હતું, યહુદી લોકોને અમુક અંશે સ્વરાજ્ય હતું અને તેના અંગમાં તેઓ પોતાના ધર્મની વિરૂદ્ધ જે કંઇ ગુન્હો હોય તેના સંબંધમાં પોતાના નિયમશાસ્ત્ર વગેરેને અનુસરીને સજા ફરમાવી શકતા અને કદાચિત્ નાની નાની સજાઓ કરી પણ શકતા હશે, પણ આ જાતની સજા કરવાનું તેમના હાથમાં ન હતું, અને તેથી તેઓ ઇસુને સરકારના વડા અમલદાર પાસે લઇ જાય છે.

**દરબાર.** જે મૂળ શબ્દને માટે આ શબ્દ વાપરવામાં આવ્યો છે તેના ઘણા અર્થ થાય છે. આમાંનો એક રૂમી સુબાને રહેવાનું મકાન થાય છે અને તે આપણા ગુજરાતી શબ્દથી કદાચિત સારી રીતે સૂચવાય છે. આ વિભાગમાં આપેલી હકીકત આ દરબારની અંદર અને બહાર બનેલી છે; દરબારની બહાર બનેલી હકીકત ૨૮–૩૨, ૩૮–૪૦ : ૧૯ ; ૪-૭, ૧૨–૧૬. દરબારની અંદર બનેલી હકીકત ૩૩–૩૭ : ૧૯ ; ૧–૩, ૮–૧૧.

પદ ૨૮–૩૨. દરબારની બહાર. પીલાત અને યહુદીઓ.

**તે વખતે પરોઢિયું થયું હતું.** મૂળ શબ્દથી જે કાળ અહીં સૂચવાય છે તે ચોથા પહોરનો એટલે સવારના કલાક ૩-૬ નો છે. સાન્હેદ્રિમની સભા પરોઢિયે મળી હતી એનું કારણ એ હતું કે યહુદી લોકોના નિયમ પ્રમાણે રાત્રે દેહાંતદંડની સજા ફરમાવી શકાતી ન હતી, આ કારણથી છેક મળસકામાં એ સભાની બેઠક ભરાએલી હોવી જોઇએ અને તે પછી તરતજ તેઓ ઇસુને પીલાત પાસે લઇ જાય છે. રૂમી સરકારની અદાલત પ્રભાત પછી કોઇ પણ વખતે બેસી શકતી અને આવા કોઇ ખાસ પ્રસંગ જેના સંબંધમાં યહુદીઓના નેતાઓએ પીલાતને પોતાની અદાલત વહેલી ભરવાને વિનંતી કરી હોય એ સંભવિત છે, તે ઉપરથી તે હમેશ કરતાં વહેલી ભરાય તેમાં કંઈ નવાઈ પામવા જેવું નથી. યહુદીઓને બને તેટલી ઉતાવળ કરવી હતી અને જેટલું બને તેટલું કાર્ય રાતમાંજ કરી લેવું હતું, કારણ કે તેઓ લોકોના સમુદાયથી બીતા હતા. આ કારણથી તેમણે એક નિયમ જે પ્રમાણે કોઇને દેહાંતદંડની સજા ફરમાવ્યા પછી તે કરવા માટે એક દિવસ વચ્ચે જવા દેવો જોઇએ તેનો તો ચોખ્ખો ભંગ કર્યો હતો, અને તેમ કરવાની જવાબદારી તેઓ પીલાત ઉપર ઢોળી પાડવા ઇચ્છતા હતા.

**તેઓ અશુદ્ધ ન થાય, અને પાસ્ખા ખાઇ શકે.** બીજી સુવાર્તાઓ પ્રમાણે ઇસુનું પોતાના શિષ્યો સાથેનું છેલ્લું ખાણું પાસ્ખાનું હતું (જુઓ માથ્થી ૨૬ ; ૧૭, ૧૮, ૧૯. માર્ક ૧૪ ; ૧૪, ૧૬. લુક ૨૨ ; ૭, ૮, ૧૧, ૧૩, ૧૫). આ સુવાર્તા પ્રમાણે પાસ્ખા ખાવાનો દિવસ એ ઇસુના વધસ્તંભે મૃત્યુ પામવાનો દિવસ હતો. આ બન્ને વચ્ચે આ એક મોટો ભેદ છે. આ ભેદનું કારણ સમજવા

માટે માત્ર અનુમાનજ કરવાં પડે છે. કેટલાક ટીકાકારોનું એવું માનવું છે કે આ વાતમાં યોહાન જે કહે છે તે વધારે ભરોસાપાત્ર છે. સુવાર્તિકોમાં તે એકજ ઇસુની સાથે હતો અને તેથી તે જેમ જુદી જુદી જગાએ બીજા સુવાર્તિકોની આપેલી હકીકતમાં સુધારોવધારો કરે છે તેમ અહીં પણ કરે છે. આ યોહાનની સુવાર્તાની એક વિશેષતા છે. "અશુદ્ધ ન થાય" એમ જે કહેવામાં આવ્યું છે તે એ માટે છે કે યહુદીઓ એમ માનતા હતા કે જે ઘરમાંથી આ દિવસે ખમીર છેક દૂર કરવામાં આવ્યું ન હોય તેમાં પ્રવેશ કરવાથી અશુદ્ધ થવાય છે (જુઓ નિર્ગ. ૧૨; ૧૫). આ દરબાર રૂમી લોકોને રહેવાનું સ્થળ હતું અને તેથી તેમાં ખમીરવાળી રોટલી વગેરે હોવાનો સંભવ હતો અને તેથી યહુદીઓએ તેમાં પ્રવેશ કર્યો નહિ.

**[૨૯] તેથી પીલાતે તેઓની પાસે બહાર આવીને પૂછ્યું કે, એ માણસ પર તમે શું તોહોમત મૂકો છો?**

પીલાતનું નામ અહીં પહેલવહેલુંજ લેવામાં આવ્યું છે. તેના સંબંધમાં કંઇ વિશેષ કહેવામાં આવ્યું નથી એનું કારણ એ છે કે તેને વિષે બીજી સુવાર્તાઓમાં કેટલુંક જણાવેલું છે (માર્ક ૧૫; ૧. લુક ૨૩; ૧), અને જેમને માટે આ સુવાર્તા લખવામાં આવી હતી તેઓ તેના નામથી સુપરિચિત હતા. પીલાત આવી રીતે બહાર જાય છે એ વાત વિચારવા જેવી છે. એનું કારણ એ લાગે છે કે તેણે ઘણા માણસો પાસેથી ઇસુ સંબંધી ઘણું સાંભળ્યું હોવું જોઇએ અને એ બધાથી તેના મન પર કંઇક સારી અસર પણ થએલી હોવી જોઇએ. આ અનુમાનને વિશેષ સમર્થન એ વાત ઉપરથી મળે છે કે તેની સ્ત્રીને તેજ રાત્રે ઇસુના સંબંધમાં કંઇ સ્વપ્ન આવ્યું હતું (માત્થી ૨૭; ૧૯). પીલાતે યહુદીઓને કરેલા પ્રશ્નનું કારણ તે ઇસુ ઉપર શું તોહોમત મૂકવામાં આવેલું છે એ જાણતો ન હતો એ ન હતું, પણ તપાસના ધોરણનું અનુસરણ હતું.

**[૩૦] તેઓએ ઉત્તર આપ્યો કે, જો એ માણસ ભુંડું કરનાર ન હોત તો અમે એને તને સોંપત નહિ.**

પીલાતના પ્રશ્નની યહુદીઓએ આશા રાખી ન હતી, તેઓના મનમાં એમજ હતું કે પીલાત તેમણે ફરમાવેલી સજા બહાલ રાખશે. પણ પીલાત આમ કરવા તૈયાર ન હતો, અને તેથી તે ઇસુની તપાસ રીતસર કરવા ઇચ્છતો હતો. આ જોઇ યહુદી નેતાઓ ગુંચવાયા હશે એમાં કંઇ શક નથી, કારણ કે ઇસુ ઉપર શો આરોપ મૂકવો એ વાતનો પણ તેમણે નિશ્ચય કર્યો હોય એમ દેખાતું નથી, આને લીધે તેઓ માત્ર ગોળગોળ જવાબ આપે છે.

**[૩૧] ત્યારે પીલાતે તેઓને કહ્યું કે, તમે પોતે એને લઈ જાઓ, અને તમારા નિયમશાસ્ત્ર પ્રમાણે એનો ન્યાય કરો. યહુદીઓએ તેને**

કહ્યું કે, કોઇને મારી નાખવાનો અમને અધિકાર નથી.

પીલાત યહુદીઓથી ખાધો જાય તેમ ન હતો અને તેથી તે યહુદીઓના ઉત્તર પ્રમાણેજ પ્રત્યુત્તર આપે છે. ઇસુને દેહાંતદંડની સજા કરવાની છે એ વાતની તેને જાણ હોવા છતાં તેને તે ઉડાવીજ દે છે. જ્યારે યહુદીઓ પીલાતનો જવાબ સાંભળે છે ત્યારે તેમને કબુલ કરવું પડે છે કે, અમે ઇસુને દેહાંતદંડની સજા આપી ચુક્યા છીએ, અને તે બહાલ રખાવવાજ અમે પીલાત પાસે આવ્યા છીએ.

[૩૨] પોતે કયા મોતથી મરવાનો હતો તે સૂચવતાં ઇસુએ જે વચન કહ્યું હતું તે પૂર્ણ થાય માટે [એમ થયું.]

જે "વચન" ની અહીં વાત કરવામાં આવી છે તે ૧૨ ; ૩૨ ઇત્ય. છે (સરખાવો માત્થી ૨૦ ; ૧૯ ). વધસ્તંભ ઉપર મારી નાખવાની રીત યહુદીઓમાં નહોતી અને તેથી ઇસુએ જ્યારે કહ્યું હતું કે "જો મને પૃથ્વી પરથી ઉંચો કરવામાં આવશે" ત્યારે તેણે આ જાતના મૃત્યુને ઉદ્દેશીનેજ કહ્યું હતું. અહીં સુવાર્તિક એ કહેવા માગે છે કે ઇસુને ખબર હતી કે તેનો કેસ રૂમી સરકારને સોંપાવાનો હતો અને તેનું મૃત્યુ આ પ્રમાણે થવાનું હતું.

પદ ૩૩-૩૭. દરબારની અંદર. પીલાત અને ઇસુ ખ્રીસ્ત.

[૩૩] એથી પીલાતે ફરીથી દરબારમાં જઈને ઇસુને બોલાવીને તેને પૂછ્યું કે, શું તું યહુદીઓનો રાજા છે ?

યહુદીઓ ઇસુને મારી નાખવાના પોતાના નિશ્ચયમાં દઢ છે એ જોઇ પીલાતને રૂમી સરકારના નિયમ પ્રમાણે ઇસુની વધારે તપાસ કરવાની ફરજ પડી અને તેથી તે તેની તપાસ કરે છે. "બોલાવીને" ઇસુ તે વખતે દરબારમાંજ હતો પણ પીલાતે તેને પોતાની છેક પાસે ન્યાયાસન આગળ બોલાવ્યો હતો.

**શું તું યહુદીઓનો રાજા છે?** ચારેય સુવાર્તાઓમાં પીલાતે ઇસુને પૂછેલો પહેલો પ્રશ્ન આજ છે (જુઓ માત્થી ૨૭; ૧૧. માર્ક ૧૫; ૨. લુક ૨૩, ૩). પીલાતને ઇસુના સંબંધમાં જે કંઇ માહિતી મળી હતી તેમાં ઇસુ યહુદીઓનો રાજા થવા ઇચ્છે છે અથવા લોકો તેને રાજા તરીકે લેખે છે એ વાત મુખ્ય હોય એમ લાગે છે. વળી યહુદી નેતાઓએ પણ પીલાત આગળ ખાનગીમાં કે ખુલ્લી રીતે ઇસુ ઉપર આવો કંઇક આરોપ મુક્યો હોય એમ લાગે છે. જે રૂપમાં પ્રશ્ન પૂછવામાં આવ્યો છે તેમાં નવાઇ તેમ ઉપહાસનો કંઇક અંશ દેખાય છે. આ ઉપહાસ માત્ર ઇસુનોજ ન હતો, પણ આખી યહુદી કોમનો હતો.

[૩૪] ઇસુએ ઉત્તર આપ્યો કે, આ શું તું પોતાના તરફથી કહે છે, કે કોઈ બીજાઓએ મારા સંબંધી એ તને કહ્યું ?

પીલાતના પ્રશ્નનું મૂળ ક્યાં છે એ જાણવા ઇસુ માગે છે, કારણ કે એ ઉપર "રાજા" શબ્દના અર્થનો બધો આધાર રહે છે. જો પીલાતને કોઇ રૂમી જાસુસેજ ઈસુ વિષે આવી માહિતી આપી હોય તો તે રાજકીય ગુન્હેગાર છે એમ ઠરે છે અને તે વખતે "રાજા" શબ્દનો અર્થ કેવળ રાજકીય થાય છે. પણ જો એ માહિતી યહુદીઓ પાસેથીજ મળી હોય તો તે વખતે એ શબ્દનો અર્થ કંઇક જુદોજ થાય છે, કારણ કે યહુદીઓ તેમનામાં કોઈ પણ માણસ રૂમી રાજ્ય વિરૂદ્ધ ઉભો થાય તો તેના પ્રત્યે સહાનુભૂતિથી જોતા હતા અને તેને બને તેટલો ટેકો પણ આપતા હતા. આ સ્થિતિમાં તેઓ પોતાના રાજકીય નેતાને રૂમી સરકારના હાથમાં સોંપે એ તદ્દન અશક્ય હતું. આ વાત પીલાત પણ સારી રીતે જાણતો હતો. આ કારણથી ઇસુ આ વાત સ્પષ્ટ કરવા માગે છે.

[૩૫] પીલાતે ઉત્તર આપ્યો કે, શું, હું યહુદી છું? તારા દેશના લોકોએ તથા મુખ્ય યાજકોએ તને મારે હવાલે કર્યો; તેં શું કીધું છે?

પીલાત પોતાના આ ઉત્તરથી ચોક્ખું કહી દે છે કે તેના પર આવું તોહોમત મૂકવામાં યહુદીઓજ જવાબદાર છે. તેમણે આવું કર્યું હતું તેથી તે પોતે પણ બહુજ ચકિત થાય છે. કારણ કે ઇસુનો દેખાવજ કહી આપતો હતો કે તે રાજકીય ગુન્હેગાર ન હતો, તેમ વળી યહુદીઓએ રાજકીય ગુન્હેગારો પ્રત્યે આવી વર્તણુક કદી પણ બતાવી નહોતી. આ કારણથી તે પૂછે છે કે, "તેં શું કીધું છે?"

[૩૬] ઈસુએ ઉત્તર આપ્યો કે, મારૂં રાજ્ય આ જગતનું નથી; જો મારૂં રાજ્ય આ જગતનું હોત, તો મને યહુદીઓને સ્વાધીન કરવામાં ન આવે, માટે મારા સેવકો લડાઈ કરત; પણ મારૂં રાજ્ય તો અહીંનું નથી.

ઉપલી વાત નક્કી કર્યા પછી ઇસુ પોતે કયા અર્થમાં "રાજા" છે તે જણાવે છે. તે કહે છે કે હું રાજા છું, પણ તે જુદીજ જાતનો. મારૂં રાજ્ય પાર્થિવ નહિ પણ દિવ્ય રાજ્ય છે અને તેમાં સત્ય અને પ્રેમનીજ સ્થાપના છે. જો મારૂં રાજ્ય પૃથ્વીનું રાજ્ય હોત તો મારા સેવકો યહુદીઓની સાથેજ લડ્યા હોત. અહીં ઇસુના ઉત્તરમાં એ ત્રણ વાત ગર્ભિત છે અને તે ધ્યાનમાં લેવા જેવી છે. એક એ છે કે તે પોતે રાજા છે; બીજી એ છે કે તેના સેવકો પણ છે; અને ત્રીજી એ છે કે તેનું રાજ્ય દિવ્ય છે; પણ તેમ ન હોય તોપણ એ યહુદીઓનું તો નથીજ એટલે તેનો સંબંધ આખા જગત સાથે છે. આ આખા પદમાં "મારા" સર્વનામ ઉપર બહુ ભાર મૂકવામાં આવ્યો છે.

**આ જગતનું નથી.** તેનું એટલે આ રાજ્યનું મૂળ આ જગતમાંથી નથી તેમ તેને આ જગત ઉપર કશો આધાર નથી (જુઓ ૮; ૨૩: ૧૫; ૧૯: ૧૭; ૧૪, ૧૬. ૧ યોહા. ૨; ૧૬: ૪; ૫). એક રીતે જોતાં ખ્રીસ્તનું રાજ્ય

"જગતમાં" (૧૭; ૧૧). આ પદ માત્થી ૨; ૨ ઇત્ય.માં આવેલી હકીકતની સારી ટીકા છે, અને માત્થીમાં જે "આકાશના રાજ્ય" વિષે વારંવાર કહેવામાં આવેલું છે, તેનો પણ ખરો અર્થ આથી સ્પષ્ટ થાય છે.

[37] એથી પીલાતે તેને પૂછ્યું કે, ત્યારે શું તું રાજા છે? ઈસુએ ઉત્તર આપ્યો કે, તું કહે છે કે હું રાજા છું; એજ માટે હું જનમ્યો છું, અને એજ માટે હું જગતમાં આવ્યો છું, કે સત્ય વિષે સાક્ષી આપું; જે સત્યનો છે, તે દરેક મારી વાણી સાંભળે છે.

પીલાત ઇસુના ઉત્તરનો ભાવાર્થ સમજ્યો હતો, પણ તે પૂરેપૂરો નહિ. આ કારણથી તે તેને "રાજા" કહે છે, પણ તે સંજ્ઞા ઇસુ સ્વીકારતો નથી તેમ તેની અવજ્ઞા પણ કરતો નથી. પીલાત હજુ ઇસુના રાજ્યનો મર્મ બરાબર સમજ્યો ન હતો, અને તેથી ઇસુ તે વધારે સ્પષ્ટ કરવા માગે છે.

**ત્યારે શું તું રાજા છે?** પીલાત જે કહેવા માગે છે તે કંઇક આવી રીતે કહી શકાય: "ત્યારે તું રાજા તો ખરોજ!" તેના આ વચનમાં તિરસ્કારનો અંશ પણ હોય એમ લાગે છે.

**તું કહે છે કે હું રાજા છું.** ઇસુ ઉત્તરમાં કહે છે કે તું મને ભલે રાજા કહે, પણ જે અર્થમાં એ શબ્દ વાપરવાનો છે તે પહેલાં મારી પાસેથી સમજી લે.

**એજ માટે હું જનમ્યો છું, અને એજ માટે હું જગતમાં આવ્યો છું.** ટીકાકારો કહે છે કે આ બે વાક્યોનો સંબંધ પાછળના નહિ પણ આગળના વાક્ય સાથે છે, તેમના કહેવા પ્રમાણે ખ્રીસ્ત એમ કહેવા ઇચ્છે છે કે હું રાજા થવાને જનમ્યો છું અને જગતમાં આવ્યો છું. આ બે વચનમાં અને તેમાંએ ખાસ કરીને પાછળના વચનમાં ખ્રીસ્તના અનાદિ જીવનનું સૂચન ગર્ભિતરૂપે રહ્યું છે, જો કે એ પીલાતથી સમજી શકાય તેમ ન હતું.

**સત્ય વિષે સાક્ષી આપું.** આનો અર્થ "સત્ય જણાવવા માટે" એવો કંઇક થાય છે (જુઓ ૫; ૩૩).

**જે સત્યનો છે.** જેનું મૂળ સત્યમાં છે અને જે સત્યમાંથી પોતાનું જીવન ખેંચે છે (સરખાવો ૩; ૩૧: ૮; ૨૩, ૪૭. ૧ યોહાન ૨; ૨૧: ૩; ૧૯).

ઇસુનો આ ઉત્તર ૧ તીમોથી ૬; ૧૬ ની સાથે સરખાવવા જેવો છે. વળી મુખ્ય યાજક પાસે ઇસુએ પોતાના સંબંધમાં જે કહ્યું હતું (માત્થી ૨૬; ૬૪) તેની પણ આ સાથે સરખામણી કરવા જેવી છે. યહુદીઓને આપેલો ઉત્તર ભવિષ્યવાદની ભાષામાં આપવામાં આવ્યો હતો ત્યારે આ અંતઃકરણની સર્વમાન્ય ભાષામાં આપવામાં આવે છે.

[38] પીલાત તેને કહે છે કે, સત્ય શું છે?

એમ કહીને તે ફરીથી યહુદીઓની પાસે બહાર આવ્યો, અને તેઓને કહે છે કે, મને તો તેનામાં કંઈ પણ ગુનો માલમ પડતો નથી.

ઇસુના કહેવાનો મર્મ પીલાત કંઇક અંશે સમજે છે અને તે જોઇ શકે છે કે ઇસુ રાજકીય ગુન્હેગાર તો નથીજ. વળી તે એ પણ સમજી શકે છે કે ઇસુ બીજી રીતે પણ ગુનેગાર નથી. તેનો કંઇ પણ દોષ હોય તો તે એ છે કે તે સત્યની પાછળ ઘેલો થયો છે, પણ તેને માટે તેને દેહાંતદંડની સજા કરવી એ તો અન્યાયજ છે. તે દુનિયાદારી માણસ હતો અને તેથી સત્ય ઉપર તેને કંઇ ખાસ પ્રીતિ ન હતી, તેમ તે પર શ્રદ્ધા પણ ન હતી. પણ તે ઇસુને મારવા ઇચ્છતો ન હતો અને તેથી સત્યના સંબંધમાં સહેજ ઉપહાસ કરી યહુદીઓ પાસે બહાર જાય છે.

**સત્ય શું છે?** આ શબ્દોમાં રહેલો મર્મ કંઇક આ પ્રમાણે છે: "ઓહો! સત્ય! કોણે તે જોયું છે કે જાણ્યું છે!" તેને આ સત્યના સંબંધમાં કંઇ વધારે જાણવાની ઈચ્છા ન હતી અને તેથી તે તરતજ ઉઠીને બહાર જાય છે. ઇસુને હેરોદ પાસે મોકલવામાં આવે છે એ વાત (લુક ૨૩; ૬ ઇત્ય.) અહીં મૂકવી જોઈએ.

૩૮-૪૦. દરબારની બહાર.

**યહુદીઓની પાસે.** ઇસુની તપાસ ચાલી રહી હતી એ દરમિયાન યરૂશાલેમમાં મોટો ખળભળાટ થઇ રહ્યો હતો અને લોકો એ સાંભળીને મોટી સંખ્યામાં દરબારની બહાર ભેગા થયા હતા. પીલાત આ વખતે આ લોકોને ઇસુને છોડી મૂકવાના સંબંધમાં કહે છે. તે જોઇ શક્યો હતો કે ઇસુના દુશ્મનો બધા યહુદીઓ ન હતા પણ તેમનામાંના અમુકજ હતા (માત્થી ૨૭; ૧૮). આ કારણથી તેણે લોકના સમુદાય આગળ ઇસુને છોડી મૂકવાની વાત મૂકી. વળી યહુદીઓનો એક રિવાજ એવો હતો કે પાસ્ખા પર્વ વખતે એક મોટા ગુનેગારને માફી આપી છોડી મૂકવો. પીલાતે આ રિવાજનો લાભ લેવાનો પણ વિચાર કર્યો, કારણ કે તેમ કરવાથી તે સાન્હેદ્રિમ સભાએ આપેલી સજા જે બહાલ રાખવાની તેની ફરજ હતી તે તેમ ન કરવાના દોષમાંથી પણ બચી જતો હતો. લોકના સમુદાયમાંથી પણ કેટલાકની ઇચ્છા એવી હતી કે ઇસુને આ રિવાજનો લાભ લઇ બચાવી લેવો (માર્ક ૧૫; ૮). આ બધાં કારણથી પીલાત લોકોની આગળ આ વાત મૂકે છે.

[39] પણ પાસ્ખા પર્વમાં તમારે માટે એક [બંદીવાન]ને હું છોડી દઉં, એવી તમારી રીત છે, માટે હું તમારે માટે યહુદીઓના રાજાને છોડી દઉં, એમ તમે ચાહો છો શું?

બીજી સુવાર્તામાં વધારે સામાન્ય રીતે કહેવામાં આવ્યું છે તે પ્રમાણે
ઈ એક ગુનેગારને આ "પર્વ ઉપર" (માત્થી ૨૭ ; ૧૫. માર્ક ૧૫ ; ૬)
ડી મૂકવાની રીત ક્યાંથી અને ક્યારથી દાખલ થઇ હતી તે વિષે કંઇ કહી
ાતું નથી. રોમ નગરમાં આ પ્રમાણે કરવામાં આવતું હતું અને રૂમી સરકારે
તાને આધીન થએલી પ્રજાઓમાં એ રિવાજ તેમને ખુશી કરવા દાખલ કર્યો
ા એ સંભવિત છે.

**યહુદીઓનો રાજા.** આ સંજ્ઞામાં આ ઠેકાણે તિરસ્કાર અને ઉપહાસ
ાં છે તો પણ પીલાત ઇસુ માટે આ નામ વાપરી કદાચિત્ તેમની દયાની
ગણી ઉત્તેજિત કરવા ઇચ્છે છે. તે એમ કહેવા માગતો દેખાય છે કે આવા
ા જેવા માણસને તો ખરેખર તમે મારવા નજ ઇચ્છો.

[40] ત્યારે તે બધાએ ફરીથી બૂમ પાડીને કહ્યું કે, એને તો નહિ,
ણ બારાબાસને. હવે બારાબાસ તો લૂટારો હતો.

માર્કની સુવાર્તામાં કહેવામાં આવ્યું છે કે જ્યારે લોકોની આગળ આ વાત
વામાં આવી ત્યારે તેઓમાં પહેલાં મતભેદ હતો અને કેટલાક ઇસુને છોડી
વા ઇચ્છતા હતા (માર્ક ૧૫ ; ૧૧). પણ યાજકો વગેરેએ એક કે બીજી રીતે
ાનામાં પોતાનો મત ફેલાવ્યો (જુઓ ૧૯ ; ૬) અને પોતાનું ધાર્યું તેમની પાસે
વ્યું. આ સુવાર્તિક આ બધી વાત બીજી સુવાર્તાઓમાં કહેવામાં આવેલી
ાથી અહીં કહેવી ઉચિત ધારતો નથી, તેને માટે તો મુદ્દાની વાત એ છે કે ઇસુ
સ્ત જે દેવનો પુત્ર હતો અને જગતનો તારનાર હતો, જે યહુદીઓનાં શાસ્ત્ર અને
વિષ્યવાદ ખરાં અને પૂર્ણ કરવા આવ્યો હતો અને જેને યહુદીઓએ સહુથી
લો વધાવી લેવો જોઇતો હતો, તે ઇસુને યહુદીઓના મોટા સમુદાયે પોતાનો મત
પી પારકા હાથે મારી નંખાવ્યો. યહુદાએ ત્રીસ રૂપીઆ લઈ ઇસુને વેચ્યો હતો
ો યહુદીઓએ બારાબાસને લઇ ઇસુનો પ્રાણ લેવરાવ્યો, આથી વિશેષ દોષ કે
ા કયો હોઈ શકે ! સુવાર્તિક પોતાના "બારાબાસ તો લુટારો હતો" એ
ાજ શબ્દમાં ઘણું સમજાવે છે.

**લૂટારો.** માર્ક અને લુકમાંથી આપણને માલમ પડે છે કે બારાબાસ
ખોર માણસ હતો અને તે કારણથી લોકોને તેને માટે સહાનુભૂતિ હોય એમાં
ાઇ પામવા જેવું નથી. ઇસુ અને બારાબાસ એ બેમાં આ મોટા અણીને
ગે લોકોએ બારાબાસને પસંદ કીધો અને ઇસુને ન કીધો એ બતાવી આપે છે
ેમની ઇચ્છાઓ, ભાવનાઓ અને આશાઓ કેવળ પાર્થિવ હતાં. બારા-
ે જે કર્યું હતું તે ન કરવા માટે ઇસુને પોતાનો પ્રાણ આપવો પડયો હતો.
દીઓએ પીલાતને કહ્યું હતું કે ઇસુ ભુંડું કરનાર છે, પણ તેમની તેના સામેની
ી ફરિયાદ એ હતી કે તે ભુંડું કરનાર ન હતો, ઇસુએ પોતાનો પ્રાણ કેવળ
ાને માટે અને જગતના ઉદ્ધારને માટે આપ્યો તે આ વાતથી સિદ્ધ થાય છે.

# અધ્યાય ૧૯.

## ૧-૩. દરબારની અંદર.

[1] ત્યાર પછી પીલાતે ઇસુને કોરડા મરાવ્યા.

આ સુવાર્તા પ્રમાણે (જુઓ ૫૬ ૪) ઇસુને કોરડાની શિક્ષા કરવામાં આવી હતી તે માત્ર યહુદીઓને ઇસુનો પ્રાણ લીધા વગર સંતોષ આપવા માટે હતી. લુક ૨૩; ૨૨ ઉપરથી પણ આપણને એજ માલમ પડે છે. માત્થી અને માર્કમાં આ કોરડા મારવાની શિક્ષા દેહાંતદંડની શિક્ષા પહેલાં તરતજ કરવામાં આવી છે એમ કહેવામાં આવ્યું છે (જુઓ માત્થી ૨૭; ૨૬. માર્ક ૧૫; ૧૫), પણ તેથી એમ સમજવાનું કંઇ કારણ મળતું નથી કે પીલાતે તે શિક્ષા ઉપર બતાવેલા કારણ માટે કરી ન હતી. ઇસુને એકજ દિવસે બે વખત કોરડાનો માર પડયો હતો એ વાત તદ્દન અશક્ય છે. એક તો પીલાતને તેના માટે કંઇક લાગણી તો હતી, અને બીજું એ કે એ માર એવો સખત હતો કે કોઇ પણ માણસ તે એકજ દિવસમાં બે વખત સહી શકે નહિ.

[2] સિપાઇઓએ કાંટાનો મુગટ ગુંથીને તેના માથા પર મૂકયો, અને તેને જાંબુડા રંગનો જભ્ભો પહેરાવ્યો; [3] તેઓએ તેની પાસે આવીને કહ્યું કે, હે યહુદીઓના રાજા, સલામ! અને તેઓએ તેને મુક્કીઓ મારી.

ઇસુની આ પ્રકારની ભુંડી મશ્કરી અને બેઅદબી હેરોદ અને તેના માણસોએ કરવી શરૂ કરી હતી (લુક ૨૩; ૧૧) અને તે પીલાતના માણસો ચાલુ રાખે છે.

**કાંટાનો મુગટ** (જુઓ માત્થી ૨૭; ૨૯). આ મુગટ એક જાતના છોડનો બનાવેલો હતો. આ છોડમાં પુષ્કળ કાંટા હતા અને તે વાળ્યો વળી શકે તેવો હતો.

**જાંબુડા રંગનો જભ્ભો** (સરખાવો માત્થી ૨૭; ૨૮. માર્ક ૧૫; ૧૭).

**પાસે આવીને.** સિપાઇઓ જેમ કોઇ રાજા પાસે આવે તેમ ઇસુ પાસે આ વખતે આવે છે. આ વિગત બીજી સુવાર્તાઓમાં નથી.

**હે યહુદીઓના રાજા, સલામ!** આ લોકો અહીં ઇસુની તેમજ યહુદીઓની પણ મશ્કરી કરે છે. કદાચિત્ આ વખતે ઇસુને વધારે દુઃખ થતું હતું તે તેનામાં આખી યહુદી જાતની જે મશ્કરી થતી હતી તેને લીધે હતું.

### ૪–૭. દરબારની બહાર.

[૪] પછી પીલાત ફરીથી બહાર આવીને તેઓને કહે છે કે, જુઓ, મને એનામાં કંઈ ગુનો માલમ પડતો નથી, એ તમે જાણો માટે હું એને તમારી પાસે બહાર લાવું છું.

પીલાતનું ધારવું એમ હતું કે જ્યારે યહુદીઓ ઇસુને આ જાતનાં માર અને બેઅદબી વગેરે પામેલો જોશે ત્યારે તેઓ સંતોષ પામશે અને ઇસુને વધસ્તંભે જડાવવાનો આગ્રહ કરશે નહિ. આવી માન્યતાથીજ તેણે ઇસુનું બને તેટલું અપમાન કરાવ્યું હતું અને માર પણ પુષ્કળ મરાવ્યો હતો. કદાચિત્ આ બધું દરબારના ચોગાનમાં અને યહુદીઓ દેખે તેવી રીતે કરવામાં આવ્યું હતું. અહીં જે બધું વર્ણન આપવામાં આવ્યું છે તે નજરે જોનારનું છે. આટલું કર્યા પછી તે ઇસુને તેમની સન્મુખ આણે છે અને તે એમ ધારીને કે તેને જોઇને તેમના દિલમાં દયા ઉત્પન્ન થાય અને તેને છોડવાનું કહે

[૫] ત્યારે ઇસુ કાંટાનો મુગટ તથા જાંબુડા રંગનો જબ્બો પહેરેલો એવો બહાર નીકળ્યો. પછી [પીલાત] તેઓને કહે છે કે, જુઓ, આ માણસ !

**જુઓ, આ માણસ !** આ વખતે પીલાત ઇસુને "યહુદીઓનો રાજા" (પદ ૧૪) કહેતો નથી, પણ તેને "માણસ" કહે છે. તેનું આમ કરવાનું કારણ ઇસુ ઉપર દયા ઉત્પન્ન કરવાનું છે. આ શબ્દો લઇને સીલી નામના એક લેખકે ઇસુ વિષે ગઇ સદીમાં એક બહુ સારૂં પુસ્તક લખ્યું છે અને તેમાં એક નવી દૃષ્ટિથીજ ઇસુના સંબંધમાં વિચાર કરવામાં આવ્યો છે.

[૬] જ્યારે મુખ્ય યાજકોએ તથા સિપાઈઓએ તેને જોયો ત્યારે તેઓએ બૂમ પાડીને કહ્યું કે, એને વધસ્તંભે જડો, વધસ્તંભે જડો. પીલાત તેઓને કહે છે કે, તમે પોતે એને લઇને વધસ્તંભે જડો; કેમકે મને તો એનામાં કંઈ પણ ગુનો માલમ પડતો નથી.

આ વખતે ઇસુને જોઇને અને પીલાતને આ પ્રમાણે બોલતો સાંભળીને રખેને લોકોને દયા આવે એ માટે નેતાઓજ બોલી ઉઠે છે કે ઇસુને વધસ્તંભેજ ચઢાવવાનો છે. એ લોકોનો નિશ્ચય પાકો હતો, અને તેમાંથી તેઓ કોઇ પણ રીતે પાછા હઠે તેમ નહોતું. યહુદીઓના નેતાઓ અને પીલાત વચ્ચે આ આખી ઘટનામાં જે મુકાબલો રહ્યો છે તે ધ્યાનમાં લેવા જેવો છે.

**વધસ્તંભે જડો, વધસ્તંભે જડો.** આ માગણી ચારેય સુવાર્તાઓમાં પાછળથીજ કરવામાં આવે છે (માત્થી ૨૭; ૨૨. માર્ક ૧૫; ૧૩. લુક ૨૩; ૨૧).

યહુદીઓની આ માગણીના જવાબમાં પીલાત તેમને કહે છે કે, હું પોતે તેને મારવા ખુશી નથી. જો તમારી તેને મારી નાખવાનીજ ઇચ્છા હોય તો બહેતર છે કે તે કામ તમારે પોતે કરવું. તે સારી રીતે જાણતો હતો કે એ યહુદીઓથી થઇ શકે તેમ નહોતું.

[7] યહુદીઓએ તેને ઉત્તર આપ્યો કે, અમારે નિયમશાસ્ત્ર છે, તે નિયમશાસ્ત્ર પ્રમાણે એણે મરણદંડ ભોગવવો જોઈએ ; કેમકે એણે પોતે દેવનો દીકરો હોવાનો દાવો કર્યો છે.

અત્યાર સુધી યહુદીઓએ ઇસુ ઉપર રાજ્યદ્રોહનો આરોપ મૂક્યો હતો પણ જ્યારે તેઓ જુએ છે કે એ આરોપથી પીલાત ઉપર બરાબર અસર થતી નથી ત્યારે તેઓ તેના ઉપર એક બીજું એવું તોહોમત મૂકે છે કે જેના સંબંધમાં સજા ફરમાવવાનો તેમને અધિકાર હતો અને એ સજાને માત્ર બહાલ રાખવા માટેજ તેઓ પીલાતની પાસે આવ્યા હતા.

**નિયમશાસ્ત્ર પ્રમાણે.** (જુઓ લેવીય ૨૪ ; ૧૬).

**દાવો કર્યો છે.** (જુઓ ૫ ; ૧૮ : ૧૦ ; ૩૩ : ૮ ; ૫૩).

[8] એ વાત સાંભળીને પીલાત વધારે બીધો.

યહુદીઓને પોતાના ધર્મશાસ્ત્ર પ્રમાણે માણસોને સજા ફરમાવવાની સત્તા હતી અને માત્ર દેહાંતદંડની સજા સિવાય બીજી સજા તેઓ કદાચિત કરી પણ શકતા હતા. રૂમી સરકારે દેહાંતદંડના સંબંધમાં એ સજા કરવાનું કામ પોતાના હાથમાં રાખ્યું હતું, પણ જ્યારે યહુદીઓ કોઇને પોતાના શાસ્ત્ર પ્રમાણે એ સજા ફરમાવે ત્યારે તે બહાલ રાખવાની તેમની ફરજજ હતી. આ કારણથી જ્યારે યહુદીઓએ ઇસુ ઉપર આવો આરોપ મૂક્યો અને તેના સંબંધમાં તેઓ સજા ફરમાવી ચુક્યા છે એમ કહ્યું ત્યારે આ વાતે વધારે ગંભીર સ્વરૂપ પકડયું અને પીલાતને લાગ્યું કે હવે મને ઇસુની યોગ્ય તપાસ, અને જરૂર પડે તો તેને મરણની શિક્ષા, કર્યા વગર છુટકો નથી. ઇસુના સંબંધમાં તેને એક પ્રકારનો ભય તો ઉત્પન્ન થયોજ હતો અને તે રખેને કોઇ દિવ્ય પુરૂષ હોય એવી તેના મનમાં અમુક અંશે લાગણી પણ ઉત્પન્ન થઇ હોય એ સંભવિત છે. હવે યહુદીઓનાં આ વચન સાંભળી તેને "વધારે" ભય ઉત્પન્ન થાય છે.

૯-૧૧. દરબારની અંદર.

[9] તે ફરીથી દરબારમાં જઇને ઇસુને પૂછે છે કે, તું ક્યાંનો છે? પણ ઇસુએ તેને ઉત્તર આપ્યો નહિ.

પીલાત જે પ્રશ્ન અહીં ઇસુને કરે છે તેજ બતાવે છે કે તેના મનમાં ઇસુના સંબંધમાં તે કોઇ દિવ્ય પુરૂષ છે એવો વિચાર આવ્યો હતો. ઇસુ તેને તેના આ

પ્રશ્નનો ઉત્તર આપતો નથી એનું કારણ એ છે કે તેનો ઉત્તર આ વખતે નિરર્થક હતો. ૧૨; ૩૨માં કહ્યું છે તે પ્રમાણે ઇસુ યહુદી સિવાયના લોકોને પોતાના ખરા સ્વરૂપમાં પોતાના મૃત્યુ પછીજ પ્રકાશી શકે તેમ હતો અને તે તે વખતનીજ વાટ જોઇ રહ્યો હતો. અત્યારે પોતાના સંબંધમાં કંઇ વિશેષ કહી પીલાતને વધારે મુશ્કેલી કે ગુંચવણમાં નાખવો એ તેને યોગ્ય લાગ્યું નહિ.

[10] ત્યારે પીલાત તેને કહે છે કે, શું તું મને કશું કહેતો નથી? તને છોડી દેવાનો અધિકાર મને છે, અને તને વધસ્તંભે જડાવવાનો અધિકાર પણ મને છે, એ શું તું જાણતો નથી?

ઇસુનું મૌન્ય કારણસર છે એમ સમજી પીલાત તેને કહે છે કે એ જાતનું મૌન્ય મારી આગળ રાખવાની જરૂર નથી, કારણ કે તને બચાવવો યા મારવો એ મારા હાથમાં છે. પીલાતના વચનમાં ગર્ભિત ભાવ એ પણ છે કે તે પોતે ઇસુનો મિત્ર છે અને તેને છોડી દેવા ઇચ્છે છે, માટે તેની પાસે તેણે પોતાના સંબધમાં ખુલ્લેખુલ્લું કહ્યું.

[11] ઇસુએ તેને ઉત્તર આપ્યો કે, ઉપરથી તને અપાયા વગર મારા પર તને કંઇ પણ અધિકાર ન હોત; તેથી જેણે મને તને સોંપ્યો તેનું પાપ વિશેષ છે.

ઇસુ પીલાતને અહીં એમ કહે છે કે, તું ભલે તારા મનમાં સમજ અને કહે કે મને મારવાનો કે બચાવવાનો તને અધિકાર છે, પણ ખરી રીતે તેમ નથી. જે લોકો મને મારવા ઇચ્છે છે તે તને એવી મુશ્કેલીમાં લાવી મૂકશે કે તું મને બચાવવા ધારતો હોઇશ તોપણ બચાવી શકીશ નહિ, તોપણ તારા મનના ભાવ ઉપરથી હું તને કહું છું કે મને મારવાના સંબંધમાં તારી જવાબદારી બહુજ થોડી છે.

**ઉપરથી.** ઘણા ટીકાકારો આ શબ્દનો અર્થ "દેવ પાસેથી" એમ કરે છે, તોપણ કોઇ કોઇ ટીકાકાર એથી સાન્હેડ્રિમ સભા સમજે છે. ઇસુ કદાચિત એમ કહેવા માગે છે કે મને મારવાનું દેવથીજ નિર્માણ થએલું છે અને તું તો તેમાં માત્ર નિમિત્ત છે.

**તેથી...વિશેષ છે.** ઇસુને મારવામાં જો કે પીલાત માત્ર અથવા મોટે ભાગે સાધનરૂપ છે, તોપણ યહુદીઓના નેતાઓએ ઇસુ પ્રત્યે દ્વેષ કર્યો છે અને તેને મારવાને બહુ સબળ પ્રયત્ન કર્યો છે, તે કારણથી તેઓ વધારે દોષિત છે. "જેણે મને તને સોંપ્યો" આ શબ્દોથી કેટલાક સાન્હેડ્રિમ સભા સમજે છે અને બીજા કાયાફાસ સમજે છે. બન્નેનો અર્થ લગભગ એક સરખોજ છે, એથી જુદા સમજવાનો તો નથીજ. "વિશેષ" આ શબ્દ કદાચિત એમ સૂચવે છે કે ઇસુને મારવામાં પીલાતની જવાબદારી કંઇક અંશે તો છેજ અને તેટલા પ્રમાણમાં તેણે પણ પાપ કર્યું છે.

પદ ૧૨-૧૬. દરબારની બહાર.

[12] આ ઉપરથી પીલાતે તેને છોડી દેવાને કોશીશ કીધી; પણ યહુદીઓએ બૂમ પાડીને કહ્યું કે, જો તું એ માણસને છોડી દે, તો તું કૈસરનો મિત્ર નથી; જે કોઈ પોતાને રાજા ઠરાવે છે, તે કૈસરની વિરૂદ્ધ બોલે છે.

ઇસુના ઉપલા વચનથી પીલાતને ઇસુના સંબંધમાં કંઇ વિશેષ પ્રતીતિ થાય છે અને તે તેને છોડી મૂકવાની છેલ્લી વારની અને કદાચિત આગળના કરતાં વિશેષ કોશીશ કરે છે, પણ તે વ્યર્થ છે. યહુદીઓ સહેલાઇથી પાછા પડે તેમ નહોતા, તેમણે ઇસુને મારી નાખવાનો દૃઢ નિશ્ચય કર્યો હતો અને તેથી તેમણે પોતાનું છેલ્લું શસ્ત્ર બહાર કાઢયું. આ ઇસુ ઉપર રાજ્યદ્રોહનો પૂરો આરોપ હતો, અને ઇસુ ઉપર એ આરોપ મૂકતાં તેઓ એમ સૂચવે છે કે જો પીલાત પોતે તેને શિક્ષા નહિ કરે તો તે પણ રાજ્યદ્રોહી લેખાશે. ઇસુ જે યહુદી પ્રજાનો સર્વોત્તમ પુરૂષ હતો, જે સર્વથી મહાન પ્રબોધક, યાજક અને રાજા હતો અને જે યહુદી શાસ્ત્ર પૂર્ણ કરવા આવ્યો હતો, તેના પર આવો આરોપ મૂકતાં યહુદીઓ પોતે કેવો મોટો ધર્મદ્રોહ અને દેવદ્રોહ કરતા હતા તે ધ્યાનમાં લેવા જેવું છે.

**કોશીશ કીધી.** આ શબ્દ પીલાતનો આગળના કરતાં વિશેષ પ્રયત્ન સૂચવે છે. પહેલાં પીલાત ઇસુને યહુદીઓ પોતે છોડી મૂકે એમ કરવા પ્રયત્ન કરતો હતો. આ વખતે કદાચિત્ તેણે પોતે તેમ કરવા સીધી રીતે પ્રયત્ન કર્યો હતો.

**કૈસરનો મિત્ર.** એટલે કૈસરનો હિતેચ્છુ કે તેનો વફાદાર મિત્ર. આ સિવાય એમાં બીજો કાંઇ વધારે અર્થ હોય એમ લાગતું નથી.

યહુદીઓ ઇસુ પર એક પછી એક કેવી કેવી જાતનાં તોહોમતો મૂકે છે તે ધ્યાનમાં લેવા જેવું છે. તેઓ જે પહેલું તોહોમત તેના પર મૂકે છે તે એ છે કે તે "ભુંડું કરનાર" છે (૧૮; ૩૦). પણ આમાં તેઓ પીલાત આગળ ફાવ્યા નહિ, ત્યારે તેઓ બીજું તોહોમત મૂકે છે, એટલે કે, ઇસુ "યહુદીઓનો રાજા" (૧૮; ૩૩) હોવાનો દાવો કરે છે, અને આ પરથી તેઓ તેને ફિતુર કરનાર ઠરાવે છે. પીલાત આ તોહોમતને પણ ગણકારતો જણાતો નથી (૧૮; ૩૯), ત્યારે તેઓ ધર્મને લગતું તોહોમત તેના પર મૂકે છે, અને કહે છે કે, અમારા નિયમશાસ્ત્ર પ્રમાણે તે ગુનેગાર છે. આથી તો પીલાત તેને છોડી મૂકવાની ખાસ કોશીશ કરે છે. આ બધામાં એક પછી એક નિષ્ફળ જવાથી તેઓ પીલાતને પોતાને ભયભીત કરે છે. આવી રીતે આખરે તેઓએ પોતાનાં અંગત કારણોને લઇને પોતાનો મનોરથ પૂરો કર્યો (પ્રે. કૃ. ૧૩; ૨૮. સરખાવો લુક ૨૩; ૨૪).

[૧૩] જ્યારે પીલાતે એ વાત સાંભળી ત્યારે તે ઈસુને બહાર લાવ્યો, અને ફરસબંદી નામની જગા, જેને હેબ્રી ભાષામાં ગાબ્બાથા કહે છે, ત્યાં ન્યાયાસન પર તે બેઠો.

જ્યારે યહુદીઓએ ઇસુ ઉપર આવો આરોપ મૂક્યો અને ગર્ભિત રીતે એવી સૂચના કરી કે પીલાત તેને છોડશે તો તે પણ રાજ્યદ્રોહ કરશે ત્યારે પીલાત જે બહુ દૃઢ મનનો ન હતો તે ભય પામ્યો અને તેને લાગ્યું કે હવે ઇસુને સજા કર્યા વગર છુટકો નથી. પીલાતના ભયનું એક વિશેષ કારણ એ હતું કે તે વખતનો કેસર, જેનું નામ તીબેરિયસ હતું તે તેના ઉપર શંકાની નજરથી જોતો હતો.

**ઇસુને બહાર લાવ્યો.** ૯ મા પદમાં જણાવવામાં આવ્યું છે તે પ્રમાણે ઇસુ દરબારમાં હતો. આ વખતે તેને બહાર આણવાનું કારણ એ છે કે રૂમી સરકારના નિયમ પ્રમાણે સજા ખુલ્લી રીતે ફરમાવવામાં આવે. ન્યાયાસન દરબારનુંજ ચોગાન જ્યાં બહારના માણસોની પણ નજર પડી શકતી હતી ત્યાં ફરસબંદી ઉપર ગોઠવાતું અથવા ગોઠવાએલું હોવું જોઇએ.

**ફરસબંદી.** આ ચોગાન અથવા તેનો અમુક ભાગ સુંદર રીતે લાદીથી બાંધેલો હોવો જોઇએ. યહુદીઓનો એક જુનો ઇતિહાસકાર લખે છે કે આ દરબારમાં ફરસબંદી હતી.

**ગાબ્બાથા.** આનો શબ્દાર્થ "ઘરનો ઉંચો ભાગ" એવો કંઇક થાય છે. આ સ્થાન મંદિરની નજદિક હતું અને મંદિરનો જે ઉંચો ભાગ કહેવાતો હતો તે આજ છે એમ ઘણાનું માનવું છે.

**ન્યાયાસન.** મૂળમાં આની સાથે નિશ્ચયાર્થ શબ્દ નથી અને તેથી એમ માનવાને કારણ મળે છે કે આ ન્યાયાસન ત્યાં તે વખતે ગોઠવવામાં આવેલું હશે. આખા નવા કરારમાં આ એકજ સ્થળે "ન્યાયાસન" સાથે નિશ્ચયાર્થ શબ્દ મૂકવામાં આવ્યો નથી.

[૧૪] હવે એ દિવસ પાસ્ખાની તૈયારીનો હતો, અને આસરે બપોર થયા હતા. ત્યારે તે યહુદીઓને કહે છે કે, જુઓ, તમારો રાજા!

સુવાર્તિક અહીં દિવસ, ઘડી, વગેરે બરાબર જણાવે છે તે ધ્યાનમાં લેવા જેવું છે.

**એ દિવસ પાસ્ખાની તૈયારીનો હતો.** એટલે પાસ્ખાપર્વનો આગલો દહાડો.

**આસરે બપોર થયા હતા.** આ ઠેકાણે વખતની ગણુતરીના સંબંધમાં ટીકાકારો વચ્ચે ઘણો મતભેદ છે. મૂળ હસ્તલેખમાં "છઠો કલાક હતો" એમ કહેવામાં આવ્યું છે. આ ગણતરી ક્યારથી કરવાની છે એ એક પ્રશ્ન છે. કેટલાક

ટીકાકારો મુજબ આ સુવ્રાતક કલાક મધ્યરાત્રીથી ગણે છે અને તેમના કહેવા પ્રમાણે આ વખત માત્ર સવારના છનો હતો. બીજાઓના કહેવા મુજબ આ વખત બપોરનો હતો, કારણ કે તેઓ કહે છે કે યોહાન કલાક સવારથી ગણે છે. એ વાત ખરી છે કે આગળના રૂમી, યુનાની અને યહુદી લોકો આજે પણ, હિન્દુસ્તાનમાં ઘણા લોકો કરે છે તેમ, વખત સૂર્યોદયથી ગણતા હતા, પણ રૂમી સરકાર સરકારી કામકાજમાં મધ્યરાત્રીથી નવો દિવસ ગણતા હતા, અને એશિયા માઇનરમાં પણ આવો રિવાજ હતો. ટીકાકાર વેસ્ટકોટનું કહેવું એમ છે કે યોહાન પણ આ ગણતરીનેજ અનુસરે છે.

**જુઓ, તમારો રાજા**! યહુદીઓએ ઇસુ ઉપર રાજા થવાનો ખોટો આરોપ મૂક્યો હતો અને એ વાત પીલાત સારી રીતે સમજતો હતો, પણ તેને ઇસુને શિક્ષા કર્યા વિના ચાલે તેમ ન હતું અને તેથી તે યહુદીઓનું અપમાન કરે છે, કદાચિત તે યહુદીઓને એમ પણ સૂચવવા માગે છે કે થોડાજ વખત પહેલાં આ માણસને તમે મોટી ધામધુમથી શહેરમાં લાવ્યા હતા અને આજે તમે તેને મારવા તૈયાર થયા છો. "જુઓ" એ પાંચમા પદમાં તેમ અહીં ક્રિયાપદ નથી, પણ માત્ર એક ઉદ્‌ગાર છે.

[૧૫] ત્યારે તેઓએ મોટો પોકાર કરીને કહ્યું કે, એને દૂર કરો, દૂર કરો, વધસ્તંભે જડો. પીલાત તેઓને કહે છે કે, શું હું તમારા રાજાને વધસ્તંભે જડાવું? મુખ્ય યાજકોએ ઉત્તર આપ્યો કે, કૈસર સિવાય અમારે [બીજો] કોઇ રાજા નથી.

યહુદીઓના નેતાઓ અને તેમને અનુસરીને ચાલનારા લોકો પણ આ વખતે ઇસુને મારવાને કેટલા આતુર થયા છે તે ધ્યાનમાં લેવા જેવું છે, તેઓ કશાથી પણ પીગળતા નથી એટલુંજ નહિ પણ તેઓ ઉલટા વધારે વધારે ક્રોધે ભરાતા જાય છે. ઇસુને આ સ્થિતિમાં જોઇને લોકોના મોટા ભાગને એમ લાગ્યુંજ હશે કે એ મસીહ હોઇ શકેજ નહિ. તેમણે તેના સંબંધમાં આગળથીજ ઠોકર ખાધી હતી અને અત્યારે વિશેષ ઠોકર ખાય એમાં કંઇ નવાઇ જેવું નથી. પીતર જેવા પણ મોટી ભૂલ ખાઇ ગયા તો પછી આ લોકોનો શો દોષ? પીલાત તેમનું અપમાન કરવાને ફરી ફરીને ઇસુને તેમનો રાજા કહે છે એ ધ્યાનમાં લેવાનું છે, તે તેને આ પ્રમાણે કહે છે તેમાં પૂર્ણ સત્ય હતું પણ તેનું તેને પોતાને તેમ યહુદીઓને કશું ભાન નહોતું. યહુદીઓ અને તેમાંય ખાસ કરીને યાજકોની અધોગતિ એટલી બધી થઇ છે કે તેઓ ઇસુ અને રૂમી સરકાર એ બેમાંથી આ સરકાર જે પરરાજ્ય હતું તેને પસંદ કરે છે અને ઇસુને ત્યાગે છે. યહુદીઓએ રૂમી રાજ્યને કોઇ પણ વખતે અંતરથી સ્વીકાર્યું નહોતું, પણ આ વખતે તેઓ પોતાના ખરા મસીહને વેચી એ પરરાજ્યની કૃપા વ્હોરવા તૈયાર થયા છે. જે લોકો પ્રકાશ

સામે હોય છતાં પોતાની આંખ જાણીજોઇને બંધ કરે તેઓના આવાજ હાલ થાય છે અને તેમની અધોગતિ જેમણે એ પ્રકાશ જોયોજ ન હોય તેમના કરતાં ઘણી થાય છે એમાં કંઇ શંકા નથી (જુઓ ૯ ; ૪૧).

[16] ત્યારે તેણે તેને વધસ્તંભે જડવાને તેઓને સોંપ્યો.

તેથી તેઓ ઈસુને પકડીને લઈ ગયા.

પીલાતને હવે બીજું કંઇ કરવાનું રહ્યું ન હતું, ઇસુને બચાવવાને માટે તેણે પોતાથી બનતું કર્યું હતું પણ તે વ્યર્થ ગયું હતું. તે પોતે એવા દૃઢ મનનો નહોતો કે ગમે તે થાય પણ પોતે તો અન્યાય નજ કરવો, અને તે પણ વળી ઇસુ જેવા અસાધારણ પુરૂષને. તે દુનિયાદારી માણસ હતો અને તેથી પોતાની સલામતી ઇચ્છતો હતો. તોપણ તે પોતે ઇસુને સજા ફરમાવતો નથી, પણ માત્ર તેને તેમના હાથમાં સોંપે છે (સરખાવો માત્થી ૨૭; ૨૬. માર્ક ૧૫ ; ૧૫. લુક ૨૩ ; ૨૫). માત્થી ૨૭ ; ૨૪, ૨૫માં એટલે સુધી કહેવામાં આવ્યું છે કે તેણે ઇસુના મૃત્યુના સંબંધમાં પાતાની બધી જવાબદારી પોતા ઉપરથી ઉતારી નાખી હતી.

**વધસ્તંભે જડવાને તેઓને સોંપ્યો.** પીલાતે પોતે ઇસુને આ સજા ફરમાવી એવું એકેય સુવાર્તામાંથી મળી આવતું નથી. તેણે યહુદીઓએ આપેલો ઠરાવ બહાલ રાખ્યો પણ તે મુંગે મ્હોઢેજ હતું. તેણે પોતાના હાથ ધોઇ નાખ્યા અને પછી જેમ આ જાતના કેદીઓના સંબંધમાં કરવામાં આવતું હતું તેમ થવા દીધું. તેણે યહુદીઓને કહ્યું કે તમે ઇસુને મારવા ઇચ્છો છો તો મારો અને તેમાં તમને સરકાર તરફથી જે સહાયતા જોઇએ તે મળશે.

**તેઓ ઈસુને પકડીને લઈ ગયા.** "લઇ ગયા" માટે જે શબ્દ મૂળમાં વાપરવામાં આવ્યો છે તેજ ૧ ; ૧૧માં વપરાયો છે. ઇસુને યહુદીઓએ જીવન પામવા માટે લીધો નહિ, પણ તેને મારીને મૃત્યુ પામવા માટે લીધો હતો. જો કે ઇસુને વધસ્તંભે જડવાનું કામ રૂમી સિપાઇઓએ કર્યું હતું તો પણ યહુદીઓએજ બીજું સર્વે કંઇ કર્યું હતું અને તે મહા ઘોર કૃત્યની જવાબદારી તેમનેજ શિર હતી.

### ૫૬ ૧૭–૪૨. મૃત્યુ અને દફન.

આ વિભાગમાં આપવામાં આવેલ હેવાલમાંની ઘણી વાત આ સુવાર્તામાંજ જોવામાં આવે છે, જે વિષે આ અધ્યાયની શરૂઆતમાં કહેવામાં આવ્યું છે. એ ઉપરાંત વધસ્તંભ ઉપર લખવામાં આવેલું નામ, તેના સંબંધમાં યહુદીઓએ લીધેલો વાંધો, ચાર સિપાઇઓનું વર્તન વગેરે બીજા સુવાર્તિકો કરતાં યોહાન વધારે વિગતસર આપે છે. આ વિભાગના ચાર ઉપવિભાગ કરવામાં આવે છે અને તે આ પ્રમાણે છે :

૧. વધસ્તંભારોહણ અને વધસ્તંભ પર લખવામાં આવેલો લેખ (૧૭-૨૨).
૨. ચાર દુશ્મનો અને ચાર મિત્રો ( ૨૩-૨૭ ).
૩. ઇસુનાં બે ટુંકાં વચનો ( ૨૮-૩૦ ).
૪. બે માગણીઓ (૩૧-૪૨).

અહીં જે વાત ધ્યાનમાં લેવા જેવી છે તે એ છે કે યોહાન આ ઘટનામાં જુના કરારમાં આપેલા ભવિષ્યવાદ અને દર્શક ચિહ્ન પૂર્ણ થાય છે એ બતાવે છે (જુઓ પદ ૨૪, ૨૮, ૩૬, ૩૭). વળી તે મહા દુ:ખ અને વેદનામાં પણ ઇસુનું ગૌરવ અને દેવની તેમજ ઇસુ ખ્રીસ્તની ઇચ્છાની એકરૂપતા તેમ કાર્યસિદ્ધિ બતાવે છે. વિશેષમાં યોહાન ઇસુ અને પાસ્ખા પર્વના હલવાનની એકતા બતાવે છે.

પદ ૧૭-૨૨. વધસ્તંભારોહણ અને વધસ્તંભ ઉપર લખવામાં આવેલો લેખ.

[૧૭] પછી તે પોતાનો વધસ્તંભ ઉંચકીને ખોપરીની જગા, જે હેબ્રી ભાષામાં ગલગથા કહેવાય છે, ત્યાં બહાર ગયો.

બીજી સુવાર્તાઓમાં ઇસુને મદદ કરવા માટે કુરેનીના સીમોન નામના માણસ પાસે વેઠ કરાવી હતી એવું કહેવામાં આવ્યું છે (માત્થી ૨૭ ; ૩૨. માર્ક ૧૫ ; ૨૧. લુક ૨૩ ; ૨૬ ). પહેલાં ઇસુ પાસે વધસ્તંભ ઉચકાવવામાં આવ્યો હતો પણ તેનો ભાર તેનાથી સહન નહિ થતાં સીમોનની મદદ લેવી પડી હશે એમ લાગે છે. કેટલાક ટીકાકારો એમ માને છે કે આમાં ઇસ્હાકના ઉત્પત્તિ ૨૨ ; ૭માં આપેલા કાર્યરૂપી જે પૂર્વસ્વરૂપ છે તેની પૂર્ણતા છે.

**ખોપરીની જગા.** ઘણું કરીને આ નામ આ જગાને તેના આકાર ઉપરથી આપવામાં આવ્યું હતું. આ સ્થાન શહેરની બહાર ઉત્તર દિશામાં હતું એમ લાગે છે. આજે પણ યરૂશાલેમમાં જે સ્થળે ઇસુને વધસ્તંભે જડાવવામાં આવ્યો હતો તે બતાવવામાં આવે છે, પણ એ સ્થાન એજ છે કે નહિ એ એક પ્રશ્ન છે.

[૧૮] ત્યાં તેઓએ તેને તથા તેની સાથે બીજા બેને વધસ્તંભે જડયા; દરેક બાજુએ એકને, તથા વચમાં ઇસુને.

**તેઓએ.** અહીં યહુદીઓજ સમજવાનું છે. ઇસુને વધસ્તંભ ઉપર જડનાર રૂમી સિપાઇઓ હતા એ ખરૂં છે ( પદ ૨૩ ), પણ યહુદીઓનોજ આ કાર્યમાં પણ મુખ્ય હાથ હતો.

**બીજા બેને.** આ લોકો લૂટારા હતા ( જુઓ માત્થી ૨૭ ; ૩૮. માર્ક ૧૫ ; ૨૭ ).

**વચમાં ઇસુને.** અહીં પણ ઇસુને મુખ્ય સ્થાન આપવામાં આવે છે. તેને વચ્ચે મૂકવાની પ્રેરણા સહુને સહજ થઇ હોય એમ લાગે છે. તેની મહત્તાજ એવી હતી કે અપમાનમાં પણ તેને મુખ્ય સ્થાન મળવું જોઇએ.

[19] પીલાતે એક લેખ લખીને વધસ્તંભ પર ચોઢયો ; **ઇસુ નાઝારી યહુદીઓનો રાજા** એવો એ લેખ હતો.

જેમને આ જાતની સજા આપવામાં આવતી હતી તેમનાં નામ તેમના વધસ્તંભ ઉપર ઘણી વાર મૂકવામાં આવતાં હતાં. પીલાતે પોતે આ નામ લખ્યું કે લખાવ્યું હતું એ વિગત યોહાનજ આપે છે. આ કાર્ય પીલાતે કર્યું હતું તે એટલા માટે હતું કે તેથી યહુદીઓનું અપમાન પૂરેપૂરૂં થાય. મૂળેજ યહુદીઓને માટે તેને બહુ સારી લાગણી નહોતી અને તેમાં વળી ઈસુને તેમણે મારી નંખાવ્યો તેથી તે તેમના ઉપર વિશેષ દાઝે ભરાયો હતો.

**એવો એ લેખ હતો.** જુદી જુદી સુવાર્તાઓએ આપેલાં નામમાં સહેજ ફેરફાર છે. કદાચિત્ અહીં ગ્રીક ભાષામાં આવેલું નામ જે મૂળ હતું તેજ છે.

[20] વળી જ્યાં ઈસુને વધસ્તંભે જડવામાં આવ્યો હતો, તે સ્થળ શહેરની પાસે હતું, અને તે લેખ હેબ્રી, લાટિન તથા ગ્રીક ભાષામાં લખેલો હતો, તેથી ઘણા યહુદીઓએ તે વાંચ્યો.

ઇસુના વધસ્તંભ ઉપર અહીં જણાવેલી ત્રણ ભાષામાં શિરનામું લખવામાં આવ્યું હતું એ વિગત પણ આ સુવાર્તામાંજ જોવામાં આવે છે. આ ત્રણ ભાષાઓ તે વખતે પશ્ચિમ એશિયા તેમ યૂરોપના સુધરેલા લોકોમાં મુખ્યત્વે પ્રચલિત હતી. હેબ્રી ભાષા એ યહુદીઓની ભાષા હતી અને તે દ્વારા તેમણે આ બધા દેશોમાં એકેશ્વરવાદનાં બીજ રોપ્યાં હતાં. ગ્રીક ભાષા એ ઉંચા સાહિત્ય અને તત્ત્વજ્ઞાનની ભાષા હતી અને તે વડે એ દેશોમાં જ્ઞાનનો પ્રચાર થયો હતો અને રૂમી અથવા લાટિન ભાષા સામ્રાજ્યની ભાષા હતી. ખ્રીસ્તી ધર્મનો પ્રચાર થવામાં આ ત્રણ ભાષા જેટલી ઉપયોગમાં આવી છે તેટલી બીજી ભાગ્યેજ આવી હશે, અને એ ત્રણેયનું અહીં પહેલી વાર મીલન થએલું જોવામાં આવે છે.

**ઘણા યહુદીઓએ તે વાંચ્યો.** આ વચન એમ સૂચવે છે કે આ શિરનામું ત્રણેય ભાષામાં લખાએલું હોવાથી જે બધા યહુદીઓ જુદા જુદા દેશોમાંથી પાસ્ખા પર્વને લઇને યરૂશાલેમમાં આવ્યા હતા તે આ નામ વાંચી શક્યા. ઘણા યહુદીઓ લાંબો કાળ અથવા કેટલીએક પેઢીથી બહાર રહેતા હોવાથી તેમની ભાષાજ ગ્રીક કે લાટિન થઇ ગઇ હતી.

[21] એથી યહુદીઓના મુખ્ય યાજકોએ પીલાતને કહ્યું કે, **યહુદીઓનો રાજા,** એમ ન લખ, પણ તેણે કહ્યું કે, **હું યહુદીઓનો રાજા છું,** એમ લખ.

યહુદીઓના નેતાઓને આ શિરનામ ગમ્યું નહિ એ સ્વાભાવિક હતું, કારણ કે તેમાં તેમની આખી જાતિનું અપમાન થતું હતું. આટલાથીજ તેમને આટલું બધું ખરાબ લાગતું હતું તો ઇસુનું ખરૂં શિરનામ જે "મસીહ" અને "દેવનો પુત્ર" હતું તેની તેમને તે વખતે જાણ થઇ હોત તો તેમના મનની સ્થિતિ કેવી દુ:ખમય થાત એ તો માત્ર કલ્પનાથીજ જાણી શકાય છે.

**યહુદીઓના મુખ્ય યાજકો.** "મુખ્ય યાજકો" સાથે "યહુદીઓના" એ શબ્દ આખા નવા કરારમાં માત્ર અહીંજ જોડવામાં આવ્યો છે અને તે કદાચિત્ "યહુદીઓનો રાજા" જે ખરો હતો તે અને "યહુદીઓના મુખ્ય યાજકો" જે જુઠા હતા તેમનો મુકાબલો કરવા માટેજ અહીં મૂકવામાં આવેલ છે.

[22] પીલાતે ઉત્તર આપ્યો કે, મેં જે લખ્યું તે લખ્યું.

પીલાતે જે કર્યું હતું તેમાં તેનો ખાસ હેતુ હતો અને તે એવો માણસ હતો કે જ્યાં પોતા ઉપર જોખમ આવી પડતું ન હોય ત્યાં તે પોતાનું ધાર્યું કરતો. તેને વિષે ઇતિહાસમાં જે વર્ણન આપવામાં આવ્યું છે તે તેના આ વર્તનને ખરૂં ઠરાવે છે.

પદ ૨૩-૨૭. ચાર દુશ્મનો અને ચાર મિત્રો.

[23] હવે સિપાઈઓએ ઈસુને વધસ્તંભે જડયા પછી તેનાં લુગડાં લઈ લીધાં, અને તેના ચાર ભાગ પાડયા, દરેક સિપાઈને વાસ્તે એક; અને ડગલો પણ લીધો. હવે તે ડગલો સીવણ વગરનો, ઉપરથી આખો વણેલો હતો.

બીજી સુવાર્તામાં આ બધું વર્ણન અહીં છે તેવું વિગતવાર નથી (જુઓ માત્થી ૨૭; ૩૫. માર્ક ૧૫; ૨૪. લુક ૨૬; ૩૪). વધસ્તંભે જડવાનું કામ સિપાઇઓનું હતું અને તે પ્રમાણે તેઓ તે કરે છે.

**લુગડાં.** આ કપડાં પહેરણ, એકાદ અંદર પહેરવાનો જામો વગેરે હતાં.

**ચાર ભાગ.** આ જાતનું કામ ચાર સિપાઇઓ કરતા હતા (સરખાવો પ્રેરિતોનાં કૃત્યો ૧૨; ૪).

**સીવણ વગરનો.** આ જાતનો ઝભ્ભો પ્રમુખયાજક પહેરતો હતો.

[24] એ માટે તેઓએ માહોમાંહે કહ્યું કે, આપણે એને ફાડવો નહિ; પણ એ કોને મળે એ જાણવા માટે ચિઠીઓ નાખવી. "તેઓએ માહોમાંહે મારાં લુગડાં વહેંચી લીધાં, અને મારા ડગલાને માટે ચિઠીઓ નાખી," એમ શાસ્ત્રમાં લખ્યું છે એ પૂર્ણ થાય, એ માટે એમ બન્યું. આ કામો તો સિપાઇઓએ કર્યાં.

જે શાસ્ત્રલેખની અહીં વાત કરવામાં આવી છે તે ૨૨મા ગીતનું ૧૮મું પદ છે. તેનો ભાવાર્થ એવો છે કે દેવના અભિષિક્તને તેના દુશ્મનોએ મૃત્યુ

પામેલો ગણી કાઢયો છે અને તેમ ગણી તેનાં વસ્ત્રો માહોમાંહે વહેંચી લીધાં છે. ત્યાં પણ અભિષિક્તનાં વસ્ત્રના એ જાતના હાલ થાય છે.

[૨૫] હવે ઇસુના વધસ્તંભની પાસે તેની મા, તેની માસી, કલોપાસની સ્ત્રી મરિયમ તથા મરિયમ માગદાલેણ ઉભાં રહેલાં હતાં.

એક બાજુ સિપાઇઓ બિલકુલ બેદરકાર રહી ઇસુનાં વસ્ત્રોના ભાગ પાડતા હતા ત્યારે બીજી બાજુ આ અબળાઓ જેમનામાં ઇસુના શિષ્યો કરતાં વધારે હિમ્મત હતી તે તેની પાસે આવી ઉભી હતી અને તેના દુ:ખમાં જે બને તે ભાગ લેવા પ્રયત્ન કરતી હતી. હિન્દુસ્તાનમાં તેમ અન્યત્ર ઘણા ધાર્મિક ચિંતકોએ કહ્યું છે કે સ્ત્રીઓમાં પુરૂષો કરતાં વધારે ભક્તિભાવ જોવામાં આવે છે અને તે તેમને સહજ રીતે પ્રાપ્ત થાય છે. આ દૃષ્ટાંત એ વાતને ખરી ઠરાવે છે. આ સ્ત્રીઓ તેમના ભક્તિભાવથીજ આ વખતે અસાધારણ હિમ્મત બતાવે છે. ધન્ય છે એ સ્ત્રીઓને કે તેમણે ઈસુને જ્યારે આખા જગતે છોડી દીધો હતો ત્યારે પણ તેને તજ્યો નહોતો અને તેના વધસ્તંભની છાયામાંજ આવી ઉભી હતી! આ સ્થળે ચાર સ્ત્રીઓ હતી કે ત્રણ એ સંબંધમાં કેટલોક મતભેદ છે, કારણ કે મૂળ શબ્દો બરાબર સ્પષ્ટ નથી. કેટલાકના કહેવા પ્રમાણે "કલોપાસની વહુ મરિયમ" એ ઇસુની માસી વિષે કહેવામાં આવ્યું છે અને બીજા એ એને જુદાં ગણે છે. પહેલા અર્થમાં મુશ્કેલી એ છે કે બે બેનોનાં નામ એક હોવાનો સંભવ બહુજ ઓછો છે. માર્ક પોતાની સુવાર્તામાં ઇસુની માતાનું નામ નથી આપતો પણ ત્રણ બાઇઓનાં નામ આપે છે (જુઓ માર્ક ૧૫ ; ૪૦). આ ત્રણ નામ મરિયમ માગદાલેણ, નાના યાકૂબની મા મરિયમ અને સાલોમે છે. યાકૂબની મા એજ કલોપાસની સ્ત્રી છે એમાં કશો શક નથી અને સાલોમે એ ઇસુની માસી અથવા યોહાનની માતા છે, આવી રીતે જોતાં અહીં ચાર સ્ત્રીઓ હતી. વળી આ સુવાર્તિક ઇસુની માસીનું નામ નથી આપતો એ પણ અહીં સમજાય છે, કારણ કે તે તેની પોતાની માતા હતી. તે પોતાના કે પોતાના ભાઇના સંબંધમાં આ પ્રમાણે કરતો આવ્યો છે અને તેજ નિયમને અનુસરીને તે અહીં પણ પોતાની માતાનું નામ આપતો નથી.

**કલોપાસની સ્ત્રી.** આ કલોપાસ લુક ૨૪ ; ૧૮માં જણાવેલા કલીઓપાસથી જુદો છે. મૂળ લેખમાં "સ્ત્રી" નથી પણ માત્ર "કલોપાસની" એમ છે, પણ તે તેની સ્ત્રીજ હતી. આ કલોપાસ માત્થી ૧૦ ; ૩માં જણાવેલ અલફી છે.

**મરિયમ માગદાલેણ.** આ સ્ત્રીનું નામ કંઇ પણ પ્રસ્તાવના વગર આપવામાં આવ્યું છે, તેનું કારણ એ છે કે સુવાર્તિક એમ માનીજ લે છે કે મારા વાંચકો તેને ઓળખે છે.

[26] તેથી જ્યારે ઇસુએ પોતાની માને તથા જેના પર પોતે પ્રેમ રાખતો હતો તે શિષ્યને પાસે ઉભાં રહેલાં જોયાં, ત્યારે તે પોતાની માને કહે છે કે, બાઈ, જો, તારો દીકરો!

જે નાનું મંડળ ઇસુની પાસે ઉભું રહેલું હતું તેમાં યોહાન પણ હતો. તેણે પહેલાં પોતાનું નામ નથી આપ્યું તે તેના હમેશના રિવાજ મુજબજ છે. આ પદમાં જે વિશેષ વાત જોવાની છે તે એ છે કે ઇસુ ખ્રીસ્ત આ છેલ્લી પળે પણ પોતાની માતા પ્રત્યેની પોતાની ફરજ બજાવવા ચુકતો નથી. પણ આ ફરજ માત્ર દૈહિક સંબંધની નથી. એ સંબંધમાં આત્મિક તત્ત્વ ઉમેરાયું છે. તેની માતા તેની શિષ્યા થઇ છે અને તેથી તેમની વચ્ચે આત્મિક સંબંધ ઉત્પન્ન થયો છે. આગળ કહેવામાં આવ્યું છે કે ઇસુને "ભાઇઓ" વગેરે હતા. એમ છતાં જ્યારે ઇસુ પોતાની માતાને યોહાનને સોંપે છે ત્યારે આપણને એમ લાગે છે કે તે આ પ્રમાણે આ આત્મિક સંબંધને લઇનેજ કરે છે. વળી તે પોતાની માતાને "બાઈ" કહીને બોલાવે છે એ પણ કદાચિત્ એજ સૂચવે છે (જુઓ ૨ ; ૪ ટીકા).

[27] ત્યાર પછી તે તે શિષ્યને કહે છે કે, જો, તારી મા! તેજ ઘડીએ તે શિષ્ય તેને પોતાને ઘેર તેડી ગયો.

ઇસુએ આ વખતે આ બન્ને પ્રત્યે જે પ્રેમદૃષ્ટિ નાખી હશે તે કોણ કલ્પી શકે તેમ છે! મનુષ્ય પ્રત્યે બોલાએલાં આ બે તેનાં છેલ્લાં વચન છે અને તેમાં પ્રેમની પૂર્ણતા છે. "જેવો મેં તમારા પર પ્રેમ રાખ્યો તેવો તમે પણ એક બીજા પર પ્રેમ રાખો" એ આજ્ઞાનુસાર વર્તવાનું તે અહીં પોતાના વ્હાલામાં વ્હાલા શિષ્ય અને વ્હાલામાં વ્હાલી માતાને કહે છે. ઇસુએ જે નવી પ્રેમસૃષ્ટિ રચી છે તેનો પાયો નાખવામાં તેના પોતાના સિવાય બીજા કોઇએ કશી પણ મદદ પહેલવહેલી આપી હોય તો તે આ બેએ આપેલી છે; તેના છેક છિન્નભિન્ન થએલા શિષ્યમંડળમાં જેના ઉપર તે આ છેલ્લી ઘડીએ આધાર રાખી શકે તેવાં માત્ર આ બેજ રહ્યાં હતાં.

**તેજ ઘડીએ...તેડી ગયો.** આનો અર્થ એ છે કે જે આજ્ઞા યોહાનને કરવામાં આવી હતી તે તેણે ખુશીથી સ્વીકારી લીધી. યોહાનનું યરૂશાલેમમાં ઘર ન હતું, તેમ તે તેને તેજ વખતે પોતાને ઉતારે લઇ ગયો હોય એમ પણ માનવાનું નથી. પરંતુ ટીકાકાર વેસ્ટકોટનું માનવું એવું છે કે યોહાન ઇસુની માને તરતજ પોતાને ઉતારે લઇ ગયો, અને પછી એકલો પાછો વધસ્તંભ આગળ આવ્યો.

આ અધ્યાયમાં ચાર ઉદ્ગાર લગભગ એક સરખા છે તે ધ્યાનમાં લેવા જેવા છે. તે આ છે : જુઓ, આ માણસ! (પદ ૫), જુઓ, તમારો રાજા! (પદ ૧૪), જો, તારો દીકરો! અને જો, તારી મા! (પદ ૨૬ અને ૨૭).

૫૬ ૨૮-૩૦. વધસ્તંભ ઉપર બોલાએલાં બે વચન.

[૨૮] એ પછી ઇસુ હવે સઘળું પૂરૂં થયું એ જાણીને, શાસ્ત્રવચન પૂર્ણ થાય માટે કહે છે કે, મને તરસ લાગી છે.

ઇસુ ખ્રીસ્તે જગતમાં પોતાનું કાર્ય પૂરૂં કર્યું હતું અને પોતાની છેલ્લી ફરજ તેણે હમણાંજ બજાવી હતી. આટલું કરી લીધા પછી તેનું ધ્યાન તેના પોતાના પ્રત્યે ખેંચાય છે.

**શાસ્ત્રવચન પૂર્ણ થાય માટે.** જે શાસ્ત્રવચનની અહીં વાત કરવામાં આવી છે તે ગીત. ૬૯; ૨૧ છે. આ સુવાર્તિક આ દુઃખભોગમાં ડગલે ડગલે શાસ્ત્રવચન પૂર્ણ થવા વિષે જે કહે છે તે ધ્યાનમાં લેવા જેવું છે. મૂળમાં આ સ્થળે "પૂર્ણ થાય" એને માટે જે શબ્દ વાપરવામાં આવ્યો છે તે બહુ ધ્યાન ખેંચે એવો છે. એમાં આ એકજ વાત પૂરી થાય એ નહિ, પણ ભવિષ્યવાદમાં બતાવેલું આખું ચિત્ર પૂરૂં થાય એ અર્થ છે

[૨૯] હવે ત્યાં સરકાથી ભરેલું એક વાસણ મૂકયું હતું; માટે તેઓએ એક વાદળી સરકાથી ભરીને ઝુફા પર મૂકીને તેના મોં આગળ ધરી.

આ સ્થળે સરકાથી ભરેલું વાસણ સીપાઇઓના પોતાના ઉપયોગને માટે રાખવામાં આવતું હતું. ઘણી વખત આવી રીતે વધસ્તંભે જડેલા માણસો એક બે દિવસ સુધી જીવતા રહેતા હતા, અને તે દરમિયાન સિપાઇઓની ચોકી તેમની પાસે રહેતી હતી. અહીં વાસણ વિષે જે વિગત આપવામાં આવી છે તે યોહાનની સુવાર્તામાંજ જોવામાં આવે છે અને તેનું કારણ એ હતું કે તે ઇસુની પાસેજ ઉભો હતો.

**સરકાથી ભરેલું એક વાસણ.** લુક ૨૩; ૩૬ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે આ એક જાતનો દ્રાક્ષનો ખાટો દારૂ હતો.

**તેઓએ.** આ શબ્દ સીપાઇઓને માટેજ વાપરવામાં આવ્યો હોય એમ લાગે છે. સીપાઇઓનું આ કાર્ય મશ્કરીનું નહિ, પણ દયાનું હતું.

**ઝુફા.** આ એક જાતનો છોડ હતો. ઇસુનું મોઢું ઉંચું હતું અને ત્યાં પહોંચવા માટે આવા કંઇક સાધનની જરૂર હતી. તેના દાંડા ત્રણ ચાર ફુટ લાંબા હોય છે. આ વિગત પણ આ સુવાર્તામાંજ જોવામાં આવે છે.

[૩૦] માટે ઇસુએ સરકો લીધા પછી કહ્યું કે, સંપૂર્ણ થયું; અને માથું નમાવીને તેણે પ્રાણ છોડયો.

જ્યારે ઇસુને પહેલવહેલાં સીપાઇઓએ તેને ઘેનમાં નાખે એવું કંઇક પાન આપવા માંડયું હતું (માત્થી ૨૭; ૩૪. માર્ક ૧૫; ૨૩) ત્યારે તેણે તે પીવાની

ના પાડી હતી. અત્યારે તે આ પાન લે છે અને લઇને પોતાને સચેત કરે છે અને એ સચેતાવસ્થામાંજ પોતાનો પ્રાણ છોડે છે. તે પોતાનો પ્રાણ છોડતાં જે કહે છે તે સ્પષ્ટ રીતે બતાવે છે કે તેણે પોતાનું કાર્ય બધી રીતે પૂર્ણ કર્યું હતું. ઇસુ જે કામને માટે આવ્યો હતો (કે જગતના ઉદ્ધાર માટે તેણે પોતાનો પ્રાણ આપવો) તે પૂરૂં થયું હતું, અને એ કહીનેજ તે પોતાનો પ્રાણ છોડે છે.

**સંપૂર્ણ થયું.** (સરખાવો પદ ૨૮). આ પૃથ્વી પરની જીંદગીનું છેવટ આવી રહ્યું. મસીહ સંબંધી પ્રબોધકોએ જે ચિત્ર રજુ કર્યું હતું, તે પૂરૂં થયું (પ્રે. કૃ. ૧૩ ; ૨૯.) પાપને માટે જે છેલ્લું દુ:ખ વેહવાનું હતું, તે વેહી લેવામાં આવ્યું, અને સર્વ બાબતોનો અંત આવ્યો. કંઇ અધુરૂં રાખવામાં આવ્યું હોય કે વેહવામાં આવ્યું ન હોય, એવું કંઇ નહોતું (જુઓ લુક ૧૮ ; ૩૧ : ૨૨ ; ૩૭. ૨ તીમોથી ૪ ; ૭).

**પ્રાણ છોડયો.** આ શબ્દોમાં પણ ઇસુએ પોતાનો દેહત્યાગ સ્વેચ્છાથી કર્યો હતો એ ભાવાર્થ છે. ઇસુને આખર સુધી પોતે પોતાનું બલિદાન પોતાની પૂર્ણ ખુશીથી આપે છે એ ભાન હતું એ વાત આ પદમાં ખુલ્લેખુલ્લી દેખાઇ આવે છે. ઇસુએ પોતે પોતાના પ્રાણત્યાગ વિષે આગળ પણ આ પ્રમાણેજ કહ્યું હતું (જુઓ ૧૦ ; ૧૭, ૧૮). માત્થી પણ એવુંજ કહે છે (૨૭ ; ૫૦).

વધસ્તંભ ઉપર ઉચ્ચારેલાં "સાત વચનો" જુદી જુદી સુવાર્તાઓમાંથી લેવામાં આવ્યાં છે, એ સાતમાંનું એકજ માર્ક અને માત્થીમાં જોવામાં આવે છે, ત્રણ લુકમાં છે અને ત્રણ અહીં છે, ઘણું કરીને તેમનો ક્રમ આ પ્રમાણે છે: અંધકાર થયા પહેલાં (૧) લુક ૨૩ ; ૩૪. (૨) લુક ૨૩ ; ૪૩. (૩) યોહાન ૧૯ ; ૨૬, ૨૭. અંધકાર દરમિયાન (૪) માત્થી ૨૭ ; ૪૬. માર્ક ૧૫ ; ૩૪. અંધકાર પુરો થયા પછી (૫) યોહાન ૧૯ ; ૨૮. (૬) યોહાન ૧૯ ; ૩૦, (૭) લુક ૨૩ ; ૪૬. આ સુવાર્તા પ્રમાણે જે છેલ્લું વચન, "સંપૂર્ણ થયું" છે, તે તો વિજયનો પોકાર છે (સરખાવો ૧૬ ; ૩૩).

પદ ૩૧ ૪૨. ઇસુના સંબંધમાં કરવામાં આવેલી બે વિનંતીઓ.

[31] તે પાસ્ખાની તૈયારીનો દિવસ હતો (અને તે વિશ્રામવાર મોટો દિવસ હતો), એથી વિશ્રામવારે તેઓનાં મુડદાં વધસ્તંભ પર ન રહે માટે યહુદીઓએ પીલાતને વિનંતી કરી કે તેઓના પગ ભાંગીને તેઓને ઉપાડી લેવા જોઇએ.

અહીં જે કહેવામાં આવ્યું છે તેને ઉપરનાજ પદ સાથે કંઇ ખાસ સંબંધ નથી. ઇસુએ પોતાનો પ્રાણ છોડયો છે એ વિષે યહુદીઓને કંઇ ખબર ન હતી. તેઓ તેને વિષે હવે બિલકુલ બેદરકાર હતા અને હવે તેના તેમ તેની સાથે વધસ્તંભે જડાએલા બીજા બે માણસોનાં મુડદાં તેમના નિયમશાસ્ત્રના કોઇ વિધિને

અનુસરીને જલદી દૂર કરવામાં આવે એજ તેઓ ઇચ્છતા હતા. તેઓ આ ત્રણ જણા મરણ પામ્યા ન હોય તો તેમને ઘાતકી રીતે મારવાને પણ અત્યારે તૈયાર થયા હતા. ઇસુએ તેમને "યજ્ઞ કરતાં હું દયા ચાહું છું," (માથ્થી ૧૨ ; ૭, ૯, ૧૩) એ દેવવચન વારંવાર યાદ કરાવ્યું હતું તે યોગ્યજ હતું, પણ તેની અસર કશીજ થઇ ન હતી.

**પાસ્ખાની તૈયારીનો દિવસ.** આ દિવસ પાસ્ખા પર્વની તૈયારીનો દિવસ હતો. આ દિવસ વિશ્રામનો ગણાતો હતો (જુઓ નિર્ગમન ૧૨ : ૧૬. લેવીય ૨૩ ; ૭). વળી તે દિવસે વિશ્રામવાર પણ હતો, અને તેથી એ બે રીતે પવિત્ર હતો. આ દિવસે મુડદાંઓ વધસ્તંભ ઉપર રહેવાં ન જોઇએ એવી યહુદીઓની માન્યતા હતી (જુઓ પુનર્નિયમ ૨૧ ; ૨૨ ઇત્ય.).

**પગ ભાંગીને.** વધસ્તંભ ઉપર જડયા પછી આ જાતનું વિશેષ ઘાતકીપણું મોટે ભાગે ગુલામો ઉપરજ ગુજારવામાં આવતું હતું. કદાચિત્ યહુદીઓ આવા પ્રસંગે તેનો ઉપયોગ બધી જાતના ગુનેગારો ઉપર કરતા હતા અને તે પ્રમાણે તેઓ અહીં પણ કરવા ઇચ્છે છે. વધસ્તંભ ઉપરજ જડવાની શિક્ષા તેમજ આ પગ ભાંગવાની શિક્ષા, એ બન્ને પહેલા ખ્રીસ્તી બાદશાહ કોન્સ્ટાનટાઇને કાઢી નાખી હતી.

[૩૨] એથી સિપાઇઓએ આવીને તેની સાથે વધસ્તંભે જડાએલા પહેલાના તથા બીજાના પગ ભાંગ્યા.

આ કામ સિપાઇઓનું હતું અને તેઓ યહુદીઓની માગણી મુજબ તેમને હુકમ મળવાથી તે કરે છે.

[૩૩] પણ જ્યારે તેઓ ઇસુની પાસે આવ્યા ત્યારે તેઓએ તેને મરણ પામેલો જોઇને તેના પગ ભાંગ્યા નહિ. [૩૪] તોપણ એક સિપાઇએ ભાલાથી તેની કુખ વીંધી, એટલે તરત તેમાંથી લોહી તથા પાણી નીકળ્યાં.

સિપાઇઓએ ઇસુને મૃત્યુ પામેલો જોયો અને તેથી તેમણે તેના પગ ભાંગ્યા નહિ. તોપણ તેમાંનો એક તે મરેલો છે કે નહિ એ વાતની ખાતરી કરવા અગર તો માત્ર મસ્તીના આવેશમાં તેને ભાલાથી વીંધે છે.

**લોહી તથા પાણી.** આના સંબંધમાં જુદાં જુદાં કારણો આપવામાં આવે છે. એક પ્રખ્યાત ડાકટર કહે છે કે ઇસુના મૃત્યુનું કારણ તેના હૃદયનું ફાટી જવું હતું અને તેથી તેના પડખામાં ઘણું લોહી ભરાયું હતું. આ લોહીના તરતજ બે ભાગ થયા અને તેમાંનો એક પાણી જેવો અને બીજો ઘાટા લોહી જેવો હતો. પણ આ એક અનુમાન છે. બીજા કેટલાક કહે છે કે તેના શરીરમાંથી આ વખતે લોહી અને પાણી નીકળ્યાં એ એમ બતાવે છે કે તેનામાં આ મૃત્યુની અવસ્થા હતી, છતાં જીવન છેક નષ્ટ થયું ન હતું, અને તેણે પોતાનો પ્રાણ છોડયો ત્યારથીજ તેના જીવનનો સૂક્ષ્મ ભાગ કામ કરતો લાગ્યો હતો. આ

કારણથી તેનું શરીર ઉત્થાનને માટે તૈયાર થતું હતું. આ લોકો આ પાણી તથા લોહીના નીકળવામાં એ પ્રકારની આત્મિક શુદ્ધિનાં ચિહ્નો જુએ છે. "લોહી" એ ઈસુએ આપેલા પોતાના બલિદાનથી થતી શુદ્ધિ સૂચવે છે, અને "પાણી" એ જે નવો જન્મ તેના જીવનથી પ્રાપ્ત થાય છે તે સૂચવે છે. આમાં વળી એ લોકો ખ્રીસ્તી ધર્મના બાપ્તિસ્મા અને પ્રભુભોજનરૂપી બે મોટા સંસ્કાર પણ જુએ છે. યોહાન પોતાનાં પુસ્તકોમાં "લોહી" અને "પાણી" આ અર્થમાં ઘણે ઠેકાણે વાપરે છે અને તેથી ટીકાકારોની આ માન્યતાને ઘણો ટેકો મળે છે. "લોહી" માટે જુઓ ૬ ; ૫૩-૫૬ : ૧૨ ; ૨૪ ઇત્ય. "પાણી" માટે જુઓ ૪ ; ૧૪ : ૩ ; ૫ અને ૭ ; ૩૮.

[૩૫] જેણે એ જોયું છે તેણેજ આ સાક્ષી આપી છે, જેથી તમે પણ વિશ્વાસ કરો. તેની સાક્ષી ખરી છે, ને તે સત્ય કહે છે, એ તે જાણે છે.

ઉપર જે હકીકત જણાવવામાં આવી છે અને ખાસ કરીને લોહી અને પાણી વિષે જે કંઇ કહેવામાં આવ્યું છે તે ખરૂં છે અને નજરે જોએલું છે એ આ પદનો ભાવાર્થ છે. હવે આ નજરે જોનાર માણસ અને આ સુવાર્તાનો લેખક એકજ છે કે નહિ એ એક મોટો પ્રશ્ન છે અને તે સંબંધી ઘણો મતભેદ છે. જે લોકો એમ કહે છે કે આ સુવાર્તાનો લેખક યોહાનજ છે તેમને માટે તો આ પ્રશ્ન રહેતોજ નથી. આ પદમાં ત્રીજો પુરૂષ વાપરવામાં આવ્યો છે એ ખરૂં છે પણ એવું આ સુવાર્તામાં બીજે સ્થળે પણ કરવામાં આવ્યું છે (જુઓ ૯ ; ૩૭). પણ બીજા કેટલાક એમ પણ કહે છે કે અહીં ત્રીજો પુરૂષ વાપરવામાં આવ્યો છે એજ વાત બતાવે છે કે આ સુવાર્તાનો લેખક અને યોહાન એ બે એક નથી. આ લેખક યોહાનજ છે એવું કહેનારા આ પદનો બીજો ભાગ પોતાના પક્ષનું સમર્થન કરવા સામે મૂકે છે. તેમાં જે વર્તમાનકાળ વાપરવામાં આવ્યો છે તે એમ બતાવે છે કે સાક્ષી પોતે આ પુસ્તક લખાયું ત્યારે જીવતો હતો અને જો તેમ હોય તો તે પોતેજ લેખક હતો એ વિષે કંઇ સંશય રહેતો નથી. તોપણ આ બન્ને અનુમાનજ છે.

**તમે પણ વિશ્વાસ કરો.** એટલે સહુ કોઇ. આ બધું નજરે જોનાર જેમ વિશ્વાસ કરે છે, તેમ આ વાત સાંભળનાર તથા વાંચનાર પણ વિશ્વાસ કરે.

**તેની સાક્ષી ખરી છે.** જે વાત તે કહે છે તે માત્ર ખરી છે એટલુંજ નહિ પણ ખરી સાક્ષી માટે જે કંઇ વસ્તુ જોઇએ તે આ સાક્ષીમાં છે. "ખરી" શબ્દ આ ઠેકાણે સુવાર્તિક પોતાના ખાસ અર્થમાં એટલે આદર્શપૂર્ણ એવા અર્થમાં વાપરે છે (જુઓ ૧ ; ૯ : ૮ ; ૧૪, ૧૬ ).

**તે સત્ય કહે છે.** આ વચન સાક્ષી તરીકે કહેલી વાતના સંબંધમાં વાપરવામાં આવ્યું છે. આ વચનથી કંઇ પુનરૂક્તિ થતી નથી, કારણ કે ખરા સાક્ષ્યમાં બે વસ્તુઓની જરૂર છે અને તે બન્ને અહીં છે, એમ ઉપરના તેમ આ

વચનથી જણાવવામાં આવ્યું છે. જે બે વસ્તુઓની જરૂર છે તે આ છે; (૧) જે વાત વિષે કોઇ કંઇ સાક્ષ્ય આપે તે પોતે પોતાના મનથી માનતો હોવો જોઇએ, અને (૨) જે વાત કહેવાની છે તે બની હોય તેવીજ બરાબર કહેવી જોઇએ.

સુવાર્તિક આ સ્થળે પોતાના સાક્ષ્ય ઉપર આટલો બધો ભાર શા માટે મૂકે છે એ પ્રશ્ન વિચારવા જેવો છે. એ સંબંધમાં કેટલાકનું માનવું એમ છે કે આ લોહી અને પાણી નીકળવાની બીના ઇસુનું મનુષ્યત્વ તેમજ દિવ્યત્વ દર્શાવે છે અને એ વાત સુવાર્તિક લોકોને ખાસ જણાવવા માગે છે.

[36] કેમકે "તેનું એક પણ હાડકું ભાંગવામાં આવશે નહિ," એ શાસ્ત્રવચન પૂર્ણ થવા સારૂ એમ બન્યું; [37] વળી બીજું શાસ્ત્રવચન છે કે, "જેને તેઓએ વીંધ્યો તેને તેઓ જોશે."

ઇસુ ખ્રીસ્તના સંબંધમાં આ વખતે બે વાત બની હતી અને તે બન્ને આશ્ચર્ય પમાડે એવી હતી. સાધારણ રીતે તેનું મૃત્યુ એટલું જલદીથી થવું જોઇતું ન હતું, પણ તે થયું અને તેથી તેના પગ ભાંગવામાં આવ્યા નહોતા. આ ઘટના પણ એક ભવિષ્યવાદ પૂરો કરે છે અને તે અહીં આ સુવાર્તિક આપણને જણાવે છે. બીજી આશ્ચર્યકારક ઘટના થઇ હતી તે એ છે કે તેની કૂખ વીંધવામાં આવી હતી. આના સંબંધમાં પણ ભવિષ્યવાદ હતો.

**હાડકું ભાંગવામાં આવશે નહિ.** (જુઓ નિર્ગમન ૧૨; ૪૬. ગણના ૯; ૧૨.) ગીતશાસ્ત્રમાં પણ આજ પ્રમાણે કહેવામાં આવ્યું છે (જુઓ ગીત. ૩૪; ૨૦). પહેલામાં હલવાનની વાત કરવામાં આવી છે અને બીજામાં ધાર્મિક માણસ વિષે કહેવામાં આવ્યું છે. હલવાન એ ધાર્મિક માણસનું દર્શક ચિહ્ન છે અને એ બન્ને ચિહ્નો ઇસુમાં પૂર્ણતા પામે છે. આ પ્રમાણે ઇસુ પારખાના હલવાન (૧ કોરીં. ૫; ૭) તેમજ પૂર્ણ ધાર્મિક માણસ તરીકે જણાય છે.

**જેને......જોશે** (જુઓ ઝખાર્યાહ ૧૨; ૧૦). આ વાક્યમાં કર્તા યહુદીઓજ છે. જે ભવિષ્યવાદની અહીં વાત કરવામાં આવી છે તે બે વાત સૂચવતો લાગે છે: (૧) યહુદીઓ તેમ જગત ઇસુને ખ્રીસ્ત તરીકે ઓળખવાનુંજ (જુઓ ૧૨; ૩૨) અને (૨) ઇસુ ન્યાય કરનાર તરીકે આવશે ત્યારે સહુએ તેને ઓળખવો પડશેજ (પ્રકટીકરણ ૧; ૭).

[38] આ બીના બન્યા પછી આરમથીઆનો યુસફ, જે ઇસુનો એક શિષ્ય હતો, પણ યહુદીઓના ધાકને લીધે ગુપ્ત રીતે શિષ્ય હતો, તેણે ઇસુનું મુડદું લઈ જવાની પીલાત પાસે રજા માગી; અને પીલાતે રજા આપી. તેથી તેણે આવીને તેનું મુડદું ઉતારી લીધું.

ઈસુના શિષ્યો અત્યાર સુધી મુંગે મોઢે મૂઢ જેવા બની આ બધું જોઈ રહ્યા હતા. પણ તેઓ હવે જાગૃત થાય છે અને તેમનું કર્તવ્ય કરવા લાગે છે. તેમનામાં

આ વખતે પહેલવહેલો આગળ આવનાર એક ગુપ્ત શિષ્ય છે એ વાત ધ્યાનમાં લેવી જોઇએ. ઇસુના જીવન દરમિયાન તેની જે બીક હતી તે દૂર થાય છે અને તે અત્યારે તેની અન્ત્યેષ્ટિ ક્રિયા કરવા બહાર પડે છે. ઇસુએ યોગ્યજ કહ્યું હતું કે, "જો મને...ઉંચો કરવામાં આવશે તો હું સર્વને મારી તરફ ખેંચીશ."

**આ બીના બન્યા પછી.** આ શબ્દોથી કોઇ નિશ્ચિત બીના કે હકીકત સમજવાની નથી. જ્યારે એમ નક્કી થયું કે મરેલા માણસોને દાટવાનાજ છે ત્યારે આ વિનંતી કરવામાં આવી હતી.

**આરમથીઆનો યુસફ** (જુઓ માત્થી ૨૭; ૫૭ ઇત્ય. માર્ક ૧૫; ૪૩ ઇત્ય. લુક ૨૩; ૫૦ ઇત્ય.). આ માણસ નીકોદેમસની માફક યહુદીઓથી ડરતો હતો અને તેથી ઇસુને પોતાના ગુરૂ તરીકે જાહેર રીતે સ્વીકારી શક્યો નહોતો. પણ તે આ વખતે હિમ્મતથી બહાર આવે છે (જુઓ માર્ક ૧૫; ૪૩ ઇત્ય.) અને પીલાતની રજા લઇને ઇસુનું શરીર વધસ્તંભ ઉપરથી ઉતરાવે છે.

**પીલાતે રજા આપી.** રૂમી સરકારનો નિયમજ હતો કે આવી રીતે મૃત્યુ પામેલા માણસોનાં મુડદાં તેમના મિત્રો અથવા સગાંસંબંધીઓને સોંપવાં. બાપ્તિસ્મા કરનાર યોહાન (જુઓ માત્થી ૧૪; ૧૨) તેમ સ્તેફનના સબંધમાં પણ આજ પ્રમાણે કરવામાં આવ્યું હતું (પ્રે. કૃ. ૮; ૨).

[૩૯] વળી નીકોદેમસ, જે પહેલવહેલો રાત્રે ઇસુની પાસે આવ્યો હતો, તે પણ આસરે સો શેર બોળ તથા અગરનું મિશ્ર લઇને આવ્યો.

યુસફની હિમ્મત જોઇ નીકોદેમસને પણ હિમ્મત આવે છે અને તે તેને આ અન્ત્યેષ્ટિ ક્રિયામાં મદદ આપે છે.

**જે...આવ્યો હતો.** આ માત્ર એ માટેજ કહેવામાં આવ્યું છે કે એની આગળની અને અત્યારની સ્થિતિ વચ્ચેનો મુકાબલો બરાબર ધ્યાનમાં આવે. યુસફ ગુપ્ત શિષ્ય હતો તેમ નીકોદેમસ પણ હતો. કદાચિત એ બેમાં યુસફ ઇસુની વધારે નિકટ હતો. બન્ને સાન્હેદ્રિમ સભાના સભ્ય હતા અને તેથી તેઓ આ કાર્ય આ વેળા કરે છે એ બતાવી આપે છે કે તેમનામાં ઇસુના મૃત્યુથી ઘણી હિમ્મત આવી હતી.

**પહેલવહેલો.** એટલે ઇસુના કાર્યની શરૂઆતમાં. કદાચિત્ આ શબ્દ એમ પણ સૂચવતો હોય કે નીકોદેમસ ઇસુ પાસે ઘણી વાર આવ્યો હતો પણ પહેલી વાર રાત્રે આવ્યો હતો.

**બોળ તથા અગરનું મિશ્ર** (જુઓ ગીત. ૪૫; ૮). આ બન્ને સુગંધી પદાર્થો હતા અને આટલા મોટા પ્રમાણમાં એ મિશ્ર લાવવામાં આવ્યું હતું તેનું કારણ એજ હતું કે, નીકોદેમસ એ પદાર્થો વડે ઇસુનું શરીર પૂર્ણ રીતે ઢાંકવા ઇચ્છતો હતો.

**સો શેર.** આ શેર શુમારે ૧૨ ઔંસનો હતો. આટલું બધું એટલે ૧૨૦૦ ઔંસ મિશ્ર ત્યાં લાવવામાં આવ્યું હતું એ વિષે કેટલાક શંકા આણે છે અને

તેથી તેઓ આ શેર નાનો હતો એમ જણાવે છે. પણ કોઇ ધનવાન માણસ પોતાના ગુરૂની દફનક્રિયા માટે આટલું મિશ્ર આણે એ વાતમાં કંઇ ખાસ નવાઇ પામવા જેવું નથી.

[40] ત્યારે યહુદીઓની દાટવાની રીત પ્રમાણે તેઓએ ઇસુનું મુડદું લઇને, તેને સુગંધી દ્રવ્ય લગાડીને, શણના લુગડામાં લપેટયું.

**યહુદીઓની દાટવાની રીત પ્રમાણે.** આ જે કહેવામાં આવ્યું છે તે કદાચિત્ એ બતાવવા માટે છે કે યહુદીઓ મિસરીઓ કરતા હતા તેમ શબમાંથી આંતરડાં વગેરે કાઢી નાખતા ન હતા. અથવા કદાચિત્ તે એટલુંજ જણાવવા માટે છે કે યહુદીઓ સુગંધીઓ સહિત શબને શણના કપડામાં લપેટતા હતા.

**શણના લુગડામાં લપેટયું.** શબને પહેલાં જુદા જુદા કટકાઓથી બાંધતા હતા અને પછી એક મોટા લુગડામાં લપેટતા હતા. અહીં જે "લુગડાં" ની વાત કરવામાં આવી છે તે પહેલી જાતનાં છે, કારણ કે મૂળમાં જે શબ્દ છે તેજ લુક ૨૪ ; ૧૨માં વાપરવામાં આવ્યો છે. ઉપર લપેટવાની ચાદર વિષે માર્ક ૧૫ ; ૪૬માં કહેવામાં આવ્યું છે.

[41] હવે જ્યાં તે વધસ્તંભે જડાયો હતો, તે સ્થળે એક વાડી હતી, અને તે વાડીમાં એક નવી કબર હતી, કે જેમાં કોઇને કદી મૂકવામાં આવ્યો ન હતો.

**એક વાડી હતી.** ઘણું કરીને આ વાડી યુસફનીજ હતી, કારણ કે માથ્થી ( ૨૭ ; ૬૦ ) કહે છે કે આ કબર તેની હતી. આ વાડી વિષે માત્ર આ સુવાર્તિકજ કહે છે.

**એક નવી કબર.** આ જાતની કબરો ડુંગરાઉ પ્રદેશના ખડકોમાંથી કોતરી કાઢવામાં આવતી હતી. ઇસુને અહીં મૂકવામાં આવ્યો હતો તે યોગ્યજ હતું, કારણ કે તે યુસફના ગુરૂ હતા. અને આવી કોરી કબરોમાં શબને મૂકવું એ એક માનનું ચિહ્ન હતું. માથ્થી તથા લુક એ બન્ને આ કબર નવી હતી એ વાતની સાક્ષી પૂરે છે. વળી તેને નવી કોરી કબરમાં મૂકવામાં આવ્યો હતો એ વાત પર ભાર મૂકવામાં આવ્યો છે, અને તે પરથી લેખક એ જણાવવા માગે છે કે, ખ્રીસ્ત તદન કોહેવાણથી વેગળો રહ્યા હતા.

[42] એ માટે તેઓએ યહુદીઓના [પાસ્ખાની] તૈયારીના દિવસને લીધે ઇસુને ત્યાંજ મૂક્યો, કેમકે તે કબર પાસે હતી.

ઇસુના આ શિષ્યોએ તેના શબને થોડાજ કાળ માટે અહીં રાખવા અને પછી કોઇ વધારે સારા સ્થળમાં લઇ જવા ધાર્યું હોય એમ આ ઉપરથી ચોક્કસ લાગે છે.

**યહુદીઓના પાસ્ખાની તૈયારીના દિવસ.** ( સરખાવો ૨ ; ૧૩ : ૧૧ ; ૫૫ ).

## અધ્યાય ૨૦.

હવે આપણે બીજા મુખ્ય ભાગના ત્રીજા અને છેલ્લા વિભાગમાં પ્રવેશ કરીએ છીએ. આ વિભાગમાં ઇસુના ઉત્થાન વિષે કહેવામાં આવ્યું છે, અને ૨ સુવાર્તામાં જેમ ઇસુનો દુ:ખભોગ માત્ર ઇતિહાસરૂપે નહિ પણ બાહ્ય ઘટનાએ દ્વારા પ્રકાશતા આત્મિક રૂપે દર્શાવવામાં આવેલ છે, તેમજ આ ઉત્થાન પણ રીતેજ દર્શાવવામાં આવ્યું છે. એમાં એજ વિગતો વગેરે આપવામાં આવ્યાં કે જે દ્વારા શિષ્યોનાં ભય અને શંકાઓ હમેશને માટે દૂર થઇ તેમનો વિશ્વા પરિપૂર્ણ થયો હતો. જેમ ઇસુને નવું જીવન પ્રાપ્ત થયું હતું તેમજ તેના શિષ્યો તેના પર પૂર્ણ વિશ્વાસ અને ભક્તિ ઉત્પન્ન થવાથી નવું જીવન પ્રાપ્ત થયું હતું બતાવવાનોજ આ વિભાગનો ઉદ્દેશ છે.

જે કેટલીક વાતો આ સુવાર્તામાં નથી, પણ બીજી સુવાર્તાઓમાં જોવા આવે છે તે આ છે :—

બે મરિયમ અને સાલોમેને દૂતે આપેલો સંદેશ ( માત્થી અને માર્ક ).

પ્રેરિતો સિવાયના બે શિષ્યોને આપેલું દર્શન ( લુક અને માર્ક ).

છેલ્લી આજ્ઞા અને વચન ( માત્થી અને માર્ક ).

કેટલીક વાતો આ સુવાર્તામાં નથી, પણ માત્ર એકજ સુવાર્તામાં છે આ છે :—

માત્થી.

ધરતીકંપ, પત્થર દૂર કરનાર દૂતનું ઉતરવું, ચોકીદારોનું ભયભીત થવું.

ચોકીદારોએ આપેલી ખબર અને મુખ્ય યાજકોની યુક્તિ ( ૨૮ ; ૧ ઇત્ય.

ગાલીલના પર્વત ઉપર દર્શન દેતી વખતે કહેલા શબ્દો ( સરખાવો મા ૧૬ ; ૧૫ ઇત્ય. ).

માર્ક.

શિષ્યોને તેમના અવિશ્વાસ માટે આપેલો ઠપકો ( ૧૬ ; ૧૪ ).

લુક.

પીતરને દર્શન ( ૨૪ ; ૩૪. સરખાવો ૧ કોરીંથી. ૧૫ ; ૫ ).

એમ્મૌસ જતાં કરેલી વાતચીત ( ૨૪ ; ૧૩ ઇત્ય. સરખાવો માર્ક ૧૬ ૧૨ ઇત્ય. ).

અગીઆર શિષ્યો અને બીજાઓ સાથે મેળાપ થતાં થએલી વાત ( ૨૪ ૩૬ ઇત્ય. ).

સ્વર્ગારોહણ પહેલાંનું દર્શન (૨૪; ૪૪ ઇત્ય.).

પછી સરખાવો પ્રેરિતોનાં કૃત્યો ૧; ૧-૧૨: ૨; ૨૪-૩૩: ૩; ૧૫: ૫; ૩૦ ઇત્ય. ૧૦; ૪૦ ઇત્ય. ૧ કોરીંથી. ૧૫; ૫-૮.

આ ઉપરાંત પાઉલે ઇસુનાં દર્શનોનો જે હેવાલ આપ્યો છે તે પણ ધ્યાનમાં લેવા જેવો અને આની સાથે સરખાવવા જેવો છે.

૧. પીતરને અને બાર શિષ્યોને (યરૂશાલેમમાં).

૨. પાંચસેં કરતાં વધારે ભાઇઓને એક સાથે (ગાલીલમાં).

૩. યાકૂબ અને સર્વ પ્રેરિતોને (યરૂશાલેમમાં).

૪. પાઉલને પોતાને.

પાઉલ મરિયમ માગદાલેણને થએલા દર્શન વિષે તથા ખાસ કબર આગળ બનેલી બીનાઓ વિષે કશું કહેતા નથી.

જે વાતો આ સુવાર્તામાંજ ખાસ જોવામાં આવે છે તે આ છે:—

૧. પાપોની ક્ષમા કરવાના અધિકારનું દાન.

૨. બીજા પ્રભુના દિવસે દર્શન.

આ ઉપરાંત ૨૧મા અધ્યાયમાંની વિગતો પણ અહીંજ જોવામાં આવે છે. યોહાનની સુવાર્તામાં જે કંઇ વિશેષ જોવામાં આવે છે તે પીતર, યોહાન પોતે, મરિયમ માગદાલેણ અને થોમાનાં વ્યક્તિગત લક્ષણો છે.

જુદી જુદી સુવાર્તાઓએ જે હેવાલ આપેલો છે તેમની વચ્ચે ભેદ છે ખરો, છતાં કેટલીએક વાતો એકસરખી પણ છે. દાખલા તરીકે:—

ઉત્થાનનું કાર્ય કોઇ સુવાર્તામાં વર્ણવેલું નથી.

દર્શન માત્ર વિશ્વાસ કરનારાઓનેજ થાય છે.

દર્શન માત્ર છુટી છુટી વ્યક્તિઓને થાય છે એટલુંજ નહિ પણ માણસોના સમુહોને પણ થાય છે.

આ દર્શનો કેવળ ઇસુ ખ્રીસ્તની ઇચ્છાને આધીન છે. તેણે પોતે દર્શન દીધું.

પહેલાં તેના સંબંધમાં શંકા ઉત્પન્ન થઇ હતી.

તેના સંબંધમાં માત્ર બીજાએ કહેલું સ્વીકારવામાં આવ્યું ન હતું.

તેનું પરિણામ જીવંત ખ્રીસ્તના તેના શિષ્યો સાથેના ઐક્યમાં દેખાયું.

કેટલીક વિગતોમાં પણ સામ્યતા છે:—પ્રભાતમાં સ્ત્રીઓ પહેલાં કબર પાસે જાય છે અને આશાનો ઉદય થાય છે.

પત્થર ખસેડેલો જોવાથી આશંકા ઉત્પન્ન થાય છે.

ઇસુ ખ્રીસ્તના દર્શન પહેલાં દૂતો દેખાય છે.

ખ્રીસ્ત સૌથી પહેલો મરિયમ માગદાલેણને પોતાનું દર્શન આપે છે.

યોહાન જે બધું વર્ણન અહીં આપે છે તેમાં ખાસ ધ્યાનમાં લેવા જેવું કંઇ હોય તો તે વિશ્વાસના જુદા જુદા પ્રકાર છેઃ ઇસુનો પ્રિય શિષ્ય ઇસુનું દર્શન કર્યા વગર માત્ર ત્રણ ચિહ્નથી તેનું ઉત્થાન થયું છે એવું માને છે (૨૦; ૮); મરિયમ માગદાલેણ કંઇ જોઇને કે સાંભળીને માને છે, એમ નહિ પણ માત્ર ઇસુના પ્રેમપૂર્ણ અવાજથી માનવા લાગે છે (૨૦; ૧૪-૧૬); બીજા શિષ્યો ઇસુને લાગેલા ઘા જોઇનેજ માને છે (૨૦; ૨૦); અને થોમા તો અમુક શરત પૂરી કરવામાં આવે તોજ માનવા તૈયાર થાય છે (૨૦; ૨૭ ઇત્ય.).

આ અધ્યાયના પાંચ ભાગ કરવામાં આવે છે. (૧) ઉત્થાન વિષે પહેલું સાક્ષ્ય, ૧-૯. (૨) મરિયમ માગદાલેણને દર્શન, ૧૦-૧૮. (૩) દસ શિષ્યો અને બીજાઓને દર્શન, ૧૯-૨૩. (૪) થોમા અને બીજાઓને દર્શન, ૨૪-૨૯. (૫) ઉપસંહાર અને સુવાર્તાનો ઉદ્દેશ, ૩૦, ૩૧.

પદ ૧-૯. ઉત્થાન વિષે પહેલું સાક્ષ્ય.

[1] ત્યારે અઠવાડિયાને પહેલે [દહાડે] મોટે મળસકે અંધારૂં હતું એવામાં મરિયમ માગદાલેણ કબર આગળ આવી, ને કબર પરથી પત્થર ખસેડેલો તેણે દીઠો.

મરિયમ માગદાલેણ કબર પાસે સહુથી પહેલી જાય છે એ તેનો ઇસુ પ્રત્યેનો ભક્તિભાવ બતાવે છે. તેની સાથે બીજી સ્ત્રીઓ હતી પણ તે સહુની પહેલાં પહોંચી જાય છે (સરખાવો માથ્થી ૨૮; ૧. માર્ક ૧૬; ૨).

**પત્થર ખસેડેલો તેણે દીઠો.** બધી સુવાર્તાઓ આ વિગત આપે છે અને માર્કના કહેવા પ્રમાણે એથીજ ત્યાં આવનારાઓનું ધ્યાન ખેંચાયું હતું (માર્ક ૧૬; ૪).

[2] ત્યારે તે દોડીને સીમોન પીતરની પાસે તથા બીજો શિષ્ય, જેના પર ઈસુ પ્રેમ રાખતો હતો, તેની પાસે જઈને તેઓને કહે છે કે, તેઓએ પ્રભુને કબરમાંથી કાઢી લીધો છે, અને તેઓએ તેને ક્યાં મૂક્યો છે તે અમે જાણતાં નથી.

પત્થર ખસેડેલો જોઇ મરિયમ માગદાલેણને આશંકા ઉત્પન્ન થઇ કે ઇસુને તેના દુશ્મનો ક્યાંક લઇ ગયા છે અને તેથી તે પાધરીજ પીતર અને યોહાન પાસે આવે છે. પીતર અને યોહાન એક સાથે હતા અથવા પાસે પાસે રહેતા હતા, એ એમ સૂચવે છે કે ઇસુના મુખ્ય શિષ્યો હજુ સાથેજ હતા અને ઘણું કરીને તેઓ આ બધો વખત તીવ્ર શોકમાં ગાળતા હતા.

**સીમોન પીતરની પાસે તથા બીજો શિષ્ય.....તેની પાસે.** અહીં "પાસે" શબ્દ બન્નેની સાથે મૂકવામાં આવ્યો છે એ ઉપરથી ટીકાકારો એમ ધારે છે કે એ બન્ને જુદા જુદા રહેતા હોવા જોઇએ. પીતરે ઇસુનો ઇનકાર કર્યો હતો એ વાતની બધાને ખબર પડવા સંભવ નથી અને તેથી શિષ્યોમાં હજુ તેજ મુખ્ય ગણાતો હતો. કદાચિત્ પડી હોય તો પણ તેનો તીવ્ર પશ્ચાત્તાપ સહુએ જાણ્યો હશે.

**તેઓએ.** આ કોણ હતા તેના સંબંધમાં કંઇક મતભેદ છે. કોઇ કહે છે કે મરિયમ યહુદીઓ વિષે કહે છે અને બીજા કહે છે કે તે કદાચિત્ યુસફ, નીકોદેમસ વગેરેનીજ વાત કરે છે. આ પ્રશ્ન કંઇ બહુ મહત્ત્વનો નથી.

**પ્રભુને.** મૃત શરીર પણ હજી આ સ્ત્રીને મન " પ્રભુ " છે.

**અમે જાણતાં નથી.** મરિયમ સાથે જે બધી સ્ત્રીઓ હતી તે બધીનો અહીં સમાવેશ કરવામાં આવ્યો છે.

[3] તેથી પીતર તથા પેલો બીજો શિષ્ય કબર તરફ જવા નીકળ્યા. [4] તે બન્ને સાથે દોડયા; પણ પેલો બીજો શિષ્ય પીતરને પાછળ મૂકીને કબર આગળ પહેલો પહોંચ્યો.

આ ખબર મળતાંજ આ બન્ને શિષ્યો કબર તરફ જવા નીકળે છે અને તેઓ દોડે છે. પણ આટલાથીજ સંતોષ નહિ પામતાં યોહાન જે આ બેમાં વધારે નાનો હતો અને વળી ઇસુ પર વધારે પ્રેમ રાખતો હતો તે પીતરથી પણ વધારે દોડી જલદી પહોંચે છે. આ બન્નેની તેમ મરિયમ માગદાલેણની ઉત્સુકતા અહીં ધ્યાનમાં લેવા જેવી છે. એ ઉત્સુકતા તેમની ભક્તિનુંજ પરિણામ છે. મરિયમ સ્ત્રી હોવાથી સ્વાભાવિક રીતે પાછળ રહી ગઇ હતી અને તેથી તેનું નામ આ બે પદમાં લેવામાં આવ્યું નથી.

[5] તેણે નીચા વળીને અંદર જોયું તો શણનાં લુગડાં પડેલાં દીઠાં; તોપણ તે માંહે ગયો નહિ. [6] પછી સીમોન પીતર પણ તેની પાછળ આવીને કબરમાં પેઠો; અને તેણે પણ શણનાં લુગડાં પડેલાં દીઠાં.

પીતર અને યોહાન એ બેમાં યોહાનમાં ઉત્સુકતા વધારે હતી, પણ પીતરમાં હિમ્મત વિશેષ હતી. આ બધાં વ્યક્તિગત્ લક્ષણો આ સુવાર્તામાં ખાસ જોવામાં આવે છે અને તે ધ્યાનમાં લેવાં જોઇએ.

**દીઠા .....દીઠાં.** મૂળમાં આ બે શબ્દો જુદા છે. પહેલા શબ્દમાં બહુ ધ્યાનપૂર્વક જોયું હોય એવો અર્થ નથી, પણ બીજામાં છે. સ્વાભાવિક રીતે પીતર જ્યારે અંદર ગયો ત્યારે તેણે વધારે કાળજીથી તપાસ કરી હશે અને આ કારણથીજ તે ૭મા પદમાંનો રૂમાલ જોઇ શક્યો.

[7] જે રૂમાલ તેના માથા પર બાંધેલો હતો, તે શણનાં લુગડાંની જોડે પડેલો નહોતો, પણ એક ઠેકાણે જુદો વાળીને મૂકેલો હતો.

અહીં જે વિશેષતા હતી તે એ હતી કે આ શણનાં લુગડાં તેમ માથા પરનો રૂમાલ જુદાં હતાં અને વળી રૂમાલ સંકેલેલો પડયો હતો. જો ઇસુને તેના દુશ્મનોએ દૂર કર્યો હોત તો તેઓ તેનાં લુગડાં વગેરે દૂર ન કરત. તેના મિત્રો તેને લઇ ગયા હોત તો તેઓ પણ આ પ્રમાણે કરત નહિ. કબરમાં ઉતાવળથી કામ કરી લીધેલું હોય એવું કશું ચિહ્ન ન હતું અને વળી બધું શાંતિ અને સ્વસ્થતાથી કરવામાં આવ્યું હોય એમ લાગતું હતું.

[8] પછી બીજો શિષ્ય કે જે કબર પાસે પહેલો આવ્યો હતો, તેણે પણ માંહે જઇને જોયું, ને વિશ્વાસ કર્યો.

જે બધું વર્ણન ઉપલાં પદોમાં આપવામાં આવ્યું છે તે આબેહુબ છે, અને બધી વિગતો એક પછી એક લેખકના મનમાં ઠસી રહી હોય એમ આપણને લાગે છે. પીતરના અંદર જવા પછી યોહાન પણ જાય છે, જુએ છે અને વિશ્વાસ કરે છે. આ વિશ્વાસ ઇસુના ઉત્થાનથી થએલો હતો. તે વિશ્વાસ પ્રથમ તેનામાં ઉપજ્યો હતો એવું આ વચન ઉપરથી સિદ્ધ થાય છે. તે ઇસુનો પ્રિય શિષ્ય અને ભક્ત હતો, અને તેને ઇસુ પર જેટલો વિશ્વાસ હતો તેટલો બીજા કોઇ પણ શિષ્યને નહોતો. આ કારણથી તે આટલુંજ જુએ છે એટલે કે પત્થર ખસેડવામાં આવેલો છે, કબર ખાલી છે, અને કપડાં સંભાળથી વાળી મૂકેલાં છે કે તરતજ તેને ઇસુ ખ્રીસ્ત જીવતો છે એવો વિશ્વાસ આવે છે. ઇસુ ખ્રીસ્ત પર પૂર્ણ વિશ્વાસનો જન્મ અહીં થાય છે.

[9] કેમકે, તેણે મરીગએલાંમાંથી પાછા ઉઠવું જોઇએ, એ શાસ્ત્ર-વચન તેઓ ત્યાં સુધી સમજતા ન હતા.

ઇસુનું ઉત્થાન થવાનું છે એ વાતની શિષ્યોને પહેલાંથી કશી ખબર ન હતી. તેઓ એમજ ધારતા હતા કે ઇસુ મરવાનો નથી. તો પછી તેના ફરી ઉઠવાની વાત તો રહીજ ક્યાં? આ કારણથી જ્યારે તેઓએ ઇસુને મૃત્યુ પામેલો જોયો ત્યારે તેઓ છેક નિરાશ થઇ ગયા હતા અને તેમના શોકની કશી સીમા રહી નહોતી (જુઓ લુક ૨૪; ૨૧. માર્ક ૧૬; ૧૪). આ કારણથી તેઓ ઇસુનું ઉત્થાન થયું છે એવું માનવા તત્પર નહોતા. શાસ્ત્રમાં ઉત્થાનના સંબંધમાં જે કંઇ આપવામાં આવ્યું હતું તે પણ તેઓ સમજી શક્યા નહોતા અને તે તેઓ જ્યારે તેમને ઇસુના ઉત્થાનની સ્વતંત્ર રીતે ખાતરી થઇ ત્યારેજ સમજી શક્યા (સરખાવો લુક ૨૪; ૨૫, ૪૫). ઇસુના દુશ્મનો તેના કહેવાનો મર્મ કંઇક અંશે સમજ્યા હતા અને તેથીજ તેઓએ તેના સંબંધમાં ચાંપતા ઉપાય લીધા હતા (માત્થી ૨૭; ૬૩ ઇત્ય.). આનો અર્થ એ નથી કે તેઓ ઇસુના ઉત્થાન

વિષેના વચન પર વિશ્વાસ કરતા હતા. તેમને એ ઢોંગ લાગ્યો હતો અને ઇસુના શિષ્યો પણ એ ઢોંગ કાયમ રાખે એવી તેમને બીક હતી. "સાહુકારની એક નજર અને ચોરની સો" એવી જે કહેવત છે તે પ્રમાણે તેઓ આ વાતના સંબંધમાં વર્ત્યા હતા.

**પાછા ઉઠવું જોઇએ.** અહીં "જોઇએ" શબ્દથી દિવ્ય પ્રયોજન અથવા હેતુ સૂચવવામાં આવ્યો છે. ઇસુના જીવનના આખરના ભાગમાં જે બધી અણધારેલી ઘટનાઓ થઇ હતી તેના સંબંધમાં આવો હેતુ બતાવવામાં આવ્યો છે (જુઓ માત્થી ૨૬ ; ૫૪. માર્ક ૮ ; ૩૧. લુક ૯ ; ૨૨ : ૧૭ ; ૨૫ : ૨૨ ; ૩૭ : ૨૪ ; ૭, ૨૬, ૪૪, ૪૬. યોહાન ૩ ; ૧૪ : ૧૨ ; ૬૪. પ્રે. કૃ. ૧ ; ૧૬ : ૨ ; ૪ ).

**શાસ્ત્રવચન.** આ શાસ્ત્રવચન ઘણું કરીને ગીત. ૧૬ ; ૧૦ છે ( સરખાવો પ્રે. કૃ. ૨ ; ૨૪ ઇત્ય. ૧૩ ; ૩૫ ).

પદ ૧૦-૧૮. મરિયમ માગદાલેણને દર્શન.

[10] ત્યારે શિષ્યો પાછા પોતાને ઘેર ગયા.

તેઓને એમ લાગ્યું કે હવે આ કરતાં વિશેષ અહીં રહીને કંઇ માહિતી મળે એવું નથી. વળી જે દૂતો પેલી સ્ત્રીઓના જોવામાં આવ્યા હતા, તેઓએ આ શિષ્યોને દર્શન દીધું નહિ. આવાં દર્શનો આત્મિક નિયમને અનુસરીને થાય છે.

[11] પણ મરિયમ બહાર કબરની પાસે રડતી ઉભી રહી, તે રડતાં રડતાં નીચી નમીને કબરમાં ડોકિયાં કર્યા કરતી હતી ; [12] અને જ્યાં ઈસુનું મુડદું મૂકવામાં આવ્યું હતું, ત્યાં ઉજળાં લુગડાં પહેરેલા બે દૂતને, એકને ઓશીકે, ને બીજાને પાંગતે, બેઠેલા તેણે જોયા.

ઇસુના શિષ્યો ચાલ્યા ગયા પણ આ શિષ્યા ગઇ નહિ. તેનામાં સ્ત્રીજાતને સ્વાભાવિક એવી ઉંડી ભક્તિ હતી, અને તેથી તે શું થયું હશે એ વાતનો વિચાર કરતી અને રડતી રડતી ત્યાંજ ઉભી રહી. તેની આ ભક્તિનું ફળ તેને તરતજ મળે છે.

**બે દૂતને, એકને ઓસીકે, ને બીજાને પાંગતે.** ( સરખાવો નિર્ગમન ૨૫ ; ૨૨. ૧ શમૂ. ૪ ; ૪. ૨ શમૂ. ૬ : ૨. ગીત. ૮૦ ; ૧ : ૯૯ ; ૧ ). આ સુવાર્તામાં દૂતો માત્ર અહીંજ જોવામાં આવે છે (સરખાવો ૧ ; ૫૨ : ૧૨ ; ૨૯).

[13] તેઓ તેને પૂછે છે કે, બાઈ, તું કેમ રડે છે ? તે તેઓને કહે છે કે, તેઓ મારા પ્રભુને લઇ ગયા છે, અને તેઓએ તેને કયાં મૂકયો છે તે હું જાણતી નથી, માટે [ હું રડું છું ].

દૂતોને જોઇને મરિયમને આશ્ચર્ય લાગ્યુંજ હશે અને તે ગભરાઇ પણ ગઇ હશે. આ જોઇ દૂતોજ તેને પહેલાં પ્રશ્ન કરે છે. મરિયમનો ઉત્તર એકજ છે અને તે તેના પ્રભુને કોઇ લઇ ગયું છે એ વાત જણાવે છે. પ્રેરિતો આગળ પણ તેણે આજ કહ્યું હતું (પદ ૨), માત્ર તેમની આગળ તેણે "પ્રભુ" એ શબ્દો વાપર્યા હતા અને અહીં તે "મારા પ્રભુ" એમ કહે છે; વળી ત્યાં તે કહે છે કે "અમે જાણતાં નથી" પણ અહીં તો "હું જાણતી નથી." એટલે બીજા પદનો અને આ પદનો ભાવાર્થ એકજ છે, પણ ફેર એટલો છે કે ત્યાં સંબંધ અને ખોટ સર્વને સામાન્ય છે એવી રીતે વાત કરવામાં આવે છે; અહીં તે અંગત છે, એમ "મારા" અને "હું" શબ્દોથી જણાય છે. અહીં આપેલી વિગતવાર હકીકત આ સુવાર્તિકને મરિયમ માગદાલેણ પાસેથીજ મળેલી હોવી જોઇએ.

[૧૪] એમ કહીને તેણે પછવાડે ફરીને ઈસુને ઉભેલો જોયો: પણ એ ઈસુ છે, એમ તેણે જાણ્યું નહિ. [૧૫] ઈસુ તેને કહે છે કે, બાઈ, તું કેમ રડે છે? તું કોને શોધે છે? તે માળી છે એમ ધારીને તેણે તેને કહ્યું કે, સાહેબ, જો તેં તેને અહીંથી ઉઠાવી લીધો હોય, તો તેં તેને ક્યાં મૂક્યો છે એ મને કહે, એટલે હું તેને લઈ જઈશ.

મરિયમનું આ દુઃખ જોઇ ઇસુથી સહેવાતું નથી અને તે પોતે ત્યાં હાજર થાય છે. તે પહેલાં પ્રગટ થતો નથી એનું કારણ એ છે કે તે મરિયમનું દિલ હજુ વધારે જોવા ઇચ્છે છે, અથવા દુનિયાને તે બતાવવા ઇચ્છે છે. તેણે આ પ્રમાણે કર્યું હતું તે યોગ્યજ છે, કારણ કે મરિયમનો શોક અસાધારણ હતો તેમ તેની ભક્તિ પણ અસાધારણ હતી. તેને માટે હજુ તેનો પ્રભુ મરેલો છતાં જીવંતજ છે અને જેમ કોઇ માતા પોતાના બાળકને માટે કરે અથવા બાળક માતાને માટે કરે તેમ તે પોતાના પ્રભુને, પ્રભુના શબને જોવા ઇચ્છે છે અને તેને કોઇ સારા સ્થાને મૂકવા ઇચ્છે છે. મરિયમની ભક્તિની અહીં પરાકાષ્ટા છે, અને કદાચિત્ તેની આ ભક્તિ શિષ્યોની અને તેમાંય યોહાનની ભક્તિથી વિશેષ હતી. પીતર અને યોહાનની નજરમાં ઇસુ મૃત્યુ પામ્યો હતો અને તેઓ કબર આગળ આવીને પાછા ચાલ્યા ગયા. યોહાનને વિશ્વાસ થયો હતો એ વાત ખરી છે પણ તે પીતર સાથે ચાલ્યો ગયો, પણ મરિયમ ગઇ નહિ, તે બહાવરી બની હતી. તેને તો, ઇસુનું શબ તો શબ, પણ તે જોયેજ છુટકો હતો. તેને માટે એજ તેનો પ્રભુ છે. તેને માટે ઇસુ મરેલોજ નથી. વર્ડઝવર્થ નામના મહાન કવિએ "અમે સાત છીએ" એ નામનું એક નાનું પણ અતિ સાદું, સરળ અને સુંદર કાવ્ય લખ્યું છે. એ કાવ્યનો ભાવાર્થ એ છે કે બાળક પોતાની કુમળી વયને લીધે તેમ ગાઢ અને સરળ પ્રેમને લીધે મરેલાંને પણ જીવતાંજ ગણે છે. બાળક આ પ્રમાણે કરે એ સ્વાભાવિક છે પણ મોટી વયનું માણસ આ પ્રમાણે ક્વચિતજ કરી શકે છે, અને જ્યારે એમ

રે ત્યારે તેના આ કાર્યને અસાધારણ પ્રેમનું ચિન્હ સમજવું. મરિયમ આજ
માણે કરે છે અને તેમ કરી તે તેની અપાર ભક્તિ પ્રદર્શિત કરે છે, અને ઇસુ
ા ભક્તિના ફળરૂપેજ તેને સહુથી પહેલાં પોતાનું દર્શન આપે છે.

[16] ઇસુ તેને કહે છે કે, મરિયમ. તે ફરીને તેને હેબ્રી ભાષામાં
હે છે કે, રાબ્બોની! (એટલે ગુરૂજી).

મરિયમ પોતાના શોકમાં ઘેલી બની હતી અને પોતાનું ભાન ભૂલી ગઇ
તી. તેનું ચિત્ત તેના પ્રભુમાં પૂર્ણ રીતે લાગ્યું હતું અને તે સિવાય બીજી કોઇ
ણ વાતનો વિચાર કરી શકતી નહોતી. તે આમ ઘેલી થઇને ફરે એ ઇસુથી
ધારે વાર જોઈ શકાયું નહિ અને તેથી તેણે તેને તેનું નામ જે ઇસુને પ્યારૂં હતું
ને જે લેતાં ઇસુનો મરિયમ પ્રત્યેનો પ્રેમ પૂર્ણ રીતે પ્રકાશતો હતો તે નામ લઇને
લાવી. આ નામ દેતાંજ મરિયમને શુદ્ધિ આવી અને તેણે સામું ઇસુનું જે
મ તેને પ્યારૂં હતું, જે તેના પ્રાણરૂપ હતું તે લીધું. આ પરસ્પર સંબોધનમાં
ર્ગ અને પૃથ્વીનો પ્રથમ મેળાપ થાય છે.

**હેબ્રી ભાષામાં.** ઇસુના શિષ્યો વગેરે જ્યારે બહુજ નજદીકનો સંબંધ
તાવવો હોય ત્યારે તેને હેબ્રી ભાષામાં સંબોધતા હતા એ વાત ધ્યાનમાં લેવી
ઇએ.

[17] ઇસુ તેને કહે છે કે, હજી સુધી હું બાપ પાસે ચઢી ગયો નથી,
ાટે મને સ્પર્શ ન કર; પણ મારા ભાઇઓની પાસે જઇને તેઓને કહે
, જે મારો બાપ તથા તમારો બાપ, અને મારો દેવ તથા તમારો દેવ,
ની પાસે હું ચઢી જાઉં છું.

ઇસુને "ગુરૂજી" નામથી સંબોધી મરિયમ તેને પગે પડવા લાગી હતી એમાં
શો શક નથી. ઇસુએ મરિયમનું ભાન પાછું આણ્યું હતું એ ખરૂં, પણ અત્યારે
સ્તુસ્થિતિ બદલાઇ છે એ વાતની મરિયમને કશી ખબર નહોતી. તે તો એમજ
મજતી હતી કે મારો પ્રભુ જીવતોજ છે અને મારે મન તે મૃત્યુ પામેલો નથી
. પછી તેના ઉત્થાનનો તો પ્રશ્નજ ક્યાં રહ્યો! આ માટે ઇસુ તેને આ વિશેષ
સ્તુનું ભાન કરાવે છે. તે કહે છે કે, મરિયમ, તું એ સમજ કે હું આગલો પ્રભુ
ધી રીતે તો નથીજ; હું તરતજ બાપ પાસે જવાનો છું અને ત્યાં રહી તમારી
ાથે આગળ કરતાં પણ વધારે સારો સહવાસ રાખીશ

**માટે.** આ શબ્દ "હજી સુધી હું ..નથી" એટલા વાક્ય સાથે લેવો કે
આખા વાક્ય સાથે લેવો એ એક પ્રશ્ન છે અને તેના સંબંધમાં મતભેદ છે. બન્ને
તે અર્થમાં બહુ ફેર પડતો નથી. આખા વચનનો અર્થ ઉપર કરવામાં આવ્યો
 તે લેતાં આ શબ્દ પહેલા ભાગની સાથે લેવો જોઇએ.

**સ્પર્શ.** ઇસુનું શરીર ઉત્થાન પામ્યા પછી કેવું છે તે જાણવાની મરિયમની ઇચ્છા નહોતી, પણ તે તો ઇસુને પકડી રાખવાનો અને ત્યાંનેત્યાંજ રાખવાનો વિચાર રાખતી હતી. બીજા પ્રસંગોએ ઇસુએ પોતેજ પોતાના શિષ્યોને પોતાના શરીરને સ્પર્શ કરવાનું કહ્યું હતું (પદ ૨૭. લુક ૨૪; ૩૯. સરખાવો ૧ યોહાન ૧; ૧).

**હજી સુધી હું...માટે મને સ્પર્શ ન કર.** કેટલાક હસ્તલેખો પરથી એવો અર્થ લાગે છે કે મરિયમ ઉભી થઇને ઇસુને પગે વળગવા દોડી (સરખાવો માત્થી ૨૮; ૯). વળી એમ પણ જણાય છે કે જ્યારે ઇસુ તેની સાથે વાત કરતો હતો, ત્યારે તે તેને પગે વળગી રહી હતી. તે ધારતી હતી કે ઇસુ ખ્રીસ્ત પાછો જીવતો થઇ આ જીવનમાં આવ્યો એટલામાંજ મરણ પરની જીત પૂરી થઇ. ત્યારે ખ્રીસ્તે તેને જવાબ આપ્યો કે, તું મને વળગી રહે નહિ, કારણ કે કાયિક ઇન્દ્રિયો વડે હું ખરેખર જેવો છું તેવો જણાઇ શકવાનો નથી, કારણ કે હું પાછો જીવતો થયો એ ખરૂં પણ તે ઉપરાંત બીજું પણ કંઇક થવું જોઇએ, અને એ થાય ત્યારેજ જે સંબંધ તું ચાહે છે, તે કાયમનો થઇ શકે. જ્યારે હું મારા બાપ પાસે ચઢી જઇશ, ત્યારેજ મારી ફતેહ પૂર્ણ થઇ કહેવાશે, અને ત્યારેજ જે સંબંધ તું હમણાં માગે છે તે કાયમનો કરી શકાય. પણ હાલ તો તારા પ્રેમનો બદલો હું તને આ આપું છું કે, જેઓને તેં તને તથા તેઓને પડેલી ખોટ વિષે ખબર આપી હતી (પદ ૨) તેઓને હવે આ આનંદદાયક સમાચાર પણ પહોંચાડ. થોમાનો જે આત્મિક સ્વભાવ હતો તેના કરતાં તદન ઉલટો મરિયમનો હતો. મરિયમ તો જે પાર્થિવ રૂપ જુએ છે તેટલાથીજ સંતોષ માની લે છે. થોમા ધારતો હતો કે ફરીથી પાર્થિવ જીવન પ્રાપ્ત કરવું અશક્ય છે, તેથી પાર્થિવ રૂપની ખાતરી પામ્યા પછી ખ્રીસ્તના દિવ્ય રૂપનું પૂરૂં જ્ઞાન પામે છે (પદ ૨૮).

**મારા ભાઇઓ.** ઇસુ અહીં પહેલીજ વાર પોતાના શિષ્યોને પોતાના "ભાઇઓ" કહેતો જોવામાં આવે છે. તેના ઉત્થાન પછી તેની ભાષા બદલાય છે એ ધ્યાનમાં લેવાનું છે (જુઓ માત્થી ૨૮; ૧૦). આનું કારણ બહુ વિચારવા જેવું છે. કદાચિત તે એ છે કે ઇસુ અત્યારે પૂર્ણ મનુષ્યત્વ પ્રાપ્ત કરે છે અથવા જે થવાને મનુષ્ય સૃજાયો છે તે થાય છે. આ નવી સ્થિતિના અંગમાંજ એ છે કે તે એક બાજુથી દેવની સાથે સંબંધમાં જોડાય તેમજ બીજી બાજુથી મનુષ્યની સાથે સંબંધમાં જોડાય. આ સંબંધ માત્ર દેહનો, કે ભાવનો, કે વિચારની એકતાનો નહિ, પણ પૂર્ણ રીતે આત્મિક છે અને તે માત્ર ઉત્થાન પામેલા ઇસુ ખ્રીસ્ત પર વિશ્વાસ રાખ્યે માણસને પ્રાપ્ત થાય છે. આ સંબંધથીજ દેવ પણ આપણો ખરો પિતા થાય છે. આ કારણથીજ ઇસુ અહીં પહેલીજ વાર "મારો બાપ તથા તમારો બાપ" અને "મારો દેવ તથા તમારો દેવ" કહે છે. દેવના

સંબંધમાં શિષ્યોને અત્યારેજ ખરૂં જ્ઞાન થાય છે અને દેવના પ્રેમમાં કે દેવની શક્તિમાં શો શો ચમત્કાર રહેલો છે તેની ખબર પડે છે. અત્યાર સુધી ઇસુનો બાપ ખરેખર કોણ હતો અથવા તેનામાં શી શક્તિ કે શી પ્રીતિ હતી તેનું તેમને પૂરૂં ભાન નહોતું, પણ તે હવે થાય છે. અત્યાર સુધી મૃત્યુએ તેમની આંખ ઉપર પડદો નાંખ્યો હતો, પણ હવે તે ખરેખર દૂર થાય છે.

**મારો બાપ તથા તમારો બાપ.** ઈશ્વર જે પિતા છે તે ખ્રીસ્તનો પણ પિતા છે અને માણસોનો પણ પિતા છે, પણ તે જુદી જુદી રીતે. તે ખ્રીસ્તનો પિતા કુદરતી રીતેજ છે, અને માણસોનો પિતા તો તે કૃપાને આસરે છે. વળી ઇસુ ખ્રીસ્ત દેહમાં હતો ત્યારે જો કે તે પૂર્ણ માનવ હતો, તોપણ પોતાને "માણસનો દીકરો" કહીને તે બીજા માણસોથી પોતાને જુદો સમજતો હતો, તેજ પ્રમાણે, જો કે તે કહે છે કે વિશ્વાસ કરનારાં પ્રભુના ખરાં આત્મિક બાળકો છે, તો પણ જેવી રીતે ઇસુ ખ્રીસ્ત પ્રભુપિતાનો પુત્ર છે, તેવી રીતે આપણે પ્રભુ પિતાનાં પુત્રપુત્રીઓ નથી (સરખાવો હેબ્રી. ૨; ૧૧. રૂમી. ૮; ૨૯).

**મારો દેવ તથા તમારો દેવ.** ઇસુ ખ્રીસ્ત પૂર્ણ મનુષ્ય તરીકે પ્રભુ પિતાને પોતાનો દેવ કહે છે. માત્થી ૨૭; ૪૬. (સરખાવો પ્રકટી. ૩; ૨, ૧૨).

પાઉલકૃત પત્રોમાં "આપણા પ્રભુ ઇસુ ખ્રીસ્તનો દેવ અને પિતા" એવા શબ્દો વારંવાર મળી આવે છે (રૂમી. ૧૫; ૫. ૨ કોરીંથી. ૧; ૩ : ૧૧; ૩૧. એફેસી. ૧; ૩. સરખાવો ૧ કોરીંથી. ૧૫; ૨૪).

[૧૮] મરિયમ માગદાલેણે આવીને શિષ્યોને ખબર આપી કે, મેં પ્રભુને જોયો છે, અને તેણે મને એ વાતો કહી છે.

ઇસુની આજ્ઞા થતાંજ મરિયમ તે પાળવા એકદમ જાય છે. ઇસુના ખરા શિષ્યોમાં રહેલું આ લક્ષણ ધ્યાનમાં લેવાનું છે. તેના દર્શન કે સમાગમથી પણ આજ્ઞાપાલન એ અધિક છે એવું આપણને આ સુવાર્તામાં તેમજ બીજી સુવાર્તાઓમાં વારંવાર કહેવામાં આવ્યું છે, અને અહીં મરિયમ પોતાના વર્તનદ્વારા એ સિદ્ધ કરે છે

### ૧૯-૨૩. દસ અને બીજા શિષ્યોને દર્શન.

આ નાના વિભાગમાંની કેટલીક હકીકત જેવી કે દ્વારનું બંધ હોવું, યહુદીઓનો ભય, થોમાની ગેરહાજરી, કાર્યનું સોંપવું, વચન, વગેરે આ સુવાર્તામાંજ જોવામાં આવે છે. પણ પુનરૂત્થાનના પહેલા દિવસની સાંજે જે એકઠા થએલા શિષ્યોને ઇસુ મળ્યો તે વાત તો લુકની સુવાર્તામાં (૨૪; ૩૬) અને માર્કની સુવાર્તામાં (૧૬; ૧૪) મળી આવે છે.

[૧૯] ત્યારે તેજ દહાડે, એટલે અઠવાડિયાને પહેલે દિવસે, સાંજ પડયે શિષ્યો જ્યાં [એકઠા થયા] હતા, ત્યાંનાં બારણાં યહુદીઓના ભયથી

બંધ કરવામાં આવ્યાં હતાં, ત્યારે ઇસુ આવ્યો અને [તેઓની] વચમાં ઉભો રહીને તેઓને કહે છે કે, તમને શાંતિ થાઓ.

ઇસુના શિષ્યોમાં તેના મૃત્યુ પછી અને વિશેષે કરીને મરિયમને તેણે આપેલા દર્શનના સંબંધમાં ઘણી ચર્ચા થતી હોવીજ જોઇએ. તેના મૃત્યુથીજ તેમનું મન હરેક રીતે અસ્થિર અને અશાંત થયું હતું અને તેમાં વળી આ નવી ખબર મળી હતી. આ સ્થિતિમાં શું કરવું, અથવા સત્ય શું સમજવું એ વિષે કંઇ ચોક્કસ નિર્ણય કરવા તેઓ અહીં મળેલા હતા. એ સંભવિત છે કે આ સભા પીતર કે યોહાન કે એ બન્નેએ સાથે મળી બોલાવી હોય.

**તેજ દહાડે.** જે દહાડે ઉપલી હકીકત બની તેજ દહાડે.

**સાંજ પડયે.** આ વખતે સાંજના આઠેક વાગ્યાનો શુમાર હશે એમ ટીકાકારો કહે છે.

**શિષ્યો...હતા.** લુક ૨૪; ૩૩ માં "અગિયાર [શિષ્યો]ને તથા તેઓની સાથેના માણસોને ત્યાં એકઠા થએલા દીઠા" એમ કહે છે. આ સુવાર્તિકના કહેવા પ્રમાણે આ વખતે દસ શિષ્યો હતા. આ બે વચ્ચે કંઇ ખાસ વિરોધ નથી. શિષ્યમંડળ હવે અગિયારનું રહ્યું હતું, અને એ મંડળને બદલે "અગિયાર" શબ્દ વાપરવામાં આવતો હતો. આ સુવાર્તિક જેમ બીજે કેટલેક સ્થાને વિશેષ વિગત આપે છે તેમ અહીં પણ કરે છે.

**બારણાં...બંધ કરવામાં આવ્યાં હતાં.** આ બારણાં બંધ કરવાનું કહેવામાં આવ્યું છે તે ઉપરથી એ સમજવાનું છે કે ઇસુનો આ ઘરમાં કરવામાં આવેલ પ્રવેશ ચમત્કારિક હતો. સુવાર્તિક એ વાત ઉપર ખાસ ધ્યાન ખેંચવા માગે છે (જુઓ પદ ૨૬. લુક ૨૪; ૩૧).

**યહુદીઓના ભયથી.** (સરખાવો ૭; ૧૩). ઇસુના ઉત્થાનની વાત ફેલાઇ ગઇ હતી, તેથી યહુદીઓ હજુ શું ન કરે તે કહી શકાતું નહોતું, જેથી શિષ્યોને હજુ તેમનાથી ડરીને ચાલવું પડતું હતું. તેમનો આ ડર અને થોડી વાર પછીજ પ્રાપ્ત થએલી અસાધારણ હિમ્મતનો મુકાબલો કરવો જોઇએ, તેમજ એ હિમ્મત પ્રાપ્ત થવાનું કારણ બરાબર વિચારવું જોઇએ. તેમનામાં આ વખતે જે પરિવર્તન થયું તે ઇસુના ઉત્થાનની એક મોટી સાબિતી આપે છે.

**ઇસુ આવ્યો.** આ ઘરમાં ઇસુ કેવી રીતે આવ્યો એ પ્રશ્નજ નિરર્થક છે. જો તે કબરમાંથી ખરેખર ઉઠયો હતો તો પછી તેને માટે બંધ ઘરમાં પ્રવેશ કરવો વગેરે અશક્ય નહોતુંજ.

**તમને શાંતિ થાઓ.** આ વચન એક સાધારણ સલામ છે (સરખાવો લુક ૧૦; ૫). ઇસુના દુઃખભોગ પહેલાં પોતાના શિષ્યોને કહેલું તેનું છેલ્લું વચન પણ આજ હતું (૧૬; ૩૩). શિષ્યો ગભરાએલા અને ભયભીત થએલા હતા (લુક

૨૪; ૩૭), અને તેઓના મનને શાંતિની જરૂર હતી અને તે ઉત્થાન પામેલા પ્રભુએ જણાવી, ઉત્પ. ૪૩; ૨૩ સાથે પદ ૧૪; ૨૭નો મુકાબલો કરો.

[20] એમ કહીને તેણે પોતાના હાથ તથા કૂખ તેઓને દેખાડયાં. માટે શિષ્યો પ્રભુને જોઈને હર્ષ પામ્યા.

ઇસુને જોઇને શિષ્યોને પહેલાં તો એમજ થયું હશે કે એ ઇસુનું પ્રેત છે. આ સમજણ દૂર કરવા માટેજ ઇસુએ તેમને પોતાના હાથ વગેરે બતાવ્યાં. તેને તેઓને ખાતરી આપવી હતી કે હું તો ભૂત નથી, પણ સશરીર ઉઠેલો છું. લુક "હાથ તથા પગ" કહે છે (૨૪; ૪૦), પણ આ સુવાર્તિકે કુખ વીંધવાની વધારેની હકીકત આપી છે, તેથી તેને તે ઘા યાદ આવે, એ સંભવિત છે.

**માટે શિષ્યો......પામ્યા.** પહેલાં "તેઓ હર્ષને લીધે હજી વિશ્વાસ કરતા નહોતા" (લુક ૨૪; ૪૧), પણ આશાનો ચણગો સળગવાથી તેમને જે આનંદ થયો તે, જ્યારે તેમને ખાતરી થઇ ત્યારે, પૂર્ણ થયો.

[21] તેથી ઇસુએ ફરી તેઓને કહ્યું કે, તમને શાંતિ થાઓ; જેમ બાપે મને મોકલ્યો છે, તેમ હું તમને મોકલું છું.

શિષ્યોને ઇસુનું ઓળખાણ બરાબર થયું એટલે તે તેમને ફરીથી સલામ-વચન કહે છે; અલબત તેનું એ વચન માત્ર નામનું નથી, પણ તેની સાથે તે તેમને ખરેખર શાંતિ આપે છે. આ સાથે ઇસુ તેમને તેમના જીવનનું કાર્ય સોંપે છે. એ કાર્ય ઇસુના પોતાના કાર્યનો વિસ્તાર છે. બન્ને કાર્ય એકજ છે અને કદાચિત ઇસુએ પોતાના સંબંધમાં ભૂતકાળ નહિ પણ પૂર્ણ વર્તમાનકાળ વાપર્યો છે તે એટલા માટેજ છે. જે કાર્ય ઇસુ કરવા આવ્યો હતો ને શિષ્યોદ્વારા ચાલુ રહે છે, અને તેમાં પિતા, ઇસુ ખ્રિસ્ત અને તેના શિષ્યોનો પૂર્ણ સહકાર છે.

[22] એમ કહીને તેણે તેઓના પર શ્વાસ નાખ્યો, અને તે તેઓને કહે છે કે, તમે પવિત્ર આત્મા પામો.

શિષ્યોને જે નવું કાર્ય સોંપવામાં આવ્યું હતું તે કરવા માટે તેમને નવી શક્તિની જરૂર હતી, અને એ શક્તિ ઇસુ તેમને અહીં આપે છે. આ શક્તિદાન એક પ્રકારનું નવું સૃજન છે, અને તે કરવા માટે ઇશ્વર જેમ આદમને મનુષ્યરૂપ સૃજતી વખતે કરે છે તેમજ ઇસુ અહીં કરે છે (જુઓ ઉત્પત્તિ ૨; ૭). ઇસુ અહીં જે શ્વાસ પોતાના શિષ્યો ઉપર નાખે છે તે માત્ર ચિહ્નરૂપે સમજવાનો નથી, પણ મૂળ વસ્તુરૂપેજ લેવાનો છે. શિષ્યોને પવિત્ર આત્માનું દાન અહીં તેમ પચાસ-માના દિવસે આપવામાં આવ્યું હતું એ સંબંધમાં ટીકાકારો જુદી જુદી સમજુતી આપે છે. તેમાંના કેટલાકનું કહેવું એમ છે કે અહીં એ દાનની શરૂઆત કરવામાં આવી હતી, અને ત્યાં એ દાન તેના પૂર્ણ સ્વરૂપમાં આપવામાં આવ્યું હતું.

[૨૩]જેઓનાં પાપ તમે માફ કરો છો, તેઓનાં [પાપ] માફ કરવામાં આવે છે; અને જેઓનાં પાપ તમે કાયમ રાખો છો, તેઓનાં [પાપ] કાયમ રહે છે.

આ પાપ માફ કરવાનો અધિકાર સમસ્ત ખ્રીસ્તી મંડળીને આપવામાં આવ્યો છે, એ મુખ્ય વિચાર આ પદમાં રહેલો છે. ખાસ પ્રેરિતોનેજ આ અધિકાર આપવામાં આવ્યો હતો, એવું આમાં સૂચવાએલું નથી, પણ એ તો જે બધાં ત્યાં તે વખતે એકઠાં મળેલાં હતાં તે સર્વને કહેવામાં આવ્યું હતું. તેથી આ કામ તો ખાસ ખ્રીસ્તી સમાજનું છે; નહિ કે તે માત્ર ખ્રીસ્તી ધર્મોપદેશકોનુંજ છે (સરખાવો માત્થી ૫; ૧૩, ૧૪). પાપ, એ જગતમાં એક ન સમજાય તેવી વસ્તુ છે, અને ખ્રીસ્તનું કામ પાપમાંથી માણસોનો ઉદ્ધાર કરવાનું હતું, અને તે તેણે કર્યું છે. હવે ખ્રીસ્તી મંડળીનું કામ એ છે કે જે ખ્રીસ્તે કર્યું છે, અને માણસજાતને સારૂ પ્રાપ્ત કર્યું છે તે સૌને લાગુ પાડવું. ઉત્થાન પામેલો ખ્રીસ્ત પોતેજ, મરણનો પૂરેપૂરો પરાજય કરવામાં આવ્યો છે, અને પાપનો અંત આવ્યો છે, એ વાતનું ચિહ્ન છે; અને તેનું જીવન બીજાને આપવામાં તેના વિજયનું ફળ રહેલું છે. આ પદમાં સમાએલું વચન કોઇ એકાદ વ્યક્તિને નહિ પણ મંડળીને આપવામાં આવેલું છે, અને તેથીજ તે વચનમાં કાયમીપણાનું લક્ષણ રહેલું છે, કેમકે મંડળીનો કદી અંત થનોજ નથી (પદ ૨૧). આ રીતે જોતાં પીતરને (માત્થી ૧૬; ૧૮ ઇત્ય.) જે વચન આપવામાં આવ્યું હતું તેના કરતાં આ વચન બહુ જુદું છે. વળી માત્થી ૧૮; ૧૮ ઇત્ય.માં પહેલાં જે વચન ખ્રીસ્તી મંડળીને આપવામાં આવ્યું હતું તેના કરતાં આ વચનનો અવકાશ ઘણો વિસ્તીર્ણ છે. માત્થી ૧૮; ૧૮ ઇત્ય.માં તો વિધિઓ કે ધારાઓ બાંધવાની વાત છે, પણ જે તદન આત્મિક છે તેને અમલમાં મૂકવા સંબંધી તેમાં કંઇ નથી. વળી આ વચન માત્થીમાંના વચનને વધારે ઉંચા પ્રદેશમાં લઇ જાય છે. તે વચનમાં સંગતના નિયમો બાંધવાની સત્તા સોંપવામાં આવેલી છે; પણ આ પદમાંના વચનમાં તો પાપની ક્ષમા કેવી શરતે આપવી તે વિષેની કાયમની સત્તા આપવામાં આવેલી છે. ક્ષમાની શરતો માણસના વર્તનને લગતી છે (લુક ૨૪; ૪૭). આ દાન આપવું કે આ દાન નકારવું તે છુટક વ્યક્તિઓના સંબંધમાં કહેલું નથી, પણ માણસોના વર્ગોના સંબંધમાં કહેલું છે

## ૨૪-૨૯. થોમા અને બીજા કેટલાકને દર્શન.

આ વિભાગમાંની વિગત માત્ર આજ સુવાર્તામાં જોવામાં આવે છે.

[૨૪]પણ ઇસુ આવ્યો ત્યારે થોમા, બારમાંનો એક જે દીદીમસ કહેવાતો હતો, તે તેઓની સાથે નહોતો. [૨૫]તેથી બીજા શિષ્યોએ તેને કહ્યું કે, અમે પ્રભુને જોયો છે. પણ તેણે તેઓને કહ્યું કે, તેના

હાથમાં ખીલાઓના વેહ જોયા વિના તથા મારી આંગળી ખીલાઓના વેહમાં મૂક્યા વિના તથા તેની કૂખમાં મારો હાથ ઘાલ્યા વિના, હું વિશ્વાસ કરવાનોજ નથી.

આગળ કહેવામાં આવ્યું છે તે પ્રમાણે થોમાની પ્રકૃતિ શંકાશીળ હતી. આ કારણથી જ્યારે તેને આ શુભ વર્તમાન આપવામાં આવ્યા ત્યારે તેણે તે એકદમ માન્યા નહિ એટલુંજ નહિ, પણ પૂર્ણ સાબિતીની માગણી કરી. જે માગણી તે કરે છે તે બતાવી આપે છે કે ઇસુના મૃત્યુના સંબંધમાં તેણે બધી વાતોનો બહુ વિચાર કર્યો હતો અને તેના મનમાં એજ વાત રમી રહી હતી. જે રીતે તેનું મૃત્યુ થયું હતું અને તેને જે જે ઘા લાગ્યા હતા તે બધાથી તેને ઠોકર લાગી હતી અને તેની શંકા વિશેષ દૃઢ થઇ હતી. વળી ઇસુએ પોતાના શિષ્યોને પોતાના હાથ તથા કૂખ દેખાડયાં હતાં (૫દ ૨૦. લુક ૨૪; ૩૯, ૪૦), એવી ખબર મળવાથી તેણે પોતાની શંકા મોટી હોવાથી ખીલાઓના વેહ વગેરે જોવાની માગણી કરી હોય એ સંભવિત છે.

[26] આઠ દહાડા પછી ફરીથી તેના શિષ્યો [ઘર]માં હતા; થોમા પણ તેઓની સાથે હતો; ત્યારે બારણાં બંધ કર્યાં છતાં, ઇસુએ આવીને વચમાં ઉભા રહીને કહ્યું કે, તમને શાંતિ થાઓ. [27] પછી તે થોમાને કહે છે કે, તારી આંગળી અહીં સુધી પહોંચાડીને મારા હાથ જો; અને તારો હાથ લાંબો કરીને મારી કૂખમાં ઘાલ; અને અવિશ્વાસી ન રહે, પણ વિશ્વાસી થા.

ઇસુએ પોતાના આ દિવ્ય દર્શનરૂપી પરમ પ્રસાદી પોતાના શિષ્યોને વારંવાર આપવી ઉચિત ધારી નહિ એનું કારણ એ હતું કે એ વસ્તુ ઉપર પણ તેમને વિશેષ પડતો મોહ થવો જોઇતો ન હતો. તેમના વિશ્વાસની દૃઢતા કરવા માટેજ તેણે તેમને દર્શન આપ્યું હતું, અને એ કાર્ય પૂરૂં થયું એટલે પછી ફરીથી તેમ કરવાની જરૂર ન હતી. આવા કોઇ કારણથીજ ઇસુએ પોતાના શિષ્યોને આઠ દિવસ સુધી દર્શન આપ્યું ન હતું. દરમિયાન તેમની તેમજ થોમાની પણ કસોટી થતી હતી. શિષ્યોમાં એક જણ અવિશ્વાસી હતો છતાં તેમનો વિશ્વાસ એવોને એવોજ ઉજ્જવળ રહે છે કે નહિ એ જોવાની જરૂર હતી. વળી થોમાના મનની સ્થિતિમાં કંઇ સારો કે નરસો ફેરફાર થાય છે કે નહિ એ જોવું પણ જરૂરનું હતું. આટલા માટે આઠ દિવસ જવા દઇ ઇસુ તેમને સહુને પોતાનું દર્શન ફરીથી આપે છે.

**આઠ દહાડા પછી.** આ દિવસ પહેલા દિવસની માફક રવિવારનોજ હતો.

**ફરીથી તેના શિષ્યો [ઘર]માં હતા.** આ એમ સૂચવે છે કે આઠ દિવસ ઉપર જે સ્થળમાં અને જેવા સંજોગોમાં શિષ્યો હતા તેજ સ્થાન આ પણ છે.

**પછી તે થોમાને કહે છે.** થોમાએ જે શબ્દોમાં પહેલે રવિવારે શંકા દર્શાવી હતી તેજ શબ્દો ઇસુ આ વખતે વાપરીને બતાવી આપે છે કે પોતે તે વખતે ત્યાં અદૃશ્ય રીતે હાજર હતો.

**અવિશ્વાસી ન રહે, પણ વિશ્વાસી થા.** આથી થોમા છેક અવિશ્વાસી થઇ ગયો હતો એમ સમજવાનું નથી, પણ તે અવિશ્વાસી થતો જતો હતો. તેનામાં થોડો અવિશ્વાસ હતો અને જો તેને ઇસુનું દર્શન આ વખતે થયું ન હોત તો તે વધારે અવિશ્વાસી થાત એમાં પણ કંઇ શંકા નથી.

[28] થોમાએ ઉત્તર આપ્યો કે, મારા પ્રભુ, અને મારા દેવ.

થોમાએ ઇસુના શરીરમાંના વેહ જોયા કે નહિ એ એક પ્રશ્ન છે. ટીકાકારોનું મોટે ભાગે એવું માનવું છે કે તેણે પોતાના હાથ વતી એ તપાસ્યા ન હતા. ઇસુને જોતાંજ અને તેના આ શબ્દો સાંભળીને તેનો અવિશ્વાસ દૂર થાય છે અને તે તેનામાં વિશ્વાસ ઉપજાવી તેની પાસે અહીં આપવામાં આવેલું વચન બોલાવે છે. તેની શંકા જેટલા પ્રમાણમાં હતી તેટલાજ પ્રમાણમાં તેનો વિશ્વાસ દૃઢ થાય છે.

**મારા પ્રભુ, અને મારા દેવ.** કેટલાકનું અને ખાસ કરીને યુનિટેરિયન ( જે લોકો ત્રીએક દેવને નહિ પણ એક સ્વરૂપવાળા દેવને માને છે તે ) લોકોનું કહેવું એમ છે કે આ વચન ઇસુને સંબોધેલું નથી, પણ માત્ર એક આશ્ચર્યનો ઉદ્‌ગાર છે. પણ આ અર્થ ખરો હોય એમ લાગતું નથી. એનું એક કારણ તો એ છે કે આ વચન ઇસુને પોતાને સંબોધવામાં આવ્યું હતું અને બીજું એ છે કે "મારા પ્રભુ" એ શબ્દો ઇસુનેજ કહેવામાં આવેલ હતા. ઇસુને "મારા પ્રભુ, અને મારા દેવ" એ નામથી અહીં પહેલીજ વખત બોલાવવામાં આવે છે અને એમાં શિષ્યોનો વિશ્વાસ સંપૂર્ણતાએ પહોંચ્યો છે એમ માનવામાં આવેલ છે. ઇસુ ખ્રિસ્ત પોતે પોતાને પ્રભુ કહેતો નથી (૫ ; ૧૮ ), પણ તેણે જે પ્રકટીકરણ કર્યું તે એટલાજ માટે કે માણસો તેનામાં પ્રભુને જુએ. વિશેષમાં આ સુવાર્તામાં જે વિશ્વાસની ઉત્તરોત્તર વૃદ્ધિ બતાવવામાં આવી છે તે અહીં પરાકાષ્ટાએ પહોંચે છે, અને એ રીતે જોતાં આ સુવાર્તાની અહીં સમાપ્તિ થાય છે. હવે જે કંઈ કહેવામાં આવે છે તે તો માત્ર ઉપસંહારરૂપે છે.

[29] ઇસુ તેને કહે છે કે, તેં મને જોયો છે, માટે તેં વિશ્વાસ કર્યો છે ; જેઓએ જોયા વિના વિશ્વાસ કર્યો છે તેઓને ધન્ય છે.

જે વિશ્વાસ થોમામાં ઉપજ્યો હતો તેથી અધિક ઉંચા પ્રકારના વિશ્વાસની વાત ઇસુ અહીં કરે છે. આ વિશ્વાસ ભવિષ્યકાળના બધા ખરા ખ્રીસ્તીઓમાં

ઉપજવાનો હતો અને ઇસુ અહીં એ બધાની આત્મિક સ્થિતિ વિષે જણાવે છે. ખરી રીતે આ પ્રકારનો વિશ્વાસ થવો એજ ખરા ખ્રીસ્તીનું એક માત્ર પરમ લક્ષણ છે.

**જેઓએ...ધન્ય છે.** અહીં પૂર્ણ વર્તમાનકાળ વાપરવામાં આવ્યો છે એ ઉપરથી ટીકાકારો એમ માને છે કે આ આઠ દિવસમાંજ કોઇ શિષ્યો એવા મળી આવ્યા હતા કે જેમણે જોયા વિના વિશ્વાસ કર્યો હોય. યોહાન પોતે આ જાતના વિશ્વાસનું પરમ દ્રષ્ટાંત પૂરૂં પાડે છે. આ સૌથી છેલ્લી અને મહાન ધન્યતા ખ્રીસ્તી મંડળીનો ખાસ વારસો છે ( ૧ પીતર ૧ : ૬ ઇત્ય. ).

પદ ૩૦, ૩૧. આ પુસ્તકનો ઉદ્દેશ.

[30] ઇસુએ પોતાના શિષ્યોની રૂબરૂમાં બીજાં ઘણા ચમત્કારો કર્યા, કે જે[નું વર્ણન] આ પુસ્તકમાં કરેલું નથી. [31] પણ ઇસુ તેજ ખ્રીસ્ત, દેવનો દીકરો છે, એવો તમે વિશ્વાસ કરો, અને વિશ્વાસ કરીને તેના નામથી જીવન પામો, માટે આટલી વાતો લખેલી છે.

અહીં આ સુવાર્તિક ઇસુના ઉત્થાન પછીનાં ચિહ્નોની વાત કરે છે કે તેની જીંદગી દરમિયાન તેમજ ઉત્થાન પછી કરેલાં બધાં ચિહ્નોની વાત કરે છે એ સમજવું જરા મુશ્કેલ છે. ઘણુંકરીને અહીં બધાં ચિહ્નોનીજ વાત કરવામાં આવી છે. એ બધાંમાંથી અમુકજ આ સુવાર્તામાં આપવામાં આવેલાં છે અને તેમનું વર્ણન તેમજ તેમની પસંદગી ઇસુ એ ખ્રીસ્ત અને દેવનો પુત્ર છે એવો વિશ્વાસ ઉત્પન્ન કરવાના હેતુથીજ કરવામાં આવ્યાં છે. આ પુસ્તક એ ઇસુનું જીવનચરિત્ર નથી, પણ એક સુવાર્તાજ છે.

**ઇસુ તેજ ખ્રીસ્ત, દેવનો દીકરો છે.** ઇસુને "ખ્રીસ્ત" અને "દેવનો દીકરો" કહેતાં તેના સંબંધમાં જે કંઇ કહેવાનું છે તે કહેવાઇ જાય છે. તેને માત્ર "ખ્રીસ્ત" કહેતાં તેની પ્રતીતિ ખરી રીતે થતી નથી, કારણ કે યહુદીઓમાં ખ્રીસ્તના સંબંધમાં અનેક જાતની માન્યતા હતી. ઇસુ એ "ખ્રીસ્ત" તો ખરોજ, એટલે યહુદીઓ જેની વાટ જોઇ રહ્યા હતા તે તે હતા ( માથ્થી ૧ ; ૧૬ ); પણ તે કરતાં તે ઘણો વિશેષ હતો, અને તેની એ વિશેષતા દેવ સાથેના તેના અદ્ભુત સંબંધને લીધે હતી. વળી તે દેવનો પુત્ર હોવાને લીધેજ આખી મનુષ્ય-જાતિ સાથે એક નવા દિવ્ય સંબંધથી જોડાઇ શકતો હતો. આ વિશ્વાસનું પરિણામ શાશ્વત જીવનની પ્રાપ્તિ હતું ( જુઓ ૧ યોહાન ૫ ; ૧૩ ).

**માટે આટલી વાતો લખેલી છે.** આ સુવાર્તા લખવાનો જે હેતુ અહીં જણાવવામાં આવ્યો છે તેના જેવો હેતુ આ પ્રેરિતના પહેલા પત્રનો પણ છે ( જુઓ ૧ યોહાન ૧ ; ૩, ૪ ).

# અધ્યાય ૨૧.

## ઉપસંહાર.

ખરી રીતે આ સુવાર્તા ૨૦મા અધ્યાયેજ સમાપ્ત થાય છે, અને આ અધ્યાય માત્ર પરિશિષ્ટરૂપે છે. વિશ્વાસ ઉત્પન્ન કરવાનો મુખ્ય ઉદ્દેશ અને વિશ્વાસ અને અવિશ્વાસની ઉત્તરોત્તર વૃદ્ધિ વગેરે ૨૦મા અધ્યાયની આખરમાં પૂર્ણ થાય છે, અને અહીં જે કહેવામાં આવ્યું છે તે તો માત્ર વધારારૂપે છે. વળી આ અધ્યાય, મૂળ સુવાર્તા એટલે ૧-૨૦ અધ્યાય લખવામાં આવ્યા પછી, અમુક વખતે લખવામાં આવ્યો હોય એમ માનવાને પણ ખાસ કારણ છે.

આ અધ્યાયમાં પુનરૂત્થાન પછીના ઇસુના એક દર્શનની વાત આવે છે ખરી, પણ તે આપીને પુનરૂત્થાન થયું છે એ વાત પર વિશ્વાસ ઉપજાવવો એવો આ અધ્યાયનો હેતુ નથી; પણ, ઇસુ ખ્રીસ્ત મંડળીમાં રહીને શું કરે છે, તે બતાવવાનો છે. ઇસુ ખ્રીસ્ત પોતાના શિષ્યોને દોરે છે, તેઓનું પોષણ કરે છે, અને તેઓને તેમનું કામ વહેંચી આપે છે, એવો આ અધ્યાયનો સાર છે.

વિશેષમાં આ અધ્યાયનો ૧–૨૩ પદ સુધીનો ભાગ જેણે મૂળ સુવાર્તા લખી છે તેણેજ લખેલો છે એવું તેની ભાષા, શૈલી વગેરે જોતાં માલુમ પડે છે. આ પરિશિષ્ટ લખવાનું કારણ ઇસુએ યોહાનના સંબંધમાં જે કહ્યું હતું (૨૧ ; ૨૩) તેના વિષે વિશેષ વિગત આપવાનું હોય એ સંભવિત છે. આ અધ્યાયની વાત માત્ર આ સુવાર્તામાંજ જોવામાં આવે છે.

આ અધ્યાયના ચાર વિભાગ કરવામાં આવે છે:—

૧. શિષ્યોને દર્શન, તેમનું કાર્ય અને તેનું દાન (૧–૧૪).
૨. પીતરને આદેશ અને તેના મૃત્યુ સંબંધી ભવિષ્ય (૧૫–૧૯).
૩. આ સુવાર્તિકના પોતાના સંબંધમાં ઇસુએ કહેલું વચન (૨૦-૨૩).
૪. છેલ્લા બે બોલ (૨૪, ૨૫).

### પદ ૧-૧૪. શિષ્યોને દર્શન, તેમનું કાર્ય અને તેનું દાન.

[1] એ બીનાઓ બન્યા પછી તીબેરીઅસના સમુદ્રને કાંઠે ઇસુએ ફરીથી શિષ્યોને દર્શન દીધું; અને તેણે આવી રીતે દર્શન દીધું.

**એ બીનાઓ બન્યા પછી.** આ શબ્દો કાળની અનિશ્ચિતતા બતાવે છે (જુઓ ૫; ૧: ૬; ૧).

**તીબેરીઅસના સમુદ્રને કાંઠે.** જુઓ ૬ ; ૧. શિષ્યો યરૂશાલેમથી ગાલીલમાં પાછા ફર્યા હતા એ આપણને માત્થી ૨૮ ; ૭ અને માર્ક ૧૬ ; ૭માં કહેવામાં આવે છે. તેઓ ત્યાંથી પાછા તરતજ યરૂશાલેમમાં આવે છે અને ત્યાં પચાસમાના દિવસ સુધી અને ત્યાર પછી પણ થોડો વખત રહે છે (પ્રે. કૃ. ૧ ; ૪). માત્થીમાં ઇસુએ ગાલીલમાં જે દર્શન આપ્યું હતું તે વિષે અને લુકમાં યરૂશાલેમમાં આપેલા દર્શન વિષે કહેવામાં આવ્યું છે, ત્યારે આ સુવાર્તામાં બન્ને ઠેકાણે આપેલા દર્શનની વાત કરવામાં આવી છે.

**દર્શન દીધું.** ખ્રીસ્તનું દર્શન તેની પોતાની સ્વતંત્ર ઇચ્છાને આધારે છે. તે પોતાની રાજીખુશીથી પોતાનું પ્રકટીકરણ કરે છે (૨ ; ૧૧ : ૭ : ૪). ઉત્થાન પામેલા ખ્રીસ્તનું આ ખાસ પ્રકટીકરણ, તે તેના મનુષ્યાવતારદ્વારા જે તેનું આખું પ્રકટીકરણ થએલું છે, તેનો એક ભાગ છે ( ૧ ; ૩૧. ૧ યોહા. ૧ ; ૨ : ૩ ; ૫, ૮. સરખાવો ૧ તીમોથી ૩ ; ૧૬. ૧ પીતર ૧ ; ૨૦), અને તેનું બીજું આગમન તે તેની પૂર્ણતા છે ( ૧ યોહા. ૨ ; ૨૮ : ૩ ; ૨. સરખાવો કોલોસી. ૩ ; ૪. ૧ પીતર ૫ ; ૪).

[2] સીમોન પીતર, થોમા (જે દીદીમસ કહેવાતો હતો તે), ગાલીલના કાનાનો નાથાનાએલ, ઝબદીના દીકરા, તથા તેના શિષ્યોમાંના બીજા બે, એઓ એકઠા થયા હતા. [3] સીમોન પીતર તેઓને કહે છે કે, હું માછલાં મારવા જાઉં છું. તેઓ તેને કહે છે કે, અમે પણ તારી સાથે આવીએ છીએ, ત્યારે તેઓ નીકળીને હોડીમાં બેઠા ; પણ તે રાત્રે તેઓને હાથ કંઈ આવ્યું નહિ.

જે સાત શિષ્યોનાં નામ અહીં આપવામાં આવ્યાં છે તેઓ ઘણું કરીને પાસે પાસે રહેતા હશે.

**થોમા.** જુઓ ૧૧ ; ૧૬ : ૧૪ ; ૫ : ૨૦ ; ૨૪ ઇત્ય. પ્રે. કૃ. ૧ ; ૧૩.

**નાથાનાએલ.** જુઓ ૧ ; ૪૫. તે "કાનાનો" હતો એ માત્ર અહીંજ કહેવામાં આવ્યું છે.

**ઝબદીના દીકરા.** જુઓ માત્થી ૨૦ ; ૨૦ : ૨૬ ; ૩૭ : ૨૭ ; ૫૬. આ બેનું નામ સુવાર્તિક અહીં આપતો નથી, તે પોતા વિષે કંઇ વધારે ન કહેવું એવી જે તેની હમેશની રીત છે, તે પ્રમાણેજ છે.

**બીજા બે.** આ કોણ હતા એ વિષે અનુમાન બાંધવામાં આવ્યાં છે. તે પ્રેરિત હોવાનો સંભવ નથી, કારણ કે જો તેમ હોત તો તેમનાં નામ અહીં આપવામાં આવ્યાં હોત.

**સીમોન.........જાઉં છું.** આ વખતે પણ પીતર આગેવાની લે છે. શિષ્યો પોતપોતાને કામે લાગ્યા હતા એવી આપણને આ પદની વાત ઉપરથી ખાતરી થાય છે. તેમને હજુ ઇસુનો આદેશ મળ્યો ન હતો, પણ તેઓ તેના તરફથી કંઇ આદેશની રાહ જોયા કરતા હતા, અને એ દરમિયાન તેઓ પોતાના ધંધે વળગે એ સ્વાભાવિકજ હતું.

**નીકળીને.** તેઓ આ વખતે ઘણું કરીને કાપરનાહુમ કે બેથસાઇદામાં હતા.

**હોડી.** જ્યારે પીતર "બધું મૂકીને" તેની પાછળ ગયો (લુક ૫ ; ૧૧) ત્યારે જેઓ તેની મિલકતના માલીક થયા હશે, તેઓએ જ્યારે તે પાછો આવ્યો ત્યારે તેને તેનો હક પાછો સોંપ્યો હશે.

**તે રાત્રે.** અહીં આપેલું "તે" કદાચિત્ એમ સૂચવે છે કે તેમણે માછલાં પકડ્યાં નહિ હોય એવી તો આ રાત્રી એક અપવાદરૂપ હતી, અથવા તો એથી એમ પણ સૂચવાતું હોય કે આ ચિરસ્મરણીય રાત્રીએ આમ થયું.

[4] પણ પોહ ફાટતી વેળાએ ઈસુ કિનારે ઉભો હતો : પરંતુ તે ઈસુ છે એમ શિષ્યોએ જાણ્યું નહિ. [5] તેથી ઈસુ તેઓને કહે છે કે, છોકરાઓ, તમારી પાસે કંઈ ખાવાનું છે? તેઓએ તેને ઉત્તર આપ્યો કે, નથી.

ઇસુ તેમની પાસે ઉભો હતો છતાં તેઓ તેને ઓળખી શક્યા નહિ એનું કારણ એ હતું કે ઇસુની આ વખતની સ્થિતિમાં તેને ઓળખવો એ તેની કૃપા વિના બની શકે તેમ ન હતું. પુનરૂત્થાન પછી તો તે પોતાની મરજીને આધારે પોતાને ઓળખાવતો, અને તે પણ એકદમ ઓળખાઈ આવે એવું નહિ (૨૦ ; ૧૪ ઇત્ય. લુક ૨૪ ; ૩૧). બીજું એક કારણ પણ છે, જેમ મરિયમ માગ-દાલેણને પોતાના શોક આગળ કંઇ સુઝયું નહોતું (૨૦ ; ૧૪). તેમ આ શિષ્યો પણ પોતાના કામમાં એટલા બધા રોકાએલા હતા કે તેઓ એકદમ દિવ્ય દર્શન નિહાળી શક્યા નહિ.

**છોકરાઓ.** આ શબ્દ કંઈ ખાસ સંબંધ સૂચવતો નથી. ૧ યોહાન ૨ ; ૧૩, ૧૮ માં પણ આજ શબ્દ વાપરવામાં આવ્યો છે. ૧૩ : ૩૩ અને ૧ યોહાન ૨ ; ૧, ૧૨, ૨૮ : ૩ ; ૭, ૧૮ : ૪ ; ૪ અને ૫ ; ૨૧ માં જુદોજ શબ્દ છે અને તેનો અર્થ "બચ્ચાંઓ" છે.

**કંઈ ખાવાનું.** મૂળમાં જે શબ્દ અહીં વાપરવામાં આવ્યો છે તે રોટલી સાથે કંઇ ખાવાની વસ્તુ સૂચવે છે. આ ભાગમાં રોટલીની સાથે વિશેષે કરીને માછલી ખાવામાં આવતી હતી, અને તેથી અહીં તેજ સૂચવવામાં આવેલ છે.

[6] ત્યારે તેણે તેઓને કહ્યું કે, હોડીની જમણી તરફ જાળ નાખો, એટલે તમને મળશે. તેથી તેઓએ [તે તરફ જાળ] નાખી; પછી એટલી બધી માછલી તેમાં [ભરાઈ આવી] કે તેઓ તેને ખેંચી શક્યા નહિ.

ઘણી વખત કાંઠે ઉભેલા માણસો દરિયામાં વધારે સારી રીતે જોઇ શકે છે જેથી ઈસુની આ સૂચનાનો અમલ તેના શિષ્યોએ તેને ઓળખ્યા વિના તરત કર્યો. લુક ૫; ૪ની સાથે સરખાવતાં અહીં આપેલો હુકમ વધારે નિશ્ચિત છે, અને તેથી તે વધારે તત્પરતાથી પાળવામાં પણ આવે છે.

[7] તેથી જે શિષ્ય પર ઈસુ પ્રેમ રાખતો હતો, તે પીતરને કહે છે કે, એ તો પ્રભુ છે. જ્યારે સીમોન પીતરે સાંભળ્યું કે, એ પ્રભુ છે, ત્યારે તેણે પોતાનો ડગલો પહેર્યો (કેમકે તે ઉઘાડો હતો), અને સમુદ્રમાં કુદી પડ્યો.

જાળમાં માછલીઓ આટલી મોટી સંખ્યામાં આવી એ જાણતાંજ આ શિષ્ય જે આ સુવાર્તિકજ હતો તે જાણી ગયો કે તેમની પાસે ઉભેલો નવતર માણસ ઇસુજ છે. તેનું મન ઇસુમાંજ લાગેલું હતું અને એ કારણથી આ સમજવું તેને મુશ્કેલ ન હતું. ઇસુને આ વખતે ઓળખવામાં તે પહેલો છે અને એ ઓળખાણને અનુસરીને કાર્ય કરવામાં પીતર પહેલો છે એ તેમના બન્નેના સ્વભાવ પ્રમાણેજ છે (સરખાવો ૨૦; ૨-૯).

**તેણે પોતાનો ડગલો પહેર્યો.** આ ઇસુના સન્માનાર્થે હતું. આ વિગત આ હેવાલ ખરો છે, એની ખાતરીનું એક ચિહ્ન છે, કારણ કે જો આ વાત કલ્પિત હોય તો પાણીમાં કુદતી વખતે પીતરે ડગલો પહેર્યો, એમ ભાગ્યેજ કહેવામાં આવે.

[8] પણ બીજા શિષ્યો હોડીમાં રહીને માછલીઓથી ભરાએલી જાળ ખેંચતા ખેંચતા આવ્યા, કેમકે તેઓ કિનારેથી આઘા નહિ, પણ આસરે બસેં હાથ જેટલે છેટે હતા.

બીજા શિષ્યો પોતાનું કાર્ય કરતા કરતા ધીમે ધીમે કિનારે આવે છે, તેઓ કિનારાથી દૂર નહોતા તેથી તેઓ તરત આવે છે, તોપણ તેમનું કાર્ય અને પીતરનું કાર્ય એ બન્નેનો મુકાબલો ધ્યાનમાં લેવા જેવો છે.

[9] તેઓ કિનારે ઉતર્યા ત્યારે ત્યાં તેઓએ કોયલાનો દેવતા, તેના પર મૂકેલી માછલી, તથા રોટલી દીઠાં.

આ શિષ્યો કિનારે ઉતરે છે કે તરતજ તેમને માલમ પડે છે કે તેમને માટે ઇસુએ ખાણું તૈયાર કરી રાખ્યું છે.

[૧૦] ઈસુ તેઓને કહે છે કે, તમે અત્યારે પકડેલી માછલીઓમાંથી થોડી લાવો.

ઇસુએ જે ખાણું તૈયાર કર્યું હતું તેમાં શિષ્યોની મહેનતના ફળને પણ સ્થાન આપવા માટે તેણે તેમની પાસે આ માગણી કરી હતી. વળી આ પરથી ઇસુ એ પણ બતાવવા માગે છે કે તે જે આપે છે તે ઉપયોગને માટે આપે છે.

[૧૧] એથી સીમોન પીતર [હોડી પર] ચઢીને એકસો ત્રેપન મોટી માછલીઓથી ભરાએલી જાળ કિનારે ખેંચી લાવ્યો; અને જો કે એટલી બધી [માછલીઓ] હતી તોપણ જાળ ફાટી ગઈ નહિ.

પીતર આ વખતે પણ પહેલોજ કામ કરવા લાગે છે એ ધ્યાનમાં લેવાનું છે. માછલીઓની સંખ્યા તેમ જાળનું અખંડ રહેવું વગેરે વાતોનો ટીકાકારોએ જુદો જુદો આત્મિક અર્થ કરેલો છે. વળી લુક ૫ : ૧ ૯-૧૧. માં માછલીઓ વિષે જે કહેવામાં આવ્યું છે તે અને આ વાત વચ્ચે સરખામણી તેમ મુકાબલો સહજ રીતે કરવામાં આવે છે. કેટલાક ટીકાકારો એમ કહે છે કે લુકમાં ખ્રીસ્તી મંડળીની અપૂર્ણ અવસ્થા અને અહીં પૂર્ણ અવસ્થા બતાવવામાં આવી છે. પણ ઓગસ્ટિન જે મુકાબલો કરે છે તે બહુ ધ્યાનમાં લેવા જેવો છે. તે કહે છે કે, એક ચમત્કારમાં એટલે લુકમાંના ચમત્કારમાં મંડળીની હાલની સ્થિતિ, અને આ ચમત્કારમાં પૂર્ણતાએ પહોંચેલી મંડળીની સ્થિતિ છે; એકમાં સારા અને ખોટા ભેગા છે, બીજામાં માત્ર સારાજ છે; એકમાં ખ્રીસ્ત પણ પાણી પર છે, બીજામાં તે કિનારા પર છે; એકમાં પકડેલી માછલીને હોડીઓમાંજ રાખવામાં આવી છે, બીજામાં તે કિનારા પર ખેંચી લેવામાં આવે છે; એકમાં જાળ ગમે ત્યાં નાખવામાં આવી હતી, બીજામાં તો અમુક જગાએ નાખવામાં આવે છે; એકમાં જાળો ફાટવા લાગે છે, બીજામાં જાળો આખીનેઆખી રહે છે; એકમાં ભારને લીધે હોડીઓ ડુબવા લાગે છે, બીજામાં તો હોડીઓમાં તે ભરવામાંજ આવતી નથી; એકમાં માછલીઓની સંખ્યા આપવામાં આવતી નથી, બીજામાં ચોક્કસ અંક આપવામાં આવ્યો છે. આટલો બધો ફેરફાર હોવા છતાં તેમાં આત્મિક અર્થ ન હોય એવું માનવું એ સંભવિત નથી. કેટલાક આગળના કાળના મોટા મોટા ટીકાકારોનું એમ માનવું છે કે જે સંખ્યા અહીં આપવામાં આવી છે તે કંઇ ખાસ આત્મિક અર્થ સૂચવે છે, અને તેમણે એ અર્થ ઉકેલવાનો પ્રયત્ન પણ કર્યો છે. આ બધાં અનુમાન છે, અને તેમાં ખરો અર્થ શો છે એ કહેવું મુશ્કેલ છે.

[૧૨] ઈસુ તેઓને કહે છે, આવો, નાસ્તો કરો. તે પ્રભુ છે, એ જાણીને શિષ્યોમાંના કોઈની તું કોણ છે એમ તેને પૂછવાની હિમ્મત ચાલી નહિ.

ઇસુએ પોતાના શિષ્યો માટે જે ખાણું તૈયાર કરી રાખ્યું હતું તે લેવા તે પોતાના શિષ્યોને આ વખતે આમંત્રે છે. આ વચનના બીજા ભાગમાં જે

કહેવામાં આવ્યું છે તે એમ સૂચવે છે કે શિષ્યો આ વખતે એટલા બધા સ્તબ્ધ થઇ ગયા હતા કે ઇસુની સાથે કશી પણ વાત કરવાનું તેમનાથી બની શક્યું નહિ. તેઓનો અનુભવ આ સ્થિતિમાં અલૌકિક હતો અને તેને ઉચિત મૌન તેઓ જાળવી રહ્યા હતા.

[13] ઇસુએ આવીને રોટલી લઇને તેઓને આપી; અને માછલી પણ [આપી].

ઇસુ તેમને આમંત્રે છે એટલુંજ નહિ પણ પીરસે છે. ઇસુ પોતે તેઓની સાથે જમવામાં ભાગ લેતો જણાતો નથી, અને તેથી તે હમેશના નિયમ પ્રમાણે સ્તુતિ (૬ ; ૧૧. લુક ૨૪ ; ૩૦) કરતો નથી. તે તો ખોરાકનો દાતા છે, અને વળી તે તે પોતે પૂરો પાડે છે. સેવાધર્મ એ તેના જીવનનો ધર્મ હતો અને એ ધર્મ તે તેના ઉત્થાન પછી પણ પાળી રહેલ છે.

[14] મરી ગએલાંઓમાંથી પાછા ફર્યા પછી ઇસુએ પોતાના શિષ્યોને આ ત્રીજી વાર દર્શન દીધું.

જે ત્રીજી વારની અહીં વાત કરવામાં આવી છે તે શિષ્યોને તેમની મંડળીમાં દર્શન દેવાના સબંધમાં છે. જો દર્શન મરિયમને આપવામાં આવ્યું હતું તે ગણતાં આ ચોથી વારનું હતું, માટે અહીં શિષ્યમંડળીનીજ વાત કરવામાં આવી છે એમ લાગે છે.

પદ ૧૫-૧૯. પીતરને આદેશ અને તેના મૃત્યુ સંબંધી ભવિષ્ય.

[15] હવે તેઓએ નાસ્તો કર્યા પછી ઇસુ સીમોન પીતરને પૂછે છે કે, યોહાનના દીકરા સીમોન, શું તું મારા ઉપર એઓના કરતાં વધારે પ્રેમ રાખે છે? તે તેને કહે છે કે, હા, પ્રભુ, તું જાણે છે કે હું તારા પર હેત રાખું છું. તે તેને કહે છે કે, તું મારાં હલવાનોને પાળ.

**યોહાનના દીકરા સીમોન.** ઇસુ પોતે સીમોનને "પીતર" એ નામથી બોલાવતો નથી એ આ સુવાર્તામાં તેમજ બીજી સુવાર્તાઓમાં પણ જોવામાં આવે છે (જુઓ માત્થી ૧૬ ; ૧૭ : ૧૭ ; ૨૫. માર્ક ૧૪ ; ૩૭. લુક ૨૨ ; ૩૧). તેણે તેને "પીતર" નામથી બોલાવ્યો હોય એવો માત્ર એકજ દાખલો છે (લુક ૨૨ ; ૩૪). પાઊલ પ્રેરિત પણ તેને "કેફાસ" કહે છે.

**શું તું.........રાખે છે?** પીતર પોતે બીજા શિષ્યો કરતાં ઇસુને વધારે ચાહે છે એવો દાવો તેણે કર્યો હતો (જુઓ ૧૩ ; ૩૭. માત્થી ૨૬; ૩૩), અને એ કારણથી ઇસુ તેને આ પ્રમાણે કહે છે. ઉપરાંત તેનામાં એવા કેટલાક ગુણ હતા કે જેને લઇને તે ઇસુના ગયા પછી તેના શિષ્યોનું નેતૃત્વ લઇ શકે.

**પ્રેમ રાખે છે.** પ્રેરિતપદનો પાયો પ્રેમમાં છે, વિશ્વાસમાં નહિ; કારણ કે ખરા પ્રેમમાં વિશ્વાસ સમાઇ જાય છે (સરખાવો ૧ કોરીંથી. ૧૩ ; ૧૩).

**પ્રેમ.........હેત.** આ બે શબ્દ વચ્ચેનો ભેદ ધ્યાનમાં લેવા જેવો છે. પહેલો શબ્દ વધારે ઉંચો છે અને તેમાં "ભક્તિ"નો અર્થ રહેલો છે. પીતર જે શબ્દ વાપરે છે તે વધારે સહજ અને સાદો છે. પીતર સાદો શબ્દ વાપરે છે તેમજ પોતાના ઉત્તરમાં બીજાની સાથે પોતાની સરખામણી કરતો નથી એ બતાવે છે કે તેના છેલ્લા અનુભવ જેમાં તેણે ઇસુનો નકાર કર્યો હતો તેથી તે નમ્ર બન્યો છે.

**તું જાણે છે.** આ પણ પીતરની નમ્રતાજ સૂચવે છે. હવે તેને પોતાનાં શક્તિ કે જ્ઞાન પર ભરોસો રહ્યો નથી, અને તેનામાં હેત છે કે નહિ એ વિષે તે ઇસુનેજ પૂછે છે, અથવા ઇસુ જાણે છે એમ કહે છે.

**તું મારાં હલવાનોને પાળ.** પીતરમાં કેટલાક ઉંચા સ્વાભાવિક ગુણો હતાજ. એ ગુણોમાં ઇસુ ઉપરની તેની ભક્તિથી ઘણો વધારો થયો હતો અને આ વખતે તેમાં નમ્રતાનો પ્રવેશ થયો હતો. આ કારણથી તેની શક્તિ અદ્ભુત બની હતી અને એટલા માટેજ ઇસુ તેને આ મોટું કાર્ય સોંપે છે. માછીના કામ પરથી હવે તેને ઘેટાંપાળકનું કામ સોંપવામાં આવે છે. આ પદમાં જે કામ તેને સોંપવામાં આવે છે તે સાદું અને હલકું છે. ખ્રિસ્તના ટોળામાંનાં નાનાં ઘેટાં પોતે ચારો મેળવી શકે એમ નથી, અને તેઓને પોષણની જરૂર છે.

[16] તે ફરીથી બીજી વાર તેને પૂછે છે કે, યોહાનના દીકરા સીમોન, શું તું મારા પર પ્રેમ રાખે છે? તે તેને કહે છે કે, હા, પ્રભુ, તું જાણે છે કે હું તારા પર હેત રાખું છું. તે તેને કહે છે કે, મારાં ઘેટાંને સાચવ.

ઇસુ પોતાનો આદેશ ફરી વાર આપી તેને અધિક મહત્તાવાળો બનાવે છે. આ વખતે તે પીતરના પ્રેમની બીજાના પ્રેમ સાથે સરખામણી કરતો નથી. વળી આ વખતે તે તેને "સાચવ" એમ કહી ઘેટાંના સંબંધમાં કંઇક વિશેષ કરવાનું કહે છે. "પાળ" એ માટેના મૂળ શબ્દમાં "ખવડાવ" એવો અર્થ રહેલો છે, ત્યારે "સાચવ" એમાં સંભાળજે એવો કંઇક અર્થ રહેલો છે. ઉપલા પદમાં "હલવાન" છે અને આ પદમાં "ઘેટાં" છે, તે ધ્યાનમાં લેવાનું છે. ઘેટાં હલવાન કરતાં મોટાં હોય છે. હલવાનને તો ખવડાવવાની જરૂર પડે છે, પણ ઘેટાંને તો ચારવાને દોરી લઈ જવાં પડે. તેમજ ખ્રિસ્તી ટોળામાં પણ જે હજી નાના છે તેઓને ફક્ત આત્મિક ચારો ખવડાવવો પડે, પણ જે તેઓના કરતાં આત્મિક અનુભવમાં પ્રૌઢ છે તેઓને યોગ્ય માર્ગે દોરવા, તથા તેઓના ઉપર અધિકાર ચલાવવો, એ બધામાં વધારે હોશિયારીની તથા માયાળુપણાની જરૂર છે.

[17] તે ત્રીજી વાર તેને કહે છે કે, યોહાનના દીકરા સીમોન, શું તું મારા પર હેત રાખે છે? પીતર દિલગીર થયો, કારણ કે તેણે ત્રીજી વાર તેને પૂછ્યું હતું કે, શું તું મારા પર હેત રાખે છે? તેણે તેને કહ્યું કે, પ્રભુ, તું સઘળું જાણે છે: હું તારા પર હેત રાખું છું એ તું જાણે છે. ઈસુ તેને કહે છે કે, મારાં ઘેટાંને પાળ.

ઇસુ ફરી વાર પોતાનો આદેશ આપે છે. વળી કોઇ કોઇ ટીકાકાર એમ પણ કહે છે કે પીતરે ઇસુને ત્રણ વખત નકાર્યો હતો અને એ કારણથી તે તેની પાસે તેના પ્રેમની ખાતરી ત્રણ વખત માગે છે. વળી આ વખતે ઇસુ પીતરનોજ શબ્દ "હેત" વાપરે છે. પીતર આ વખતે પોતામાં જે કંઇ હોવાનો સ્વીકાર કરતો હોય તેટલાજ ઉપર ઇસુ ખ્રીસ્તી મંડળીની સ્થાપનારૂપી ઇમારત બાંધવાનું તેને ફરમાવે છે. તેને પહેલાં "પત્થર" અથવા "ખડક" રૂપી જે નામ આપવામાં આવ્યું હતું તે અત્યારે સફળ થાય છે.

**પીતર દિલગીર થયો.** ઇસુ તેને ફરીફરીને તેના હેતના સંબંધમાં પૂછે છે એ જાણીને તેને દિલગીરી થઇ હતી. ઇસુના પ્રશ્ન જેનું ક્ષેત્ર પ્રત્યેક વાર વધારે સંકોચિત થતું હતું તે શંકા બતાવતા હોય એવું સ્વાભાવિક રીતે પીતરને લાગેલું હતું અને તેથી તેને માઠું લાગે એમાં કંઇ નવાઇ નથી.

**મારાં ઘેટાંને પાળ.** નાનામોટા સર્વે ખ્રીસ્તીઓને પાલણની તો જરૂર છે. જેઓને દોરવણીની જરૂર છે તેઓને પણ પોષણની તો જરૂર છેજ. પાળકના કામમાં જે કંઇ અઘરૂં કાર્ય હોય છે તો તે આજ બાબત છે.

[18] હું તને ખચીત ખચીત કહું છું કે, જ્યારે તું જુવાન હતો ત્યારે પોતાની કમર બાંધીને જ્યાં તું ચહાતો હતો ત્યાં જતો; પણ જ્યારે તું ઘરડો થશે, ત્યારે તું તારા હાથ લાંબા કરશે, અને બીજો કોઈ તને બાંધીને જ્યાં તું જવા નહિ ચાહતો હોય ત્યાં તને લઈ જશે.

ઉપરનો આદેશ આપીને ઇસુ તેને તેનું ભવિષ્ય કહે છે. આ ભવિષ્ય જે અકાળ મૃત્યુ છે તે એ આદેશના પાલનનું પરિણામ છે. વળી પીતરે પોતે કહ્યું હતું કે હું ઇસુને માટે મરવા તૈયાર છું (જુઓ ૧૩ ; ૩૭). આ તેનોજ બોલ ખરો પડવાનો છે. પણ કદાચિત્ એ બોલ અને તેના ખરા પડવા વચ્ચે જે મોટો ફેર છે તે એ છે કે એ બોલ તે તેની પોતાની શક્તિના મિથ્યા ગુમાનમાં બોલ્યો હતો, અને તેનું ખરૂં પડવું એ તેના આત્માની બીજીજ સ્થિતિમાં થવાનું હતું. ઇસુ અહીં જે એ સ્થિતિની વાત કરે છે તે પણ એજ સૂચવતી હોય એમ લાગે છે. પીતર પોતાની નાની વયમાં અને લગભગ અત્યાર સુધી પોતાના ઉતાવળીઆ અને આપખુદીઆ સ્વભાવને લઇને ફાવે તેમ બોલતો અને કરતો. પણ હવે તેની એ સ્થિતિમાં ફેરફાર થવા લાગ્યો હતો અને તેમાં કાળ જતાં એટલો બધો મોટો

ફેરફાર થવાનો હતો કે તે દેવની ઇચ્છાને પૂર્ણપણે આધીન થઇ તેને માટે પોતાનો પ્રાણ આપશે એમ અહીં ઇસુ કહેવા માગે છે.

**તારા હાથ લાંબા કરશે.** બીજાની સહાયતા માગવા માટે, અથવા નિરાધાર અવસ્થામાં.

**તને બાંધીને.** કેદી તરીકે બાંધશે.

**જ્યાં તું......લઇ જશે.** તારો પ્રાણ લેશે.

પીતરનું મૃત્યુ વધસ્થંભ ઉપર થયું હતું એમ પહેલાના કાળથીજ માન્યતા ચાલી આવી છે, અને અહીં હાથ લાંબા કરવા, બાંધવું વગેરે તેના સંબંધમાં કહેવામાં આવ્યું હોય એ સંભવિત છે. અથવા એ બધું માત્ર ધર્માર્થે પોતાનો પ્રાણ દેવાના સંબંધમાં કહેવામાં આવ્યું હોય એ પણ અસંભવિત નથી.

[૧૯] હવે કયા પ્રકારના મોતથી તે દેવનો મહિમા પ્રગટ કરશે, એ સૂચવતાં તેણે એમ કહ્યું. એમ કહ્યા પછી તે તેને કહે છે કે, તું મારી પાછળ આવ.

**દેવનો મહિમા પ્રગટ કરશે.** ધર્માર્થે પોતાનો પ્રાણ આપવો એ દેવને મહિમાવાન કરવાનું કાર્ય છે, અને એવી રીતે પ્રાણ દેનાર પોતે પણ પોતાના આવા મૃત્યુથી મહિમાવાન થાય છે (૭; ૩૯: ૧૨; ૨૩).

**મારી પાછળ આવ.** આ વચનનો અર્થ શબ્દાર્થમાંજ લેવાનો હોય એમ લાગે છે, અને પીતરનું તદનુસાર કરેલું કાર્ય પણ એજ સૂચવે છે. તોપણ કેટલાક ટીકાકારો તેમાં આત્મિક અર્થ રહેલો છે એમ કહે છે. આ અર્થ ઇસુના જીવન તેમ તેના મૃત્યુમાં તેના અનુગામી થવાનો છે. ઇસુ ખ્રીસ્તના પુનરૂત્થાન પહેલાંના પૃથ્વી પરના જીવન દરમિયાન "તેની પાછળ ચાલવું" એમાં જુદો જુદો અર્થ રહેલો હતો; એટલે કે આપણા પહેલાંના ધંધાનો (માત્થી ૯; ૯), અને ફરજોનો (માત્થી ૮; ૨૨) ત્યાગ કરવો, મુશ્કેલ માર્ગમાં પણ ઇસુ ખ્રીસ્તનીજ સાથે રહેવું, અને નિંદા, શરમ અને જોખમમાં ભાગ લેવો (માત્થી ૧૦; ૩૮). પુનરૂત્થાન પછી જ્યારે ખ્રીસ્ત પોતાની પાછળ ચાલવાનું કહે છે, ત્યારે તેમાં ઉપલા અર્થ ઉપરાંત બીજા વિચારો પણ સમાય છે, એટલે કે તેની કાર્યનીતિને બારીકીથી જોવી, તેનાં કામોને માટે આત્મિક દૃષ્ટિ રાખવી, અને જરૂર પડયે, તેના નામની ખાતર પ્રાણ પણ આપવો.

૫૬ ૨૦-૨૩. આ સુવાર્તિકના પોતાના સંબંધમાં ઇસુએ કહેલું વચન.

[૨૦] ત્યારે જે શિષ્ય પર ઇસુ પ્રેમ રાખતો હતો, અને જેણે જમતી વેળાએ ઇસુની છાતી પર અઢેલીને પૂછ્યું હતું કે, પ્રભુ, જે

તને પરસ્વાધીન કરશે તે કોણ છે? તે [શિષ્ય]ને પાછળ આવતો પીતરે પાછા ફરીને જોયો.

ઇસુએ પીતરને પોતાની પાછળ આવવાનું કહ્યું એથી તે તેની પાછળ જાય છે એટલુંજ નહિ પણ યોહાન પણ તેમની બન્નેની પાછળ પાછળ ચાલે છે. યોહાનનું આ કાર્ય તેના પોતાના ઇસુ પરના પ્રેમ તેમજ ઇસુના તેના પરના પ્રેમને લીધે હતું. વળી પીતર અને યોહાન એ બે ઘણી વાતમાં જોડીયાજ હતા, તેથી યોહાનને આ વખત દૂર રહેવું યોગ્ય લાગ્યું નહિ. આ ઉપરાંત ઇસુ અને પીતર વચ્ચે ઉપરની વાતચિત ચાલતી હતી ત્યારે ઇસુએ યોહાનને કંઇ પણ આદેશ આપ્યો નહિ એથી પીતર, યોહાન વગેરે સહુને નવાઈ લાગીજ હશે. સહુ કોઇ જાણતા હતા કે ઇસુ તેના પર પ્રેમ રાખતો હતો અને તે ઇસુ પર પ્રેમ રાખતો હતો, અને તેમના પરસ્પર પ્રેમનું છેલ્લું પ્રમાણ તેમને તેમના છેલ્લા ભોજન વખતે, જ્યારે યોહાને ઇસુની છાતી ઉપર ઢળીને તેને પરસ્વાધીન કરનારના સંબંધમાં પૂછ્યું હતું ત્યારે સહુને મળ્યું હતું. એ શિષ્ય બીજા કોઇ પણ શિષ્યથી કોઈ પણ વાતે ઉતરે તેમ ન હતો, અને ઇસુ ગમે ત્યાં જાય ત્યારે તેની પાછળ જવાનો ખરો અધિકાર તો તેનેજ હતો. આ બધાં કારણથી યોહાન તેમની બન્નેની પાછળ પાછળ જાય છે, અને પીતર જે આવું કંઇક થવાની વાટજ જોતો હતો તે તેને જુએ છે અને ઇસુને નીચે આપેલો પ્રશ્ન કરે છે.

[૨૧]તેથી પીતર તેને જોઈને ઇસુને પૂછે છે કે, પ્રભુ, એ માણસનું શું થશે? [૨૨]ઇસુ તેને કહે છે કે, હું આવું ત્યાં સુધી તે રહે એવી મારી ઈચ્છા હોય તો તેમાં તારે શું? તું મારી પાછળ આવ.

ઇસુને જે પ્રશ્ન અહીં કરવામાં આવે છે તેનો તે નિશ્ચિત ઉત્તર આપતો નથી. તે માત્ર એમજ કહે છે કે તેને માટે જુદીજ સ્થિતિ અથવા આખરની અવસ્થા છે અને તેના સંબંધમાં જીજ્ઞાસા રાખવી એ વ્યર્થ છે. વળી ઇસુ અહીં એમ પણ કહેતો દેખાય છે કે મેં તેને મારી પાછળ આવવાનું કહ્યું નથી એનું કારણ એ છે કે તેને અહીં હું પાછો આવું ત્યાં સુધી રહેવાનું છે.

**હું આવું ત્યાં સુધી તે રહે.** અહીં જે આવવા વિષે કહેવામાં આવ્યું છે તે ઇસુના બીજા આગમનના સંબંધમાં છે એમ ટીકાકારો મોટે ભાગે માને છે. પણ આ આગમન છેલ્લી વખતનુંજ હતું એમ માનવાને કંઇ ખાસ કારણ નથી, અને આ સુવાર્તિક ૨૩ મા પદમાં જે કહે છે તે પણ એજ સૂચવે છે. યરૂશાલેમના વિનાશ વખતે ઇસુનું આગમન થયું હતું, અને પ્રત્યેક વિશ્વાસી માણસના મૃત્યુ વખતે તેનું આગમન થાય છે એવી માન્યતા ખ્રીસ્તી લોકોમાં હતી, અને આ વચનમાં એના સંબંધમાં કહેવામાં આવ્યું હોય એ સંભવિત છે. વળી બીજી રીતે જોતાં યોહાનનું કાર્ય વિશેષ અંશે આત્મિક હતું અને તેને લીધે તે હજુ પણ બીજા

પ્રેરિતો કરતાં અધિક અંશે જીવંત છે ( સરખાવો ૧૪; ૩. પ્રકટી. ૨ ; ૫, ૧૯: ૩ ; ૧૧: ૧૯ ; ૧૫ : ૨૨ ; ૭, ૧૨, ૨૦ ).

[૨૩] તેથી એ વાત ભાઈઓમાં ફેલાઈ ગઈ કે તે શિષ્ય મરવાનો નથી. પણ ઇસુએ તેને વિષે એમ નહોતું કહ્યું કે, તે મરશે નહિ ; પણ એમ [કહ્યું હતું] કે, હું આવું ત્યાં સુધી તે રહે એવી મારી ઇચ્છા હોય, તો તેમાં તારે શું ?

ઇસુના ઉપલા વચનનો અર્થ સ્વાભાવિક રીતે એવોજ લેવામાં આવ્યો કે યોહાન મરવાનો નથી. પણ જેમ બીજી ઘણી વાતમાં તેમ આમાં પણ કાળ જતાં ખ્રીસ્તી લોકોની માન્યતામાં ફેરફાર થવા લાગ્યો અને ઇસુનું ઉપલું વચન તેના આત્મિક અર્થમાં લેવામાં આવ્યું.

**ભાઇઓ.** સુવાર્તાઓમાં આ શબ્દ માત્ર અહીંજ જોવામાં આવે છે (સરખાવો ૨૦ ; ૧૭. લુક ૨૨ ; ૩૨ ). "પ્રેરિતોનાં કૃત્યો"ના પુસ્તકમાં આ શબ્દનો ઉપયોગ ઘણો જોવામાં આવે છે ( પ્રે. કૃ. ૯ : ૩૦, વગેરે ).

જે રીતે આ ભૂલભરેલી માન્યતા સુધારવામાં આવી છે તે બતાવે છે કે આ યોહાનની હેયાતીમાંજ લખાયું હતું. એ તેના મૃત્યુ પછી લખાયું હોત તો અહીં નિશ્ચિતપણે એમ કહેવામાં આવત કે તે મરી ગયો હતો અને તેથી ઇસુના કહેવાનો અર્થ એમ નહોતોજ.

પદ ૨૪, ૨૫. છેલ્લા બે બોલ.

આ બે પદનો લેખક કે તેના લેખકો કોણ છે એ એક પ્રશ્ન છે. ૧૯; ૩૫ની સાથે ૨૪મું પદ સરખાવતાં આપણને ચોક્કસ ખાતરી થાય છે કે એ બન્નેના લેખક જુદા જુદા છે. ઘણું કરીને ૨૪મા પદના લેખકો એફેસસની મંડળીના વડીલો છે. ૨૫મા પદમાં યોહાનના પોતાનાજ શબ્દો હોય એમ લાગે છે, અથવા તો વળી કોઇ ત્રીજાજ માણસના હોય એ પણ સંભવિત છે. ૨૪ અને ૨૫મા પદમાં આવેલા "અમે" અને "હું" એ ભેદને લઇને આ બે પદ પણ જુદે જુદે હાથે લખાએલાં હોય એમ માનવાને કારણ છે.

[૨૪] જે શિષ્યે આ વાતો સંબંધી સાક્ષી આપી છે અને આ વાતો લખી છે, તે એજ છે ; અને તેની સાક્ષી ખરી છે, એ અમે જાણીએ છીએ.

**આ વાતો.** આમાં આખી સુવાર્તાનો સમાવેશ થાય છે કે માત્ર ૨૧મા અધ્યાયનો થાય છે એ એક પ્રશ્ન છે ; પણ તે બન્ને અર્થમાં લઇ શકાય.

**અમે.** આ લોકો સાક્ષીના સાક્ષી બને છે અને તેમ કરી યોહાને આપેલા સાક્ષ્યની પૂરી ખાતરી આપે છે. તેમના આ કાર્યથી સાક્ષ્યની પૂર્ણતા થાય છે.

[25] ઈસુએ કરેલાં બીજાં કામો પણ ઘણાં છે, જો તેઓમાંનું દરેક લખવામાં આવે તો એટલાં બધાં પુસ્તકો થાય કે તેનો સમાવેશ આ જગતમાં થાય નહિ, એમ હું ધારૂં છું.

આટલું લખ્યા પછી પણ લેખકને ઘણું અધૂરાપણું લાગ્યુંજ હશે અને તેથી તે આ પ્રમાણે કહે છે. ઇસુનાં કાર્યો ઘણાં હતાં, તેમજ તેમને લીધે માણસોના મનમાં જે કંઇ ફેરફાર થયા હતા તે બધાનું વર્ણન કરતાં પાર ન આવે એમાં કંઇ નવાઇ નથી. જુદા જુદા સુવાર્તિકોએ અને ખાસ કરીને આ સુવાર્તિકે જે કંઇ લખ્યું છે તે ખાસ ચુંટણી કરીને લખ્યું છે, અને એમાં તેમણે જે મર્યાદા વાપરી છે તે યોગ્યજ છે, કારણ કે તેમનો ઉદ્દેશ ઇસુ ખ્રીસ્ત પર દેવના દીકરા તરીકે વિશ્વાસ ઉત્પન્ન કરવાનો છે અને તે આટલાથી પણ પૂર્ણ રીતે ફળીભૂત થાય છે. જે થોડું લખાયું છે તે ઇસુના જીવન અને કાર્યનો ભાગ્યેજ એક દશાંશ હશે. પણ એ દશાંશનો એક શતાંશ પણ જો ખ્રીસ્તી લોકો પાળે તો આ દુનિયા સ્વર્ગ જેવી થઇ જાય એમાં કશી શંકા નથી. તેઓ એ પાળે અને અનંતજીવન પામે એવી ઇશ્વર આગળ આ લેખકની અતિ નમ્ર પ્રાર્થના છે.

સમાપ્ત.